॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

# श्री पांडव यशेंदु चंद्रिका

( चारण महात्मा कविवर स्वरूपदासजी स्वामी कृत )

: मूल काव्य हिंदी : टीका गुजराती :



दोहा

पांडव यशेंदु चंद्रिका, महाभारत का सार ।
किय टीका 'शंकर कवि,' अपनी मति अनुसार ॥



संपादक : टीकाकार : प्रकाशक
शंकरदान जेठीभाई देथा
राजकवि—लींबडी

સાહિત્ય (કાવ્ય) કળા તથા વાર્ત્તાકળા
શિખનારા વિદ્યાર્થીઓ માટે

વિ૦ સં૦ ૨૦૨૦ સને ૧૯૬૪



પુસ્તક મળવાનું ઠેકાણું :—

(૧) રાજકવિ શંકરદાન જેઠીભાઈ દેથા
મુ૦ લીંબડી (સૌરાષ્ટ્ર)

(૨) માધવસિંહજી પ્રં૦ ગઢવી
મંત્રી, ચારણ પ્રગતિ મંડળ
વસ્તા દેવજીની પોળ, શાહપુર,
અમદાવાદ–૧.

: મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, અમદાવાદ.



उदारात्मा श्री अगरसिंहजी शिवसिंहजी राठोड़—अणींद्रा

दोहा

साराये सौराष्ट्र को, सज्जन को शिरमोड़ ।
भू भूषण क्षत्रिय भलो, अगरसिंह राठोड़ ॥
शंकर कवि सौमित्रि जिम, व्यथा ग्रसित विशेष ।
शिवनंदन तिहि समय भो, आंजनेय अगरेश ॥

—कवि शंकरदान जेठीभाई देथा, लींबड़ी

# अर्पण पत्रिका



क्षत्रियोचित दातृत्व, भलाई, औदार्य आदि सद्गुण
जिनके तन–मन–मंदिर में निवास कर रहे हैं
उन क्षात्राचार से विभूषित श्री अगरसिंहजी
शिवसिंहजी राठोड़ के उदार कर कमलों
में यह धार्मिक काव्य ग्रंथ मैं सप्रेम
समर्पण करता हूँ।

दोहा

अगरसिंह राठोड़ कों, पांडव यश शशि ग्रंथ।
कवि शंकर अर्पण करत, धन्य क्षत्रिवट पंथ॥
दोड़ावीने दान हय, आगे वधी विशेष।
तूं जीत्यो सरिखत सुयश, उग्रभागि अगरेश॥
ते घर ते कुळ गाम ते, धन्य धन्य ते देश।
ज्यां जन्मे दाता जबर, सुनामी अगरेश॥
पंखीने फळ पल्लवित, वहालूं वृक्ष विशेष।
गुणि कविजनने गरिबने, इम वहालो अगरेश॥
सुख अधिक संपति अधिक, अधिक नाम यश वेश।
तूं उपर ईश्वर तणी, अधिक कृपा अगरेश॥

गुणानुरागी
कवि शंकरदान जेठीभाई देथा

# अगर यश सौरभ

(१)

दोहा

मिले पण साणे नहीं, वसुपत्ति काव विशेष ।
वसू प्रमाणे वापरे, (तुं) उग्रभागि अगरेश ॥ १ ॥
रघुवंशी थूं राठवड़, सिरदारां शिरताज ।
सदभागी शिवराजसुत, लायक वींट्यो लाज ॥ २ ॥
छपवाई शंकर सुकवि, पांडव कीत प्रकाश ।
यामें फोटो आपरो, अगर नाम अविनाश ॥ ३ ॥

कविराज वाघदानजी आशिया
वड़दरा ( सिरोही )

(२)

दोहा

वित वितरण नित चित बढ़त, कृत परहित का काम ।
जामनगर में अगर जो, नगर नगर में नाम ॥ १ ॥
शंकर शतचंडी समय, निरखि थकित नरनाह ।
प्रसरी तुव दत की पृथी, अगर सुगंध अथाह ॥ २ ॥

कविराज हमीरदानजी लाखाजी मोतीसर
रतलाम

(३)

दोहा

आथ हाथसूं उलिचतां, लोभ न दाखे लेश ।
अवनीख्यात अणींदरे, आंटीलो अगरेश ॥ १ ॥
तें के सहस समापिने, मेड़तियाँ कुळ मोड़ ।
कविजणने अभरी किया, रंग अगर राठोड़ ॥ २ ॥

श्री खेतसिंहजी नारणजी मीसण
मोढेरा

# ભૂમિકા

વ્યાસમુનિ કૃત મહાભારત ગ્રંથને પાંચમો વેદ કહેવામાં આવે છે. **भारत : पंचमो वेद :** । મહાભારતરૂપી વિશાળ કથા સરોવરમાંથી વિવિધ કથાઓરૂપી અનેક નદીઓ નીકળી છે. જે બહુમૂલ્ય ઉપદેશરૂપી જળદ્વારા આર્યજાતિનાં અંતઃકરણરૂપી ક્ષેત્રોને લીલાંછમ રાખે છે, સંપૂર્ણ મહાભારત અથવા તેના એક એક અંશને લઈને સંસ્કૃત તથા હિંદી આદિ ભાષાઓમાં અનેક ગદ્ય પદ્ય ગ્રંથો રચાયા છે.

હિંદી ભાષામાં સંપૂર્ણ મહાભારત રૂપે લખાયેલા પ્રબંધ કાવ્ય ગ્રંથોમાં બંદીજન કવિ ગોકુળનાથ, ગોપીનાથ અને મણિદેવ રચિત 'મહાભારત દર્પણ', સબળસિંહ ચૌહાણ કૃત 'મહાભારત', છત્રસિંહ કાયસ્થ કૃત 'વિજય મુક્તાવલી' અને સ્વામી સ્વરૂપદાસજી કૃત 'પાંડવ યશેંદુ ચંદ્રિકા' ગ્રંથો ઘણા પ્રસિદ્ધ છે. મહાભારતના દ્રોણપર્વનો આધાર લઈ કવિ કુલપતિ મિશ્રે સં૦ ૧૭૩૩માં 'સંગ્રામસાર' અને કર્ણપર્વનો આધાર લઈ કવિવર ગણેશપુરીજીએ સં૦ ૧૯૪૮માં 'વીરવિનોદ' નામે કાવ્ય ગ્રંથો રચેલા છે.

મહાભારતમાં અનંત વિષયોનો સમાવેશ થયેલો છે, પરંતુ તેમાં યુદ્ધનું અધિક વર્ણન હોવાથી તેમાં વીરરસનું ઠેર ઠેર દર્શન થાય છે. એ વર્ણનો વાંચી કાયરના મનમાં પણ એક વાર વીરરસનો આવિર્ભાવ થઈ જાય છે. પાંડવ યશેંદુ ચંદ્રિકામાં પણ અન્ય રસોને મુકાબલે વીરરસનું પ્રાધાન્ય છે. સ્વરૂપદાસજીએ પોતાના પ્રબંધ ગ્રંથમાં પાંડવો સમાન આર્યજાતિના આદર્શ મહાપુરુષોને ચરિતનાયક તરીકે પસંદ કર્યા છે તે એ ગ્રંથની લોકપ્રિયતામાં કારણભૂત હોવા ઉપરાંત તેમાં પ્રતિનાયક કૌરવ પક્ષના ભીષ્મપિતામહ, દ્રોણ, કર્ણ, અશ્વત્થામા, જયદ્રથ આદિ મહાવીરોની વીરતાનું વર્ણન પણ તેમની યોગ્યતાને અનુરૂપ કર્યું છે તે એની વિશેષતા છે. પ્રતિનાયકનાં પ્રતાપ અને પરાક્રમની પ્રશંસા દ્વારા એનાથી લડનારા અથવા એને જીતનારા નાયકના પરાક્રમની વ્યંજના થઈ શકે છે. મહારાણા પ્રતાપ, મહારાણા રાજસિંહ,

મહારાજા છત્રસાલ બુંદેલા અને છત્રપતિ શિવાજી મહારાજના પરાક્રમની વિશેષતા અકબર અને ઔરંગઝેબ જેવા પ્રબળ બાદશાહો તેમના પ્રતિસ્પર્ધી હતા તેને લઈને છે. વીરરસનું વર્ણન કરવામાં ચારણ કવિઓ અજોડ ગણાયા છે. તેમનાં કથાનકોની એ વિશેષતા છે કે તેઓ પ્રતિનાયકને કાયર કલ્પતા નથી.

પાંડવ યશેંદુ ચંદ્રિકામાં ત્રણ હજાર શ્લોકમાં મહાભારત જેવા વિરાટ ગ્રંથની કથાનો સમાવેશ થયેલો હોવા છતાં કથાનિર્વાહમાં ક્યાંય શિથિલતા, સંક્ષિપ્તતા કે અતિ લંબાણ જોવા મળતાં નથી. ભાષા પ્રાયઃ પ્રવાહી છે, અને સર્વત્ર ભાવાનુકૂલ ચાલે છે. ઠેર ઠેર ઉપમા, ઉત્પ્રેક્ષા, રૂપક, પરિકરાંકુર, અક્રમાતિશયોક્તિ, પર્યાય, પરિવૃત્તિ, લોકોક્તિ, પર્યાયોક્તિ, પરિસંખ્યા, મુદ્રા, અત્યુક્તિ આદિ અલંકારોની છટા નજરે પડે છે. પરંતુ ચમત્કાર અને શબ્દ-કૌશલ બતાવવા માટે અલંકારોનો ઉપયોગ કર્યો નથી. સંવાદો સુંદર છે. સંબંધ-નિર્વાહ યથાયોગ્ય છે. કેશવદાસ કૃત રામચંદ્રિકાની જેમ ઘડી ઘડી છંદો બદલ્યા નથી. પ્રસંગ અનુરૂપ છંદની પસંદગી કરવામાં આવી છે. ક્યાંક ક્યાંક ભાષામાં અને પાઠમાં ગરબડ જોવા મળે છે, પરંતુ તે લિપિકારોને લીધે હોવાનું જણાય છે.

સ્વરૂપદાસજીના જીવનકાળ દરમિયાન સં૦ ૧૯૦૯ માં અન્ય પાંચ ગ્રંથોની સાથે પાંડવ યશેંદુ ચંદ્રિકા ઇંદોરમાં લીથો છાપખાનામાં છપાઈ હતી. ત્યાર બાદ સં૦ ૧૯૬૬ માં શ્રીધર શિવલાલાત્મજ કિશનલાલજીએ તેમના જ્ઞાનસાગર પ્રેસ, મુંબઈમાં લીથો છાપમાં તેને પ્રસિદ્ધ કરી હતી. તે દરમિયાન કવિ જીવાભાઈ ગજાભાઈ 'હંસરાજ' (વાળવોડ) અને કવિ ખેતદાનજી દોલાજી મીસણ (દેદળાઈ) એ સં૦ ૧૯૬૬ માં ગુજરાતી ટીકા સાથે પાંડવ યશેંદુ ચંદ્રિકા પ્રસિદ્ધ કરી હતી. તેની ટીકા ભાવાનુસારી છે, પરંતુ મુદ્રણદોષ બહુ છે.

સ્વામી સ્વરૂપદાસજીનો જન્મ મારૂ ચારણજાતિમાં મારા ગોત્ર દેથામાં થયો હતો અને એમનું જન્મનામ શંકરદાન હતું. તેમની આ પાંડવ યશેંદુ ચંદ્રિકાની રચના મને નાનપણથી બહુજ પ્રિય. આ ગ્રંથની કવિતા લગભગ મને કંઠસ્થ થયેલી. પાંડવ યશેંદુ ચંદ્રિકા ગુજરાતીમાં ટીકા સાથે પ્રસિદ્ધ કરવા મને ખૂબ ઉત્કંઠા થઈ. આ ગ્રંથની હસ્તલિખિત મૂળ પ્રત પ્રાપ્ત કરવા જ્યાં ત્યાં તપાસ કરતાં છેવટે સીતામઉ (માળવા)ના ચારણ કવિ પ્રતાપદાનજી ખડિયા પાસેથી સ્વરૂપદાસજીના સાનિધ્યમાં લખાયેલ હસ્તલિખિત પ્રત મને

પ્રાપ્ત થઈ[1] તે ઉપરથી મૂળ કાવ્ય હિંદીમાં અને ટીકા ગુજરાતીમાં એ રીતે પ્રેસ કૉપી તૈયાર કરવામાં આવી.

ઘણા વખતથી મારૂં શરીર અસ્વસ્થ હોવાના કારણે તેમ જ અન્ય મુશ્કેલીઓને લીધે આ સંસ્કરણ પ્રસિદ્ધ કરવામાં વિલંબ થયો છે. તેમ છતાં જીવનના સંધ્યાકાળે પણ "પાંડવ યશેંદુ ચંદ્રિકા"ને હું પ્રસિદ્ધ કરી શક્યો છું તે બદલ હું મને સદ્‌ભાગી સમજી પ્રભુનો આભાર માનું છું.

આવા ગ્રંથોનું હું પ્રકાશન કરી શકું છું તે શ્રીલીંબડીનરેશના આશ્રયનો પ્રતાપ છે.

અંતમાં આ સંસ્કરણની પ્રેસકૉપી તૈયાર કરવા અને ગુજરાતી ટીકા લખવામાં સહાયભૂત થવા માટે મારા સ્વ૦ ગુરૂબંધુ કવિ જયસિંહજી દયારામજી બ્રહ્મભટ્ટ (મહેસાણા) નો, પ્રેસકૉપીનું સંશોધન કરી મુદ્રણની જવાબદારી ઉપાડી લેવા બદલ મારા પરમ સ્નેહી શ્રીખેતસિંહજી નારણજી મીસણ (મોઢેરા) નો અને મુદ્રણની વ્યવસ્થા કરવા બદલ 'ચારણબંધુ'ના તંત્રી શ્રી માધવસિંહજી પ્ર. બારહડ (અમદાવાદ)નો આ પ્રસંગે હું આભાર માનું છું.

તા. ૨૦-૩-૬૪ } કવિ શંકરદાન જેઠીભાઈ દેથા.
લીંબડી (સૌરાષ્ટ્ર)

---

(૧) મને પ્રાપ્ત થયેલ અસલ ચોપડો સ્વરૂપદાસજીના સાનિધ્યમાં વિ૦ સં૦ ૧૯૧૧ માગસર સુદિ ૫ શનિવારને દિવસે લખાયેલો છે.

# કવિચરિત

ચારણ જાતિ નૈસર્ગિક કવયિત્રી છે. ચારણ કવિઓની પરંપરા વિક્રમની બારમી સદીથી લઈને આજ સુધી અખંડ ચાલી આવે છે. એ રચનાઓમાં અધિકાંશની ભાષા ડિંગળ (મરૂ) અવશ્ય છે, પરંતુ પિંગળ (વ્રજ) ભાષામાં પણ થોડી રચનાઓ નથી થઈ. ડિંગળ અને પિંગળ બંને ભાષામાં ઉચ્ચ કોટિનું ચારણ-સાહિત્ય મળે છે. વીરરસની રોમાંચક ભાષાની રચનાઓ માટે ચારણ-કાવ્ય પ્રસિદ્ધ જ છે, પરંતુ એમાં અન્ય રસોની કવિતાઓ પણ રચાઈ છે. મુક્તક અને પ્રબંધ બંને પ્રકારનાં કાવ્યો એમાં રચવામાં આવ્યાં છે. ચારણ જાતિના પિંગળ ભાષાના ઉદ્‌ભટ કવિઓમાં એક સ્વામી સ્વરૂપદાસજી પણ છે.

સ્વરૂપદાસજીનો જન્મ મારૂ ચારણોના દેથા ગોત્રમાં થયો હતો. તેમણે ૩૮ વર્ષની ઉંમરે વિ૦સં૦ ૧૮૯૬માં "હન્નયનાંજન" નામક ગ્રંથ રતલામમાં રચ્યો હતો.[૧] તે ઉપરથી તેમનો જન્મ વિક્રમી સંવત ૧૮૫૮ માં થયાનું જાણી શકાય છે. એમનું જન્મનામ શંકરદાન હતું. તેમના પિતાનું નામ મિશ્રીદાનજી અને કાકાનું નામ પરમાનંદજી હતું. એમના પૂર્વજોનું ગામ

---

(१) करो राज बलवँत कमध, रतनपुरी कुलरूप ।
तृतीय पदम परघत तनय, भड़ां-सिरोमणि भूप ॥
ताकि सभा सुचतुर तहाँ, उदयो ग्रंथ अनूप ।
आदि वंश चारण अवे, स्वामी रच्यो स्वरूप ॥
महिपति की पंचवीसमी, जन्मगांठि सक जान ।
उंमर दास स्वरूप की, अष्टत्रिंस उनमान ॥
राग[६] रतन[९] वसु[८] चंद्रमा,[१] सँवत विपर्जय रीत ।
माघ कृष्ण तृतिया भयो, पूरन ग्रंथ सुप्रीत ॥

—हन्नयनांजन, तृतीय सलाका, अंतभाग ।

ધાટ નામથી જાણીતા ઉમરકોટ (સિંધ) પરગણામાં રગરોડા હતું. એમના પિતા અને કાકા રગરોડામાં રહેતા હતા. એક વખત સરાઈ મુસલમાનોએ રગરોડા ગામ લૂંટયું અને તેમણે સ્વરૂપદાસજીના કાકા પરમાનંદજીને ઘણું કષ્ટ આપ્યું જેથી લાચાર થઈને મિશ્રીદાનજી અને પરમાનંદજી રગરોડાનો ત્યાગ કરી રાજસ્થાનમાં અજમેર પ્રાંતમાં જોધા (રાઠોડ) રાજપૂતોના પ્રસિદ્ધ ઠેકાણા બડલી ચાલ્યા ગયા. પરમાનંદજી નૈષ્ઠિક બ્રહ્મચારી, વિદ્વાન કવિ અને હરિભક્ત હતા. બડલીના ઠાકુર દુલ્હેસિંહજી (પ્રસિદ્ધ વીર લાલસિંહજીના પિતા) એ પરમાનંદજીનો સત્કાર કર્યો અને આગ્રહ કરીને બંને ભાઈઓને બડલીમાં વસાવ્યા. શંકરદાન (સ્વરૂપદાસજી) નો જન્મ બડલીમાં થયો.

એ વખતે જોધપુર મહારાજા માનસિંહજી (સં૦ ૧૮૬૦–૧૯૦૦ વિ૦) અપ્રતિમ દાની અને ચારણ જાતિના સ્વામીભક્તિ આદિ ગુણો પર મુગ્ધ હતા. જાલોરના ઘેરા વખતે એમની સહાયતા કરનાર ૧૭ ચારણોને, જોધપુરનું રાજ્ય મળ્યા પછી, એમણે ગામ ગરાસ આપી સંતુષ્ટ કર્યા હતા. કવિરાજા બાંકીદાસજી આશિયા (સં૦ ૧૮૨૮–૧૮૯૦ વિ૦) ને પણ લાખપસાવ આપી તેમની વિદ્વત્તા અને કવિત્વશક્તિની તેમણે કદર કરી હતી.

પરમાનંદજી સ્વયં કોઈના યાચક બનવાનું પસંદ કરતા નહોતા અને તેમના મોટાભાઈ મિશ્રીદાનજી વિદ્વાન નહોતા તેથી તેમણે વિચાર કર્યો કે મારો ભત્રીજો શંકરદાન જો વિદ્વાન અને કવિ થશે તો મહારાજા માનસિંહજીને અથવા અન્ય કોઈ રાજાને પ્રસન્ન કરીને અવશ્ય જાગીર મેળવશે.

આથી પરમાનંદજીએ સ્વયં શંકરદાનને વિદ્યાભ્યાસ કરાવ્યો અને સંસ્કૃતના પૂર્ણ વિદ્વાન બનાવ્યા. પરંતુ તેઓ હરિભક્ત હોવાથી હરિભક્તિનો અને સંસ્કૃતના પૂર્ણ જ્ઞાતા ઉપરાંત વેદાંતના પ્રખર જ્ઞાતા હોવાથી શંકરદાન ઉપર વેદાંતનો પ્રબળ પ્રભાવ જામી ગયો. પરિણામે વિદ્યાભ્યાસ પૂરો થતાં દેવળિયાના એક દાદૂપંથી સાધુના શિષ્ય બનીને શંકરદાને શિરમુંડન કરાવ્યું અને પોતાનું નામ સ્વરૂપદાસ રાખ્યું. પોતાની ધારણા નિષ્ફળ નીવડતાં પરમાનંદજીને ઘણું દુઃખ થયું અને તેમણે એક પત્ર શંકરદાનને લખ્યો તેમાં દોહો લખી મોકલ્યો કે :-

कीधो थों कुण कौल, कह पाछौ कासूं कियो ।
बेटा थारा बोल, सालै निसदिन शंकरा ॥

પરમાનંદજીએ પછી પણ તેમને મળી ખૂબ સમજાવ્યા પરંતુ તેમાં તેમને સફળતા મળી નહિ, કેમકે શંકરદાન ઉપર વૈરાગ્યનો ગાઢ રંગ ચડી ચૂક્યો હતો. પોતાના પ્રયત્નમાં નિષ્ફળતા મળતાં પરમાનંદજીનું દેહાવસાન થયું.

સાધુ થયા પછી સ્વરૂપદાસજી અધિકતર માળવામાં રહેતા હતા. કેટલોક વખત તેઓ અજમેર પ્રાંતમાં પણ રહ્યા હતા. રતલામના મહારાજા બળવંતસિંહજી (સં૦ ૧૮૮૨–૧૯૧૪ વિ૦) તેમને ગુરૂ માનતા હતા તેથી તેઓ રતલામ ઘણું રહેતા હતા. મહારાજા બળવંતસિંહજીએ તેમની સ્તુતિમાં કહેલો નીચેનો દોહો પ્રસિદ્ધ છે.

सदा हँगामी वचनसिध, भगतां नामी भूप ।
हूं भामी दादूहरा, स्वामी दास स्वरूप ॥

(જેઓ સદા આનંદી, વચનસિદ્ધ અને નામાંકિત ભક્તો (સંતો)માં પ્રધાન સ્થાન ધરાવે છે એવા દાદૂજીના વંશજ (દાદૂજીની શિષ્યપરંપરામાં ઊતરી આવેલા) સ્વામી સ્વરૂપદાસજીની હું બલિહારી જાઉં છું.)

રતલામ ઉપરાંત સીતામઉ, સૈલાના દરબારોમાં પણ સ્વરૂપદાસજીની ઘણી પ્રતિષ્ઠા હતી. સીતામઉ મહારાજકુમાર રતનસિંહજી 'નટનાગર' કવિ (સં૦ ૧૮૬૫–૧૯૨૦ વિ૦) એમને પોતાના ગુરૂ માનતા હતા. રતનસિંહજીની તેમના ઉપર બહુ ભારે ભક્તિ હતી. હિંદુ ધર્મશાસ્ત્ર અનુસાર ઈશ્વર અને ગુરૂનું પદ સમાન છે. એમના પ્રત્યે મહારાજકુમાર રતનસિંહજીની શ્રદ્ધાનો અંદાજ એ વાતથી કાઢી શકાય છે કે તેઓ એમને ઈશ્વરનો અવતાર માનતા હતા. રાજકાજ કરતી વખતે પણ તેઓ સ્વામીજીને બરાબર આસન આપતા અને એમની ચરણરજ મસ્તક પર ધારણ કરતા હતા. એ રાજકુમારના સંપૂર્ણ જીવન પર સ્વરૂપદાસજીનો ઘણો ભારે પ્રભાવ હતો. જ્યારે સ્વરૂપદાસજી સીતામઉની બહાર રહેતા ત્યારે એમની અને રતનસિંહજી વચ્ચે પત્રવ્યવહાર ચાલુ રહેતો હતો. અધિકાંશમાં એ પત્રવ્યવહાર પદ્યમય થતો હતો. 'નટનાગર વિનોદ' ગ્રંથમાં મહારાજકુમાર રતનસિંહજીએ પ્રારંભમાં ઈશ્વરની વંદના નહિ કરતાં સ્વરૂપદાસજીની જ વંદના કરી છે; કેમ કે તેઓ એમને ઈશ્વરનો અવતાર માનતા હતા. ગુરૂવંદનાના એ છપ્પયો પૈકી એક આ પ્રમાણે છે–

जय गुरु रूप दिनेस, जगत पाखंड विहंडन ।
जय गुरु रूप दिनेस, तिमिर अघ जुत्थ विखंडन ॥

जय गुरु श्रूप दिनेस, सुजस पंकज सुख मंडन ।
जय गुरु श्रूप दिनेस, दुष्ट मति बुद्धी दंडन ॥
जय जयति श्रूप अकरन हरन, करन करावन दास कहँ ।
जय जय दिनेस अज्ञानहर, ज्ञान करन अज्ञान जहँ ॥

સ્વરૂપદાસજીએ એક વખત મહારાજકુમાર રતનસિંહજીને લખ્યું કે- આપ ઈશ્વર સંબંધી વિશેષણોનો પ્રયોગ મારા માટે કેમ કરો છો? રાજકુમારે ઉત્તર આપ્યો કે ઈશ્વર અને ગુરૂમાં જ્યારે કોઈ ભેદભાવ નથી અને આપ મારા ગુરૂ છો ત્યારે હું આપના માટે એવા વિશેષણોનો પ્રયોગ કેમ ન કરૂં? આ વાંચી સ્વરૂપદાસજી નિરૂત્તર બની ગયા અને પોતાના પત્રમાં તેમને લખ્યું કે હું મારી હાર માની લઉં છું, તમારી જેવી ઈચ્છા હોય તેમ લખો.

રાજકુમાર રતનસિંહજી સ્વરૂપદાસજી સાથે પત્રવ્યવહાર કરતા તેમાં પોતાના માટે 'રતના' શબ્દનો ઉપયોગ કરતા હતા. આજે મહારાજકુમાર રતનસિંહજી કે સ્વામી સ્વરૂપદાસજી એમાંથી એકેય હયાત નથી, પરંતુ જ્યાં સુધી હિંદી સાહિત્ય-સંસારમાં મહારાજકુમાર રતનસિંહજીની કૃતિ 'નટનાગર વિનોદ'ની સત્તા છે ત્યાં સુધી ગુરૂ-શિષ્યના આ અનન્ય પ્રેમની વાત પણ અચળ છે. મહારાજકુમાર રતનસિંહજી અને સ્વામી સ્વરૂપદાસજીનો એ પત્ર-વ્યવહાર સીતામઉના રાજકીય પુસ્તકાલયમાં સુરક્ષિત છે.

તે સમયમાં વિશાળ 'વંશભાસ્કર' ગ્રંથના કર્તા મહાકવિ સૂર્યમલજી મીસણ (સં૦ ૧૮૭૨–૧૯૨૫ વિ૦)ની રાજસ્થાન, માળવા આદિ પ્રાંતોમાં વિશેષ પ્રતિષ્ઠા હતી અને તેઓ તે સમયના સર્વશ્રેષ્ઠ કવિ ગણાતા હતા. વંશભાસ્કરનું ગુરૂવંદના પ્રકરણ જોવાથી જાણવા મળે છે કે, મહાકવિ સૂર્યમલ્લજીએ સ્વામી સ્વરૂપદાસજી પાસે નાનપણમાં યોગશાસ્ત્ર, મમ્મટકૃત મહા-કઠિન કવિપદ્ધતિ, નાના નાના અદ્વૈત વેદાંતશાસ્ત્રના ગ્રંથો અને ન્યાય, તથા વૈશેષિક તત્ત્વયુક્ત ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો. સૂર્યમલ્લજી યાવજ્જીવન સ્વરૂપદાસજીને ઘણા પૂજ્ય ભાવથી જોતા રહ્યા હતા. સ્વરૂપદાસજી ઘણા ઉદારમના, વેદાંત તત્ત્વના માર્મિક જ્ઞાતા, વિદ્યાવિનીત અને સરળચિત્ત હતા. એ તત્ત્વદર્શી મહાત્માએ જોયું કે પોતાનો શિષ્ય સૂર્યમલ્લજી પોતાની અસા-ધારણ પ્રતિભાના બળવડે એમનાથી પણ આગળ વધી ગયો છે ત્યારે એમના હૃદયમાં પણ તેમના પ્રત્યે આદરભાવ ઉત્પન્ન થયો. વિ૦ સં૦ ૧૯૦૩ જ્યેષ્ઠ સુદિ ૫ ના રોજ સીતામઉથી લખેલા એક પત્રમાં તેમણે સૂર્યમલ્લજીની અસાધારણ યોગ્યતાનો સ્વીકાર કરતાં વિનમ્ર ભાવે લખ્યું હતું કે—

तुम ग्रंथन-वेत्ता तिते, हम श्रोता न जितेक ।
का तुम प्रति गिरवाण लिखि, वाढै मोर विवेक ॥
कहियो दास स्वरूप तें, वंदन दास स्वरूप ।
ज्ञान रूप वैराग्य-निधि, हो भूपन के भूप ॥

સ્વામી સ્વરૂપદાસજી નિર્ભીક સ્પષ્ટવક્તા હતા. મહાકવિ સૂર્યમલ્લજી મીસણે પોતાની અપ્રતિમ કૃતિ 'વંશભાસ્કર' પર તેમની સમ્મતિ માગી ત્યારે તેનો સહર્ષ આદર કરતાં વિ૦ સં૦ ૧૯૦૪ માં સીતામઉથી લખેલા પત્રમાં તેમણે લખ્યું હતું કે આપનો ગ્રંથ અતિ ઉત્તમ છે પરંતુ તે નરકાવ્યને બદલે ઈશ્વર સંબંધી કાવ્ય ગ્રંથ હોત તો તેનો આદર વધુ થાત.

સૂર્યમલ્લજી અને સ્વરૂપદાસજી વચ્ચે જે પત્રવ્યવહાર થયેલો છે તે પણ સીતામઉના રાજકીય પુસ્તકાલયમાં સુરક્ષિત છે.

સ્વરૂપદાસજીના એક શિષ્ય કવિ શિવરામ દાધીચ બ્રાહ્મણ હતા, જેઓ મહારાજકુમાર રતનસિંહજીની પાસે સીતામઉ અધિકતર રહેતા હતા. તેમણે વિ૦ સં૦ ૧૮૯૯માં 'તખતવિલાસ' નામે નાયિકાભેદનો એક લક્ષણ ગ્રંથ લખ્યો હતો, જેમાં આરંભમાં સ્વરૂપદાસજીની ગુરૂસ્તુતિ કરવામાં આવી છે.

રતલામ મહારાજા બળવંતસિંહજીના ઉત્તરાધિકારી મહારાજા ભૈરવસિંહજી (સં૦ ૧૯૧૪-૧૯૨૦ વિ૦) પણ સ્વરૂપદાસજીના શિષ્ય હતા અને તેમના પ્રત્યે ઘણો આદર ધરાવતા હતા.

વિ૦ સં૦ ૧૯૨૦માં એક જ રાતમાં સીતામઉ મહારાજકુમાર રતનસિંહજીનો અને રતલામ મહારાજા ભૈરવસિંહજીનો દેહાંત થયો. તે પ્રસંગે સ્વરૂપદાસજીએ પોતાની હૃદયવ્યથા વ્યક્ત કરતો નીચેનો સોરઠો કહ્યો હતો.

भैर रतन कुळ भूप, मिली दोनूं इक रात में ।
इळ सुख तज्या अनूप, कुण दुःख किण आगळ कहाँ ॥

મહારાજકુમાર રતનસિંહજીનો સ્વર્ગવાસ થયો ત્યારે સ્વરૂપદાસજી સીતામઉમાં નહોતા. કુમારના પિતા રાજા રાજસિંહજી (સં૦ ૧૮૫૯-૧૯૨૪ વિ૦) એ તેમને એ દુઃખદ ઘટનાના સમાચાર આપ્યા. સ્વામિજીએ જ્યારે એ સમાચાર સાંભળ્યા ત્યારે સહસા તેમના મુખમાંથી એ શબ્દો નીકળ્યા કે 'રતનાએ ઉતાવળ કરી, હું પણ સાથે જવા માટે તૈયાર હતો' કહે છે કે ત્યાર બાદ થોડાક દિવસોમાં સ્વરૂપદાસજીનો દેહાંત થયો.

સ્વરૂપદાસજી સંસ્કૃત, પિંગળ, ડિંગળ આદિ ભાષાઓના અચ્છા વિદ્વાન અને હિન્દુ ધર્મસિદ્ધાંતોના ભારે જ્ઞાતા હતા. એમણે હ્ન્નયનાંજન, વૃત્તિબોધ, પાંડવ યશેંદુ ચંદ્રિકા આદિ ૭ ગ્રંથો લખ્યાનું સાહિત્યજગતની જાણમાં હતું ગયે વર્ષે રતલામના સ્વ૦ સાહિત્યપ્રેમી લક્ષ્મણદાસજી સાધુના સંગ્રહમાંથી સ્વરૂપદાસજીના ૧૧ ગ્રંથોની ૩૬૧ પૃષ્ઠની એક હસ્તપ્રત (ચોપડો) મને કવિ હમીરદાનજી મોતીસર (રતલામ) મારફત મળી હતી, જેમાં (૧) વર્ણાર્થ મંજરી, (૨) પાખંડ ખંડન, (૩) મૂર્ખાંકૂશ, (૪) ચિજ્જડ બોધપત્રિકા, (૫) દૃષ્ટાંત દીપિકા, (૬) સૂક્ષ્મોપદેશ, (૭) તર્કપ્રબંધ, (૮) સાધારણોપદેશ, (૯) અવિવેક પદ્ધતિ, (૧૦) હ્ન્નયનાંજન અને (૧૧) વૃત્તિબોધ એટલા ગ્રંથો બહુ જ સારી હિંદી લિપિમાં લખેલા હતા. એ હસ્તપ્રત મને પ્રાપ્ત થઈ પણ હું વૃદ્ધાવસ્થાના કારણે નિર્બળ થતાં આ ગ્રંથોનું પ્રકાશન કરવા અશક્ત હતો. આવા ગ્રંથો યોગ્ય સ્થળે જાય તો પ્રકાશન પામે એ આશયથી રાજસ્થાન શોધ સંસ્થાના વડા ભાટી નારાયણસિંહજીને જોધપુર મોકલી આપ્યા. ઉપરના પ્રત્યેક ગ્રંથની રચના સાલ પ્રત્યેક ગ્રંથની અંતે દોહામાં લખેલી છે. આમ આજ સુધીમાં સ્વરૂપદાસજીના ૧૨ ગ્રંથો મળી શક્યા છે.

સ્વરૂપદાસજીના તમામ ગ્રંથોમાં 'પાંડવ યશેંદુ ચંદ્રિકા' એમનો સર્વશ્રેષ્ઠ ગ્રંથ છે. એમાં મહાભારતની કથાનો સારાંશ છે અને તે સોળ મયૂખો (અધ્યાયો)માં પૂરો થયેલો છે. ગ્રંથારંભમાં રસ, અલંકાર, છંદ આદિ કાવ્યાંગો પર સંક્ષેપમાં પ્રકાશ પાડવામાં આવ્યો છે. ભાષા પિંગળ છે. એની કવિતા બહુ જ સરળ અને પરિમાર્જિત છે અને હૃદયસ્પર્શી ભાવ-સૌષ્ઠવ તથા વિષયગત લાલિત્યનો એમાં સુંદર સંયોગ થયેલો છે. રાજસ્થાન, માળવા, ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્રના કવિસમાજની એ અત્યંત લોકપ્રિય રચના છે.

કવિ શંકરદાન જેઠીભાઈ દેથા
લીંબડી (સૌરાષ્ટ્ર)



# અનુક્રમણિકા







# श्री पांडव यशेंदु चंद्रिका

## चारण महात्मा कवि स्वरूपदासजी स्वामी कृत

## प्रथम मयूख

### मंगलाचर्न

अनुष्टुप् छंद

गुणालंकारिणौ वीरौ, धनुष्तोत्र विधारिणौ ।
भूभारहारिणौ वन्दे, नरनारायणो उभौ ॥ १ ॥

(ગ્રંથકર્તા ગ્રંથના સંપૂર્ણ કૌશલ્ય માટે પરમ દૈવતવાન ગ્રંથનાયકોનું મંગળાચરણ આદરે છે. )

ગુણવડે વિભૂષિત થયેલા, ધનુષ્ય ( અને ) ચાબુકને ધારણ કરવાવાળા તથા પૃથ્વીના ભારને હરનારા નર–નારાયણ એ બંને વીરોને હું વન્દન કરૂં છું.

दोहा

ध्यान–कीरतन–वंदना, त्रिविध मंगलाचर्न ।
प्रथम अनुष्टुप वीच सो, भये त्रिधा शुभ कर्न ॥ २ ॥

ધ્યાન, કીર્તન અને વંદના, એ ત્રણ પ્રકારનાં મંગળાચરણ છે. પ્રથમના અનુષ્ટુપ છંદમાં મંગળ કરનારાં તે ત્રણે પ્રકારનાં મંગળાચરણ થયાં છે.

યથા ત્રિવિધ પૃથક્કરણ :—

૧ ધનુ સ્તોત્ર ધારણ કરવા રૂપ સ્વરૂપ–વર્ણન વડે 'ધ્યાન'.
૨ પૃથ્વીનો ભાર હરવા રૂપ વીરત્વ–વર્ણન વડે ' કીર્તન '.
૩ વંદન કરવા રૂપ નમસ્કાર–વર્ણન વડે ' વન્દના '.

नमो अनँत ब्रह्मांड के, सुर भूपति के भूप ।
पांडव यशेंदु चंद्रिका, बरनत दास स्वरूप ॥ ३ ॥

ઇંદ્રાદિ અનંત બ્રહ્માંડોના ઈશ્વરને નમસ્કાર કરીને કવિ શ્રી સ્વરૂપદાસજી પાંડવ યશેંદુ ચંદ્રિકાનું વર્ણન કરે છે.

स्वामी के पीछे रहै, आदि होहि उच्चार ।
नर नारायण शब्द कौं, दास स्वरूप विचार ॥ ४ ॥

કવિ પોતાને ઉદ્દેશીને કહે છે કે, જે સ્વામીની પાછળ હોય છે અને જેનો આગળથી ઉચ્ચાર થાય છે એવા સેવક અને સ્વામીના સંબંધરૂપ "નર નારાયણ" શબ્દને વિચાર. જેમકે નર (અર્જુન) અનુગામી છે એનો અગ્ર ઉચ્ચાર થાય છે, જ્યારે નારાયણ (વિષ્ણુ) અગ્રગામી છે એ શબ્દનો પાછળથી ઉચ્ચાર થાય છે. અર્થાત્ પ્રભુ એવા ઉદાર છે કે સેવકને અગ્રપદ આપે છે. માટે સેવક થવું એ અત્યુત્તમ છે.

घनाक्षरी

गरल तैं भीम कौं त्यौं ज्वाल हू तैं पांच हू कौं,
द्रौपदी कौं सभा औ विराट वन तीन वार ।
किरिटी को अच्छर के श्राप तैं युधिष्ठिर को,
मारिवे कौं मरिवे पै उद्दै भये असीधार ।
दुरवासा श्रापिवे कौं आयो ताकौं आदि दैकै,
श्रुपदास केते कहै एक छंद में प्रकार ।
तेइ मेरे ग्रंथ आदि मंगल उदय करो,
एते ठां अमंगल कौं मंगल करनहार ॥ ५ ॥

ભીમસેનને (લાડુના) વિષથી, પાંચે પાંડવોને (લાક્ષાગૃહની) જ્વાળાથી, દ્રૌપદીને સભામાં (દુઃશાસને વસ્ત્ર ખેંચ્યાં તે વખતે), વનમાં (જયદ્રથ હરણ કરવા આવ્યો એ વખતે) અને વૈરાટ નગરમાં (કીચકની કુચાલ વખતે) એ રીતે ત્રણ વાર, અર્જુનને (ઉર્વશી) અપ્સરાના શ્રાપથી તથા યુધિષ્ઠિરને મારવાના સંકલ્પ વડે મરવાની અણી પર તૈયાર થતાં બચાવવા માટે તરવારની ધાર પર જેઓ પ્રગટ થયા હતા, અને દુર્વાસા ઋષિ શ્રાપ આપવા આવ્યા હતા, વિગેરે વિગેરે વિપત્તિઓમાં

જેઓએ વહાર કરી છે તેનું કવિ શ્રી સ્વરૂપદાસજી કહે છે કે હું એક છંદ (કવિત્ત)માં કેટલેક પ્રકારે વર્ણન કરૂ ? તેથી ઉપર્યુક્ત એટલાં સ્થળે અમંગળ સમયમાં મંગળ કરવાવાળા એ શ્રી હરિ મારા ગ્રંથ પ્રારંભમાં પ્રગટ થઈને મંગળને પ્રગટ કરો. (આમાં પર્યાયોક્તિ અલંકાર છે)

### कवि की आकांक्षा

पोढे परियंक पर केशव किरीटी जू की,
जंघा पर व्हैकै पाँव द्रौपदी की गोद में ।
त्यौं ही पद अर्जुन के सत्यभामा रुक्मनी के,
अंक वीच परे तीनों पलोटैं विनोद में ।
अन्तःपुर–चारिन सो देखत निमग्न भये,
राजसू में नैन मीन आनँद के होद में ।
ज्यों निरंतराइ दास स्वामी की स्वरूपदास,
त्यों हो प्यास मेरी चारौं पाय ध्यान मोद में ॥ ६ ॥

શ્રી કૃષ્ણચંદ્ર શય્યાપર પોઢેલા છે એ સ્થિતિમાં અર્જુનની જંઘાઓ પર થઈને તેમના ચરણ દ્રૌપદીના ખોળામાં પડયા છે. એ જ પ્રમાણે અર્જુનના ચરણો સત્યભામા અને રૂક્મિણીના ખોળામાં પડયા છે. એવા બનાવમાં એ ત્રણે જણાં આનંદ-પૂર્વક ચરણોને ચોંપે છે. એ વખતે અન્તઃપુરમાં દાસ દાસીઓ એ દેખાવ જોઈ ને જેમ રાજસૂય યજ્ઞમાં નેત્રરૂપી માછલાં આનંદરૂપી ધરામાં ગરક થયાં હતાં તેમ આનંદમાં ગરક થયાં. કવિ શ્રી સ્વરૂપદાસજી કહે છે કે જેમ એ સેવક–સ્વામીની અભિન્નતા છે તેમ તે બેઉના ચ્યારે ચરણોના ધ્યાનનો આનંદ મેળવવા મારી અભિન્ન આકાંક્ષા થાઓ.

### कवि की मान्यता

गुणी गुण अंशी अंश विकारी विकार भाव,
कारण औ कार्य जाति व्यक्ति हू बखाने है ।

सेवक औ सेव्य उपचार स्तुति सादृशता,
उपमा परायन ये तीन पद आने हैं ।
नौ विकल्पना को जीव ईश में अद्वैतवादी,
करैं हैं अभाव तत्ववेत्ता लोक जाने हैं ।
वासुदेव अर्जुन में घटै है रु घटै नाहिं,
ऐसो ज्ञान भक्ति लीये श्रूपदास जाने है ॥ ७ ॥

૧ ગુણવાન અને ગુણ, ૨ અંશી અને અંશ, ૩ વિકારી અને વિકાર ભાવ, ૪ કારણ અને કાર્ય, ૫ જાતિ અને વ્યક્તિ, ૬ સેવવાયોગ્ય અને સેવક, ૭ ઉપચાર, અર્ધ્યાદિ ભેટપૂજા, ૮ સ્તુતિ, અને ૯ સામ્ય. એ (ઉપર્યુક્ત કવિત્તનાં) ત્રણે પદ ઉપમાના આશ્રયે આણવામાં આવ્યાં છે. એમાં પ્રથમના છ દ્વંદ્વ પદાર્થ તથા તે પછીના ત્રણ અદ્વંદ્વ પદાર્થ મળી એકંદર જે નવની કલ્પના કરવામાં આવી છે. એનું અદ્વૈતવાદીઓ જીવ તથા ઇશ્વરમાં અભાવપણું કરે છે. તે તત્ત્વવેત્તાજનો જાણે છે. ઉપર્યુક્ત કલ્પના વાસુદેવ અને અર્જુનમાં ઘટે છે અને નથી ઘટતી, એવું જ્ઞાન ભક્તિ વડે કવિ સ્વરૂપદાસજી જાણે છે.

दंपति परिहास-मंगलाचरन

विष्णु कहै रमा तेरे पिता की त्रिया जो गंगा,
शिव ने छिनाय लीनी ताको वैर का लयो ? ।
रमा कहै जारत त्रिलोक जैसो दीनो विष,
आपतैं छिप्यो है का ? विख्यात विश्व में भयो ।
आपको जरायो पुत्र काम सो अनंग नाम,
ताको चिह्न हाथ लेकै पूजत नयो नयो ।
ऐसो परिहास कियो दम्पति स्वरूपदास,
मंगल की रासी ध्यान हृदै चित्र ह्वै गयो ॥ ८ ॥

વિષ્ણુ ભગવાન લક્ષ્મીજીને કહે છે કે હે લક્ષ્મી ! તમારા પિતાની સ્ત્રી ગંગા મહાદેવજીએ પડાવી લીધાં, તેનું તમારા પિતાએ (સમુદ્રે) શું વેર લીધું ? એ સાંભળી લક્ષ્મીજીએ કહ્યું કે

હે ભગવાન ! સ્વર્ગ, મૃત્યુ અને પાતાળને બાળી નાંખે એવું ઝેર મારા પિતાએ મહાદેવજીને આપ્યું એ વાત જગ જાહેર છે. શું આપ એ નથી જાણતા ? પરંતુ આપનો પુત્ર જે કામદેવ છે તેને મહાદેવજીએ બાળી નાખ્યો ત્યાર પછી તેનું અનંગ નામ રાખનારા એવા જે મહાદેવજી છે તેઓનું ચિહ્ન આપ હાથમાં લઈને નવું નવું પાર્થિવ પૂજન કરો છો. કવિ સ્વરૂપદાસજી કહે છે કે એ યુગલ સરકારે એવો આનંદ રૂપ પરિહાસ કર્યો, એ મંગળ સમૂહ દિવ્ય દંપતિનું ધ્યાન મારા હૃદયમાં ચિત્રરૂપ થઈ ગયું. (આમાં ઉત્તરાલંકાર છે.)

### दोहा

हरि हर सत तम गुणमयी, चहिये गौर रु श्याम।<br>
अन्योन्य के सुध्यान तैं, भये विलोम नमाम ॥ ९ ॥

વિષ્ણુ અને મહાદેવ સત્વગુણ અને તમોગુણવાળા દેવ છે. એટલે એઓનાં શરીર ગૌર વર્ણ તથા શ્યામ વર્ણવાળાં હોવાં જોઈએ, પરંતુ પરસ્પરના ધ્યાન વડે વર્ણનું વિપર્યય થયું છે. અર્થાત્ વિષ્ણુ શ્યામ છે અને મહાદેવ ગૌર છે એ બેઉને હું નમું છું.

### अर्जुन के बीस नाम

### कवित्त

धनंजय विजै स्वेतवाहन किरीटी जिष्णु,<br>
अर्जुन बिभत्सु सव्यसाची नाम गहिये ।<br>
फालगुन कृष्ण कृष्णसखा नर गुड़ाकेश,<br>
वासवी सँगीतवेत्ता विश्वजेता कहिये ।<br>
कौंतेय गांडीवधारी कपिध्वज अभैकारी,<br>
और कालखंजारी उचार किया चहिये ।<br>
क्षत्रि कौं जरूर और कोउकौं स्वरूपदास,<br>
वीस नाम जपे तैं त्रिवर्ग सद्य लहिये ॥ १० ॥

૧ ધનંજય = પૃથ્વીનું ધન જીતનાર
૨ વિજય = વિશેષે જેનો જય થાય છે તે
૩ શ્વેતવાહન = યુદ્ધમાં જેના ઘોડા ઉજ્વળ દેખાય છે તે
૪ કિરીટ = ઇન્દ્રનો આપેલો મુગટ ધારણ કરનાર
૫ જિષ્ણુ = ઇન્દ્રના અંશથી ઉત્પન થયેલ
૬ અર્જુન = ઉજ્વળ કર્મ કરનાર
૭ વિભત્સુ = યુદ્ધમાં સ્ફૂર્તિ રાખનાર
૮ સવ્યસાચી = યુદ્ધમાં જમણો તથા ડાબો હાથ સરખી રીતે ચલાવનાર
૯ ફાલ્ગુન = પૂર્વા ફાલ્ગુન તથા ઉત્તરા ફાલ્ગુન વચ્ચે જન્મેલો
૧૦ કૃષ્ણ = મનનું આકર્ષણ કરનાર ( જુઓ, વિરાટ પર્વ, કવિત્ત ૭૦ ની નોટ )
૧૧ કૃષ્ણસખા = કૃષ્ણ જેના મિત્ર છે તે
૧૨ નર = જેને છાતીનાં ચિહ્ન નથી તે
૧૩ ગુડાકેશ = નિદ્રાને જીતનાર
૧૪ વાસવી = ઇન્દ્રનો પુત્ર
૧૫ સંગીતવેત્તા = સંગીત વિદ્યાને જાણનાર
૧૬ વિશ્વજેતા = વિશ્વને જીતનાર
૧૭ કૌંતેય = કુંતીનો પુત્ર
૧૮ ગાંડીવધારી = ગાંડીવ નામનું ધનુષ્ય ધરનાર
૧૯ કપિધ્વજ = જેની ધ્વજામાં વાનરનું ચિહ્ન છે તે
૨૦ અભૈકારી અથવા કાળખંજારી=અભય કરનાર અથવા કાળખંજને મારનાર

એ વીસ નામ અર્જુનનાં બીજાઓએ અને ક્ષત્રિયોએ તો ખાસ કરીને જપવાથી કવિ સ્વરૂપદાસ કહે છે કે ત્રિવર્ગ ( ધર્મ અર્થ અને કામાદિક ) ની સત્વર પ્રાપ્તિ થાય છે.

## षोडश कला

### कवित्त

कीर्ति लज्जा शांति बुद्धि प्रज्ञा धृति आस्तिकता,
शमता रु दमता तैं तमता विनासी है ।
सुघराइ गिरा क्षमा वीरता उदारताइ,
विद्या उपकारताइ विश्व में बिकासी है ।
व्यास मुख प्राची दिशि सज्जन कुमुदवृंद,
श्रूपदास बुद्धि सो चकोरनी हुलासी है ।
भीमानुज नकुलाग्रज ता जश उदै भो इन्दु,
षोडस कला की ताकी चंद्रिका प्रकासी है ॥ ११ ॥

કીર્તિ ૧ લાજ ૨ શાંતિ ૩ બુદ્ધિ ૪ પ્રજ્ઞા ૫ ધૃતિ ૬ આસ્તિકતા ૭ શમતા (મનોનિગ્રહ) ૮ દમતા (ઇન્દ્રિયનિગ્રહ) ૯ એ વડે અજ્ઞાનતા નાશ પામે છે. સુઘડાઈ ૧૦ વાણી ૧૧ ક્ષમા ૧૨ શૌર્ય ૧૩ ઔદાર્ય ૧૪ વિદ્યા ૧૫ ઉપકારપણું ૧૬ વિશ્વમાં વિસ્તરિત છે. ઉદય સ્થાનરૂપ આદિ કવિ વ્યાસના મુખરૂપી પૂર્વ દિશા છે. સજ્જનો રૂપી પોયણી સમૂહ છે અને કવિ સ્વરૂપદાસની બુદ્ધિરૂપી ચકોરી હર્ષમાન થયેલી છે. કારણ કે ભીમસેનથી નાના અને નકુળથી મોટા એવા અર્જુનના ઉદય થયેલા યશ રૂપી ચંદ્રમાની ઉપર્યુક્ત કળાઓની ચાંદની પ્રકાશી રહી છે. (આમાં સાવયવ રૂપકાલંકાર છે.)

## मंगलाचर्न-किमर्थ

### कवित्त

आदि सभा अरन्य विराट औ उद्योगपर्व,
भीष्म अरु द्रोण कर्ण शल्य पर्व कहिये ।
सुषौप्तिक त्रिया शांति अनुशिष्या अश्वमेध,
व्यासाश्रम मूशल विचार करि गहिये ।
महापर्व लेकै स्वर्ग आरोहण आदि देकै,
अनुक्रम ही तैं पर्व अष्टादश लहिये ।

तिनको संक्षेप चहै वरन्यो स्वरूपदास,
किरीटी के सारथी सहाय नैंक रहिये ॥ १२ ॥

આદિપર્વ ૧ સભાપર્વ ૨ અરણ્યપર્વ ૩ વિરાટપર્વ ૪ ઉદ્યોગપર્વ ૫ ભીષ્મપર્વ ૬ દ્રોણપર્વ ૭ કર્ણપર્વ ૮ શલ્યપર્વ ૯ સુષૌપ્તિકપર્વ ૧૦ સ્ત્રીપર્વ ૧૧ શાન્તિપર્વ ૧૨ અનુશાસનપર્વ ૧૩ અશ્વમેધપર્વ ૧૪ વ્યાસાશ્રમપર્વ ૧૫ મૂશળપર્વ ૧૬ મહા-પ્રસ્થાનપર્વ ૧૭ સ્વર્ગારોહણપર્વ ૧૮ એ અનુક્રમ વડે અઢારપર્વ કવિ સ્વરૂપદાસ કહે છે કે હું ટૂંકા ટૂંકા વર્ણનથી વર્ણવવા ઇચ્છું છું. માટે હે અર્જુનના સારથી (શ્રીકૃષ્ણ)! આપ મારી મદદમાં રહેજો. (આમાં પરિકરાલંકાર છે.)

सवैया

पाँव छतै करि गौन हरी दिश फेर ए पाँव चलैं न चलैं ।
जीभ छतै गुनिये हरि को जश फेर ए जीभ हलै न हलै[1] ।
नैन छतै लखि रूप विराट को फेर ये नैन खिलैं न खिलैं ।
श्रौन छतै हरि कीरत कौं सुनि फेर ये श्रौन मिलैं न मिलैं ॥१३॥

શ્રી હરિએ મનુષ્ય દેહમાં અવયવો આપ્યા છે એનો સદુપયોગ કરવાના આશયથી કવિ કહે છે કે:—પગ છે ત્યાં સુધી શ્રી હરિ તરફ ચાલ. કેમકે ફરીથી એ પગ ચાલે કે ન પણ ચાલે. જીભ છે ત્યાં સુધી શ્રી હરિના ગુણ ગા, કેમકે ફરીથી એ જીભ હાલે કે ન પણ હાલે. નેત્ર છે ત્યાં સુધી શ્રી હરિનું વિરાટ સ્વરૂપ જો, કેમકે ફરીથી એ નેત્ર ઉઘડે કે ન પણ ઉઘડે. કાન છે ત્યાં સુધી શ્રીહરિકીર્તન સાંભળ, કેમકે ફરીથી એ કાન મળે કે, ન પણ મળે. (ઉપર્યુક્ત વર્ણનમાં વિકલ્પનાલંકાર છે.)

---

[1] "जीभ छतै कर गान हरी फिर दास स्वरूप हले न हले ॥" હસ્તલિખિત પ્રતમાં એ મૂળ પાઠ છે.

## किं प्रयोजनं

### दोहा

लाभ जीविका सुजश को, पुनि परमारथ सांच ।
विघ्नशान्ति परलोक की, सिद्धि प्रयोजन पांच ॥

ગ્રંથકર્ત્તા ગ્રંથ રચનાનાં પાંચ પ્રયોજન કહી બતાવે છેઃ—

જીવન નિર્વાહ ૧ સુયશ પ્રાપ્તિ ૨ સત્ય પરમાર્થ ૩ કુશળતા ૪ અને સ્વર્ગ સિદ્ધિ ૫ એ પાંચ પ્રયોજન લાભ રૂપ છે.

### वार्ता (वचनिका)

मेरे पांच हू है, मेरी जीविका, हरि हरिदासन का कीर्तन, ग्रंथ किये जश भी है. पढैंगे जिनको बुद्धि सुकर्म प्राप्ति. परमार्थ, ग्रंथ विषे विघ्न शान्ति, परलोक सिद्धि है ही.

કવિ કહે છે કે મારે લાભ રૂપ પાંચે પ્રયોજન છે. ૧ હરિનું અને હરિના દાસનું કીર્તન એ મારી જીવિકા. ૨ ગ્રંથ રચવાથી જશ પણ છે. ૩ ગ્રંથને જે ભણશે તેને સુબુદ્ધિ અને સદ્કર્મોની પ્રાપ્તિ થશે એ પરમાર્થ છે. ૪ ગ્રંથમાં કૌશલ્ય અને ૫ સ્વર્ગ સિદ્ધિ તો છે જ.

श्री हरि को हरिदासन को मिश्रित यश, साक लौन, सरकंज, निशा चंद्र न्यायेन ॥

શાક ભાજીમાં મીઠું મશાલો, તળાવમાં કમળ, અને રાત્રિમાં ચંદ્રોદય એ ન્યાયે આ ગ્રંથમાં શ્રી હરિનો અને શ્રી હરિના સેવકનો સંમિલિત સુયશ છે.

## अष्टादसपर्व—सूचीपत्र,

### आदिपर्व—सूची

### कवित्त

जन्मेजय सर्प सत्र ययाती भरत जन्म,
अंश अवतर्न शस्त्र शिक्षा अनुमानिये ।
लाखागृह बद्ध त्यों हिडंब औ वकासुर को,
द्रौपदी स्वयंवर औ राधा वेध जानिये

राज्य अर्ध लाभ वनोवास वर्ष द्वादश को,
अर्जुन कौं सुभद्रादि त्रिया लाभ गानिये ।
खांडु दाह कम्बु अखैतून धनु सभा लाभ,
आदिपर्व सूचीपत्र नीके कै पिछानिये ॥ १५ ॥

જન્મેજય રાજાનો સર્પયજ્ઞ, યયાતિ રાજા અને ભરતનો જન્મ, દાનવ અને દેવ અંશો વડે કૌરવો તથા પાંડવોની ઉત્પત્તિ, તેઓનું શસ્ત્રવિદ્યાનું શિક્ષણ, લાક્ષાગૃહ વર્ણન, હિડંબાસુર અને બકાસુરનો વધ, દ્રૌપદી સ્વયંવર, મચ્છવેધ, અર્દ્ધ રાજ્યપ્રાપ્તિ, અર્જુનનો બાર વર્ષ વનવાસ, અર્જુનને સુભદ્રા વિગેરે સ્ત્રીઓનો લાભ થવો, ખાંડવ વનને બાળવું, દેવદત્ત શંખ, અક્ષય ભાથો, ગાંડીવ ધનુષ્ય અને મયદાનવકૃત સભાનો લાભ એ આદિ પર્વની અનુક્રમણિકા (વિષય સૂચના) સારી રીતે જાણી લો.

## अध्याय-श्लोक-संख्या

### दोहा

मुनी अयन द्रग वाम गति, अंक लिखहु अध्याय ॥
वेद वसू ग्रह फिर वसू, श्लोकअनुष्टुप न्याय ॥ १६ ॥

મુનિની સંખ્યા ૭ છે, અયનની સંખ્યા ૨ છે, નેત્રની સંખ્યા ૨ છે, એ સંખ્યાના અંકોને[1] ઊલટી રીતે ગણવાથી આદિપર્વના અધ્યાય ૨૨૭ બસો સત્યાવીસ થાય છે, વેદની સંખ્યા ૪ છે, વસુની સંખ્યા ૮ છે, ગ્રહની સંખ્યા ૯ છે, પુનઃ વસુની સંખ્યા ૮ છે. તેને પણ ઉપર પ્રમાણે ગણવાથી એકંદર અનુષ્ટુપ શ્લોકની સંખ્યા ૮૯૮૪ આઠ હજાર નવસો ચોરાસી આદિપર્વમાં છે.

---

[1] એકમના સ્થળ કરતાં વધારે સ્થળની સંખ્યાને સમજવાની રીત એ છે કે જે અંકો સંજ્ઞાથી કવિતામાં કહ્યા હોય તે ડાબી તરફથી ઊલટા ગણવા, જેમકે :- "મુનિ ૭ ભૂમિ ૧" એમ હોય તો ૧૭ થાય (દલપત પિંગળ).

## सभापर्व-सूची

### कवित

नारद ने देवन की सभा बहुधासी कही,
पांडु को संदेश पुनि राजसूय करिबो ।
चारौं दिगविजै चारौं भ्रातन तैं मागध को,
भीम तैं विनाश शिशुपाल हू को मरिबो ।
सभा बीच ह्वैबो अपमान त्यों सुयोधन को,
मत्सरता लिये - पितु - मातुल तें लरिबो ।
रच्यो द्यूत खेंच्यो चीर स्वसुर ने दीनो बर,
फेर द्यूत तेरा अब्द बन में विचरिबो ।। १७ ।।

પાંડવો પાસે આવીને નારદે દેવસભાનું વિવિધ પ્રકારે વર્ણન કરવું, પાંડુરાજાનો સંદેશો અને રાજસૂય યજ્ઞ કરવો. ચારે ભાઈઓની ચારે દિશામાં જીત, ભીમસેનથી મગધદેશના રાજા જરાસંધનો નાશ તથા શ્રીકૃષ્ણે શિશુપાળને મારવો, દુર્યોધનનું પાંડવોની સભામાં અપમાન અને અભિમાન વડે પિતાથી તથા મામાથી કલેશ કરવો, યુધિષ્ઠિરથી જુગટું રમવું, દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચવાં, દ્રૌપદીનું ધૃતરાષ્ટ્રથી વરદાન પામવું, ધર્મરાજાનું ફરીથી જુગાર રમવું અને તેર વર્ષ સુધી વનમાં ફરવું.

### अध्याय-श्लोक-संख्या

### दोहा

वसू मुनी अध्याय हैं, सभापर्व में जान ।
चंद्र मही सर अयन लखि, श्लोक प्रमानहि मान ।। १८ ।।

વસુ એટલે ૮ અને મુનિ એટલે ૭ ને ઉલટાવતાં સભાપર્વમાં ૭૮ ઇઠ્ઠોતેર અધ્યાય છે. ચંદ્ર ૧ પૃથ્વી ૧ શર (કામદેવનાં બાણ) ૫ અયન (ઉત્તરાયન તથા દક્ષિણાયન) ૨, એ સંખ્યાને પણ ઉપર મુજબ ઉલટાવતાં ૨૫૧૧ બેહજાર પાંચસો અગિયાર શ્લોક છે.

## वनपर्व–सूची

### कवित

भास्कर तैं अखैपात्र प्रापत प्रथम भयो,
कृष्ण को मिलाप इतिहास नृप नल को ।
जिष्णु तप अस्त्रलाभ कपट निषाद जुद्ध,
नाक गौन रंभा[1] श्राप नाश दैत्य दल को ।
घोष यात्रा बंधु मोक्ष द्रौपदी–हरन तामें,
जन्मभ्रष्ट ह्वैगो दुष्ट जैद्रथ विकल को ।
रामकथा तीर्थाटन कर्न–जन्म अरनी तैं,
चार बंधु मृत्यु यक्ष जोग पान जल को ॥ १९ ॥

સૂર્ય વડે પ્રથમ અક્ષયપાત્રની પ્રાપ્તિ થવી, શ્રીકૃષ્ણનો મેળાપ, નળ રાજાનો ઇતિહાસ, અર્જુનનું તપ, અસ્ત્રોની પ્રાપ્તિ, કપટ રૂપ ભીલથી યુદ્ધ કરવું, સ્વર્ગમાં જવું, ઉર્વશી અપ્સરાથી શ્રાપની પ્રાપ્તિ, સમુદ્ર પાર વસનારા દૈત્યદળનો નાશ, દુર્યોધનની ઘોષયાત્રા (ગાયો તથા વાછરડાંના સ્થાન પર જવું), તેને ગાંધર્વથી છૂટો કરવો, દ્રૌપદીના હરણમાં દુષ્ટ જયદ્રથનું વ્યાકુળ થઈને જન્મભ્રષ્ટ થવું, શ્રી.રામકથાનો પ્રસંગ, તીર્થાટન વિષે, કર્ણના જન્મની કથા, બ્રાહ્મણના યજ્ઞની અરણી લેવા જતાં જળપાન કરવા અગાઉ ચારે ભાઈઓનું મૃત્યુ, પછી યુધિષ્ઠિરને યક્ષનો મેળાપ થતાં ભાઈઓ જીવિત થયા.

## अध्याय–श्लोक–संख्या

### दोहा

रत्न ऊर्मि द्रग वन परव, कहे व्यास अध्याय ।
वेद राग रितु विधु मही, संख्या श्लोक जताय ॥ २० ॥

રત્ન ૯ ઊર્મિ ૬ દ્રગ ૨, આ આંકડા ઉલટાવતાં ૨૬૯ બસો અગનોતેર અધ્યાય વ્યાસ મુનિએ વનપર્વમાં કહ્યા છે. વેદ

[1] રંભા પુરુરવા રાજાના ઉરમાં વસી તેથી તેનું બીજું નામ ઉર્વશી છે.

૪ રાગ ૬ ઋતુ ૬ વિધુ (ચંદ્રમા) ૧ પૃથ્વી ૧ આ અંકોને ઉપર મુજબ ઉલટાવતાં ૧૧૬૬૪ અગિયાર હજાર છસો ચોસઠ શ્લોકોની સંખ્યા બતાવી છે.

## विराटपर्व-सूची

### कवित

कंकभट वल्लवजू बृहन्नटा ग्रंथिकार,
तंत्रीपाल सैरंध्री व्है आकृति छिपायबो ।
द्विज के महोत्सव में हतन जिमूत मल्ल,
द्रौपदी के काज वंश कीचक खपायबो ।
दक्षिण गो ग्रहण अर्ध मुंडन सुशर्मा को,
दूजै गो ग्रहण कुरु सैन्य मुरछायबो ।
पासे को प्रहार भूप मच्छ तैं युधिष्टिर कौं,
उत्तर तैं सौभद्रेय व्याह कौं रचायबो ॥ २१ ॥

કંકભટ, વલ્લવ, બૃહન્નટા, ગ્રંથિકાર, તંત્રીપાળ અને સૈરંધ્રી એ રીતે પાંચ પાંડવ અને છઠ્ઠી દ્રૌપદી એઓએ અનુક્રમે કૃત્રિમ નામધારી થઈ શરીરનો આકાર છુપાવવો, બ્રાહ્મણને ત્યાં મહોત્સવમાં જીમૂત મલ્લને મારવો, દ્રૌપદીના રક્ષણ માટે કીચકના વંશને ખપાવવો, દક્ષિણ દિશાએ ગાયોનું ગ્રહણ, સુશર્માનું અર્ધમુંડન, બીજે દિવસે ફરીથી ગોગ્રહણ, કૌરવોની સેનાનું મૂર્ચ્છિત થવું, મચ્છરાજાથી યુધિષ્ટરને પાસાનો પ્રહાર થવો અને ઉત્તરાકુમારીથી અભિમન્યુનો વિવાહ કરવો.

## अध्याय-श्लोक-संख्या

### दोहा

वार राग वैराट में, कहे अध्याय वखानि ।
व्योमाम्बर शर कर सहित, श्लोक समूह पिछानि ॥ २२ ॥

વાર ૭ રાગ ૬ આ અંકોને ઉલટાવતાં ૬૭ સડસઠ અધ્યાય વિરાટપર્વમાં વર્ણવ્યા છે. વ્યોમ (આકાશ) ૦ અંબર (આકાશ)

૦ શર ૫ હાથ ૨ આ અંકોને ઉપર મુજબ ઉલટાવતાં શ્લોક સંખ્યા ૨૫૦૦ બે હજાર પાંચસો જાણી લો.

## उद्योगपर्व-सूची

### कवित्त

आदि मंत्र नागपुर गौन भौ पुरोहित को,
दूजे गौन संजय को नीति है विदुर की ।
तीजे भो श्रीकृष्ण-गौन मुनि इतिहास कथा,
धारन विराट रूप देखी सभा धरकी ।
दश हू दिशा के भूप आगम निमंत्रन तें,
सात ग्यारा क्षोहणी मिली है घर घर की ।
आगम उलूक दोनों सैन्या गौन कुरुक्षेत्र,
रथी संख्या अंबा-कथा नारी भयो नर की ॥ २३ ॥

પ્રથમ વિચાર પ્રમાણે પુરોહિતનું હસ્તિનાપુર જવું, પછી સંજયનું પાંડવો પાસે જઈ આવવું, અને વિદુરનીતિનું વર્ણન, ત્યાર પછી શ્રી કૃષ્ણ ભગવાનનું હસ્તિનાપુર સિધાવવું, (ભગવાન પરશુરામ, કણ્વ, નારદ, વ્યાસ વિગેરે) મુનિઓએ વર્ણવેલ ઇતિહાસનું વર્ણન, શ્રી કૃષ્ણે વિરાટ સ્વરૂપ ધરવું, તે જોઈને દુર્યોધનની સભાનું ધડકવું, આમંત્રણથી દશે દિશાઓના રાજાઓનું આવવું, સાત અને અગિયાર અક્ષૌહિણી ઘરઘરની સેનાનું મળવું, ઉલૂક (શકુનીપુત્ર) નું પાંડવોની છાવણીમાં દૂત થઈને આવવું. બંને સેનાનું કુરુક્ષેત્રમાં જવું, રથી વિગેરેની સંખ્યાનું વર્ણન, સ્ત્રીની કાયા મટીને પુરૂષ થયો તે અંબાની કથા, એટલું ઉદ્યોગપર્વનું સૂચીપત્ર છે.

## अध्याय-श्लोक-संख्या

### दोहा

राग सिद्धि अरु चंद्रमा, पर्व अध्याय उद्योग ।
वसू रत्न उर्मी रितू, श्लोकन को सहजोग ॥ २४ ॥

રાગ ૬ સિદ્ધિ ૮ ચંદ્રમા ૧ આ અંકોને ઉલટાવતાં ૧૮૬ એક સો છયાશી અધ્યાય ઉદ્યોગ પર્વમાં છે. અને વસુ ૮ રત્ન ૯ ઊર્મિ ૬ ઋતુ ૬ એ અંકોને ઉપર પ્રમાણે ઉલટાવીને ગણવાથી ૬૬૯૮ છ હજાર છસો અઠ્ઠાણું શ્લોકોનો યોગ છે.

## भीष्मपर्व–सूची

### कवित्त

खंड निरमान उतपात को प्रमान हानि,
भीष्म–अभिसेचन प्रणेता सैन्य सारी को ।
अर्जुन–विषाद गीता अष्टादशाध्याय जानि,
तीन बरदान धर्मपुत्र धर्मचारी कौं ।
इरावान उत्तर औ शंख द्वै विराटपुत्र,
सतरा सुयोधन के बंधु अपकारी को ।
भयो परलोक बाणसज्जा गंगापुत्र पोढे,
बाण–गंगा दीनो जस अखै तूणधारी कौं ॥ २५ ॥

ખંડોનું વર્ણન, ઉત્પાત તથા હાનિનું પ્રમાણ, ભીષ્મનો સેનાભિષેક, સર્વ સૈન્યનું પ્રમાણ જોઈ અર્જુનને ખેદ થવો, શ્રી કૃષ્ણે વર્ણવેલી અઢાર અધ્યાયવાળી ગીતા, ધર્મમાં વિચરનાર ધર્મપુત્ર (યુધિષ્ઠિર) ને ત્રણ વરદાનની પ્રાપ્તિ, અર્જુનના પુત્ર ઈરાવાન, વિરાટ રાજાના બે પુત્ર ઉત્તરકુમાર અને શંખ તથા કૃતઘ્ની દુર્યોધનના સત્તર ભાઈઓનું પરલોક વિષે જવું, ભીષ્મ પિતામહનું બાણ શય્યા પર પોઢવું, અક્ષય ભાથાને ધરનાર અર્જુનને બાણગંગા ઉત્પન્ન કરવાથી ભીષ્મ પિતામહે સુયશ આપવો, એટલું ભીષ્મપર્વનું સૂચીપત્ર છે.

## अध्याय–श्लोक–संख्या

### दोहा

बार इन्दु गनपति रदन, भीष्मपर्व अध्याय ।
वेद सिद्धि वसु बान लौं, श्लोकहि दिये जताय ॥ २६ ॥

વાર ૭ ઈન્દુ (ચંદ્રમા) ૧ ગણપતિનો દાંત ૧ આ અંકોને ઊલટા ગોઠવતાં ૧૧૭ એકસો સત્તર ભીષ્મપર્વના અધ્યાય છે; અને વેદ ૪ સિદ્ધિ ૮ વસુ ૮ બાણ ૫ આ અંકોને પણ ઉપર મુજબ ઊલટા ગોઠવવાથી ૫૮૮૪ પાંચહજાર આઠસો ચોરાસી શ્લોક જણાવી દીધા છે.

## द्रोणपर्व–सूची

### कवित्त

द्रोन की प्रतिज्ञा जुद्ध संसप्तक अर्जुन को,
चक्रव्यूह्–वेध वध सुभद्रा के नंद को ।
नर की प्रतिज्ञा जुद्ध विना रथ वध भयो,
भूरिश्रवा जैद्रथ औं विंद अनुविंद को ।
रात्रि युद्ध वासवी अमोघ शक्ति ही तें भयो,
पात हेडंवेय गन शत्रु निहकंद को ।
पैंतालिस भ्राता दुर्योधन के द्रौण पात,
द्रौणी अस्त्र नारायन प्रेर्यो पुंज फंद को ॥ २७ ॥

દ્રોણાચાર્યની પ્રતિજ્ઞા, સંસપ્તકોનું અને અર્જુનનું યુદ્ધ, અભિમન્યુએ ચક્રવ્યૂહ ભેદવો, અભિમન્યુનો વધ, અર્જુનની પ્રતિજ્ઞા, રથ વિના યુદ્ધ કરવું, ભૂરિશ્રવા જયદ્રથ વિંદ અને અનુવિંદનો વધ, રાત્રિમાં યુદ્ધ, ઈન્દ્રે આપેલી અમોઘ શક્તિથી દુશ્મનોના સમૂહને નિકંદન કરનાર ઘટોત્કચનો નાશ, દુર્યોધનના પીસતાળીશ ભાઈઓનો નાશ, દ્રોણાચાર્યનો નાશ, ફંદના સમૂહવાળું અશ્વત્થામાએ નારાયણાસ્ત્રનું પ્રેરવું, એટલું દ્રોણપર્વનું સૂચીપત્ર છે.

## अध्याय–श्लोक–संख्या

### दोहा

व्योम द्वीप अरु चंद्रमा, द्रोणपर्व अध्याय ।
ग्रह अंवर निधि सिद्धि जुत, गिनती श्लोक गिनाइ ॥ २८ ॥

વ્યોમ ૦ દ્વીપ ૭ ચંદ્રમા ૧ આ અંકોને ઉલટાવતાં ૧૭૦

એક સો સીત્તેર અધ્યાય દ્રોણપર્વના છે. અને ગ્રહ ૯ અંબર ૦ નિધિ ૯ સિદ્ધિ ૮ એ અંકોને ઉલટાવતાં ૮૯૦૯ આઠ હજાર નવસો નવની શ્લોક સંખ્યા ગણી છે.

## कर्णपर्व–सूची

### कवित्त

कर्न-अभिषेच्चन औ–द्वंद्व युद्ध एक द्यौष,
रात्रि समै मंत्र सल्य सारथी बिचार्यो है ।
दूजै दिन सारथी महारथी विवाद तामें,
मरूदेश सेनानी को माजनो बिगार्यो है ।
ऐंच्यो चीर तेई भुज ऐंचि दोउ सन्य बीच,
पीयो श्रौन भीमसेन दुसासन मार्यो है ।
युधिष्ठिर अर्जुन की स्व तें मृत्यु टारी कृष्ण,
पुत्र वृषसेन जुत कर्ण मारि डार्यो है ॥ २९ ॥

કર્ણનું સેનાપતિ થવું, એક દિવસનું દ્વંદ્વ (સામસામું) યુદ્ધ, રાત્રિ વિષે શલ્યને સારથિ કરવાનો વિચાર, બીજે દિવસ કર્ણ તથા શલ્યનો વિવાદ, તેમાં શલ્યે કર્ણનું અપમાન કર્યું, દુઃશાસને જે હાથે દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચ્યાં હતાં એજ હાથ ભીમસેને તોડી પાડયા, બંને સેનાની વચ્ચે દુઃશાસનનું લોહી પીને તેને ભીમસેને મારી નાખ્યો, યુધિષ્ઠિર અને અર્જુન વચ્ચે પોતાનાથી થતું મૃત્યુ શ્રીકૃષ્ણે ટાળ્યું અને વૃષસેન પુત્ર સહિત કર્ણને મારી નાંખ્યો.

## अध्याय–श्लोक–संख्या

### दोहा

रत्न रितू अध्याय हैं, कर्ण पर्व में शोध ।
वेद राग निधि वक्त्र विधि, गिन्यो श्लोक को बोध ॥ ३० ॥

રત્ન ૯ ઋતુ ૬ આ અંકોને ઉલટાવતાં કર્ણપર્વમાં ૬૯ અગનોતેર અધ્યાય છે, અને વેદ ૪ રાગ ૬ નિધિ ૯ બ્રહ્મમુખ

૪ એ અંકોને ઉલટા ગણતાં ૪૯૬૪ ચાર હજાર નવસો ચોસઠ શ્લોક થાય છે.

## शल्यपर्व–सूची

### कवित्त

शल्य स्नान सुशर्मा उलूक सकुनी को वध,
धर्मपुत्र ही तैं नाश सल्य अर्ध दिन में ।
सुयोधन नीरसय्या दूतन तैं शोध पाइ,
धर्म कटुवाद तैं जगायो एक छिन में ।
कृष्णाग्रज तीर्थयात्रा कुरुक्षेत्र सरस्वती,
दोनों की प्रशंसा पांचौं श्रौन कुंड तिनमें ।
द्रौपदी कौं सभा बीच दिखाई, जा वाम जंघा,
तातैं सोई तोरि भीम मारि लियो रन में ॥ ३१ ॥

શલ્યરાજાને સેનાપતિનો અભિષેક, ઉલૂક, શકુની અને સુશર્માનો વધ, ધર્મના પુત્રથી અર્ધા દિવસમાં શલ્યનો નાશ, દુર્યોધનનું જળશયન, દૂતો વડે શોધ પામીને તેને ક્ષણ વારમાં જગાડીને ધર્મરાજાએ કડવાં વચન કહેવાં, બળદેવજીનું તીર્થયાત્રાનું વર્ણન, કુરુક્ષેત્ર અને સરસ્વતીની પ્રશંસા, તેમાં પાંચ લોહીના કુંડોની કથા, દુર્યોધને દ્રૌપદીને સભામાં જે ડાબી જાંઘ બતાવી હતી તે જંઘા તોડીને તેને ભીમસેને રણમાં મારી નાખ્યો, એટલું શલ્ય પર્વનું સૂચીપત્ર છે.

## अध्याय–श्लोक–संख्या

### दोहा

रत्न बाण अध्याय हैं, शल्य गदा युत पर्व ।
व्योम नैन कर अग्नि गनि, श्लोक भये मिलि सर्व ॥ ३२ ॥

રત્ન ૯ બાણ ૫ આ અંકોને ઉલટાવતાં ગદાયુત શલ્ય પર્વના ૫૯ ઓગણસાઠ અધ્યાય છે. અને વ્યોમ ૦ નેત્ર ૨ હાથ ૨ અગ્નિ ૩ એને પણ ઉલટાવતાં ૩૨૨૦ ત્રણ હજાર બસો વીસ શ્લોક સર્વ મળીને થયા.

## सुषौप्तिक-पर्व-सूची

### कवित्त

द्रोणी अभिषेचन उलूक उपदेश निशा,
खड्ग ही तैं द्रौपदी के भ्राता पुत्र मारे हैं ।
अठारों हजार शस्त्र अस्त्र ही तैं नाश कीनो,
पांचौं बंधु सेना बाह्य केशव उगारे हैं ।
द्रौपदी-विलाप सुनि प्रात नर कीनो नेम,
शत्रु को रु आपको द्वै ब्रह्म अस्त्र टारे हैं ।
बांधि लाये शिखा छेदि विप्र जानि छांडि दयो,
उत्तरा को गर्भ राख्यो कृष्ण काज सारे हैं ॥ ३३ ॥

અશ્વત્થામાનું સેનાપતિ થવું, રાત્રિએ ઘૂવડના ઉપદેશથી તેણે દ્રોપદીના ભાઈ તથા પુત્રોને તરવાર વડે મારી નાંખવા, એણે શસ્ત્ર અસ્ત્રથી અઢાર હજારનો નાશ કર્યો, શ્રીકૃષ્ણે સેનાથી બાદ કરીને પાંચે ભાઈઓને બચાવ્યા, દ્રૌપદીનો વિલાપ સાંભળીને અર્જુને પણ ધારણ કરવું, અશ્વત્થામાનું તથા અર્જુનનું એ રીતે બેઉનાં બ્રહ્માસ્ત્ર લડતાં હતાં તે પાછાં હઠાવવાં, અને અશ્વત્થામાને બાંધી લાવીને માથું ન કાપતાં ચોટલી કાપીને બ્રાહ્મણ જાણી છોડી દીધો, અને ઉત્તરાના ગર્ભનું રક્ષણ કર્યું ઇત્યાદિ કાર્યો પાંડવોનાં શ્રીકૃષ્ણે સાર્યાં એટલું સુષૌપ્તિક પર્વનું સૂચીપત્ર છે.

## अध्याय-श्लोक-संख्या

### दोहा

सर्व पुरान अध्याय हैं, पर्व सुपौप्तिक मानि ।
व्योम वार वसु श्लोक हैं, यहै अनुक्रम जानि ॥ ३४ ॥

સર્વ પુરાણ એટલે ૧૮ અઢાર અધ્યાય સુષૌપ્તિક પર્વમાં છે. અને વ્યોમ ૦ વાર ૭ વસુ ૮ એને ઉલટાવતાં ૮૭૦ આઠ સો સીત્તેર શ્લોક અનુક્રમે થાય છે.

## स्त्रीपर्व-सूचो

### कवित्त

संजय युयुत्सु लेकै आये राजलोकन कौं,
गांधारी कौं कोप जुत व्यास तैं सिरायवो ।
तोहू कोप ज्वाल नेत्र पाटीं बँधी अधोभाग,
करत प्रनाम धर्म नख को जरायवो ।
मरेन के नाम लै लै कहत युधिष्ठिर सों,
सुयोधन माता को विलाप ताप गायवो ।
लोह में बनायवो मिलायवो अचक्षु तैं सो,
चूरन दिखायवो रु भीम कौं बचायवो ॥ ३५ ॥

સંજય અને યુયુત્સુ રાજ લોકો (ગાંધારી ધૃતરાષ્ટ્ર આદિ રાજમંડળ)ને લઈને કુરૂક્ષેત્રમાં આવ્યા, કોપયુક્ત ગાંધારીને વ્યાસ મુનિએ શાન્ત કરવી, ગાંધારીની આંખે પાટો બાંધ્યો હતો તો પણ કોપ જવાળે નીચું જોતાં ધર્મરાજાએ પ્રણામ કરતાં તેમની આંગળીઓના નખ બળી જવા, મરેલાઓનાં નામ લઈ લઈને ગાંધારી યુધિષ્ઠિરને કહે છે અને વિલાપ-સંતાપ કરે છે, ભીમસેનની આકૃતિનું લોઢાનું પૂતળું બનાવરાવેલું તેની ધૃતરાષ્ટ્રને ભેટ કરાવવી અને એનું ચૂર્ણ થઈ જવું એ રીતે ભીમને બચાવવો. એ રીતે સ્ત્રી પર્વનું સૂચીપત્ર છે.

## अध्याय-लोक-संख्या

### दोहा

द्वीप नैन स्त्री पर्व में, गिनि अध्याय अनूप ।
बाण वार मुनि श्लोक हैं, कहे व्यास कवि भूप ॥ ३६ ॥

દ્વીપ ૭ નેત્ર ૨ આને ઉલટાવતાં ૨૭ સતાવીશ અધ્યાય સ્ત્રી પર્વમાં છે અને બાણ ૫ વાર ૭ મુનિ ૭ આને ઉલટાવતાં ૭૭૫ સાતસો પંચોતેર શ્લોક કવીશ્વર વ્યાસ મુનિએ કહ્યા છે.

## शान्ति-अनुशासन-सूची

### कवित्त

राजधर्म-दानधर्म-आपत्ति कह्यो है धर्म,
मोक्ष को जो धर्म शरशय्या के शयन में ।
और हू अनेक इतिहास दोनों पर्वन में,
पांच रत्न गीता बिन भीष्म-मोक्ष इनमें ।
युधिष्ठिर भ्राता-पुत्र-पितामह-गुरु-विप्र,
इनको विनाश देखि ताप घोर तन में ।
कृष्ण-उपदेश तैं ना व्यास-उपदेश तैं ना,
भीष्म-उपदेश ही तैं शीतल भो मन मैं ॥ ३७ ॥

ધર્મરાજાને રાજધર્મ, દાનધર્મ, આપત્તિધર્મ તથા મોક્ષ-ધર્મ બાણશય્યાના શયનમાં ભીષ્મે કહ્યો, અને એઉ પર્વોમાં અન્ય પણ અનેક ઇતિહાસો તથા પાંચ રત્ન પૈકી ગીતા વિના બીજાં ચાર રત્નોની કથા કહી એમાં ભીષ્મનો મોક્ષ થયો. ભાઈ, પુત્ર, પિતામહ, ગુરુ, બ્રાહ્મણો એઓનો વિનાશ જોઈ યુધિષ્ઠિરના શરીરમાં ભયંકર સંતાપ થયો, તેની કૃષ્ણના ઉપદેશથી નહિ તથા વ્યાસના ઉપદેશથી પણ નહિ માત્ર ભીષ્મના ઉપદેશથી જ ધર્મરાજાના મનમાં શાંતિ થઈ.

## शान्तिपर्व-अध्याय-श्लोक-संख्या

### दोहा

रत्न काल संध्या सहित, शान्ति पर्व अध्याय ।
द्वीप व्योम मुनि वेद विधु, श्लोक अनुक्रम गाय ॥ ३८ ॥

રત્ન ૯ કાળ ૩ સંધ્યા ૩ એને ઉલટાવતાં ૩૩૯ ત્રણસો ઓગણચાળીશ અધ્યાય શાન્તિપર્વના છે અને દ્વીપ ૭ વ્યોમ ૦ મુનિ ૭ વેદ ૪ વિધુ ૧ ને ઉલટાવતાં ૧૪૭૦૭ ચૌદ હજાર સાતસો સાત શ્લોક કહ્યા છે.

## अनुशासन पर्व-अध्याय-श्लोक-संख्या

### दोहा

राग वेद विधु जानिये, अनुसासन अध्याय ।
नभ अंबर वसु द्वीप जुत, श्लोक अनुक्रम गाय ॥ ३९ ॥

રાગ ૬ વેદ ૪ વિધુ ૧ એને ઉલટાવતાં ૧૪૬ એકસો છેતાળીશ અધ્યાય અનુશાસન પર્વમાં જાણો અને નભ ૦ અંબર ૦ વસુ ૮ દ્વીપ ૭ એને ઉલટાવતાં ૭૮૦૦ સાતહજાર આઠ સો શ્લોક અનુક્રમે કહ્યા છે.

## अश्वमेध-सूची

### कवित्त

मरू जज्ञ कथा और चामीकर कोप-लाभ,
परीक्षित जन्म अस्त्र तेज तैं बचायो सो ।
अश्व मोक्ष रक्षा जुक्त दीक्षा त्यों युधिष्टिर की,
सुदर्शन कथा धर्म वैष्णव बतायो सो ।
चित्रांगदा-पुत्र बभ्रुवाहन को अद्भुत सो,
विक्रम सुनत लोक विस्मै उपजायो सो ।
मख की समाप्ति भये दक्षिणा अनेक द्रव्य,
पायो मन वांच्छित जो जाचक्र कौं आयो सो ॥ ४० ॥

મરૂતરાજાના યજ્ઞની કથા, અને યુધિષ્ઠિરને સુવર્ણ નિધિનો લાભ થવો, બ્રહ્માસ્ત્રના તેજથી બચાવેલા પરીક્ષિતનો જન્મ, યજ્ઞના ઘોડાને રક્ષણ સહિત પૃથ્વીપર છૂટો મૂકવો, તેમજ યુધિષ્ઠિરની યજ્ઞદીક્ષા, સુદર્શન રાજાની કથા, વૈષ્ણવ ધર્મનું દિગ્દર્શન, ચિત્રાંગદાના પુત્ર બભ્રુવાહનનું અદ્‌ભુત પરાક્રમ સાંભળીને લોકોમાં આશ્ચર્ય ઉપજવું, અને યજ્ઞની સમાપ્તિ થયે જાચકો જાચવા આવ્યા હતા તે મનવાંચ્છિત અનેક દ્રવ્ય-દક્ષિણા પામ્યા એ કથા, એટલું અશ્વમેધ યજ્ઞપર્વનું સૂચીપત્ર છે.

## अध्याय-श्लोक-संख्या

### दोहा

हर चख संध्या चंद्रमा, अश्वमेध अध्याय ।
व्योम अयन पुष्कर अगनि, दीन्है श्लोक गिनाय ॥ ४१ ॥

શિવનેત્ર ૩ સંધ્યા ૩ ચંદ્રમા ૧ એને ઉલટાવતાં ૧૩૩ એક સો તેત્રીસ અધ્યાય અશ્વમેધ પર્વમાં છે, અને વ્યોમ ૦ અયન ૨ પુષ્કર ૩ અગ્નિ ૩ એ અંકોને ઉલટાવતાં ૩૩૨૦ ત્રણ હજાર ત્રણ સો વીશ શ્લોક સંખ્યા ગણી છે.

## व्यासाश्रम-सूची

### कवित्त

भयो निरवेद भूप अचक्षू विपिन गौन,
पृथा सासु स्वसुर सुसेवा काज कियो साथ ।
युधिष्ठिर पिताभक्ति पूर्व अदभूत कीनी,
तीजै अब्द भेटिबे कौं गयो लिये राज साथ ।
क्षता परलोक व्यास कृपा सबै क्षोंहनी के,
मारे बीर मिले जातैं सारे ही भये सनाथ ।
दो तैं पृथा युक्त बिना संजय सुन्यो है दाह,
नारद तैं पूछ्यो है विलापि कै सु जोरी हाथ ॥ ४२ ॥

ધૃતરાષ્ટ્રને જ્ઞાન થવું, ગાંધારી સહિત વનમાં જવું, એ સાસુ તથા સસરાની સેવા માટે કુંતાએ તેમનો સાથ કરવો, યુધિષ્ઠિરે પૂર્વે પિતાની અદ્‌ભુત ભક્તિ કરેલી તે અને ત્રીજે વર્ષે રાજ મંડળને સાથે લઈ તેઓને મળવા જવું, યુદ્ધમાં હણાયેલા અઢારે અક્ષૌહિણીના શૂરાઓ વ્યાસ મુનિની કૃપાથી પર લોક ગતિને પામેલા તે તમામ મળવાથી સનાથ થવું, કુંતા સહિત ગાંધારી અને ધૃતરાષ્ટ્રનું સંજય વિના અગ્નિથી બળી જવાનું કારણ નારદને હાથ જોડીને ખેદયુકત યુધિષ્ટિરનું પૂછવું, એટલું વ્યાસાશ્રમપર્વનું સૂચીપત્ર છે.

## अध्याय-श्लोक-संख्या

### दोहा

अयन वेद अध्याय हैं, व्यासाश्रम में देखि ।
राग व्योम शर चंद्रमा, गिनती श्लोक विशेखि ॥ ४२ ॥

અયન ૨ વેદ ૪ એ અંકોને ઉલટાવતાં ૪૨ બેતાળીશ અધ્યાય વ્યાસાશ્રમમાં જુઓ, અને રાગ ૬ વ્યોમ૦ શર ૫ ચંદ્રમા ૧ એને ઉલટાવતાં ૧૫૦૬ એક હજાર પાંચસો છ શ્લોક વ્યાસાશ્રમ પર્વમાં ગણ્યા છે.

## मूसलपर्व-सूची

### सवैया

भूसुर शाप के व्याज तैं कृष्ण कियो जदुवंश को नाश विचार कै ।
शीख लै कृष्ण की वीर धनंजय कीनौ पयान जदूत्रिय लार कै ।
लूटि गई त्रिय आप मर्यो चहै व्यास की शीख तैं प्रान कौं धार कै ।
भ्रात ये जाइ सुनाइ विराग भो वर्ष छतीस को राज विसार कै ॥ ४४ ॥

બ્રાહ્મણોના શાપના બહાના વડે શ્રીકૃષ્ણે વિચાર કરીને યદુવંશનો નાશ કરવો, શ્રીકૃષ્ણની શિખામણ પામીને વીર અર્જુને યાદવોની સ્ત્રીઓને દ્વારિકાથી લઈને હસ્તિનાપુર પ્રયાણ કરવું, રસ્તામાં એ સ્ત્રીઓને કાબાઓએ લૂંટી તેથી અર્જુને મરવાની ઈચ્છા કરવી, પરંતુ વ્યાસની શિખામણથી પ્રાણ ધારણ કરીને યુધિષ્ઠિર પાસે જઈ એ હકીકત સંભળાવતાં તેને છત્રીશ વર્ષ સુધી કરેલું રાજ્ય વિસારીને વૈરાગ્ય થવો, એટલું મૂસળપર્વનું સૂચીપત્ર છે.

## अध्याय-श्लोक-संख्या

### दोहा

वसु अध्याय मूसल परव, गिनत श्लोक पुनि धारि ।
व्योम अयन संध्या सहित, लिखि विपरीत विचारि ॥ ४५ ॥

વસુ ૮ આઠ અધ્યાય મૂસળપર્વમાં છે અને વ્યોમ૦

અયન ૨ સંધ્યા ૩ એ અંકોને ઉલટાવતાં ૩૨૦ ત્રણસો વીશ શ્લોક મૂશળપર્વમાં છે.

## महाप्रस्थान–सूची

### दोहा

वज्र नाभ कौं मधुपुरी, अभिमन–सुत पुर नाग ।
दै कोटिन निधि द्विजन कौं, चले तुहिन बनभाग ॥ ४६ ॥

વજ્રનાભને મથુરાનું રાજ્ય અને પરીક્ષિતને હસ્તિનાપુરનું રાજ્ય આપીને તથા બ્રાહ્મણોને કરોડ નિધિનું ધન આપીને પાંડવો હિમાલયના વનપ્રદેશમાં ચાલી નીકળ્યા, એટલું સૂચીપત્ર મહાપ્રસ્થાન પર્વનું છે.

## अध्याय–श्लोक–संख्या

### दोहा

सर्व तीन अध्याय हैं, पर्व महा प्रस्थान ।
श्लोक तीन सत वीश हैं, जाहर कहेउ सुजान ॥ ४७ ॥

મહા પ્રસ્થાન પર્વમાં કુલ ત્રણ અધ્યાય છે અને ત્રણસો વીશ શ્લોક જાહેર રીતે કહેલા છે તે જાણી લો.

## स्वर्गारोहण–सूचीपत्र

### कवित्त

चारौं भ्रात द्रौपदी को यान में पतन भयो,
युधिष्ठिर व्योम-गंगा न्हाय तन त्याग्यो है ।
श्वान- कथा सुयोधन आदि दे कै नाक विषे,
देवदूत गैल बंधु देखवे कौं राग्यो है ।
अर्जुन कौं आदि दे कै नरक निवास देखे,
करत विलाप सुनि अद्भुत सो लाग्यो है ।
बिचार्यो तहां निवास इन्द्रादिक आय पास,
बतायो विलास नृप सोवत सो जाग्यो है ॥ ४८ ॥

ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ; અને દ્રૌપદી એઓનું

વિમાનમાં દિવ્ય દેહને પામવું, યુધિષ્ઠિરે આકાશગંગામાં નહાઈને દિવ્ય દેહ ધારણ કરવો, કૂતરાની કથા, યુધિષ્ઠિરે દેવદૂતને સાથે લઈને દુર્યોધન વિગેરે બાંધવોને સ્વર્ગમાં જોવા માટે પ્રેમ લાવવો, અર્જુન વિગેરેને નર્ક સ્થળે જોઈ વિલાપ કરતા સાંભળી મનમાં આશ્ચર્ય જેવું થવું, પછી તેણે ત્યાં જ રહેવું વિચાર્યું એ કથા અને ઈન્દ્રાદિ દેવતાઓએ પાસે આવી તેને સ્વર્ગનો વૈભવ બતાવ્યો તે દેખાવ યુધિષ્ઠિરને સ્વપ્નવત જણાયો, એટલું સૂચીપત્ર સ્વર્ગારોહણ પર્વનું છે.

### अध्याय-श्लोक-संख्या

दोहा

पूर्ण पांच अध्याय हैं, स्वर्गारोहण मांहि ।
श्लोक दोय संत हैं सबै, घटती-वढ़ती नांहि ।। ४९ ।।

સ્વર્ગારોહણ પર્વમાં પૂર્ણ પાંચ અધ્યાય છે, અને કુલ બસો શ્લોક છે એમાં કાંઈ પણ વધઘટ નથી.

### सर्वाध्याय-सर्व-श्लोक-संख्या

दोहा

काल राग ग्रह चंद्रमा, सर्व पर्व अध्याय ।
छँद् कर शर धर बाण वसु, विन हरिवंश गिनाय ।। ५० ।।

કાળ ૩ રાગ ૬ ગ્રહ ૯ ચંદ્રમા ૧ આ અંકોને ઉલટાવતાં ૧૯૬૩ એક હજાર નવસો ત્રેશઠ અધ્યાય અઢારે પર્વના છે. અને હાથ ૨ શર ૫ ધર (પૃથ્વી) ૧ બાણ ૫ વસુ ૮ એ અંકોને ઉલટાવતાં ૮૫૧૫૨ પંચાસી હજાર એક સો બાવન શ્લોક સંખ્યા, હરિવંશ શ્લોક સંખ્યાને બાદ કરતાં એકંદર મહાભારત ગ્રંથમાં ગણાય છે.

### अठार अक्षौहिणी-पतन

दोहा

अष्टादश अक्षौहिणी, अष्टादश ही पर्व ।
अष्टादश दिन में कटे, द्वादश विनु नर सर्व ।। ५१ ।।

ગ્રંથના અઢાર પર્વમાં અઢાર અક્ષૌહિણી સેનાના યોદ્ધાઓ પૈકી બાર યોદ્ધાઓ વિના બીજા સર્વ યોદ્ધાઓ અઢાર દિવસમાં કપાઈ ગયા.

## सात अक्षौहिणी–सेनापति

### कवित्त

द्रुपद विराटराज मागधेश सहदेव,
धृष्टकेतू चैद्यपति नीके निरधारिये ।
युयुधान यदूवंशी पांडय कौशलाधिपति,
एक एक अक्षोहिनि स्वामी ये विचारिये ।
कुंतीभोज ककय के पांचौं भ्रात मासी पुत्र,
इनकी युधिष्ठिर की एक कै सँभारिये ।
सात ही अक्षोहिणी ए पांडव की महासेना,
अष्ट वीर बिना कटी युद्ध में विचारिये ॥ ५२ ॥

દ્રુપદરાજા, વૈરાટરાજા, મગધપતિ સહદેવ, ચંદેરીના રાજા ધૃષ્ટકેતુ, યદુવંશી યુયુધાન, કૌશલ દેશના રાજા પાંડય, એ છ રાજાઓ એક એક અક્ષૌહિણી સેનાના સ્વામી હતા, અને કુંતીભોજ તથા કેકયરાજાના કુમાર પાંચે ભાઈઓ યુધિષ્ઠિરના માશીના દીકરા હતા તેઓની તથા યુધિષ્ઠિરની મળીને એક અક્ષૌહિણી સેના હતી એ પાંડવોની સાતે અક્ષૌહિણી મહાસેના આઠ યોદ્ધાઓ વિના તમામ કપાઇ ગઈ.

## अगियार अक्षौहिणी–सेना नायक

### कवित्त

भगदत्त दैत्यवंश भुरीश्रवा कुरुवंशी,
सल्य मद्रपति बिंद अनुबिंद जूदे जानि ।
सिंधूपति बहनेउ जैद्रथ सुयोधन को,
सुदक्षण कांबोजी यवनष्क की सैन्य मानि

अक्षोहिणि एक कृतवर्मा की ये आठ भईं,
तीन घर ही की छोटे मोटे भूपती बखानि ।
ग्यारह प्रकार नदी गांजिव की धार वीच,
डूब गई चार वीर विना सबही की हानि ॥ ५३ ॥

હૈહયવંશી ભગદત્ત, કુરુવંશી ભૂરિશ્રવા, મારવાડનો રાજા શલ્ય, અને વિંદ તથા અનુવિંદ એ જુદા જુદા જાણી લો, દુર્યોધનનો બનેવી સિંધ દેશનો રાજા જયદ્રથ, યવનની સેનાવાળો. કાંબોજ દેશનો રાજા સુદક્ષિણ, એ સાતની સાત અક્ષૌહિણી સેના તથા એક અક્ષૌહિણી કૃતવર્માની સેના મળી કુલ આઠ અક્ષૌહિણી સેના થઈ અને બીજા નાના મોટા રાજાઓની મળીને ત્રણ અક્ષૌહિણી દુર્યોધનની પોતાના રાજ્યની સેના એ રીતે એકંદર અગિયાર અક્ષૌહિણી સેના કૌરવોની અર્જુનના ગાંડીવ ધનુષ્ય રૂપી નદીની ધારાના વહનમાં તણાઈને ડૂબી ગઈ જેમાં માત્ર ચાર યોદ્ધાઓ બચવા પામ્યા, બાકી તમામની હાનિ થઈ.

## अश्व–संख्या

### दोहा

नभ निधि ग्रह अरु काल वसु, रितु विधु कुरू तुरंग ।
व्योम काल रितु महि मुनी, नभ विधु पांडव संग ॥ ५४ ॥

નભ ૦ નિધિ ૯ ગ્રહ ૯ કાળ ૩ વસુ ૮ ઋતુ ૬ વિધુ ૧ એ અંકોને ઉલટાવતાં ૧૬૮૩૯૯૦ સોળ લાખ ત્યાસી હજાર નવસો નેવું ઘોડા કૌરવ સેનામાં હતા, અને વ્યોમ ૦ કાળ ૩ ઋતુ ૬ મહિ ૧ મુનિ ૭ નભ ૦ વિધુ ૧ એ અંકોને ઉલટાવતાં ૧૦૭૧૬૩૦ દશ લાખ ઇકોતેર હજાર છસો ત્રીસ ઘોડા પાંડવ સેનામાં હતા.

## सुभट–संख्या

### दोहा

व्योम वेद वसु रितु मुनी, द्वीप नयन कुरु वीर ।
नभ वसु नभ मुनि रितु मुनी, विधु पांडव रनधीर ॥ ५५ ॥

વ્યોમ ૦ વેદ ૪ વસુ ૮ ઋતુ ૬ મુનિ ૭ દ્વીપ ૭ નેત્ર ૨ એને ઉલટાવતાં ૨૭૭૬૮૪૦ સત્તાવીશ લાખ છોતેર હજાર આઠસો ચાળીસ યોદ્ધાઓ કૌરવ સેનામાં હતા, અને નભ ૦ વસુ ૮ નભ ૦ મુનિ ૭ ઋતુ ૬ મુનિ ૭ વિધુ ૧ એને ઉલટાવતાં ૧૭૬૭૦૮૦ સત્તર લાખ સડશઠ હજાર એંસી યોદ્ધાઓ પાંડવ સેનામાં હતા.

## सारथि-संख्या

### दोहा

नभ द्रग ग्रह संध्या बरन, बान बेद दोउ सैन ।
सारथि आदिक बीर सब, मरनहार गनि ऐन ॥ ५६ ॥

નભ ૦ દ્રગ ૨ ગ્રહ ૯ સંધ્યા ૩ વર્ણ ૪ બાણ ૫ વેદ ૪ એને ઉલટાવતાં ૪૫૪૩૯૨૦ પીસતાળીશ લાખ ત્રેતાળીશ હજાર નવસો વીશ બેઉ સૈન્યમાં સારથિ આદિ સર્વ વીરો મરવાવાળા હતા.

## हस्ती-संख्या

### दोहा

नभ मुनि सर नभ वर्ण द्रग, गज कुरुवंशिन केर ।
नभ ग्रह व्योम रु काल सर, चंद्र पांडु गज हेर ॥ ५७ ॥

નભ ૦ મુનિ ૭ શર ૫ નભ ૦ વર્ણ ૪ દ્રગ ૨ એ અંકોને ઉલટાવતાં ૨૪૦૫૭૦ બે લાખ ચાળીશ હજાર પાંચસો સીત્તેર કૌરવી સેનાના હાથીઓ છે. અને નભ ૦ ગ્રહ ૯ વ્યોમ ૦ કાળ ૩ શર ૫ ચંદ્ર ૧ એ અંકોને ઉલટાવતાં ૧૫૩૦૯૦ એક લાખ ત્રેપન હજાર નેવું પાંડવ સેનાના હાથી છે.

## वीर-अश्व-हस्ती-सर्व संख्या

### दोहा

व्योमाम्बर द्रग काल ग्रह, राग मुनी मिलि होइ ।
वीर अश्व गज जोड़ि कहि, दोनों दल की जोइ ॥ ५८ ॥

વ્યોમ ૦ અંબર ૦ દ્રગ ૨ કાળ ૩ ગ્રહ ૯ રાગ ૬ મુનિ ૭ એ અંકોને ઉલટાવતાં ૭૬૯૩૨૦૦ છોતેર લાખ ત્રાણું હજાર બસો યોદ્ધા, ઘોડા અને હાથી મળી સર્વ સંખ્યા બેઉ દળની હતી.

## युद्धनिर्माण–तिथि

### कवित्त

त्रयोदशी कार्तिक की पांडुरा प्रभात समै,
प्रारंभ भयो है महा दुस्तर संग्राम को ।
सोही मास कृष्ण पक्ष सप्तमी दिनास्त समै,
बान–सज्जा–सोवन भो गंगापुत्र नाम को ।
द्वादशी असूर संध्या द्रौन को पतन भयो,
चतुर्दशी कर्ण पंथ लीनो निज धाम को ।
अमावस्या सल्य औ सुयोधन विनाश भयो,
रात्रि समै नीच काम द्रोणपुत्र वाम को ॥ ५९ ॥

કાર્તિક માસ શુકલપક્ષ ૧૩ ત્રયોદશીના પ્રભાતે આ મહા દારૂણ યુદ્ધની શરૂઆત થઈ, એ જ માસની વદી ૭ સપ્તમીએ દિવસ અસ્ત થયે ભીષ્મ પિતામહ બાણસજ્જા પર પોઢયા, વદિ ૧૨ બારસની સાંજે સંધ્યા સમયે દ્રોણાચાર્યનો નાશ થયો વદિ ૧૪ ચૌદશને દિવસે કર્ણે પોતાના સ્થળ ( સૂર્યલોક ) નો પંથ લીધો, કાર્તિક વદિ ૦)) અમાવાસ્યાએ શલ્ય અને દુર્યોધનનો વિનાશ થયો, અને રાત્રિ સમયે દુષ્ટ અશ્વત્થામાએ દ્રૌપદીના પુત્રોને મારી નાંખવાનું નીચ કાર્ય કર્યું. ઉપર બતાવેલી તિથિઓમાં ૧૦ દશ દિવસ ભીષ્મના, ૫ પાંચ દિવસ દ્રોણના, ૨ બે દિવસ કર્ણના ½ અર્ધો દિવસ શલ્યનો અને ½ અર્ધો દિવસ દુર્યોધનનો એ રીતે ૧૮ અઢાર દિવસ યુદ્ધના પૂરા થયા.

## कवि की क्षमायाचना

दोहा

कविता मैं सूधी करी, प्रगट अर्थ के काज ।
मंडन खट[1] अनुप्रास बिन, क्षमा करहु कविराज ॥ ६० ॥

કવિ સ્વરૂપદાસજી કહે છે કે સ્પષ્ટાર્થ થવા માટે મેં સરળ કવિતા કરી છે, એમાં છ અનુપ્રાસાદિ અલંકારોનો નિયમ નભ્યો નથી માટે હે કવીશ્વરો ! ક્ષમા કરશો.

## पुनर्यथा

दोहा

म्होरा बिगरन दीन पै, अर्थ न बिगरन दीन ।
तातैं खट अनुप्रास बिन, क्षमिहहु दोष प्रवीन ॥ ६१ ॥

મહોરો (અન્ત્યાનુપ્રાસ) બગડવા દીધો હશે, પણ અર્થ તાત્પર્ય બગડવા દીધું નથી, તેથી મારી છ પ્રકારના અનુપ્રાસ વગરની કવિતામાં દોષ જણાય તો હે પંડિતો ! ક્ષમા કરજો.

दोहा

संस्कृत जे बिगरे शब्द, ताकी भाषा होत ।
मम कृत पद भ्रष्टहि निरखि, क्षमिहु सुकवि बुधिपोत ॥ ६२ ॥

સંસ્કૃતનો જે બગડેલો શબ્દ હોય તેની પ્રાકૃત ભાષા થાય છે, તેથી મારાં રચેલાં પદ્ય કાવ્યો ભ્રષ્ટ જણાય તો હે બુદ્ધિના જહાજ રૂપ સુકવિઓ ! ક્ષમા કરજો.

## संस्कृत तथा प्राकृत कवि

दोहा

वालमीक रवि व्यास शशि, माघादिक उडुजोत ।
भाषा कवि जीगुन कहूं, कहुँ कहुँ करत उद्योत ॥ ६३ ॥

આદ્ય કવિ વાલ્મીકિ સૂર્યરૂપ છે, વ્યાસ મુનિ ચંદ્ર રૂપ

[1] છેકાનુપ્રાસ ૧ વૃત્યાનુપ્રાસ ૨ શ્રુત્યાનુપ્રાસ ૩ અંત્યાનુપ્રાસ ૪ લાટાનુપ્રાસ ૫ કુસ્ટાનુપ્રાસ ૬ (અલંકારાદર્શ).

છે, માઘ વિગેરે કવિઓ નક્ષત્રો (તારાઓ)ની જ્યોતિરૂપ છે અને પ્રાકૃત કવિઓ પતંગિયાંની માફક ક્યાંક ક્યાંક પ્રકાશ કરનારા છે.

## शुद्धाशुद्ध शब्द

### दोहा

नाम श्रूप ही दास ज्यों, स्वरूपदास को होय ।
पार्थ पाथ शब्द हु शबद, भाषा के मत सोय ॥ ६४ ॥

કવિ કહે છે કે જેમ "સ્વરૂપદાસ"નું નામ "શ્રૂપદાસ" થાય છે. "પાર્થ" (અર્જુન) શબ્દનો "પાથ" છે, અને "શબ્દ"નો અપભ્રંશ "શબદ" છે એમ પ્રાકૃતમાં બોલાય છે.

## पुनर्यथा

### दोहा

विधि वुध विधु वुधि वंधु वध, वाध वेध ज्यौं वोध ।
मात्र विगरि त्रिगरै अरथ, श्रूपदास पढ़ शोध ॥ ६५ ॥

विधि (બ્રહ્મા) वुध (પંડિત અથવા બુધ ગ્રહ) विधु (ચંદ્ર) બુદ્ધિ, वंधु (ભાઈ અથવા મિત્ર) वध (પ્રાણ હણવો) वाध (પીડા) वेध (વિંધવું) એ શબ્દોના બોધમાં માત્રાદિ બગડે તો અર્થ બગડે છે, માટે કવિ સ્વરૂપદાસજી કહે છે કે શબ્દના શુદ્ધ શોધન વડે ભણવું. અર્થાત 'विधि'નો 'वधि' (નાશ કરવો) એમાં 'व' ને હ્રસ્વ ઈ (ि) ન હોવાથી અર્થ બગડ્યો, 'वंधु' નો 'वध' (નાશ) એમાં 'व' ને અર્દ્ધસ્વર ન હોવાથી તથા 'ध' ને હ્રસ્વ ઉ (ु) ન હોવાથી અર્થ બગડ્યો, એવી જ રીતે કાના માત્રાના ફેરફાર વડે શબ્દાર્થ બગડે છે.

कारज पखुरी एक बिन, वारज सो होइ जाय ।
वुधजन लेखक दोष कौं, शोधहु चित्त लगाय ॥ ६६ ॥

कारज શબ્દમાં क આગળ પાંખડી ન હોય તો તે

વારજ શબ્દ થાય છે, માટે હે પંડિતજનો લેખકનો લિખિત
હોય તો ચિત્ત લગાવીને તેનું શોધન કરજો.

लगै पटाम्बर पखुरिया, होत फटाम्बर सोइ ।
मात्र बरन विपरीत तैं, अर्थ विपर्यय होइ ॥ ६७

पटाम्बर શબ્દમાં प આગળ પાંખડી લાગે તે
फटाम्बर શબ્દ થાય છે, એવી રીતે શબ્દમાં માત્રા કે અક્ષર અ
હોય તો તેનો અર્થ અવળો થાય છે અર્થાત અર્થનો ઘ
થાય છે. માટે સંપૂર્ણ ધ્યાન આપીને લખવું વાંચવું જો

## ग्रंथोद्‌भव

### दोहा

द्रग ग्रह वसु अरु चंद्रमा, सँवत अंक गति वाम ।
चैत्र शुक्ल एकादशी, ग्रंथ-जन्म सुखधाम ॥ ६८

નેત્ર ૨ ગ્રહ ૯ વસુ ૮ ચંદ્રમા ૧ આ અંકોને ઉલટ
ગણતાં વિક્રમ સંવત ૧૮૯૨ અઢાર સો બાણુંના ચૈત્ર સુદિ
એકાદશીના દિવસે સુખના ઘર રૂપ આ ગ્રંથ ઉત્પન્ન થયે

## इति प्रथम मयूख ।

## द्वितीय मयूख

### छंद प्रकरण

### छंद–सूचना

**दोहा**

ना गायो जग–मीत कौं, साहित जुत संगीत
स्रूपदास जिनके न द्वै, पूंछ रु श्रृंग पुनीत[1] ॥ १ ॥

જગત મિત્ર ( જગતનું ભલું કરનારા ) ભગવાનનું સાહિત્ય અને સંગીત યુક્ત જેણે ગુણગાન ( ભજન ) કર્યું નથી, તેને કવિ સ્વરૂપદાસજી કહે છે કે શિંગડાં અને પૂંછડું એ બે વાનાં નથી અર્થાત તે શૃંગ–પૂંછ વિનાનો નર પશુ છે. એવાથી શિંગડા પૂંછડાવાળાં પ્રાણી ઉત્તમ છે, એ પુનીત શબ્દ કહેવાનો ભાવાર્થ છે.

छंद अलंकृत रसन को, करौं सूचिका पत्र ।
बहु व्यापक सामान्य पख, आदिहि बर्नन अत्र ॥ २ ॥

કવિ કહે છે કે હું છંદ, અલંકાર અને રસોનું માત્ર સૂચીપત્ર રચું છું. કારણ કે છંદ અલંકારાદિ અન્ય ગ્રંથોમાં અત્યંત પ્રસિદ્ધ છે. અહીં શરૂઆતમાં સામાન્યપક્ષે (મુખ્ય મુખ્ય) વર્ણન છે.

### प्रथम छन्द–सूची

**दोहा**

एक वरन कौं आदि लै, छब्बिस वर्ण प्रयंत ।
षष्ट विंश वृत भेद के, प्रथमहि नाम कहंत ॥ ३ ॥

એક અક્ષરથી છવ્વીસ અક્ષર સુધીના છવ્વીસ પ્રકારના છંદોનાં નામ પ્રથમ કહું છું.

---

[1] साहित्य संगीत कला विहीनः साक्षात्पशुः पुच्छ विषाण हीनः ।
तृणं न खादन्नपि जीवमानस्तद्भागधेयं परमं पशूनाम् । ( ભર્તૃહરિ )

સાહિત્ય ( કાવ્ય અલંકારાદિ ) સંગીત ( ગાયન ) કળા ( શિલ્પાદિ ) ન જાણનાર પુરૂષ પૂંછ અને શિંગડાં વિનાનો સાક્ષાત્ પશુ જ છે. એ નર પશુ ઘાસ ખાધા વિના જીવે છે તે એ પશુઓનું મહાભાગ્ય છે.

## यथा छन्द-भेद[1] नाम

### पद्धरि छंद

उक्ता अत्युक्ता यह प्रमान, मध्या रु प्रतिष्ठा कहि सुजान ।
सुप्रतिष्ठा अरु गायत्रि कीन, उष्णिक रु अनुष्टुप कह प्रवीन ॥ ४ ॥

ઉક્તા ૧ અત્યુક્તા ૨ મધ્યા ૩ પ્રતિષ્ઠા ૪ સુપ્રતિષ્ઠા ૫ ગાયત્રી ૬ ઉષ્ણિક ૭ અનુષ્ટુપ ૮,

बृहती अरु पंक्ती मान लेहु, त्रिष्टुप जगती अतिजगति तेहु ।
सक्करी अती सक्करी होत, अष्टी अत्यष्टी धृति उद्योत ॥ ५ ॥

બૃહતી ૯ પંક્તિ ૧૦ ત્રિષ્ટુપ ૧૧ જગતી ૧૨ અતિજગતી ૧૩ સકવરી ૧૪ અતિ સકવરી ૧૫ અષ્ટિ ૧૬ અત્યષ્ટિ ૧૭ ધૃતિ ૧૮,

अतिधृती कृती प्रकृति अरेह, आकृति अरु बिकृति जानि एह ।
संस्कृती अभीकृति चवत शेष, उत्कृती विंश षट नाम लेख ॥ ६ ॥

અતિધૃતિ ૧૯ કૃતિ ૨૦ પ્રકૃતિ ૨૧ આકૃતિ ૨૨ વિકૃતિ ૨૩ સંસ્કૃતિ ૨૪ અભિકૃતિ ૨૫ ઉત્કૃતિ ૨૬ એ છવ્વીસ જાતના છંદોનાં નામ નાગપિંગળ રચનાર શેષનાગે ગણાવ્યાં છે.[2]

### (२७) वर्ण-संख्या

#### दोहा

छंद वरण प्रस्तार के, तेरह कोटि फनीश ।
ब्याली लख सतरा सहस, सात्शत अट्ठाईस ॥ ७ ॥

વર્ણ છંદના પ્રસ્તારના ૧૩૪૨૧૭૭૨૮ તેર કરોડ બેતાળીશ લાખ સત્તર હજાર સાતસો અઠ્ઠાવીશ ( રૂપ-સંખ્યા ) ભેદ નાગ પિંગળમાં ગરૂડ પ્રત્યે શેષનાગે ગણી બતાવ્યા છે. ( વર્ણ સંખ્યા માટે જુઓ સંખ્યા કોષ્ટક )

---

[1] વર્ણ છંદના આ છવ્વીસ ભેદનાં નામ પિંગળાદર્શને મતે છે. આ પ્રત્યેક છંદો ચતુષ્પાદ છે. તેમાં ષષ્ટમી વૃત્તિ ગાયત્રી, ત્રિપદા અને ચતુષ્પદા એમ બે પ્રકારે છે.

[2] છવ્વીશ અક્ષર ઉપરાંતના અક્ષરમેળ છંદો ઉપછંદો કહેવાય છે અને તે દંડક ભેદમાં ગણાય છે. એક અક્ષરથી છવ્વીશ અક્ષર સુધીના છંદો માટે જુઓ દલપત-પિંગળ.

## वर्ण छन्द-क्रमभेद-कथन

दोहा

वरण छंद कल छंद में, भेद कछू न लखाय ।
तातैं वरणहि के करम, आठौं कहौं बनाय ॥ ८ ॥

અક્ષર મેળ છંદમાં અને માત્રા મેળ છંદમાં સંખ્યા પ્રસ્તારાદિનો ક્રમભેદ જણાતો નથી તેથી અક્ષરની સંખ્યા પ્રસ્તારાદિ આઠે પ્રક્રિયાઓ રચીને કહું છું (માત્રા મેળ છંદની સંખ્યા પ્રસ્તારાદિની રીત જુદી જુદી છે).

## वर्णाष्ट कर्म

दोहा

संख्या अरु प्रस्तार है, सुची उदिष्ट रु नष्ट ।
मेरु पताका मर्कटी, येहि कर्म हैं अष्ट ॥ ९ ॥

સંખ્યા ૧ પ્રસ્તાર ૨ સૂચી ૩ નષ્ટ ૪ ઉદ્દિષ્ટ ૫ મેરૂ ૬ પતાકા ૭ મર્કટી ૮ એ નામની અક્ષર મેળ છંદોની આઠ ક્રિયાઓ છે.

(वार्ता) कोई पूंछे एते वर्ण के रूप केते तव संख्या करें.

કોઈ પૂછે કે આટલા અક્ષરનાં કેટલાં રૂપ થાય ત્યારે સંખ્યા-ભેદ કરવો.

## संख्या-भेद

दोहा

प्रथम वरण पर दोइ को, मेलहु अंक विचारि ।
संख्या दुगुनहि तैं दुगुन, प्रस्तारहि लौं धारि ॥ १० ॥

પ્રથમ એક (૧) અક્ષર ઉપર બે (૨) અંક મૂકીને વિચાર પૂર્વક અનુક્રમે જેટલા અક્ષરનાં રૂપ જાણવાં હોય તેટલા અક્ષરના અંક પર બમણીથી બમણી સંખ્યા પ્રસ્તાર પ્રમાણે ધારવાથી આટલા અક્ષરનાં આટલાં રૂપ થયાં તે પ્રત્યક્ષ જણાશે.

જેમકે એક (૧) ને બમણો કરવાથી બે (૨) થાય, એટલે એક અક્ષરનાં બે રૂપ થયાં તેવી જ રીતે રૂપ સંખ્યાને બમણી કરવાથી બે અક્ષરનાં ચાર રૂપ થાય, ત્રણ અક્ષરનાં આઠ રૂપ, ચારનાં સોળ થાય, એમ અનુક્રમે વધતા અક્ષરે ઉત્તરોત્તર રૂપ સંખ્યા બમણી કર્યે જવી.

## (૨૭) वर्ण रूप संख्या उदाहरण कोष्ठक[૧]

| છંદ નામ | કેટલા વર્ણ | કેટલાં રૂપ | છંદ નામ | કેટલા વર્ણ | કેટલાં રૂપ | છંદ નામ | કેટલા વર્ણ | કેટલાં રૂપ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઉક્તા | ૧ | ૨ | પંક્તિ | ૧૦ | ૧૦૨૪ | અતિ ધૃતિ | ૧૯ | ૫૨૪૨૮૮ |
| અત્યુક્તા | ૨ | ૨ | ત્રિષ્ટુપ | ૧૧ | ૨૦૪૮ | કૃતિ | ૨૦ | ૧૦૪૮૫૭૬ |
| મધ્યા | ૩ | ૮ | જગતી | ૧૨ | ૪૦૯૬ | પ્રકૃતિ | ૨૧ | ૨૦૯૭૧૫૨ |
| પ્રતિષ્ઠા | ૪ | ૧૬ | અતિ જગતી | ૧૩ | ૮૧૯૨ | રમાકૃતિ | ૨૨ | ૪૧૯૪૩૦૪ |
| સુપ્રતિષ્ઠા | ૫ | ૩૨ | સક્વરી | ૧૪ | ૧૬૩૮૪ | વિકૃતિ | ૨૩ | ૮૩૮૮૬૦૮ |
| ગાયત્રી | ૬ | ૬૪ | અતિ સક્વરી | ૧૫ | ૩૨૭૬૮ | સંસ્કૃતિ | ૨૪ | ૧૬૭૭૭૨૧૬ |
| ઉષ્ણિક | ૭ | ૧૨૮ | અષ્ટી | ૧૬ | ૬૫૫૩૬ | અભિકૃતિ | ૨૫ | ૩૩૫૫૪૪૩૨ |
| અનુષ્ટુપ | ૮ | ૨૫૬ | અત્યષ્ટી | ૧૭ | ૧૩૧૦૮૨ | ઉત્કૃતિ | ૨૬ | ૬૭૧૦૮૮૬૪ |
| બૃહતી | ૯ | ૫૧૨ | ધૃતિ | ૧૮ | ૨૬૨૧૪૪ | દંડક | ૨૭ | ૧૩૪૨૧૭૭૨૮ |

(वार्ता) रूप केते अरु कैसे ? प्रस्तार करे.

અમુક અક્ષરોનાં રૂપ કેટલાં અને કેવાં છે ? તે જાણવા પ્રસ્તાર કરવો.

---

[૧] અન્ય પિંગળ ગ્રંથોમાં નીચેની આકૃતિનાં કોષ્ઠકો છે.

| એટલા વર્ણનાં | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| એટલાં રૂપ | ૨ | ૪ | ૮ | ૧૬ | ૩૨ | ૬૪ | ૧૨૮ | ૨૫૬ | ૫૨૨ |

( ભગવત પિંગળ )

## प्रस्तार भेद

### दोहा

लघु की सूधो रेख कर, गुरु की बांकी रेख ।
आदी गुरु सब लघु तलक, यों प्रस्तारहि लेख ॥ ११ ॥

લઘુ અક્ષર ( अ ) ની સીધી ( । ) રેખા કરવી, અને ગુરૂ અક્ષર ( आ ) ની વાંકી ( ડ ) રેખા કરવી, એ રીતે પ્રથમ સર્વ ગુરૂનાં ચિહ્ન કરીને પછી સર્વ લઘુ થાય ત્યાં સુધી પ્રસ્તાર કર્યે જવો.

आदि गुरु तर धरि लघु, अग्र सु आगे छेल ।
घटै वरन प्रस्तार तैं, गुरु करि पाछे मेल ॥ १२ ॥

જેટલા અક્ષરનો પ્રસ્તાર કરવો હોય તેટલા અક્ષરનાં ચિહ્ન કરીને પહેલા ચિહ્નની નીચે લઘુનું ચિહ્ન કરીને આગળનાં ચિહ્ન ઉપરની સાફક કરવાં. તેમ કરતાં છેવટે જેટલા અક્ષર ઘટે તેટલાં ગુરૂનાં ચિહ્ન પાછળની બાજુએ કરવાં.

### प्रस्तार उदाहरण

( બે અક્ષરનો )

૧ લું રૂપ ડ ડ
૨ જું ” । ડ
૩ જું ” ડ ।
૪ થું ” । ।

( ત્રણ અક્ષરનો )

૧ લું રૂપ ડ ડ ડ
૨ જું ” । ડ ડ
૩ જું ” ડ । ડ
૪ થું ” । । ડ
૫ મું ” ડ ડ ।
૬ ઠું ” । ડ ।

( ચાર અક્ષરનો )

૧ લું રૂપ ડ ડ ડ ડ
૨ જું ” । ડ ડ ડ
૩ જું ” ડ । ડ ડ
૪ થું ” । । ડ ડ
૫ મું ” ડ ડ । ડ
૬ ઠું ” । ડ । ડ
૭ મું ” ડ । । ડ
૮ મું ” । । । ડ
૯ મું ” ડ ડ ડ ।
૧૦ મું ” । ડ ડ ।
૧૧ મું ” ડ । ડ ।

| | |
|---|---|
| ૭ મું " ઽ ‌। । | ૧૨ મું " । । ઽ । |
| ૮ મું " । । । | ૧૩ મું " ઽ ઽ । । |
| | ૧૪ મું " । ઽ । । |
| | ૧૫ મું " ઽ । । । |
| | ૧૬ મું " । । । । |

(वार्ता) पूछे गुरु आदि के रूप कितने? औ लघु आदि के कितने? तथा लघ्वाद्यंत कितने? औ गुर्वाद्यंत कितने? तब सूची करे.

કોઈ પૂછે કે અમુક અક્ષરના પ્રસ્તારમાં આદિ ગુરૂનાં રૂપ કેટલાં ? અને આદિ લઘુનાં કેટલાં ? તથા આદ્યંત ગુરૂનાં કેટલાં ? અને આદ્યંત લઘુનાં કેટલાં ? (અંત ગુરૂનાં કેટલાં ? અંત લઘુનાં કેટલાં[1] ?) તો એ જાણવા સૂચી કરવી.

---

૧ આગળ પૃષ્ઠ ૪૦માં દોહા ૧૩ તથા ૧૪ના સૂચી ભેદમાં રૂપના ૭ આકાર બતાવ્યા છે. વિશેષે અન્ય પિંગળ ગ્રંથોમાં સૂચી ભેદની આઠ રૂપાકૃતિઓ બતાવવામાં આવી છે.

યથા દલપતપિંગળ–ત્રણ અક્ષરના સૂચી ભેદની રૂપાકૃતિઓ

| (રૂપાકૃતિ) | (કેટલાં રૂપ) | (રૂપાકૃતિ) | (કેટલાં રૂપ) |
|---|---|---|---|
| આદિ લઘુનાં............ | ૪ | આદ્યંત લઘુનાં.............. | ૨ |
| અંત લઘુનાં.......... | ૪ | લઘુ આદિ અને ગુરૂ અંતનાં... | ૨ |
| આદિ ગુરૂનાં........... | ૪ | ગુરૂ આદિ અને લઘુ અંતનાં... | ૨ |
| અંત ગુરૂનાં.......... | ૪ | આદ્યંત ગુરૂનાં.............. | ૨ |

યથા ભગવતપિંગળ—ચાર અક્ષરના સૂચી ભેદની રૂપાકૃતિઓ

| (રૂપાકૃતિ) | (કેટલાં રૂપ) | (રૂપાકૃતિ) | (કેટલાં રૂપ) |
|---|---|---|---|
| આદિ લઘુનાં | ૮ | આદ્યંત લઘુનાં............ | ૪ |
| અંત લઘુનાં | ૮ | લઘુ આદિ અને ગુરૂ અંતનાં... | ૪ |
| આદિ ગુરૂનાં | ૮ | ગુરૂ આદિ અને લઘુ અંતનાં.... | ૪ |
| અંત ગુરૂનાં | ૮ | આદ્યંત ગુરૂનાં............ | ૪ |

## सूची भेद

### दोहा

संख्या के पूर्णाङ्क तैं, प्रथम अंक जो पंत ।
ते गुरु आदि रु अंत हैं, ते लघु आदि रु अंत ॥ १३ ॥

પંક્તિમાં અક્ષરની સંખ્યાનો જે છેવટનો અંક હોય તેથી પહેલાંના અંક જેટલાં આદિ ગુરૂ અને અંત ગુરૂનાં રૂપ થાય તથા આદિ લઘુનાં અને અંત લઘુનાં રૂપ પણ તેટલાંજ થાય.

### पुनर्यथा

### दोहा

पूर्ण अंक तें तीसरे, होवै अंक जितेक ।
गुरु आद्यंत तिते कहै, लघु आद्यंत तितेक ॥ १४ ॥

અક્ષરની સંખ્યાનો જે છેવટનો અંક હોય તેની પહેલાંનો ત્રીજો અંક જેટલો હોય તેટલાં રૂપ આદ્યંત ગુરૂનાં તથા આદ્યંત લઘુનાં થાય છે. (અને તેટલાં જ રૂપ "લઘુ આદિ અને ગુરૂ અંતનાં" તથા "ગુરૂ આદિ અને લઘુ અંતનાં" થાય છે. છેવટની એ બે રૂપાકૃતિઓ મૂળ પાઠમાં બતાવી નથી.)

જેમ કે ૭ અક્ષરનાં ચોસઠ રૂપ થાય. તે ચોસઠમા અંકની પહેલાંનો અંક બત્રીશ છે. એટલે આદિ ગુરૂનાં બત્રીશ રૂપ થાય અને અંત ગુરૂનાં બત્રીશ રૂપ થાય. તેમજ આદિ લઘુનાં બત્રીશ અને અંત લઘુનાં બત્રીશ રૂપ થાય, ત્યાર પછી ચોસઠમા અંકની પહેલાંનો ત્રીજો અંક સોળ છે. એટલે આદ્યંત ગુરૂનાં સોળ અને આદ્યંત લઘુનાં સોળ રૂપ થાય.

યથા ૭ અક્ષરની સૂચીની ૭ રૂપાકૃતિઓ

| | |
|---|---|
| આદિ ગુરૂનાં ૩૨ રૂપ | આદ્યંત ગુરૂનાં ૧૬ રૂપ |
| અંત ગુરૂનાં ૩૨ રૂપ | આદ્યંત લઘુનાં ૧૬ રૂપ |
| આદિ લઘુનાં ૩૨ રૂપ | |
| અંત લઘુનાં ૩૨ રૂપ | |

(वार्ता) रूप लिख पूछे यो रूप कितरमो तब उद्दिष्ट कीजै.

કોઈ અમુક વર્ણનું ચાહે તે રૂપ લખીને પૂછે કે આ રૂપ કેટલામું છે તે જાણવા માટે ઉદ્દિષ્ટ ભેદ કરવો.

## यथा उद्दिष्ट भेद

### दोहा

वरनन पर अँक आदि तें, यक तैं दुगुन धरिष्ट ।
लघु ऊपर के अंक में, यक धरि देख उदिष्ट ॥ १५ ॥

પ્રશ્નનું જે રૂપ હોય તેના અક્ષરોનાં ચિહ્નો પૈકી પ્રથમ ચિહ્ન પર એકડો લખી તે પછીના અંકો ઉત્તરોત્તર બમણા બમણા લખીને લઘુ ચિહ્નના પ્રત્યેક અંકોનો સરવાળો કરી તેમાં એક ઉમેરવાથી જે સંખ્યાંક આવે તે તેટલામું રૂપ છે તે ઉદ્દિષ્ટ વડે જુઓ, જેમ કે છ વર્ણના પ્રસ્તારમાંથી કોઈ લખી આપીને પૂછે કે આ રૂપ કેટલામું છે ?

## यथा उदाहरण

| १ | २ | ४ | ८ | १६ | ३२ |
|---|---|---|---|---|---|
| । | ऽ | । | ऽ | । | ऽ |

ઉપરના લઘુ ચિહ્નના ૧ + ૪ + ૧૬ = ૨૧ એ સરવાળામાં ૧ ઉમેરવાથી ૨૨ થયા, તેથી તે રૂપ બાવીસમું છે એમ જાણવું.

(वार्ता) पूछे अतरमो रूप किसो छे ? तब नष्ट कीजै.

કોઈ પૂછે કે આટલા અક્ષરનું આટલામું રૂપ કેવું છે ? તો તે જાણવા માટે નષ્ટ ભેદ કરવો.

## यथा नष्ट भेद

### दोहा

बेकी व्है तो लघु लिखौ, एकी गुरु लखि लेहु ।
एकी में यक मेलिये, वहुरि अरध करि देहु ॥ १६ ॥

પ્રશ્નાંક બેકી હોય તો લઘુ લખવો, અને એકી હોય તો ગુરૂ લખવો, પછી તેનું અર્ધ કરવું, અને ન કરી શકાય તો તેમાં એક મેળવીને અર્ધ કરવું.

## पुनर्यथा

### दोहा

यौं ही सम अरु विषम को, लघु गुरु लिखते जाहु ।
प्रस्तारहि के वरण लों, अरध करत ठहराहु ॥ १७ ॥

એ પ્રમાણે ઉત્તરોત્તર અર્ધ ભાગ કર્યે જતાં સમ (બેકી) અંક આવે તો લઘુનું ચિહ્ન લખવું અને વિષમ (એકી) અંક આવે તો ગુરૂનું ચિહ્ન લખવું, પ્રસ્તારના અક્ષરોની રૂપસંખ્યાનું અર્ધ થઈ રહેવા સુધી કરતાં, આકાર પૂરો થયે અટકી જવું. (કદાપિ ભાગાકાર પૂર્ણ થઈ રહે અને લઘુ ગુરૂ કરવા બાકી રહે તો ખૂટતાં બધા ગુરૂ કરીને પ્રશ્નાંકના અક્ષર પૂર્ણ કરવા) જેમકે કોઈ પૂછે કે ૭ અક્ષરનું[1] છઠ્ઠું રૂપ કેવું થાય ? તેનું દૃષ્ટાન્ત:—પ્રશ્નાંક ૭ બેકી છે માટે પ્રથમ લઘુનું ચિહ્ન (।) લખવું. છનું અર્ધ ત્રણ એક અંક છે માટે ગુરૂનું ચિહ્ન (ऽ) લખવું, ત્રણનું અર્ધ ન થાય માટે તેમાં એક ઉમેરવાથી ચાર થયા. ચારનું અર્ધ બે બેકી અંક છે માટે લઘુનું ચિહ્ન (।) લખવું, બેનું અર્ધ એક એકી અંક છે માટે ગુરૂનું ચિહ્ન (ऽ) લખવું, એ રીતે અક્ષરના પ્રશ્નમાં ચારનાં ચિહ્ન (। ऽ । ऽ) આવ્યાં અને ભાગાકાર પૂર્ણ થયો પરંતુ બે અક્ષરનાં ચિહ્ન બાકી રહ્યાં તે ખૂટતાં હોવાથી ગુરૂનાં ચિહ્ન (ऽ ऽ) લખવાં એટલે ૭ અક્ષરનું છઠ્ઠું રૂપ (। ऽ । ऽ ऽ ऽ) આવું થયું, પુનર્યથા ચાર અક્ષરના તેરમા રૂપનો આકાર નીચે મુજબ

ऽ ऽ । ।
૧૩ ૭ ૪ ૨

---

[1] ૭ અક્ષરના પ્રસ્તાર માટે જુઓ પ્રસ્તાર પિંગળ.

૧૩ + ૧ = ૧૪ ÷ ૨ = ૭ + ૧ = ૮ ÷ ૨ = ૪ ÷ ૨ = ૨

(वार्ता) पूछे अतरा गुरू का कतरा रूप, अतरा लघु का कतरा रूप ? तब मेरु कीजे.

કોઈ પૂછે કે અમુક અક્ષરના પ્રસ્તારમાં આટલા ગુરૂનાં રૂપ કેટલાં ? અને આટલા લઘુનાં રૂપ કેટલાં ? તો તે જાણવા-માટે મેરૂ ભેદ કરવો.

## मेरु भेद

### चौपाई

आदि दोय त्रय चतुर पंच थिर, वर्ण संख्य कोठा क्रम तैं कर ।
मेरु प्रमाण यों कोठा कीजै, आद्यंत यक को अंक भरीजै ॥ १८ ॥

મેરૂની બહાર ડાબી બાજુએ એક, બે, ત્રણ, ચાર, પાંચ, એમ જેટલા અક્ષરનો મેરૂ કરવો હોય તેટલા અંક એકની નીચે બીજો એમ અનુક્રમે લખવા. અને જમણી બાજુ એ ક્રમયુક્ત કોઠા બહાર અક્ષર સંખ્યા બે, ચાર, આઠ, સોળ, બત્રીશ, એમ એકની નીચે બીજી સંખ્યા અનુક્રમે લખ્યે જવી, મેરૂ (પર્વત) પ્રમાણે કોઠા કરવા, તેમાં આદ્યંત (ડાબી તથા જમણી બાજુના કોઠાઓમાં) તમામ એકડા ભરવા.

ऊपर के द्वै अंक मिलावो, दुय कोष्टन तर कोष्ठ भरावो ।
वर्ण मेरु ऐसे भर भाई, जो तैं पिंगल की मति पाई ॥ १९ ॥

પ્રથમ (ॐ=ઓમ્કારનું શિખર બનાવીને તેની નીચેના) બે કોઠામાં બે એકડા હોય તેનો સરવાળો નીચેના કોઠામાં લખો. એવી રીતે ઉપરના બે કોઠાનો સરવાળો તેની નીચેના કોઠામાં અનુક્રમે ઉત્તરોત્તર ભર્યે જાઓ, જો તમે પિંગળના નિયમની બુદ્ધિ પ્રાપ્ત કરી હોય તો હે ભાઈ ! અક્ષર મેરૂ એવી રીતે ભરો.

## नव अक्षर ॐ मेरु चित्र

૧ | ૧ | ૧ | ૨

૨ | ૧ | ૨ | ૧ | ૪

૩ | ૧ | ૩ | ૩ | ૧ | ૮

૪ | ૧ | ૪ | ૬ | ૪ | ૧ | ૧૬

૫ | ૧ | ૫ | ૧૦ | ૧૦ | ૫ | ૧ | ૩૨

૬ | ૧ | ૬ | ૧૫ | ૨૦ | ૧૫ | ૬ | ૧ | ૬૪

૭ | ૧ | ૭ | ૨૧ | ૩૫ | ૩૫ | ૨૧ | ૭ | ૧ | ૧૨૮

૮ | ૧ | ૮ | ૨૮ | ૫૬ | ૭૦ | ૫૬ | ૨૮ | ૮ | ૧ | ૨૫૬

૯ | ૧ | ૯ | ૩૬ | ૮૪ | ૧૨૬ | ૧૨૬ | ૮૪ | ૩૬ | ૯ | ૧ | ૫૧૨

૯ ૮ ૭ ૬ ૫ ૪ ૩ ૨ ૧ ૦

ગુ ગુ ગુ ગુ ગુ ગુ ગુ ગુ ગુ ગુ

આ મેરૂની બહારની ડાબી બાજુએ જે અંકો લખેલા છે તે અક્ષરના છે. અને જમણી બાજુના તેટલા અક્ષરનાં જેટલાં રૂપ (સંખ્યા પ્રમાણે) થાય છે તે બતાવે છે. મેરૂની નીચે શૂન્ય થી નવ સુધી માંડેલા અંકો છે તે પરથી સમજવું કે નવ અક્ષરના છંદોમાં શૂન્ય ગુરૂ અર્થાત નવ લઘુનું એક રૂપ થાય છે. એક ગુરૂનાં નવ રૂપ થાય છે, બે ગુરૂનાં છત્રીસ રૂપ થાય છે, ત્રણ ગુરૂનાં ચોરાસી રૂપ થાય છે. ચાર ગુરૂનાં એક સો છવ્વીસ રૂપ થાય છે. પાંચ ગુરૂનાં એક સો છવ્વીસ રૂપ થાય છે; છ ગુરૂનાં ચોરાસી, સાત ગુરૂનાં છત્રીસ, આઠ ગુરૂનાં નવ અને નવ ગુરૂ અર્થાત સર્વ ગુરૂનું એક રૂપ થાય છે.

(वार्ता) पूछै कतरमा कतरमा रूपौं में कतरा कतरा गुरु हैं ? तौ पताका कीजै.

કોઈ પૂછે કે આટલા અક્ષરના કેટલામા કેટલામા રૂપમાં કેટલા કેટલા ગુરૂ આવેછે તો તે જાણવા માટે પતાકા કરવી.

## पताका भेद

### चोपाई

वरनन तैं यक अधिक कोष्ठ करि, यक तैं दुगनै प्रथम ताहि भरि ।
आदि अंत के अंक देहु तर, पंकति छोड़ि और उलटी भर ॥ २० ॥

જેટલા અક્ષરોની પતાકા કરવી હોય તેથી એક કોઠો વધારે કરી તે ઊભા કોઠામાં એકથી બમણા કરી આદ્યથી અંત સુધીના અંકો ભરી દેવા, પછી તે ઊભી પંક્તિ છોડી દઇને તેની નીચેની આડી પંક્તિઓ ભરવી. તે એવી રીતે કે—

पूर्ण अंक तैं पिछले अंक, घटत वचै सो भरहु निशंक ।
लिखियो अंक फेरि मति लेखहु, ऐसे वर्ण पताका देखहु ॥ २१ ॥

પૂર્ણાંકમાંથી તેની પછીનો અંક બાદ કરતાં બચે તે અનુક્રમે આડી પંક્તિ જેટલી હોય તેટલીમાં નિઃશંકપણે અંકો ભર્યે જવા, પરંતુ એટલું ધ્યાનમાં રાખવું કે લખાયેલો અંક ફરીથી ન લખવો, એવી રીતે અક્ષર પતાકા કરી જુઓ.

### यथा चतुराक्षर पताका चित्र

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૦ ગુરૂનું રૂપ | ૧૬ | | | | | |
| ૧ ગુરૂ | ૮ | ૧૨ | ૧૪ | ૧૫ | | |
| ૨ ગુરૂ | ૪ | ૬ | ૭ | ૧૦ | ૧૧ | ૧૩ |
| ૩ ગુરૂ | ૨ | ૩ | ૫ | ૯ | | |
| ૪ ગુરૂનું રૂપ | ૧ | | | | | |

સૂચના–૧ ૨ ૪ ૮ ૧૬ એ અંકોના પાંચ ઊભા કોઠા ચાર અક્ષરના છે. ત્યાર પછી ૮ ની જોડેની આડી પંક્તિ ત્રણ કોઠાની છે. ત્યાર પછી ૪ ની જોડેની પંક્તિ પાંચ કોઠાવાળી છે, ત્યાર પછી

૨ ની જોડેની પંક્તિ ત્રણ કોઠાની છે. ઉપરના ૧૬માંથી ૮ પછીના ૪ બાદ કરતાં ૧૨ પ્રથમની આડી પંક્તિમાં છે, ત્યાર પછી ૧૬ માંથી ૨ બાદ કરતાં ૧૪ છે, ત્યાર પછી ૧૬ માંથી ૧ બાદ કરતાં ૧૫ છે, ત્યાર પછી બીજી પંક્તિમાં ઊભા કોઠાના ૮ માંથી ૨ બાદ કરતાં ૬ છે, ત્યાર પછી ૮ માંથી ૧ બાદ કરતાં ૭ છે. ત્યાર પછી પ્રથમની આડી પંક્તિના ૧૨ માંથી ૨ બાદ કરતાં ૧૦ છે. ત્યાર પછી ૧૪ માંથી ૧ બાદ કરતાં ૧૩ છે, ત્યાર પછી ત્રીજી પંક્તિમાં ઊભા કોઠાના ૪ માંથી ૧ બાદ કરતાં ૩ છે, ત્યાર પછી વચ્ચેની આડી પંક્તિના ૬માંથી ૧ બાદ જતાં ૫ છે, ત્યાર પછી ૧૦ માંથી ૧ બાદ કરતાં ૯ છે. એ ઉપરથી એમ સમજવાનું છે કે શૂન્ય ગુરૂનું અર્થાત સર્વ લઘુનું રૂપ ૧૬મું છે. તે પછી ૮ મું, ૧૨ મું, ૧૪ મું, અને ૧૫ મું રૂપ એક ગુરૂનું છે. તે પછી ૪થું, ૬ઠું, ૭મું, ૧૦મું, ૧૧મું, અને ૧૩મું રૂપ બે ગુરૂનું છે, તે પછી ૨જું, ૩જું, ૫મું, અને ૯મું રૂપ ત્રણ ગુરૂનું છે. અને તે પછી ચાર ગુરૂનું અર્થાત્ સર્વ ગુરૂનું રૂપ ૧લું છે. એ રીતે બીજા વધારે અક્ષરોની પતાકા પણ થઈ શકે છે.

(वार्ता) पूछै अतरमी घृत्य के भेद मात्रा वर्ण लघु दीर्घ कितने हैं ? तब मर्कटी कीजै.

કોઈ પૂછે કે આટલા અક્ષરના છંદમાં છંદ સંખ્યા, માત્રા, વર્ણ, લઘુ તથા ગુરૂ કેટલાં ? તો તે જાણવા સાટે મર્કટી કરવી.

## यथा मर्कटी भेद

### चौपाई

वृत्त भेद मात्रा अरु वरणा, गुरु लघु उभा कोठा करणा ।
फ़िर प्रस्तार वरण के माफक, आड़े कोठे करहु पट ही तक ॥ २२ ॥

અક્ષરોના, છંદ (રૂપ) ના, માત્રાઓના, કુલ અક્ષરોના, કુલ લઘુનાં, કુલ ગુરૂના, એ રીતે પ્રથમ ૭ ઊભા કોઠા કરવા, પછી

અક્ષરોના પ્રસ્તારના જેટલા આડા કોઠા, ૭ કોઠા સુધી કરવા.

प्रथमहि वृत्त पंक्ति कौं भरिये, यक तैं अंक क्रमहि तैं करिये ।
दूजी पंक्ति भेद संख्या धरि, दोनों गुनि चौथी पंगति भरि ॥ २३ ॥

પ્રથમ છંદના અક્ષરોની પંક્તિ ૧-૨-૩-૪ એમ જેટલા અક્ષરોની મર્કટી કરવી હોય તેટલી આડી ભરવી. બીજી પંક્તિ સંખ્યા ભેદના અંકોથી ભરવી. પછી પહેલી તથા બીજી પંક્તિનો ગુણાકાર ચોથી પંક્તિમાં ભરવો.

चौथी पंगति अर्ध अर्ध करि, पंगति लघु गुरु पंच छठी भरि ।
चौथी पांचमि अंक मिलावो, त्रीजी मात्रा पंक्ति भरावो ॥ २४ ॥

તે પછી ચોથી પંક્તિના અંકોનું અર્ધ અર્ધ કરીને લઘુ તથા ગુરુની પાંચમી તથા છઠ્ઠી પંક્તિ ભરો, તે પછી ચોથી તથા પાંચમી પંક્તિના અંકોનો સરવાળો કરી ત્રીજી પંક્તિ માત્રાની હોય તે ભરો.

सप्ताक्षर-मर्कटी कोष्ठक

| કેટલા અક્ષર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| તેની છંદ સંખ્યા | ૨ | ૪ | ૮ | ૧૬ | ૩૨ | ૬૪ | ૧૨૮ |
| તે સર્વની માત્રા | ૩ | ૧૨ | ૩૬ | ૯૬ | ૨૪૦ | ૫૭૬ | ૧૩૪૪ |
| સર્વ અક્ષરો | ૨ | ૮ | ૨૪ | ૬૪ | ૧૬૦ | ૩૮૪ | ૮૯૬ |
| કેટલા લઘુ | ૧ | ૪ | ૧૨ | ૩૨ | ૮૦ | ૧૯૨ | ૪૪૮ |
| કેટલા ગુરુ | ૧ | ૪ | ૧૨ | ૩૨ | ૮૦ | ૧૯૨ | ૪૪૮ |

( इति वर्णाष्ट-कर्म )

अथ छंद जाति भेद

दोहा

पुरुष त्रिया अरु षंड हैं, तीन जाति के छंद ।
वर्ण मात्र मात्रा वरण, क्रम तैं गिनहु कविंद ॥ २५ ॥

પુંલિંગ, સ્ત્રીલિંગ, અને નપુંસક લિંગ, એ ત્રણ જાતિના છંદ છે. તેમાં અક્ષર મેળ પુંલિંગ છે, માત્રામેળ સ્ત્રીલિંગ છે અને અક્ષર તથા માત્રામેળ મિશ્રિત છંદ નપુંસક લિંગ, એ અનુક્રમે કવીશ્વરો કહે છે.

## पुरुष छंद सूची-गण नाम

### दोहा

भगन जगन अरु सगन के, आदि मध्य गुरु अंत ।
यगन रगन पुनि तगन के, क्रम तैं लघु ही कहंत ॥ २६ ॥

આદ્ય ગુરૂ ભગણ (S I I) મધ્ય ગુરૂ જગણ (I S I) અને અંત ગુરૂ સગણ (I I S) તેમજ આદ્ય લઘુ યગણ (I S S) મધ્ય લઘુ રગણ (S I S) અને અંત લઘુ તગણ (S S I)

भगन नगन के तीन ही, गुरु लघु करिके जान ।
गन तैं सुच्छिम छंद गत्ति, कहत स्वरूप वखान ॥ २७ ॥

ત્રણ ગુરૂ અથવા સર્વ ગુરૂ મગણ (S S S) અને ત્રણ લઘુ અથવા સર્વ લઘુ નગણ (I I I) એ રીતે આઠ ગણો વડે છંદોની ગતિનું સૂક્ષ્મ વર્ણન કવિ સ્વરૂપદાસજી વખાણીને કહે છે.

## लघु गुरु वर्नन[1]

### दोहा

गैल लगे कौं करत गुरु, निज लघु रहत्त निदान ।
वरण संजोगी देत है, आप बड़ाई जान ॥ २८ ॥

---

૧ દોહરા – હસ્વ ઈ, ઉ ને અકાર સ્વર, લઘુ અક્ષર લેખાય;
જોડાક્ષરથી જો પ્રથમ, થડકે તો ગુરૂ થાય. ૧
બાકી સ્વર બીજા બધા, ગુરુ સંજ્ઞાથિ ગણાય;
પણ જાણો લઘુ જો સુખે, લઘુ જેવો બોલાય. ૨
વળિ જે સ્વર-વ્યંજન વિષે, તે પણ ગુરુ લઘુ તેમ;
ગુરુની માત્રા બે ગણો, એક જ લઘુની એમ. ૩
(દલપત પિંગળ)

જોડાક્ષર પોતે લઘુત્વ ધારણ કરે છે અને પાછળ રહેલા લઘુ અક્ષરને પોતાની બડાઈ રૂપ ગુરૂત્વ આપે છે.

सुखमुखोच्चारणार्थं, गुरुरेव लघुत्व माप्नोति ।

લઘુની પેઠે મુખથી સુખપૂર્વક ઉચ્ચાર કરવા માટે ગુરૂ અક્ષર હોવા છતાં તેને લઘુત્વ આપવું પડે છે. અર્થાત્ ઝડપથી બોલાતા ગુરૂને લઘુ ગણવો.

### एक मगण तैं नारी छंद

गोपीशं ॥ जै ईशं ॥ श्रीशेषं ॥ विश्वेशं ॥ २९ ॥

હે ગોપી વલ્લભ ( કૃષ્ણ ) પ્રભુ ! હે વિશ્વેશ્વર ! લક્ષ્મી તથા શેષ ( બળભદ્ર ) યુક્ત આપની જય થાઓ.

### एक नगण तैं कमल छंद

निरत ॥ करत ॥ सरित ॥ फिरत ॥ ३० ॥

( શ્રીબાળકૃષ્ણ યમુના ) નદીને કાંઠે ફરે છે અને નૃત્ય કરે છે.

### एक भगन तैं मंदरा छंद

माधव ॥ जादव ॥ मारत ॥ तारत ॥ ३१ ॥

લક્ષ્મીપતિ યાદવ ( શ્રીકૃષ્ણ ) ( દૈત્યોને ) મારે છે તથા તેઓનો ઉદ્ધાર કરે છે.

### एक यगन तैं शशि छंद

सुघोषं ॥ अदोषं ॥ निवासी ॥ विलासी ॥ ३२ ॥

( શ્રીબાળકૃષ્ણ ) નિર્દોષ ગાયોના નેસમાં રહેવાવાળા છે અને આનંદ કરવાવાળા છે.

### एक सगन तैं रमन छंद

जमुनं ॥ गमनं ॥ नचबो ॥ रुचबो ॥ ३३ ॥

( શ્રીબાળકૃષ્ણને ) યમુના નદીને કાંઠે જવાનું, તથા નૃત્ય કરવાનું ગમે છે.

### एक तगन तैं पंचालिका छंद

राधेश ॥ जोगेश ॥ आराधि ॥ गौ साधि ॥ ३४ ॥

યોગેશ્વરો શ્રીકૃષ્ણ ભગવાનનું આરાધન કરીને ઇંદ્રિઓને નિયમમાં રાખે છે.

### एक जगन तैं गजेन्द्र छंद

अरूप ॥ अनूप ॥ असाप ॥ अपाप ॥ ३५ ॥

નિરાકાર પરમાત્મા રૂપ રહિત તથા ઉપમા રહિત છે અને જેમનું માપ ન થઈ શકે એવા નિષ્પાપ (દોષ વિનાના) છે.

### एक रगन तैं प्रिया छंद

श्याम ते ॥ राम ते ॥ एक है ॥ नाम द्वै ॥ ३६ ॥

શ્રીકૃષ્ણ તથા શ્રીરામ એ બે નામ જુદાં છે, પરંતુ પ્રભુત્વમાં બેઉ એક જ છે.

### दोय मगण तैं सेखा[1] छंद

राधेजी गावे है । प्यारे कौं भावे है ।
बंशी में बोले है । तानों कौं तोले है ॥ ३७ ॥

શ્રી રાધાજી ગાય છે તે શ્રીકૃષ્ણને ગમે છે. પોતે એ રાગને વાંસળીમાં તાલ માપથી તોલે છે અને બોલે છે.

### दोय नगन तैं मदनक[2] छंद

मदन वदन । दनुज कदन ।
रुचिर रदन । सुव्रत सदन ॥ ३८ ॥

કામદેવના જેવી મુખાકૃતિવાળા, સુંદર દાંતવાળા અને શ્રેષ્ઠ વ્રતના ધામ શ્રીકૃષ્ણ દૈત્યોનો નાશ કરવાવાળા છે.

---

૧ શેષા છંદ માટે જુઓ દલપત પિંગળ

૨ મદનક છંદને, બદલે પ્રસ્તાર પિંગળ તથા ભગવત પિંગળમાં દમનક છંદ છે.

दोय भगन तैं अमंद छंद

श्रीधर पावन । घोष बचावन ।
कंस-निपातन । कौरव-घातन ॥ ३९ ॥

લક્ષ્મીને ધારણ કરવાવાળા ( શ્રીકૃષ્ણ ) પવિત્ર છે. ગાયોના ગોઠને બચાવવાવાળા છે, કંસને મારનાર છે, કૌરવોનો નાશ કરનારા છે.

दोय यगन तैं शंख[1]नारी छंद

विधाता फनीशं । धरे पाव शीशं ।
रटै लोक तीनं । सुगोपी अधीनं ॥ ४० ॥

જેઓના ચરણે બ્રહ્મા તથા શેષનાગ મસ્તક નમાવે છે અને જેઓનું સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે લોક રટણ કરે છે, તેવા શ્રીકૃષ્ણ ભગવાન ગોપીઓને વશ છે.

दोय सगन तैं तिलका छंद

जननी जमना । अघ की समना ।
हरि प्रीति प्रदा । सुख रूप सदा ॥ ४१ ॥

શ્રી યમુનાજી ( કાલિંદ્રી ) માતા પાપનો નાશ કરનારાં છે, શ્રીહરિ( કૃષ્ણ )માં પ્રીતિ આપવાવાળાં છે, તથા હંમેશાં સુખ સ્વરૂપા છે.

दोय तगन तैं मंथना छंद

राकापती जोत । वंसी रवं होत ।
चाली सबै वाम । सोहै जितै श्याम ॥ ४२ ॥

પૂર્ણ ચંદ્રમાની ચાંદની ખીલી રહી છે, વાંસળીનો અવાજ થાય છે. શ્રીબાળકૃષ્ણ પ્રભુ ( વંશીવટ નીચે ) છે ત્યાં સર્વ ગોપીઓ ચાલી.

दोय जगन तैं मालती छंद

त्रिलोक नरिंद । गुपाल गुविंद ।
निकंदन कंश । विभाकर वंश ॥ ४३ ॥

---

૧ કેટલાક પિંગળ ગ્રંથોમાં એ છંદનું નામ સોમરાજી છે.

ત્રિલોકના સ્વામી, ગાયોનું પાલન કરનાર, ઇંદ્રિઓના પતિ, કંસનો નાશ કરનારા યદુવંશના સૂર્ય સ્વરૂપ છે.

दोय रगन तैं विमोहा छंद

दास धी दायकं । राधिका नायकं ।
गोप गो पालनं । दास भां टालन ॥ ४४ ॥

રાધાવલ્લભ ( શ્રીકૃષ્ણ ) ગોપજનોનું તથા ગાયોનું પાલન કરનારા છે, સેવકને સુબુદ્ધિ આપનારા તથા સેવકનો ભય ટાળનારા છે.

चार मगन तैं मोटक छंद

गोपालां की साथां खेल्यो राधे प्यारो ।
जाकौं गावो मेटो साधो म्हारो थारो ॥
गीताजी में भाख्यो सोही नीको तत्वं ।
भक्ती जोगं ज्ञानानंदं मुक्ती मत्वं ॥ ४५ ॥

રાધાવલ્લભ ( શ્રીકૃષ્ણ ) જેઓ ગોવાળિયાઓની સાથે રમ્યા છે તેઓના ગુણ ગાઓ, અને હે સજ્જનો, "મારૂં તારૂં" એ દ્વંદ્વભાવનો ત્યાગ કરો. ભકિત, યોગ જ્ઞાનાનંદ રૂપ મોક્ષનો મત આદિ જે ગીતાજીમાં કહ્યું છે તે શ્રેષ્ઠ તત્ત્વ છે.

चार नगन तैं तरल नयन छंद

हरि विनु सब अघ टरत न ।
वर तन मिल कर नर तन ॥
भजि तजि भ्रम क्रम सुनि मन ।
दिल सुच सुखप्रद दिन दिन ॥ ४६ ॥

હરિ વિના અર્થાત્ હરિના ભજન વિના તમામ પાપ ન ટળે, હે મન, સાંભળ. આ નર દેહ જે ઉત્તમ શરીર છે તેને પામ્યાથી ભ્રાંતિને ભાગી નાંખ, અને કર્મ ત્યાગી થા, અર્થાત્ તત્ફળની ઇચ્છા રહિત થા, હંમેશાં ચોખ્ખું દિલ આનંદ આપનારું છે.

### चार भगन तैं मोदक छंद

केशव जादव माधव श्रीधर ।
गोकुल में नचना रचना कर ॥
जो दुखहा सुखदा अरि घातक ।
नाम रटे कटि हैं सब पातक ॥ ४७ ॥

કેશવ, માધવ, અને શ્રીધર એ નામવાળા યાદવ શ્રીકૃષ્ણ ભગવાન કે જેઓ ગોકુળમાં રાસ રમવાની રચના કરનારા, દુઃખને હરનારા, સુખને આપનારા અને શત્રુઓનો નાશ કરનારા છે તેઓનું નામ રટવાથી તમામ પાપ કપાઈ જશે.

### चार यगन तैं भुजंगी छंद

भजो भक्तिदाता मुकुंद मुरारी ।
जरासंध कंसादि के नाशकारी ॥
अभै दान दाता नहीं कोय ऐसो ।
जगन्नाथ स्वामी चिदानंद जैसो ॥ ४८ ॥

જેઓ જરાસંધ અને કંસાદિનો નાશ કરનારા, મુકુંદ, મુરારિ એ નામવાળા શ્રીકૃષ્ણ પોતાના ભક્તને ભક્તિના આપનારા છે તેમને ભજો. સત્ ચિત્ આનંદના સ્વામી શ્રી જગન્નાથ પ્રભુ જેવો બીજો કોઈ પણ અભય દાનનો આપનારો નથી.

### चार सगन तैं तोटक छंद

जगदीश हरी मन तुं जज रे ।
त्रिषना-मुख में वसि ना तज रे ॥
जब दास स्वरूप मिलै हरिजी ।
हम सांच कह्यौ फिर जो मरजी ॥ ४९ ॥

કવિ સ્વરૂપદાસજી કહે છે કે હે મન, તું જગદીશ પ્રભુનું પૂજન કર, તૃષ્ણાના મુખમાં વસીને શ્રીહરિનું ભજન કરવું તજીશ નહિ, ત્યારે જ તને શ્રીહરિની પ્રાપ્તિ થશે, મેં તો સાચે સાચું કહ્યું છે, પછી તો જેમ તારી મરજી હોય તેમ તું કરજે.

### चार तगन तैं अदृष्टी छंद

रामा रमानाथ राजा त्रिहूं लोक ।
संसार के त्रासहंता जुतं शोक ॥
मायापती मोक्षदाता सदानंद ।
धाता पिता राम आनंद के कंद ॥ ५० ॥

સૌંદર્યવાન લક્ષ્મી, તેના પતિ શ્રી રામચંદ્રજી ત્રણે લોકના પ્રભુ છે. શોક યુક્ત સંસારના ત્રાસને હણનારા છે. સત્ ચિત્ અને આનંદ સ્વરૂપ મોક્ષ આપનારા છે, માયાના ઈશ્વર છે. જગત્કર્તા અને જગત્પિતા શ્રી રામ આનંદના કંદ છે.

### चार जगन तैं मोतीदाम छंद

अकाम अबाध्य अनादि अनूप ।
सवै जग व्यापक एक स्वरूप ॥
अभै पद दायक देव उदार ।
विभू अन खंड बिनास विकार ॥ ५१ ॥

પ્રભુ સર્વ કામનાઓથી રહિત છે, કોઈને પીડા કરનારો નથી, જેનો આદિ નથી, જે ઉપમા રહિત છે, જે એક જ રૂપે સર્વ જગતમાં સભર ભરેલો છે, વળી અક્ષય પદ (મોક્ષ) આપનારો એ અખંડ ઉદાર દેવ વિકારનો નાશ કરવાવાળો મહા સમર્થ છે.

### चार रगन तैं स्त्रग्वेणी छंद

देहदं प्राणदं सत्वदं भुक्तिदं ।
मानदं बोधदं लोकयं मुक्तिदं ॥
सेवकं पोषदं कंद आनंद के ।
चंद राका जथा नंद हैं नंदके ॥ ५२ ॥

પૂનમના ચંદ્રમા સમાન સંપૂર્ણ કળાયુક્ત આનંદના કંદ શ્રીકૃષ્ણ ભગવાન શરીરને પોષણ આપનારા છે, પ્રાણોને

પોષણ આપનારા છે, સત્વગુણ અથવા શક્તિ આપનારા છે, વિવિધ પ્રકારના ભોગોને આપનારા છે, માન આપનારા છે, જ્ઞાન આપનારા છે તથા લોકોને મુક્તિ આપનારા છે. એ પ્રમાણે પોતાના સેવકને પોષણ આપનારા છે.

दोहा

अष्ट मगन अरु नगन तैं, छंद न पावत रूप ।।
तातैं वर्णन ना कियो, समुझि लेहु कविभूप ।। ५३ ।।

આઠ મગણ ગણ તથા આઠ નગણ ગણથી, છંદ પોતાના યથાર્થ રૂપને પામતા નથી તેથી મેં તે વર્ણન કર્યું નથી, હે કવિરાજો ! આપ એ સમજી લેજો.

## आठ भगन तैं किरीट छंद

आज प्रभा नट नागर की वृखभान सुता टक एक निहारत ।
मोर पखा कच मेचक कीरिट कुंडल के ढिग नैन न टारत ।।
गुंजन की वनमाल गलै पट पीत को ध्यान न नैंक बिसारत ।
चातुरता मति आतुरता जुत वाल सँजोग उद्योग विचारत ।। ५४ ।।

આજે શ્રીકૃષ્ણની શોભા શ્રીરાધાજી એકી ટસે જુએ છે. કાળા શિર કેશ, મોરનાં પિંછાંનો મુગટ અને કાનનાં કુંડળોની નજીકથી નેત્રો ટાળતાં નથી, ચણોઠીઓની વનમાળા ગળામાં પહેરી છે તે અને પીતાંબરનું ધ્યાન તેઓ જરા પણ વિસારતાં નથી તેમજ તે બાળા, બુદ્ધિ ચાતુર્ય યુક્ત ઉતાવળથી તેઓના મિલાપનો ઉદ્યોગ વિચારે છે.

## आठ यगन तैं माधुर्य छंद

जदूनाथ गोविंद विश्वेश धाता, चिदानंद रूपी सदानंद कारी ।।
कर्यों नाश कंसादि को बंश हंसं, विभू श्याम वृंदावनं भू विहारी ।।
तजै काम क्रोधं भज लाइ बोधं, हरै ताप तीनों करै आप जसो ।।
कहै भूपदासं कटै काल पासं, तिहूं लोक वासी न को पूज्य ऐसो ।। ५५ ।।

યદુપતિ, ગોવિંદ, વિશ્વેશ્વર, જગત્પ્રભુ, અને સત્ ચિત્

આનંદ સ્વરૂપ, જેણે કંસ વિગેરેનો નાશ કર્યો છે, યદુવંશમાં સૂર્ય રૂપ, પ્રભુ, શ્યામ સુંદર, વૃંદાવન ભૂમિમાં વિચરનાર, કામ ક્રોધનો ત્યાગ કરીને તથા બોધ લાવીને જેને ભજવાથી જે ત્રણે તાપ ટાળીને સ્વજનને પોતાની પેઠે કરે છે. કવિ સ્વરૂપદાસજી કહે છે કે ત્રણે લોકમાં વસનાર અને મૃત્યુના પાસને મટાડનાર એવો બીજો કોઈ પણ નથી, અર્થાત એના જેવો એ જ છે. ( માધુર્ય છંદનું બીજું નામ દેવ છંદ છે. જુઓ દલપત પિંગળ )

### अष्ट सगन तैं दुर्मिला छंद

मन को मिलबो जवही तैं भयो, भयो तिक्ष कटाक्षन को घलवो ॥
सुख सागर जानि सनेह कियो, नट नागर आगि विना जलबो ॥
तन को मिलवो तो रह्यो अति दूर, रह्यौ कुल-मारग को चलबो ॥
रह्यौ वैनन को मिलवौ न वनै, न बनै अव नैनन को मिलवो ॥ ५६ ॥

નાયિકા સખી દ્વારા પરોક્ષ કથન વડે નાયક પ્રત્યે કહેવડાવે છે કે હે ચતુર નટ ! તમારાથી મારા મનનું મળવાનું જ્યારથી થયું છે ત્યારથી તમારાં તીક્ષ્ણ કટાક્ષોનું પેસવું મારા હૃદયમાં થયું છે. તમને સુખના સાગર જાણીને મેં તમારાથી સ્નેહ સંબંધ કર્યો, તે વિના અગ્નિએ બળવા જેવું થયું છે. શરીરનું મળવું તો હવે બહુ જ છેટે રહ્યું, તેથી હવે તો કુળને માર્ગે જ ચાલવાનું રહ્યું, વેણોનું મળવું ન બને એટલે તે પણ રહ્યું, પરંતુ હવે તો નેત્રોનું મળવું પણ બને તેમ નથી.

### दोहा

अंतरंग सखि तैं कह्यौ, जाय सुनावो गाय ॥
नीके राग मलार में, प्रावृट काल लखाय ॥ ५७ ॥

સ્ત્રીએ પોતાની અંતરંગ સખીને કહ્યું કે હે સખી ! તું નાયક પાસે જા, અને ઉપરનો સવૈયો સારી રીતે મલ્હાર

રાગમાં ગાઈ સંભળાવ જેથી વર્ષાઋતુ પ્રગટ થાય અને નાયક અને આવી મળે.

या सवैयाकी टीका–આ સવૈયાનું ટિપ્પણ

परलोक साधन उपदेशक षट् शास्त्र–सांख्य १ न्याय २ पातांजल ३ वैशेषिक ४ मीमांसा ५ वेदान्त ६ ।

પરલોક સાધનનો ઉપદેશ કરનાર છ શાસ્ત્ર–સાંખ્ય ૧ ન્યાય ૨ પાતાંજલ ૩ વૈશેષિક ૪ મીમાંસા ૫ અને વદાન્ત ૬

यह लोक साधक षट् उप शास्त्र–व्याकरन १ कोश २ तर्क ३ साहित्य ४ संगीत ५ नाटक ६

એને લોક સાધ્ય કરાવનાર છ ઉપશાસ્ત્ર–વ્યાકરણ ૧ કોશ ૨ તર્ક ૩ સાહિત્ય ૪ સંગીત ૫ અને નાટક ૬

जिनमें ते साहित्य है या सवैया विषे, साहित्य के षट् अग, प्रथम छंद, वृत्त में छइसधा, द्वितीय नायका चतुर्धा, तृतीय अलंकार एक शत अष्टधा, चतुर्थ रस द्वाद्वशधा, पंचम रीति चतुर्धा, षष्टी ध्वन्यादि त्रिधा, ए षट ही अंग या सवैया विषे जाहर किया जायगा ।

જે પૈકી આ સવૈયા વિષે સાહિત્ય છે. સાહિત્યનાં છ અંગ. પ્રથમ છંદ વૃત્તોમાં છવ્વીસ પ્રકારના, બીજું નાયિકા ચાર પ્રકાર, ત્રીજું અલંકાર એક સો આઠ પ્રકાર, ચોથું રસ બાર પ્રકાર (નવ રસનું વર્ણન આગળ આવશે અને હાસ્ય, સખ્ય તથા વાત્સલ્ય એ ત્રણ રસ જુદા છે), પાંચમું

૧ એ છંદ સ્વામી શ્રી સ્વરૂપદાસજીના શિષ્ય સીતામઉ મહારાજ કુમાર શ્રી રતનસિંહજી કૃત છે, અને તેમની કવિતાના સંગ્રહ ગ્રંથ નટનાગરવિનોદ ગ્રંથમાં તે આપેલો છે. મહારાજકુમાર પોતાની કૃતિથી “નટ નાગર” તરીકે ઓળખાય છે. “નટ નાગર” શબ્દ શ્લેષાર્થ છે. નટ નાગર એટલે શ્રી કૃષ્ણચંદ્ર અને નટ નાગર એટલે રસભાવ દર્શાવવામાં ચતુર.

રીતિ ચાર પ્રકાર (લાટી, વૈદર્ભી પાંચાળી અને ગૌડી), છઠ્ઠું ધ્વન્યાદિ ત્રણ પ્રકાર, એ છ એ અંગ સાહિત્યના આ સવૈયામાં જાહેર કરવામાં આવશે.

वाणी दोय,[1] देववाणी संस्कृत, लोक वाणी भाषा, संस्कृत विषे सात विभक्ति जाहर होत हैं, समासांत भी होय, भाषा में विभक्ति समास तें होय, संस्कृत, विषे एकवचन, द्विवचन, वहुवचन हैं,

વાણી બે પ્રકારની, એક દેવવાણી સંસ્કૃત, બીજી મનુષ્ય-વાણી પ્રાકૃત. સંસ્કૃતમાં સાત વિભક્તિઓ જાહેર છે. અને સમાસને અંતે પણ વિભક્તિઓ હોય છે, પ્રાકૃતમાં વિભક્તિઓ સમાસથી થાય છે. સંસ્કૃતમાં એકવચન, દ્વિવચન, બહુવચન છે.

( વિભક્તિનાં સ્વરૂપ[2] )

| (विभक्ति) | (एकवचन) | (द्विवचन) | (वहुवचन) |
|---|---|---|---|
| प्रथमा | छै सो | छ ते | छैं जे |
| द्वितीया | तिने | त्यां ने | तिनू ने |
| तृतीया | ती कर | त्यां कर | तिनू कर |

---

1 दोहा—नर प्राकृत सुर संसकृत, सठ वर उरग सुजान।
असुर पिशाचि पशु मागधी, अवचि विहंग वखान ॥
સંસ્કૃત, પ્રાકૃત, માગધી, સૌરસેની, યાવની અને પિશાચી એમ પણ ખટભાષા કહેવાય છે.

२ विभक्ति के प्रत्यय — વિભક્તિના પ્રત્યય

| प्रकार | प्रत्यय | પ્રકાર | પ્રત્યય |
|---|---|---|---|
| प्रथमा | ० | પહેલી | ૦ |
| द्वितीया | ० की, कों | બીજી | ૦ કે, ને |
| तृतीया | ने | ત્રીજી | એ, તેણે કરી |
| चतुर्थी | के लिये, कों | ચોથી | ને, માટે |
| पंचमी | से | પાંચમી | થી, થકી, |
| षष्टमी | का, की, के | છઠ્ઠી | નો, ની, નું |
| सप्तमी | में, पर, पै | સાતમી | માં, એ |

| | | | |
|---|---|---|---|
| चतुर्थी | तीके अर्थ | त्यांके अर्थ | तिनूके अर्थ |
| पंचमी | तिन तैं | त्यां तैं | तिनू तैं |
| षष्टमी | तीका | त्यांका | तिनूका |
| सप्तमी | तिन विषे | त्यां विषे | तिनू विषे |

| (વિભક્તિ) | (એક વચન) | (દ્વિ વચન) | (બહુ વચન) |
|---|---|---|---|
| પહેલી | તે એક છે | તે બંને છે | તેઓ છે |
| બીજી | તે એકને | તે બંનેને | તેઓને |
| ત્રીજી | તેણે એકે કરી | તે બંનેએ કરી | તેઓએ કરી |
| ચોથી | તે એકને માટે | તે બંનેને માટે | તેઓને માટે |
| પાંચમી | તે એકથી | તે બંનેથી | તેઓથી |
| છઠ્ઠી | તે એકનું | તે બંનેનું | તેઓનું |
| સાતમી | તે એકમાં | તે બંનેમાં | તેઓમાં |

भाषा में एकवचन बहुवचन हैं, द्विवचन नाहीं, संस्कृत विषे स्त्रीलिंग–पुलिंग–नपुंसकलिंग हैं, भाषा विषे स्त्रीलिंग-पुलिंग हैं, नपुंसकलिंग नांही, भूत–भविष्य–वर्तमान–परोक्ष–प्रत्यक्ष, संस्कृत और भाषा दोनों विषे होय, संस्कृत विषे पांच अनुप्रास होय, अंत्यानुप्रास होय नहीं, भाषा में होय, जाको तुकान्त मौहरो भेटि कहत है, फारसी में काफिया कहत है.

હિંદી ભાષામાં એક વચન તથા બહુવચન છે, અને દ્વિ-વચન નથી. સંસ્કૃત ભાષામાં સ્ત્રીલિંગ (નારીજાતિ), પુંલિંગ (નરજાતિ) અને નપુંસકલિંગ (નાન્યતર જાતિ) છે. હિંદીમાં સ્ત્રીલિંગ તથા પુંલિંગ છે અને નપુંસકલિંગ નથી. ભૂત (કાળ), ભવિષ્ય (કાળ), વર્તમાન (કાળ), પરોક્ષવાદ અને પ્રત્યક્ષવાદ, સંસ્કૃત અને હિન્દી એ બેઉ વાણીમાં હોય છે. સંસ્કૃતમાં પાંચ અનુપ્રાસ હોય છે, છઠ્ઠો અંત્યાનુપ્રાસ નથી, હિંદીમાં તે હોય છે, જેને તુકાન્ત મોહરા મેળ કહે છે. અને ફારસી ભાષામાં તેને કાફિયા કહે છે.

संस्कृत में लघु को गुरु तीन ठौर होइ, संजोगी की आदि को, विसर्गादि, तुकान्तः, भाषा में संजोगादि गुरु होइ, विसर्ग तुकान्त " नहीं, संस्कृत विषे संधी स्वर तैं, विसर्ग तैं, ह्रस्व तैं, अनुस्वर तैं, भाषा की संधी, भव को भौ, जव को जौ, विभव को विभौ, भय को भै, लय को लै, ऐसो होय, सर्व शब्द को सव-स्रव-सरव भी होय, ऐसे पार्थ को पाथ-पारथ होय, संस्कृत विषे क्षकार-णकार-यकार को भाषा में छकार-नकार-जकार है, संस्कृत विषे दंती-तालवी-मूर्द्धी स-श-ष होय, भाषा में सकार दंती होय, संस्कृत में लघु-दीर्घ-प्लुत-ह्रस्व चार भेद, भाषा में लघु दीर्घ दोय, जामें भाषा के छंद होय.

સંસ્કૃતમાં લઘુના ગુરૂ ત્રણ ઠેકાણે થાય છે. જોડેલા અક્ષરની પૂર્વનો, વિસર્ગની પૂર્વનો, અને તુકની અંતે. ભાષામાં જોડેલા અક્ષરની પૂર્વનો ગુરૂ થાય, તથા વિસર્ગની પૂર્વે અને તુકની અંતે ન થાય, સંસ્કૃતમાં સંધિ સ્વરથી, વિસર્ગથી, હ્રસ્વથી અને અનુસ્વરથી થાય છે. હિંદી ભાષાની સંધિ भवનો भौ, भवનો भौ, जवનો जौ, विभवનો विभौ, भयનો भै, लयનો लै, એમ થાય છે. सर्व શબ્દનો सव-स्रव અને सरव એમ પણ થાય છે. તેવી જ રીતે पार्थનો पाथ અને पारथ થાય છે. સંસ્કૃત ભાષામાં ક્ષકાર, ણકાર અને યકારનો હિંદીભાષામાં છકાર, નકાર અને જકાર થાય છે. સંસ્કૃતમાં દંતી-તાલવ્ય-મૂર્દ્ધન્ય સ-શ-ષ થાય છે, હિંદીમાં દંત્ય સકાર હોય છે, સંસ્કૃતમાં લઘુ દીર્ઘ પ્લુત અને હ્રસ્વ એમ ચાર ભેદ છે અને હિંદીમાં લઘુ દીર્ઘ એ બે જ છે જેમાં હિંદી ભાષાના છંદ બને છે.

छंद दो प्रकार के, मात्रा और वर्ण, जामें उक्तादि वर्ण छंद की छाइस वृत्ति, जामें चौवीस वर्ण की संस्कृति वृत्ति जामें प्रस्तार के प्रमाण तें एक क्रोड़ सड़सट लाख सत्योत्तर हजार दोय सो सोला छंद होय, तामें एकोतर लाख नेऊ हजार दोय सो छतीसमा

स्थान को रूप अष्ट सगन तें दुर्मिला छंद है, कहूंक लघु की ठाहर गुरू होइ, उच्चार में लघु बोले तो दोष नहीं, सुख मुखोच्चार.

(હિંદી) ભાષાના છંદ માત્રામેળ અને અક્ષરમેળ એ પ્રકારના જેમાં ઉકતા વિગેરે વર્ણ છંદની છવ્વીસ વૃત્તિઓ જેમાં ચોવીસ અક્ષરની સંસ્કૃતિ નામની વૃત્તિ જેમાં પ્રસ્તારના પ્રમાણથી ૧૬૭૭૭૨૧૬ એક કરોડ સડસઠ લાખ સીત્તોતેર હજાર બસો સોળ છંદ થાય, તેમાં ૭૧૯૦૨૩૬ ઈકોતેર લાખ નેવું હજાર બસો છત્રીસમા સ્થાનનું રૂપ અષ્ટ સગણથી દુર્મિલા છંદ થાય છે. ક્યાંક લઘુને ઠેકાણે ગુરૂ હોય પરંતુ મુખના સુખપૂર્વક ઉચ્ચાર માટે ઉચ્ચારમાં લઘુ બોલાય તો દોષ નથી.

रस बार जामें सात गौन, पांच अचल, आलंबन विभाव विषे, रौद्र १ करुण २ वीभत्स ३ वीर ४ हास्य ५ भयानक ६ अद्भुत ७ इन सातन में अंतर विकार स्थाई संचारी आदि, अंग विकार सात्विक अनुभावादिक स्थिरीभूत नाहीं, शृंगार १ शान्त २ वात्सल्य ३ दास्य ४ सख्य ५ इन पांचन में मन विकार संचारी ३३ स्वनिमित्तेन परनिमित्तेन द्विगुणे ६६ प्रकार भये.

રસ બાર છે તેમાં સાત ગૌણ અને પાંચ અચળ છે. આલંબન વિભાવમાં રૌદ્ર ૧ કરુણ ૨ બીભત્સ ૩ વીર ૫ ભયાનક ૬ અને અદ્ભુત ૭ એ સાતેમાં અંતરવિકાર સ્થાયી સંચારી આદિ, અને અંગવિકાર સાત્વિક અનુભાવાદિક સ્થિરીભૂત રહેતા નથી. શૃંગાર ૧ શાન્ત ૨ વાત્સલ્ય ૩ દાસ્ય ૪ અને સખ્ય ૫ એ પાંચેમાં મનવિકાર સંચારી ૩૩ તેત્રીસ છે તેને સ્વનિમિતે તથા પર નિમિતે એ ગણા કરવાથી ૬૬ છાસઠ પ્રકાર થાય.

शब्द स्पर्श रूप रस गंधेभ्यः पंच गुनित ३३० तीन सौ तीस भये, ऐसे ही तन विकार सात्विक दसधा गुनें किये ३३०० तीन सहस तीन सौ भये, सात्विक आदि और अनेक भाव सो तो स्थिर होत ही नाहीं, परंतु अंतर विकार स्थाई रति १ निर्वेद २ ममत्व ३ विनय ४ रहस्य ५ ए स्थाई और बाह्य विकार द्विधा

विभाव आलंबन और उद्दीपन, इन पांच हू में जाहर स्थिरीभूत दरसे
है, इन पांच मुख्य रसन में शृंगार रस है, या दुर्मिला त्रिपे रति
स्थाई तो हैई, आलंबन विभाव नायका, और उद्दीपन विभाव
पंचधा शब्द स्पर्श रूप रस गंध, जिनमें रूप, तीखे कटाक्ष, स्मरण,
अंतरंग सखी आदि विवरण सात्विक सोई अनुभाव है, आग विना
जलवो या शब्द तैं जान्यो जात है, वचन भी अनुभाव है, चिंता
दैन्यादिक संचारी है ही, इन पांच भाव तैं रस पुष्ट है.

શબ્દ–સ્પર્શ–રૂપ–રસ અને ગંધ એ પાંચે ગુણવાથી
૩૩૦ ત્રણસો ત્રીસ થાય, તેમજ તનવિકાર સાત્વિક દશ પ્રકારે
ગુણવાથી ૩૩૦૦ ત્રણ હજાર ત્રણસો થાય, સાત્વિક આદિ
બીજા અનેક ભાવો એ તો સ્થિર રહેતા નથી, પરંતુ મન વિકાર
સ્થાયી રતિ ૧ નિર્વેદ ૨ મમત્વ ૩ વિનય ૪ અને રહસ્ય
૫ એ સ્થાયી અને બીજા બાહ્ય વિકાર, વિભાવ બે પ્રકારે, એક
આલંબન વિભાવ અને બીજો ઉદ્દીપન વિભાવ; એ ઉપર્યુક્ત
પાંચેમાં સ્થિર રહેલા દેખાય છે. ઉપર્યુક્ત પાંચ રસ ગણાવ્યા
છે તેમાં આ દુર્મિલા છંદમાં શૃંગાર રસ છે. અને રતિ સ્થાયી
તો છે જ, આલંબન વિભાવ નાયિકા, અને ઉદ્દીપન વિભાવ
પાંચ પ્રકાર શબ્દ–સ્પર્શ–રૂપ–રસ અને ગંધ, એમાં રૂપ, તીક્ષ્ણ
કટાક્ષોનું સ્મરણ, અંતરંગ સખી આદિ વિવરણ સાત્વિક એ
અનુભાવ, આગ વિના બળવું એ વચન વડે જણાય છે કે
વચન એ પણ અનુભાવ છે, ચિંતા અને દીનતા વિગેરે સંચારી
છે જ, એ પાંચે ભાવો વડે રસ પુષ્ટ થાય છે.

शृंगार द्विधा, संजोग और वियोग, जामें वियोग षटधा,
प्रथम प्रवास द्विधा, भूत भविष्यता, दूजो मान चतुर्धा, लघु–मध्यम
गुरू–प्रणय, त्रीजो करुणा त्रिधा, दैहिक–दैविक–भौतिक, चोथो पूर्वा-
नुराग त्रिधा, लोकमर्याद–वेदमर्याद–कुलमर्याद, पांचमो क्रियाजन्य
द्विधा, देव और मनुष्य, छठ्ठो प्रयोजनोद्भव त्रिधा, देश–काल–वस्तु,
ऐसे सर्व वियोग सप्त दशधा भये, जिनमें पूर्वानुराग है.

શૃંગાર બે પ્રકારે એક સંયોગ શૃંગાર અને બીજો વિયોગ શૃંગાર, તેમાં વિયોગ છ પ્રકારે, પ્રથમ પ્રવાસ બે પ્રકારે, ભૂત પ્રવાસ અને ભવિષ્ય પ્રવાસ, બીજો માન ચાર પ્રકારે, ક્ષણિક, મધ્યમ, ભારે તથા પ્રણયમાન, ત્રીજો કરુણા ત્રણ પ્રકારે, અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત, ચોથો પૂર્વાનુરાગ ત્રણ પ્રકારે, લોક મર્યાદા, વેદમર્યાદા અને કુળમર્યાદા, પાંચમો ક્રિયાજન્ય બે પ્રકારે, દેવભાવ તથા મનુષ્ય ભાવ, છઠ્ઠો પ્રયોજનથી ઉત્પન્ન થયેલો ત્રણ પ્રકારે, દેશ, કાળ અને વસ્તુ, એવી રીતે સર્વ વિયોગ સત્તર પ્રકારે થયા તે પૈકી આ સવૈયામાં પૂર્વાનુરાગ છે.

संजोग में १० दश हाव को कोई कवि कहत है, वियोग में १० दस दशा, अभिलाषा १ चिंता २ गुनकथन ३ स्मरण ४ उद्वेग ५ प्रलय ६ जड़ता ७ उन्माद ८ व्याधि ९ मरण १० जिनमें उद्वेग है, सुखद वस्तु दुखद होय, ध्वनि तैं अभिलाषा भी है, अंतरंग सखी कों नायका ने कह्यो मलार में गायकै सुनाइयौ,

સંજોગ શૃંગારમાં કોઈ કવિ ૧૦ દસ હાવ કહે છે, વિયોગમાં ૧૦ દશા કહે છે, અભિલાષા ૧ ચિંતા ૨ ગુણકથન ૩ સ્મરણ ૪ ઉદ્વેગ ૫ પ્રલય ૬ જડતા ૭ ઉન્માદ ૮ વ્યાધિ ૯ મરણ ૧૦ જેમાંથી ઉદ્વેગ છે. કારણકે સુખદ વસ્તુ દુખદ થાય છે, ધ્વનિથી અભિલાષા પણ છે. જેમ કે અંતરંગ સખીને નાયિકાએ કહ્યું કે આ સવૈયો મલ્હાર રાગમાં ગાઈને સંભળાવજે.

अलंकार द्वै प्रकार के एक ... सामान्य, जाके तो अनेक धा भेद, विशिष्ट सें एक सो आठधा, विशिष्ट के अग विषे विषम, व्याघात. शब्दालंकार विषे षट अनुप्रास, वृत्या १ छेका २ लाटा ३ जमका ४ श्रुत्या ५ अंत्या ६, जिनमें छेका–लाटा–अंत्यानुप्रास हैं.

અલંકાર બે પ્રકારના, એક સામાન્ય જેના બહુધા ભેદ છે, વિશેષે કરીને એક સો આઠ છે, તેમાં વિષમ તથા વ્યાઘાતાલંકાર છે. શબ્દાલંકારમાં છ અનુપ્રાસ છે, વૃત્યાનુપ્રાસ ૧ છેકાનુપ્રાસ ૨ લાટાનુપ્રાસ ૩ યમકાનુપ્રાસ ૪ શ્રુત્યાનુપ્રાસ ૫ અને અંત્યાનુપ્રાસ ૬ તે પકી છેકા તથા લાટા અંત્યાનુપ્રાસ છે.

नायका चार प्रकार की, प्रथम अंग भेद चतुर्धा, दूजी प्रकृतिभेद त्रिधा, त्रीजी वही क्रम भेद षटधा, चोथी काल भेद पंचदशधा, जिसमें प्रथम प्रकृति भेद त्रिधा कही सो, स्वकीया १ परकीया २ सामान्या ३, जिसमें परकीया छ प्रकारकी, १ विदग्धा द्विधा, २ लक्षिता एक प्रकार, ३ अनुसयना चतुर्धा, ४ गुप्ता त्रिधा, ५ मुदिता एक प्रकार की, ६ कुलटा एक, जिनमें शुद्ध (स्पष्ट) परकीया तथा लक्षिता हैं,

નાયિકા (સ્ત્રી)ના ચાર પ્રકાર છે, પ્રથમ અંગ ભેદ વડે ચાર ભેદ, પદ્મિની ૧ ચિત્રિની ૨ શંખિની ૩ હસ્તિની ૪, દ્વિતીય પ્રકૃતિભેદ વડે ત્રણ ભેદ, તૃતીય એ જ ક્રમભેદ વડે છ ભેદ, ચતુર્થ કાળભેદ વડે પંદર ભેદ થાય, પ્રોષિતપતિકા ૩ ખંડિતા ૧ કલહાંતરિતા ૧ વિપ્રલબ્ધા ૧ ઉત્કંઠિતા ૧ વાસકસજ્જા ૧ સ્વાધીનપતિકા ૧ અભિસારિકા ૩ અને ધીરાદિ ૩ એ રીતે કુલ પંદર ભેદ થાય છે. જેમાં પ્રથમ પ્રકૃતિભેદ વડે ત્રણ ભેદ કહ્યા તે સ્વકીયા પહેલી, પરકીયા બીજી, અને ગણિકા ત્રીજી, જેમાં પરકીયા છ પ્રકારની, ૧ વિદગ્ધા દ્વિધા, વચનવિદગ્ધા અને ક્રિયા વિદગ્ધા, બીજી લક્ષિતા, ત્રીજી અનુશયના ચતુર્ધા, મિલન સંકેત નષ્ટ થવાનો શોક કરનારી ૧, ભાવી સંકેતના અભાવથી શોક કરનારી ૨, ભાવી સંકેતની શંકાથી શોક કરનારી ૩ અને પ્રીતમ સંકેત સ્થળે ગયો પણ હું ન ગઈ એ માટે શોક કરનારી ૪, ચોથી ગુપ્તા ત્રિધા, ભૂત ગુપ્તા ૧ વર્તમાન ગુપ્તા ૨ ભવિષ્ય ગુપ્તા ૩, પાંચમી મુદિતા અને છઠ્ઠી કુલટા છે. તે પૈકી આ સવૈયામાં મુખ્ય નાયિકા પરકીયા તથા લક્ષિતા છે.

दर्शन चतुर्धा, श्रवण १ स्वप्न २ चित्र ३ साक्षात ४ जिनमें साक्षात दर्शन है. प्रकृति त्रिधा, सात्विकी १ राजसी २ तामसी ३ जिनमें राजसी प्रकृति है. पांच हू कोप विषे अभिव्यापक ह्वैके वचन निकस्यो है, १ अन्नमय २ प्राणमय ३ मनोमय ४ विज्ञानमय ५ आनंदमय, ध्वनि तें काकोक्ति अलंकार, काल ध्वनि भी होत है.

દર્શનના ચાર પ્રકાર છે, પ્રથમ શ્રવણ, દ્વિતીય સ્વપ્ન, તૃતીય ચિત્ર અને ચતુર્થ સાક્ષાત, તેમાં સાક્ષાત દર્શન છે. પ્રકૃતિના ત્રણ પ્રકાર છે. પ્રથમ સાત્વિકી, બીજી રાજસી, ત્રીજી તામસી, તેમાં રાજસી પ્રકૃતિ છે. અન્નમય ૧ પ્રાણમય ૨ મનોમય ૩ વિજ્ઞાનમય ૪ અને આનંદમય ૫ એ પાંચે કોશમાંથી અભિવ્યાપ્ત થઈને વચન નીકળ્યું છે. ધ્વનિ વડે કાકોક્તિ અલંકાર છે. તેમ કાળ (સમય) ધ્વનિ પણ છે. (વસ્તુધ્વનિ–અલંકારધ્વનિ–રસ-ધ્વનિ, એ ત્રિધા ધ્વનિ)

मेघ की भार्या मल्लार रागनी में गावै है संपूर्ण याकी जात है, आरोही अवरोही विषे ष १ री २ ग ३ म ४ प ५ ध ६ नि ७ सात ही सुर बोले जाते, ताल जलद तैं, ताल्लो मल्लार रागनी तैं, काल ध्वनि तं वरषा रितु जिताई, वरषा की सामग्री सो भी सुखदाई है. परंतु दुखदाई हैकैं अत्यंत विरह वढावै है, मयूर विद्युत चातकादि. इतना प्रश्नोत्तर साहित्य के कवित्त . छंद श्लोक दोहा सर्व विषे विचारबो, कोई साहित्य कुशल होय जाको पूछना, कोई पूछे जाको उत्तर करना सोई कवि है, आगे के कवित्तन में ऐसो ही विचारबो, ज्युं एक कण तैं सब अन्न की पक्वता जानिये.

મેઘની સ્ત્રી મલ્લાર રાગિણીમાં અંતરંગ સખી ગાય છે તેની સંપૂર્ણ જાત છે તે આરોહી અવરોહીમાં ષડજ, રિખવ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ, એ સાતે સ્વર બોલાય છે. જલદ તાલ વડે, તાલમય મલ્લાર રાગિણીથી સમયસૂચક સ્વર વડે વર્ષાઋતુ બતાવી. વર્ષાઋતુની સામગ્રી સુખદાયક છે પરંતુ મોર, વીજળી અને ચાતક (બપૈયો) વિગેરે દુઃખદાયક થઈને નાયિકા (સ્ત્રી) નો વિરહ અત્યંત વધારે છે. ઉપર્યુક્ત એટલા પ્રશ્નોત્તર સાહિત્યના કવિત્ત છંદ શ્લોક દોહા એ સર્વમાં વિચારવા, કોઈ સાહિત્ય કુશળ હોય તેને પૂછવું, અને જે પૂછે તેને ઉત્તર આપવો એ જ કવિ કહેવાય છે. આગળનાં કવિત્તોમાં પણ

એવી રીતે વિચારવું, જેમકે એક જ કણ પાકેલો જોવાથી અન્નની પકવતા માલુમ પડે છે.

आठ तगन तैं करेड़ छंद

बाधा हरो नाथ राधापती दास की श्याम कामारि के इष्ट आधार ॥
एकाग्रता मोर तो पाव के ध्यान की राखिये देव देवाधि दातार ॥
बोलैं सबै वेद पावैं नहीं भेद तो और का जीव जानैं महाराज ॥
गावैं कहा पीत्र पावैं कहा तो गती आपकी जोर माया मिल्यो आज ॥५८॥

હે રાધાપતિ શ્યામ સુંદર! હે શ્રી શંકરના આધારરૂપ ઇષ્ટ દેવ! હે નાથ! આપ સેવકની પીડાનું હરણ કરો, હે દેવાધિપતિ દાતાર દેવ! આપના ચરણોના ધ્યાનની મારી એકાગ્રતા રાખજો, તમામ વેદો આપનું વર્ણન કરે છે છતાં પાર પામતા નથી તો પછી હે મહારાજા! બીજા જીવો આપને શું જાણી શકે? હે નાથ! આ કળિકાળ વિષે જેઓ આપની માયાના જોરથી વિંટાયેલા છે તેઓ આપનું ગુણગાન શું કરી શકે અને આપની ગતિ (મોક્ષ) ને શું પામી શકે?

आठ जगन तैं जीवक छंद

अपार अज्ञान मिल्यो इह जीव करो सुदया तव पावत पार ॥
अनाथ कुजीव सनाथ करो इल धारन पालन देव उदार ॥
कृपानिधि कारन के तुम कारन वेद उधारन पाप विदार ॥
सदा कर जोर पुकारत श्रीवर बोध मिलै जुत भक्ति विचार ॥५९॥

આ જીવ અપાર અજ્ઞાનવડે વિંટાયેલો છે, તેના પર આપ કૃપા કરો તો જ તે સંસાર સાગરનો પાર પામી શકે તેમ છે. હે પૃથ્વીને ધારણ કરીને પાળનારા દાની પ્રભુ! એવા અનાથ કુજીવને આપ સનાથ કરીને સુજીવ બનાવો. હે કૃપાનિધિ! આપ કારણના પણ કારણરૂપ છો, વેદોનો ઉદ્ધાર કરવાવાળા છો, પાપનો નાશ કરવાવાળા છો. હે શ્રીવર (લક્ષ્મીપતિ)! હું આપને હંમેશાં હાથ જોડીને પોકાર કરૂં છું કે મને આપની ભક્તિ સહિત જ્ઞાન વિચાર પ્રાપ્ત થાય.

## आठ रगन तैं वोधक छंद[1]

राम राजीव नाभी धर्यों इंड कौं पिंड वैराट सारे रचे एकदा ॥
ब्रह्म कौं दे प्रजाधीश ऐसो पदं शेषशाई रहै आप न्यारे सदा ॥
अंश कौं डारिकै विश्व कौं धारिकै दुष्ट कौं मारिके टारि तापं हरी ॥
दास कौं तारिकै कीर्ति विस्तारिकै पार कीने भृतं ग्राह तैं ज्यौं करी ॥६०॥

હે રામ! (શેષશાયી વિષ્ણુ ભગવાન) આપે નાભિકમળથી ઈંડાકૃતિ (બ્રહ્મા) ને ધારણ કરીને તમામ પિંડ બ્રહ્માંડો એક જ દાવે રચ્યાં ને એ નિમિત્તે બ્રહ્માજીને પ્રજાપતિનું પદ આપીને હે શેષશાયી ભગવાન! આપ સદા ન્યારા રહેલા છો. આપે વિશ્વ વૈરાટમાં પોતાનો અંશ મૂકીને વિશ્વ વૈરાટને ધારણ કરીને તેમાં રહેલા દુષ્ટ દાનવોને મારીને હે હરિ! દેવતાઓના તાપને ટાળ્યો છે. જેમ ગજેંદ્ર સેવકને ગ્રાહથી છોડાવીને પાર કર્યો હતો તેમ કીર્તિ વિસ્તારીને બીજા સેવકોને પણ તારીને આપે પાર કર્યા છે.

वार्ता—मात्रा छंद, त्रीस मात्रा एक दल की, अठारा पर विश्राम, चौपाया छंद.[2] मात्रा छावीस, चवदा पर विश्राम, वैताल[3] छंद इत्यादि त्रिया छंद जानिये, जामें गुरु लघु वर्ण को प्रमाण नांही.

---

(१) આ છંદને દલપત પિંગળમાં વૈકુંઠધામ છંદ કહ્યો છે.

(२) यथा चौपाया छंद लक्षन उदाहरन प्रस्तार पिंगल :—

करि द्विगन त्रयोदश, द्वै गुरु धरि वस, एक चरण इम आनों ।
दश अष्ट कला धरि, वारह पुनि करि, ऐसे विरति वखानों ॥
चोपैया छंदा, भनत कविंदा, कीजै कछु नहिं आना ।
पिंगल मत लीजे, सव तजि दीजै, कविजन करत बखाना ॥ १७७ ॥

(३) यथा वैताल छंद लक्षण उदाहरन प्रस्तार पिंगल :—

द्वै तीन द्वै द्वै तीन द्वै द्वै, तीन द्वै द्वै आनि ।
पुनि अंत में गुरु और लघु धरि, नियम सव ठां मानि ॥
वैताल नामक छंद कविजन, कहत उत्तम ताहि ।
करिये न औरे नियम कबहू, शुद्ध यह बनि जाहि ॥ १७५ ॥

એક તુક (ચરણ) ની ત્રીશ માત્રા થાય છે, તેમાં અઢાર માત્રા પર વિશ્રામ આવે છે, એને ચોપાયા છંદ કહે છે. છવ્વીસ માત્રા અને જેમાં ચૌદ પર વિશ્રામ આવે તેને વૈતાળ છંદ કહે છે. એ વિગેરે માત્રામેળ સ્ત્રી જાતિના છંદ જાણીએ, જેમાં ગુરૂ લઘુ અક્ષરોનું પ્રમાણ નથી.

## नपुंसक छंद

### दोहा

तेरह ग्यारह मात्र फिर, तेरह ग्यारह जोय ।
सो दोहा विपरीत तैं, होइ सोरठा सोय ॥ ६१ ॥

દોહાના એક ચરણમાં પ્રથમ તેર માત્રા અને પછી અગિયાર માત્રા મળી કુલ ચોવીસ માત્રા થાય છે, એ રીતે બે ચરણમાં કુલ અડતાળીસ માત્રા થાય છે, એથી વિપરીત એટલે પ્રથમ અગિયાર માત્રા અને પછી તેર માત્રા એ રીતે સોરઠાનાં પણ બે ચરણની કુલ અડતાળીસ માત્રા થાય છે.

वार्ता—मोहरा पर जगन के तगन होय, विन्ना मोहरा तुकान्त नगन रगन सगन तैं होय तातैं षंढ, सोल मात्रा अंत जगन सो पद्धरी छंद. सोला मात्रा अंत्याक्षर गुरु सो पादाकुल, पद में एक त्रीश अक्षर, सोला पनरा पर विश्राम अंत्याक्षर गुरु मनहर छंद जाकौं पिंगल में कवित्त कहत है, पद विषे बत्तीस अक्षर होय, सोला सोला पर विश्राम होय, अंत अक्षर लघु होय सो घनाक्षरी, छंदन में गुरु लघु वर्ण को नेम है अरु नहीं है. जातें नपुंसक कहिये ऐसे ही थोरे कहे बहोत समझ लेनो.

દોહાના મોહરા પર જગણ (। S ।) અથવા તગણ (S S ।) હોય છે. વગર મોહરાના પદને અંતે નગણ (। । ।) રગણ (S । S) અથવા સગણ (। । S) હોય તો તેથી તે દોહો ષંઢ કહેવાય છે. એક પદની સોળ માત્રામાં અંતે જગણ

હોય એવાં ચાર પદનો પદ્ધરી છંદ છે. એક પદની સોળ માત્રામાં અંત્યાક્ષર ગુરૂ હોય એવાં ચાર પદનો પાદાકુળ ( પાયાકુળ અથવા ચરણાકુળ ) છંદ છે. એક પદમાં એક ત્રીસ અક્ષર તેમાં સોળ તથા પંદર અક્ષર પર વિશ્રામ અને અંત્યાક્ષર ગુરૂ હોય એવાં ચાર પદનો મનહર છંદ છે, જેને પિંગળમાં કવિત્ત કહે છે. એક પદમાં બત્રીસ અક્ષર હોય અને સોળ તથા સોળ અક્ષર પર વિશ્રામ હોય છેવટે લઘુ અક્ષર હોય એને ઘનાક્ષરી છંદ કહે છે. છંદોમાં ગુરૂ લઘુ અક્ષરોનો નિયમ છે અને નથી તેથી તે નપુંસક છંદ કહેવાય છે. એવી જ રીતે થોડા વર્ણનમાં વિસ્તાર પૂર્વક સમજી લો.

## इति द्वितीय मयूख ।

# तृतीय मयूख

## अलंकार तथा रस-प्रकरण

### अलंकार-सूची

दोहा

वसू अयन विधु सर्व हैं, भेद गिनै बहु होय ॥
अति व्याप्ती के दोष तैं, चौरासी मुख जोय ॥ १ ॥

વસુ ૮ અયન ૨ વિધુ ૧ એ અંકોને ઊલટા ગણવાથી ૧૨૮ એકસો અઠ્ઠાવીશ અલંકાર થાય છે. અને તે દરેકના ભેદ ગણવાથી સંખ્યા વધી જાય છે. અતિવ્યાપ્તિના દોષથી બચતાં મુખ્ય ૮૪ ચોરાસી અલંકાર થાય છે, ( અતિવ્યાપ્તિનો ખુલાસો આગળ આવશે ).

जाने जात जु शब्द तैं, काम परै बहु ठौर ।
अलंकार मुखि कहत हौं, ग्रंथ वढ़ै विधि और ॥ २ ॥

જે શબ્દોચ્ચારથી જાણવામાં આવે, બહુ ઠેકાણે જેનું કામ પડે છે, તે તે મુખ્ય અલંકારોનું વર્ણન કરૂં છું, બીજા તમામ પ્રકારના અલંકારોનું વર્ણન કરવાથી ગ્રંથનો વિસ્તાર વધી જાય છે.

### उपमा सूची-पूर्णोपमा

दोहा

धर्म और उपमेय है, उपमा वाचक आन ।
कोमल हरि पद कंज से, क्रम तैं उपमा जान ॥ ३ ॥

વાચક, ધર્મ, ઉપમાન અને ઉપમેય એ ચાર પદ લાવવાથી અનુક્રમે ઉપમા ( પૂર્ણોપમા ) જાણવામાં આવે છે, જેમકે શ્રી હરિના ચરણ કમળના જેવા કોમળ છે.

એમાં સમતા વાચક ( से ) પદ, કોમળતાનો ધર્મ, કમળ ઉપમાન અને શ્રીહરિના ચરણ ઉપમેય, એ રીતે ચારે પદાર્થ હોવાથી પૂર્ણોપમા અલંકાર થયો.

## अष्ट लुप्तोपमा

### दोहा

चंद्र वदन शीतल सदा, लखहु मीन से नैन ।
राधाजी के पद कमल, सुच्छिम हरि कटि ऐन ॥ ४ ॥

જુઓ, શ્રી રાધાજીનું મુખ ચંદ્ર (જેવું) સદાય શીતળ છે, નેત્ર માછલાં જેવાં (ચપળ) છે, ચરણ કમળ (જેવા કોમળ) છે અને સુંદર કટિપ્રદેશ સિંહની (કટિ કમર જેવો) પાતળો છે.

એમાં પ્રથમ વાકયમાં ચંદ્રમા ઉપમાન છે, મુખ ઉપમેય છે અને શીલત્વ રૂપ ગુણધર્મ છે તથા સમતા વાચક પદ નથી તેથી "વાચક લુપ્તોપમા."

બીજા વાકયમાં માછલું ઉપમાન છે, નેત્ર ઉપમેય છે અને (से) સમતા વાચક પદ છે. તથા ચપળતા રૂપ ગુણધર્મ કહ્યો નથી તેથી "ધર્મ લુપ્તોપમા."

ત્રીજા વાકયમાં ચરણ ઉપમેય છે, અને કમળ ઉપમાન છે. તથા સમતા વાચક પદ અને કોમળતા રૂપ ગુણધર્મ કહ્યો નથી તેથી "વાચક ધર્મ લુપ્તા.

ચોથા વાકયમાં કટિ ઉપમેય છે અને સૂક્ષ્મતાનો ધર્મ છે. પરંતુ સિંહની કટિ ઉપમાન અને સમતા વાચક પદ મૂળમાં કહ્યું નથી તેથી "વાચક ઉપમાન લુપ્તોપમા" અલંકાર થયો.

रमा सदृस लावन्य है, पिक सी मीठी बानि ।
हे हरि ! दाडिम से रदन, हंस गमनि[1] करि जानि ॥ ५ ॥

લક્ષ્મી સમાન સૌંદર્ય છે, કોયલ જેવી મધુર વાણી છે. હે હરિ ! (શ્રીરાધાજીના) દાંત દાડમ જેવા છે. અને હંસ ગામિની હાથી (જેવી) જાણો.

---

૧ हंसगमनि એ પદમાં કર્ત્તાએ શ્રોતિ (શાબ્દી) ઉપમા માનીને ત્યાર પછી करि जानि એ પદમાં ચારે પદાર્થોનો લોપ અર્થાત પૂર્ણ લુપ્તોપમા માની છે.

એમાં પ્રથમ વાક્યમાં લક્ષ્મી ઉપમાન છે. સમતા વાચક પદ છે. અને લાવણ્યતા રૂપ ગુણધર્મ છે. પરંતુ ઉપમેય રાધા નામ બતાવવામાં આવ્યું નથી તેથી "ઉપમેય લુપ્તોપમા."

બીજા વાક્યમાં (सी) સમતા વાચક પદ છે. મીઠાશ રૂપ ગુણધર્મ છે. અને વાણી ઉપમેય છે. પરંતુ ઉપમાન કોયલની વાણી છે તે કહ્યું નથી તેથી "ઉપમાન લુપ્તોપમા."

ત્રીજા વાક્યમાં (से) સમતા વાચક પદ છે. દાંત ઉપમેય છે. પરંતુ દાડિમના દાણા ઉપમાન અને વર્ણાકૃતિ રૂપ ગુણ-ધર્મ વર્ણવ્યો નથી તેથી "ધર્મોપમાન લુપ્તોપમા" અલંકાર થયો.

ચોથા વાક્યમાં 'ચાલ' ઉપમેય કથન છે. પરંતુ હાથીની ચાલ ઉપમાન, સમતા વાચક પદ, અને મંદત્વ રૂપ ગુણધર્મ, એ રીતે ત્રણ પદાર્થ વર્ણવ્યાં નથી તેથી "વાચક ધર્મોપમાન લુપ્તોપમા."

## उपमा पदार्थ

### दोहा

पद आदिक उपमेय हैं, कंजादिक उपमान ।
द्विविध धर्म सामान्य अरु, कहत विशेष बखान ॥ ६ ॥

ચરણ વિગેરે ઉપમેય પદાર્થ છે, કમળ વિગેરે ઉપમાન પદાર્થ છે. અને સામાન્ય તથા વિશેષ એમ બે પ્રકારે ગુણધર્મ પદાર્થ છે. તે વખાણીને કહેવામાં આવે છે.

सी से सो ज्यौं लौं इवै, सम तुल्य सदृश समान ।
मनों आदि वाचक जहां, श्रौती उपमा जान ॥ ७ ॥

सी (જેવી), से (જેવા–જેવાં), सो (જેવો), ज्यौं (જેમ), लौं (પે'રે–પેઠે), इव (એમ) सम, तुल्य सदृश्य, समान, मनों વિગેરે સમતા વાચક પદાર્થ છે અને જ્યાં શાબ્દી ઉપમા થાય ત્યાં પણ હોય છે તે જાણો. જેમ કે "પીક કંઠી" એટલે કોયલના કંઠ જેવો કંઠ, એ શાબ્દી ઉપમા છે. मनों શબ્દનો કલ્પના વાચક સમતામાં સમાવેશ થાય છે, જેમકે "મુખ કમળ હોય નહિ શું ?" અર્થાત मनों એટલે જાણો.

## धर्मोपमा

### दोहा

भँवर धनुष अरु बाण भ्रुव, वर्णाकृति गुण मानि ।
धर्म सु तीन प्रकार के, समुझहु सैन सुजान ॥ ८ ॥

ભૃકુટિ ભ્રમર, ધનુષ્ય અને બાણુ અર્થાત ભ્રમરની પાંખના વર્ણ જેવી શ્યામ છે, ધનુષ્યની આકૃતિ જેવી વક્ર છે, અને બાણુ જેવી તીક્ષ્ણુ છે. એ રીતે વર્ણ, આકૃતિ અને ગુણુ વડે ઉપમા ધર્મ ત્રણુ પ્રકારના હે સુજાણુ પુરૂષો ! સાનથી સમજી લો.

## वर्णधर्म

### दोहा

सित मेचक पीरे हरित, धूसर अभ्राकार ।
लोहित मिश्रित आदि ये, धर्म वर्ण करि धार ॥ ९ ॥

ધોળું, કાળું, પીળું, લીલું, ધુંધળા રંગવાળું, વાદળી, લાલ અને બીજા મેળવણી વાળા રંગો વિગેરે એ વર્ણ વડે ધર્મ જાણી લો.

## आकृतिधर्म

### दोहा

[१]लघु [२]दीरघ [३]सुच्छिम [४]पुषट, [५]वक्र [६]अवक्र वखान ॥
[७]संपूरन [८]आवर्त पुनि, [९]सुव्रत [१०]त्रिकोण सुजान ॥ १० ॥

[१]અલ્પ, [२]વિશાળ, [३]પાતળું, [४]જાડું, [५]વાંકું [६]સીધું, [७]સંપૂર્ણ, [८]ચક્ર (જળભ્રમર) જેવું ગોળ, [९]દડા જેવું ગોળ, અને [१०]ત્રિકોણુ જાણી લો.

[११]गुरु [१२]तीक्षण [१३]संडल सहित, आकृति धर्म सु आहि ।
कहु कहु गुन आकृति दुहूं, अर्थन वीच सराहि ॥ ११ ॥

[११]મોટું, [१२]તીક્ષ્ણુ, અને [१३]કુંડાળાયુક્ત, એ બધા આકૃતિ ધર્મ છે. એમાં કોઈ કોઈ ગુણુ તથા આકૃતિ એ બેઉ અર્થોમાં વખણાય છે. જેમકે પથ્થરમાં ગુરુત્વ અર્થાત ભારેપણું

અને આકાર એ બેઉ ધર્મ રહેલા છે, બાણના ફણામાં તીક્ષ્ણતા અને આકાર એ બેઉ ધર્મો એક સાથે રહેલા છે, વિગેરે.

### गुणधर्म

दोहा

[१४]मृदु [१५]कठोर [१६]चंचल [१७]अचल, [१८]सुखद [१९]दुखद [२०]गतिमंद ।
[२१]अबल [२२]बली [२३]सत [२४]असत [२५]मति, [२६]अगति [२७]सदागति कंद॥१२॥

[१४]નરમ અર્થાત સુકોમળ, [१५]કઠણ, [१६]ચપળ, [१७] અડગ, [१८]સુખદાયક, [१९]દુઃખદાયક, [२०]આસ્તે ચાલનાર, [२१]નિર્બળ, [२२]બળવાન, [२३]સાચ, [२४]જૂઠ, [२५]બુદ્ધિ, [२६]ગતિ વિનાનું અને [२७]હંમેશાં ગતિવાળું.

[२८]हरिबो [२९]भारी [३०]क्रूर स्वर, [३१]सुस्वर [३२]मधुर [३३]दत [३४]रूप ।
[३५]सीत [३६]तपत जुत कहत है, गुण सु धर्म कविभूप ॥१३॥

[२८]હળવું અર્થાત હલકું, [२९]ભારે (વજનદાર), [३०] કર્કશ અવાજ, [३१]મધુર અવાજ, [३२]મીઠાશવાળું, [३३]દાન, [३४]રૂપ, [३५]ઠંડું, [३६]ગરમ, એ ગુણોયુક્ત ગુણધર્મ કવીશ્વરો કહે છે.

दोहा

उदाहरन इन सबन के, कीने केशवदास ।
कछुयक मैं हूँ कहत हौं, समुझहु बुद्धि निवास ॥ १४ ॥

કવિ સ્વરૂપદાસજી કહે છે કે એ તમામનાં ઉદાહરણ કવિ કેશવદાસજીએ કર્યાં છે. અને થોડાંક હું પણ કહું છું તે હે વિદ્વાનો! તમે સમજી લેજો.

### वर्णधर्मोदाहरण

दोहा

स्वेत कृष्ण अरु अरुण जुत, पीतहि रंग विचारि ।
चारहु को अब करत हौं, उदाहरण उच्चार ॥ १५ ॥

ધોળો, કાળો, લાલ અને પીળો એ ચારે રંગોનો વિચાર કરીને હવે એ ચારે રંગોનાં જુદાં જુદાં ઉદાહરણોનો ઉચ્ચાર કરું છું.

## श्वेतोदाहरण

### घनाक्षरी छंद

बल बक हीरा कुंद पुंडरिक कांस भस्म,
कांचु अहि खांड हाड करिका कपास गनि ।
चंदन चँवर हंस सत्ययुग दुग्ध शंख,
उड्डन फटीक सीप चूनो शशि शेप मानि ।
गंगोदक शुक्र सुधा शारदा शरद सिंधु,
सतोगुन शंकर सुदर्शन फटिक मनि ।
शान्त हास्य उच्चीश्रवा नारद रु पारद तैं,
ऊजरे अधिक मन ऐसे हरिदास धनि ॥ १६ ॥

બળભદ્ર, બગલો, હીરો, મોગરો, કમળ, કાંસુ, વિભૂતિ, સર્પની કાંચળી, ખાંડ, હાડકાં, કરા (બરફ), કપાસ, ચંદન, ચામર, હંસ, સત્યયુગ, દૂધ, શંખ, તારાઓ, ફટકડી, સીપ. ચૂનો, ચંદ્રમા, શેષનાગ, ગંગાજળ, વીર્ય, અમૃત, સરસ્વતી, શરદ ઋતુ, ક્ષીરસાગર, સતોગુણ, મહાદેવ, સુદર્શન ચક્ર, સ્ફટિક-મણિ, શાન્તરસ, હાસ્ય, ઉચ્ચૈઃશ્રવા ઘોડો, નારદ અને પારાથી પણ શ્રીહરિના સેવકોનાં હૃદય અત્યંત ઉજળાં છે, એઓને ધન્ય છે.

## कृष्णोदाहरन

कली काक कोकिल कच कीच काच केकी क्रोध,
करि काली कृत्या कोल कज्जल कलंक मानि ।
कृष्ण काम कलह कुसंग कालकूट सुरा,
कुजस करवाल तम पाप पुंज लौं बखानि ।
विंध्याचल तालवृक्ष व्यास वन व्याल व्योम,
द्रौपदी जलद जांबू जमना अनृत वानि ।
मृगमद शृंगार रस निर्य नील - तेल हू तैं,
कारे हैं अधीक हरि-विमुखों के हृदै जानि ॥ १७ ॥

કળિયુગ, કાગડો, કોયલ, કેશ, કાદવ, કાચ, મોર, ક્રોધ, હાથી, કાળિકા, કૃત્યા, વારાહ, કાજળ, કલંક, કૃષ્ણ, કામદેવ,

ભ્રૂકુટિ, કટાક્ષ, વાળની લટ, ધનુષ્ય, સાપની ચાલ, વારાહની દાંતી, દુર્જનોની બુદ્ધિ, એ બધાં વાંકાં કહેવાય છે. જ્યારે ભાલો, બાણ, સ્થિર દીપક, નાશિકા, અને શ્રીહરિના ભક્તની બુદ્ધિ એ તમામ સીધાં છે.

आनन अंबुज प्रेम प्रकाश, संपूरन आदर्श अकाश ॥
चकरी चक्र अलातचक्र गनि, फिर आवर्त्त कुलालचक्र भनि ॥ २३ ॥

મુખ, કમળ, પ્રેમનો પ્રકાશ, દર્પણ અને આકાશ એ બધાં સંપૂર્ણ કહેવાય છે, ચકરડી, ચક્ર, લાકડાનો છેડો સળગાવીને ફેરવવાથી જે સળગતું કુંડાળું દેખાય છે તે, અને કુંભારનો ચાકડો એ બધાં આવર્ત ગણાય છે.

कुच किंदुक बिल्वादिक इंडा, सुव्रत और कहिये ब्रह्मंडा ॥
महि त्रिकोण अरु वज्र सिंघारे, पांच तत्त्व लज्जा गुरु धारे ॥ २४ ॥

સ્તન, દડો, બિલ્વફળ વિગેરે અને ઇંડું તથા બ્રહ્માંડ એ તમામને સુવર્ત કહીએ. પૃથ્વી, વજ્ર, અને સિંઘોડાને ત્રિકોણ કહીએ, પાંચ તત્ત્વ (પૃથ્વી–જલ–અગ્નિ–વાયુ–આકાશ) તથા લાજને મોટાં અર્થાત વિસ્તીર્ણ જાણીએ.

नैन बान नख तोमर तीच्छन, मँडल मुद्रिका कुंडल कंकन ॥
आकृति वस्तु कही सो जानहु, अब बरनौं गुन वस्तु पिछानहु ॥ २५ ॥

નેત્ર, બાણ, નખ અને ભાલો, એ બધાં તીક્ષ્ણ જાણવાં, વીંટી, કુંડળ, અને કંકણ એ મંડળાકાર જાણવાં. એ રીતે આકૃતિ પદાર્થો કહ્યાં તે જાણી લો, હવે ગુણ પદાર્થ વર્ણવું છું તે ઓળખો.

## गुण पदार्थ कथन

### चौपाई

किसलय कुसुम हरिजन को मन, बालक कवि बानी मृदुता गन ॥
चपल अस्ति कूरम की पाठ, वज्र कठिन दुर्जन की दीठ ॥ २६ ॥

ઝાડની ટીસીઓ, ફૂલ, હરિભક્તનું મન, બાળક અને

કવિની વાણી એ બધાં સુકોમળ ગણ્યાં છે. પથ્થર, હાડકાં, કાચબાની પીઠ, વજ્ર અને દુર્જનની દૃષ્ટિ એ બધાં કઠોર કહેવાય છે.

मीन मधुप मर्कट मन माया, छल सुपनो जोबन घनछाया ॥
विद्यूत मारुत चलदल के दल, ध्वजपट तियचख आदिक चंचल ॥ २७ ॥

માછલું, ભમરો, વાનર, મન, માયા, છળ, સ્વપ્ન, જોબન, વાદળની છાયા, વીજળી, પવન, પીંપળાનું પાન, ધ્વજાનું વસ્ત્ર અને સ્ત્રીનાં નેત્રો વિગેરે પદાર્થો ચપળ જાણવા.

अचल मेरु ध्रुव संतन को चित, सुथल सुपूत सुतीय सुखद मित ॥
कुभ्रत कुवाम कुबुद्धि कुस्वामी, वृषा प्रवासादिक दुखगामी ॥ २८ ॥

સુમેરૂ પર્વત, ધ્રુવનો તારો, સંતોનું ચિત્ત એ અચળ પદાર્થ છે. સારૂં સ્થળ, સારો પુત્ર, સારી સ્ત્રી અને મિત્ર એ બધાં સુખદાયક છે. કુદાસ, કુભાર્યા, કુબુદ્ધિ, કુસ્વામી અને વર્ષાદમાં પ્રવાસ કરવો એ બધાં વાનાં દુઃખને અનુસરનારાં છે.

कुल त्रिय हास मंद हँस त्रिय गत, अबल पंगु अरु गुंग रोगयुत ॥
अंध क्षुधातुर तिय अरु बालक, वधिर अनाथ तिनाह हरि पालक ॥ २९ ॥

કુળવાન સ્ત્રીનું હસવું, હંસની ચાલ અને સ્ત્રીની ચાલ મંદ હોય છે. પાંગળો, બોબડો, રોગવાળો, અતિ ભૂખ્યો, સ્ત્રી, બાળક, બહેરો અને ધણી રહિત એ બધાં અબળ કહેવાય છે. તેઓનું પાલન કરનાર શ્રીહરિ છે.

बली भीम हनु पवन काल जम, सत्य ब्रह्म सब जगत जूठ भ्रम ॥
जीव हिरंब गिरा विधि की मति, ध्रुव नभ थावर सबही अन गति ॥ ३० ॥

ભીમસેન, હનુમાન, પવન, સમય અથવા મૃત્યુ, યમરાજ એ તમામ બળવાન છે. બ્રહ્મ સત્ય છે અને તમામ જગત ભ્રમ રૂપ અસત્ય છે. બૃહસ્પતિ, ગણપતિ, સરસ્વતી અને બ્રહ્મા એ તમામ મતિ (બુદ્ધિ) વંત છે. ધ્રુવનો તારો, આકાશ, વૃક્ષાદિ, એ તમામ ગતિ (ચાલ) રહિત છે.

जल प्रवाह मन मरुत सदागति, फूल तूल तृन फैन फोर अति ॥
हाटक पारद सीसो पर्वत, इनकौं कवि भारी करि वर्नत ॥ ३१ ॥

પાણીનો પ્રવાહ, મન, અને પવન એ સતત ચાલનાર છે. ફૂલ, રૂ, તરખલું અને ફીણ એ અતિ ફોરાં છે, સોનું, પારો, સીસું અને પર્વત, એઓને કવિઓ ભારે અર્થાત વજનદાર વર્ણવે છે.

काल उलूक कोल महिपी खर, शिवा करम अहि आदि क्रूर स्वर ॥
कोकिल शिखी वीण शुक सारौ, सुस्वर मीष्ट उखादिक धारौ ॥ ३२ ॥

કાગડો, ઘૂવડ, વારાહ, ભેંસ, ગધેડાં, શિયાળિયાં, ઊંટ અને સાપ વિગેરેની કર્કશ અવાજ હોય છે. કોયલ, મયૂર, વીણાયંત્ર, પોપટ અને મેનાં એઓનો મીઠો અવાજ હોય છે, શેલડી વિગેરે મિષ્ટ પદાર્થ છે.

गौरि गनेश गिरीश गिरा को, रवि दोउ राम दान कहि ताको ॥
नल दमयंती सीता राम, रूप अश्वनिसुत रति अरु काम ॥ ३३ ॥

પાર્વતી, ગણપતિ, મહાદેવ, સરસ્તી, સૂર્ય, રામચંદ્ર, અને પરશુરામ એઓનું દાન વખાણાય છે. નળ, દમયંતી, સીતા, રામ, અશ્વનિકુમાર, રતિદેવી અને કામદેવ તેઓ રૂપથી વખણાય છે.

चंदन चंद्र कपूर साधु सँग, तुहिन पवन को है शीतल अँग ॥
दिनमनि चित्रभानु तप रोग, और तपत प्रियतम को शोग ॥ ३४ ॥

ચંદન, ચંદ્રમા, કપૂર, સજ્જનનો સંગ, બરફ તથા પવન એઓનાં શીતળ અંગ છે, સૂર્ય, અગ્નિ, તાપ, રોગ, અને વહાલાનો વિયોગ એ તમામ ગરમ છે.

## आकृति धर्मोदाहरण

### सवैया

लघु क्रोध अणू मन दीरघ मेरु, हरी कटि कुंभ करी कुच है तन ।
जुग भौंह धनु थिर दीपक नासिका, कंज मुखी चकरी हरि को मन ॥
कुच कंचन किंदुक लाल सिंघारे. महागुरु लाज है वाण से लोयन ।
कर कंकण मुद्रिका कुंडल राधे के, मंडल ओपमा आकृति ए गन ॥ ३५ ॥

રાધાજીનો ક્રોધ અણુમાત્ર[1] થોડો છે, મન મેરૂ જેવું[2] વિશાળ છે, કમર સિંહના જેવી[3] સૂક્ષ્મ છે; શરીર અને સ્તન હાથીની પેઠે અને હાથીના કુંભસ્થળની પેઠે[4] પુષ્ટ છે, બેઉ ભૃકુટિઓ

ધનુષ્યની પેઠે[5] વક્ર છે, નાસિકા સ્થિર દીવાની શિખા જેવી[6] સીધી છે, કમળ જેવું મુખ[7] સંપૂર્ણ છે; તે તરફ શ્રીહરિનું મન[8] આવર્ત રૂપ ચકરડીની માફક રમે છે. સ્તન[9] સુવર્ત રૂપ સોનાના દડા જેવા છે. નાસિકાની વાળીમાં સિંઘોડા જેવું[10] ત્રિકોણ લાલ રત્ન શોભી રહ્યું છે. તેની લાજ અતિ[11] મોટી છે. નેત્ર બાણ જેવાં[12] તીક્ષ્ણ છે. હાથે કંકણ, આંગળીએ વીંટી અને કાને કુંડળ[13] મંડળાકારે શોભી રહ્યાં છે. એ આકૃતિ ઉપમા ગણવી.

गुणधर्मोदाहरण

पंकज से पद हीर कनी रद, मीन से नैन हैं संतन सो चित ॥
पीव पतिव्रत आधिन व्याधि न, हंस गती अबलानि मैं भूषित ॥
काल हू पै बल ब्रह्म मनोव्रत, माया को फैल विरंचि हु पै मति ॥
व्योम बिना गति श्रेष्ठ सदागति, फूल तैं फोरि है भारि गिरी गति ॥२६॥

ચરણ કમળના જેવા[14] કોમળ છે, દાંત હીરાની કણી જેવા[15] કઠણ છે; નેત્ર માછલા જેવાં[16] ચપળ છે, ચિત્ત સજ્જનના જેવું [17]અચળ છે, પતિવ્રતને લીધે પતિ વશ હોઈ[18] સુખદાયક છે. [19]દુઃખદાયક વ્યાધિ નથી. હંસના જેવી જેની[20] મંદગતિ છે. અબળાઓ ( સ્ત્રીઓ જે અબળા કહેવાય છે તે ) માં શોભાયમાન ઘરેણારૂપી છે, ( એ [21]અબળ નથી પરંતુ ) કાળથી પણ ઉપરવટ જેનું [22]બળ છે, જેની મનોવૃત્તિ બ્રહ્મ જેવી [23]સત્ય છે,[24] અસત્યરૂપી માયાનો ફેલાવ પણ જેનામાં છે, બ્રહ્માથી ઉપરવટ જેવી [25]બુદ્ધિ છે, વળી જે [26]ગતિ રહિત આકાશ જેવી પણ છે, [27]નિત્ય ગતિ યુક્ત ઉત્તમ પવન જેવી છે, ફૂલથી [28]ફોરી છે, અને પર્વતથી પણ જેની સ્થિતિ [29]વજનદાર છે.

पुनर्यथा

सवैया

काक सो ना सुर कोयल सो सुर, द्राख सी बानि महेश्वर सो दत ॥
गौरि सो रूप है सीत तुहीन सी ताप दिनेश सो राधिका राजत ॥

जा क्रम दोहन बीच है ता क्रम, बीच सवैयन शोधि महामति ॥
दास स्वरूप विचारिकैं देखियो, आकृति और सुभाव हु की गति ॥३७॥

અવાજ કાગડાના જેવો [30]કર્કશ નથી પણ કોયલના જેવો [31]મધુર છે, દ્રાક્ષના જેવી [32]મીઠી વાણી છે, મહાદેવના જેવું જેનું [33]દાન પણ છે, પાર્વતીના જેવું [34]રૂપ છે, હિમ જેવી [35]શીતળ છે અને રાધાજીનો સૂર્યના જેવો[36] પ્રતાપ શોભે છે. જે અનુક્રમ પાછળના દોહા દશથી તેર સુધીમાં છે એ અનુક્રમ આ ત્રણે સવૈયાઓમાં હે વિદ્વાનો, તમે શોધી લો. કવિ સ્વરૂપદાસજી કહે છે કે એ રીતે આકૃતિ અને શીલ ગુણની ગતિ વિચારીને જોઈ લો. (એકંદર છત્રીશ ગુણધર્મ ત્રણે સવૈયામાં ઘટાવ્યા છે.)

वार्ता–उपमेय को उपमा नहिं होय तहां अनन्वय अलंकार.

જ્યાં ઉપમેયની ઉપમા ન હોય અર્થાત ઉપમેય જ ઉપમાન રૂપ થાય ત્યાં અનન્વયાલંકાર થાય.

यथा उदाहरण

दोहा

का उपमा दैं आपकौं, ओ कश्यप सुत भान ।
उपमा लगै सु आपकौं, आप सदृश्य को आन ॥ ३८ ॥

હે કશ્યપના પુત્ર સૂર્ય! આપને સંસારમાં કઇ ઉપમા આપવી? આપના જેવી બીજી કઈ ઉપમા છે કે જે આપને લાગુ થાય? એમાં સૂર્ય જેવા સૂર્યજ છે, તેથી અનન્વયાલંકાર થયો.

वार्ता–दोष कों गुन मान लेनो सो अनुज्ञा अलंकार, एक भाव कों दबावत दूजो भाव प्रगटे सो भावसावल्य कहिये, दोउ को एकत्र उदाहरण–

દોષને ગુણ માની લેવો એ અનુજ્ઞા અલંકાર, એક ભાવને દબાવીને બીજો ભાવ પ્રગટ થાય, એ ભાવસાબલ્યાલંકાર કહેવાય છે. એ બેઉનું એકત્ર ઉદાહરણ—

मीच दुखद जानो मती, महा गुरू है मीच ।
श्रूपदास सो सुमरतां, नरहरि सुमरे नीच ॥ ३९ ॥

મૃત્યુને દુઃખદાયક ન જાણો, મૃત્યુ મોટો ગુરૂ છે, કવિ સ્વરૂપદાસજી કહે છે કે જે મૃત્યુનું સ્મરણ થતાં કનિષ્ઠ મનુષ્ય પણ ઈશ્વરને યાદ કરે છે.

એમાં મૃત્યુરૂપ દોષનો ગુણ માન્યો તેથી અનુજ્ઞા અલંકાર થયો, અને મૃત્યુ થવાની ચિંતા રૂપ ભાવને ઈશ્વરસ્મરણ રૂપ શાંત ભાવે દબાવ્યો તેથી ભાવસાબલ્યાલંકાર થયો.

वार्ता–एक ठौर एक वस्तु मैं गुन औगुन माने सो लेश[1] अलंकार, हरष विषाद विरुद्ध भाव की संधी दोउ को उदाहरण–

એક ઠેકાણે એક વસ્તુમાં ગુણ અવગુણ માને એ લેશાલંકાર, તથા હર્ષ વિષાદ રૂપ વિરૂદ્ધ ભાવની સંધિ હોય ત્યાં ભાવસંધિ અલંકાર. એ બેઉનું એકત્ર ઉદાહરણ—

### यथा दोहा

छिन छिन ऊमर घटत लखी, भयो हरष अरु शोक ।
धुनि तैं वक्ता अवसता, लखि हैं बुधजन लोक ॥ ४० ॥

ક્ષણે ક્ષણે આયુષ્ય ઘટે છે તે જોઈને (જાણીને) હર્ષ તથા શોક[2] પ્રાપ્ત થયો, ધ્વનિ વડે વક્તાની એ સ્થિતિ વિદ્વાનો જોશે (જાણશે).

---

(૧) लेश अलंकृति दोय विधि, है जहँ गुन में दोष ।
दोषहि में गुन होत यों, कहत सुकवि लहि तोष ।। (पद्माभरण)
गुन में दोष रु दोष में, गुन कल्पन सो लेश ।
शुक यह मधुरी वानि तें, बंधन लह्यो विशेष ॥ (भाषाभूषन)

(૨) અનુજ્ઞાલંકારમાં પોતાના દોષમાં ગુણ માની તે દોષની ઇચ્છા કરવી, અને લેશાલંકારમાં પોતાના ગુણમાંથી દોષ અને દોષની પ્રાપ્તિ રૂપ કલ્પના છે. ( નટવર વાગ્વિભૂષણ )

એમાં કોઈ દુઃખગ્રસ્ત મનુષ્યની ઉક્તિ વડે પ્રાણ જલ્દી છૂટી જવાથી દુઃખથી મુક્ત થવા રૂપ હર્ષ થયો, અને કાંઈ પણ સુકૃત ન બન્યું તેના પશ્ચાત્તાપ રૂપ શોક થયો, એ રીતે ઉમ્મર ઘટવા રૂપ એક વસ્તુમાં હર્ષ અને શોક થવા રૂપ ગુણ–અવગુણની માન્યતાનું વર્ણન હોવાથી લેશાલંકાર અને હર્ષ તથા શોક રૂપ વિરૂદ્ધ ભાવ સંધાયા તેથી ભાવસંધિ.

वार्ता–आकृति वर्णन चेष्टा वर्णन तें स्वभावोक्ति, आदि को पद आदि अंत को पद अंत यथायोग्य उदाहरण तें यथासंख्या, और विषाद भावोदय चार हू को एकत्र उदाहरण–

આકૃતિ વર્ણન અને ચેષ્ટા વર્ણન વડે સ્વભાવોક્તિ અલંકાર થાય છે. આગળનું પદ આગળ અને પાછળનું પદ પાછળ એ અનુક્રમથી યથાયોગ્ય ઉદાહરણ હોય ત્યાં યથાસંખ્યા અલંકાર થાય છે. અને વિષાદ તથા ભાવોદય એ ચારે અલંકારોનું એકત્ર ઉદાહરણ–

यथा दोहा

क्यौं सिंगार सौंधो पहरि, किय तिय राग उचार ।
अँधरो पीनस जुत बधिर, है पिय परखण हार ॥ ४१ ॥

સખી નાયિકા પ્રત્યે કહે છે કે હે સ્ત્રી! તેં શૃંગાર સજીને, શરીરે સુવાસ લગાવીને રાગનો ઉચ્ચાર કેમ કર્યો? કારણકે તને જોનારો તારો પતિ આંધળો, નાકના રોગવાળો અને બહેરો છે.

એમાં શૃંગાર સજવો રૂપાકૃતિ તથા સુવાસ લગાવીને રાગ કરવો એ રૂપી ચેષ્ટા વર્ણન વડે સ્વભાવોક્તિ અલંકાર થયો, અને આંધળો હોવાથી શૃંગાર નહિ જોઈ શકે, પીનસ રોગવાળો હોવાથી સુવાસ નહિ લઈ શકે, તથા બહેરો હોવાથી રાગોચ્ચાર નહિ સાંભળી શકે એ અનુક્રમે આદ્યનું આદ્ય પદ અને અંતનું અંત પદ હોવાથી યથાસંખ્યા અલંકાર થયો, પતિને રીઝવવાની ઈચ્છા પાર ન પડી તેથી વિષાદ, શૃંગારમાં પ્રીતિ સ્થાયી ભાવનું

પતિના અંધત્વાદિ દોષ વડે ખેદ થવા રૂપ ભાવ પ્રગટ અંગ છે તેથી ભાવોદયાલંકાર થયો.

वार्ता–निंदा में स्तुति सो व्याजस्तुति अलंकार, तथा चिंता भाव शान्ति.

જ્યાં નિંદાવર્ણનમાંથી સ્તુતિ નીકળે ત્યાં વ્યાજસ્તુતિ અલંકાર થાય, અને ચિંતા ભાવની શાંતિ વડે સમાહિતા[1] અલંકાર.

यथा उदाहरण

दोहा

हरि कठोर दासनि करत, निर्धन अरु निहकाम ।
दास श्रूप बकसत दुयनि, धर्म्यन दुर्लभ धाम ॥४२॥

કવિ સ્વરૂપદાસજી કહે છે કે શ્રીહરિ કઠણ હૃદયના છે, કેમ કે તે પોતાના ભક્તોને નિર્ધન તથા નિરાશ બનાવે છે, પરંતુ ધર્મ તથા મોક્ષ એ બેઉ અલભ્ય લાભ આપે છે,

એમાં કઠોરત્વ રૂપ નિંદા વર્ણનમાં દાતવ્ય રૂપ સ્તુતિ વર્ણન છે તેથી વ્યાજસ્તુતિ અલંકાર થયો, અને નિર્ધનત્વ રૂપ ચિંતા ભાવનું અલભ્ય લાભ આનંદ ભાવ રૂપ ભાવ શાંતિ અંગ હોવાથી સમાહિતા અલંકાર થયો.

वार्ता–स्तुति में निंदा होय सो व्याजनिंदा[2] अलंक्रार.

જ્યાં સ્તુતિમાં નિંદા હોય ત્યાં વ્યાજનિંદા અલંકાર થાય છે.

यथा उदाहरण

दोहा

गेह पधारो सास कह, अहो वहूजी आप ।
द्वार देहरी क्यौं खरी, एरी सकुल अपाप ॥४६॥

(१) दोहा—भाव शांति रस भाव को, अंग समाहित जान ।
गर्व तज्यो शत्रुन नृपति, तव कर देखि कृपान ॥
(२) व्याजनिंद निंदा विषे, निंदा और हि होय ।
सदा छीन कीनो न यह, चंद मंद है सोय ॥ (चमत्कार चंद्रिका)

વહુ પ્રત્યે સાસુ કહે છે કે હે નિર્દોષ કુલીન વહુજી ! આપ ઘરમાં પધારો ઉંબરોઠ બહાર કેમ ઊભાં છો ?

એમાં સ્તુતિ વિષે નિંદા છે. અર્થાત નિર્દોષ નથી પણ દોષિત છે તેથી વ્યાજનિંદા અલંકાર થયો.

वार्ता–याको विपरीत लक्षणा भी कहत है, बहुवाची.

એને એકથી બીજું વાકય બદલાવા રૂપ બહુવાચી વિપરીત લક્ષણા પણ કહે છે.

वार्ता–अति सर्वार्थ कारण के लिये पद फेरफेर ग्रहण होइ सो एकावली अलंकार.

ઘણા સર્વ અર્થના કારણ માટે શબ્દ પુનઃ પુનઃ ગ્રહણ થાય તે એકાવળી અલંકાર કહેવાય છે.

यथा उदाहरण

दोहा

पद पद नूतन नुतन्न तरु, तरु तरु कोकिल खंड ।
खंड खंड प्रति मधुर सुर, सुर सुर मदन प्रचंड ॥४४॥

કોઈ માનવતી સ્ત્રી પ્રત્યે સખીની ઉક્તિ કે, હે સ્ત્રી ! પગલે પગલે આંબાનાં અને આંબાનાં જ વૃક્ષો છે, અને વૃક્ષે વૃક્ષે કોયલનાં ટોળાં છે, અને તે ટોળા ટોળામાંથી મધુર સ્વર નીકળે છે, અને તે સ્વર સ્વરમાં પ્રચંડ કામદેવ રમી રહ્યો છે.

એમાં પદોનું પુનઃ પુનઃ ગ્રહણ થવાથી એકાવળી અલંકાર થયો.

वार्ता–यामें पद मुक्त ग्रहन मुक्त ग्रहन होइ, पद फेर फेर ग्रहण तो विप्सा में भी होत है, कारनमाला में भी होय.

એકાવળી અલંકારમાં પદ ગ્રહણ મુક્ત ગ્રહણ મુક્ત થાય છે અને પુનઃ પુનઃ પદ ગ્રહણ તો વિપ્સા અલંકારમાં પણ થાય છે તથા કારણમાળામાં પણ થાય છે.

### त्रिप्सा लक्षण

दोहा

आदर और बिषाद में, दैन्य क्रोध विच मानि ।
एक हि पद द्वै त्रय बखत, सो है विप्सा जानि ॥४५॥

સત્કારમાં, વિષાદમાં, દીનતામાં અને ક્રોધમાં એક જ શબ્દ બે ત્રણ વખત કહેવાય તે વિપ્સા અલંકાર છે. અને કારણમાળામાં તો કારણ કાર્યની પરંપરા હોય છે માટે વિપ્સા તથા કારણ-માળાથી એકાવળી અલંકાર જુદો જ છે.

### विप्सा उदाहरण

दोहा

धन्य धन्य तुम धन्य तुम, रघुबर दशरथ-नंद ।
तिष्ठ तिष्ठ निशिचर समर, कहि सब किये निकंद ॥४६॥

હે દશરથના પુત્ર શ્રીરામચંદ્ર ! આપને ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે. આપે યુદ્ધમાં રાક્ષસોને ઊભા રહો, ઊભા રહો એમ કહીને તેઓ તમામનો સંહાર કર્યો.

એમાં ધન્ય શબ્દ ત્રણ વાર આવ્યો એને તિષ્ઠ તિષ્ઠ શબ્દ બે વાર આવ્યો તેથી વિપ્સા અલંકાર.

वार्त्ता-कर्त्ता साधक और, भोक्ता सिद्ध और, ते सुसिद्ध अलंकार.

પદાર્થને સાધ્ય કરનાર કર્ત્તા પુરૂષ જુદો હોય અને તે સાધ્ય કરેલ પદાર્થને ભોગવનાર સિદ્ધ પુરૂષ જુદો હોય તે ઠેકાણે સુસિદ્ધ અલંકાર થાય છે.

### यथा उदाहरण

दोहा

राग बाग तिय पट अतर, खट रस नव रस सोय ।
कर्ता साधे कष्ट तैं, भुक्ता और हि होय ॥ ४७ ॥

રાગ-રાગિણી, બાગ-બગીચા, સ્ત્રી (કન્યા), વસ્ત્ર, અત્તર-ફૂલેલ, છ રસ (મધુર-કટુ-તિક્ત-કષાય-લવણ-આમ્લ) ભોજન

અને નવરસ (શૃંગાર–વીર–કરૂણ–અદ્‌ભુત-હાસ્ય–ભયાનક–બીભત્સ –રૌદ્ર–શાંત) કાવ્ય, એને કર્ત્તા પુરૂષ કષ્ટવડે સાધ્ય કરે છે, જ્યારે એનો ભોક્તા અન્ય પુરૂષ જ થાય છે.

वार्त्ता–गुण दोष को कर्त्ता एक, और भोक्ता अनेक सो प्रसिद्ध अलंकार.

ગુણ અથવા દોષનો કર્ત્તા પુરૂષ એક જ હોય અને તેના ભોગવનાર અનેક હોય તે ઠેકાણે પ્રસિદ્ધ અલંકાર થાય છે.

### यथा उदाहरण

#### दोहा

सत हरिचँद राजान के, पुर किय स्वर्ग पयान ।
तस्करता रावन करी, गये कुटुम के प्रान ॥४८॥

રાજા હરિશ્ચંદ્રના સત્ય વડે અયોધ્યાપુરીના તમામ લોકોએ સદેહે સ્વર્ગની ગતિ પ્રાપ્ત કરી, જ્યારે રાવણે સીતાની ચોરી કરી તેથી વંશ સહિત તેનો નાશ થયો.

એમાં ગુણ રૂપ સત્ય પ્રભાવ ઉત્પન્ન કરનાર હરિશ્ચંદ્ર છે. અને તે ગુણનું સ્વર્ગગતિ પ્રાપ્ત થવા રૂપ ફળભોક્તા અનેક પુરજનો છે, તથા દોષ રૂપ ચોરી કરનાર રાવણ એક જ છે, અને તે દોષના પરિણામ રૂપ પ્રાણ ખોનાર અનેક કુટુંબીજનો છે, એ બેઉ રીતે પ્રસિદ્ધાલંકાર થયો.

### काव्यार्थापत्ति[1] अलंकार उदाहरण

#### दोहा

बहे जात गजराज जित, कित चींटी कौं थाह ।
दरसै अघहर गंगजल, परसै अद्भुत राह ॥४९॥

(૧) જ્યાં 'કૈમુત્ય ન્યાયે' અર્થાત અમુક કાર્ય થાય છે તો અમુક કાર્ય થાય તેમાં શી નવાઈ? એવી બોલવાની રીતે કરીને અર્થની સિદ્ધિ વર્ણવવામાં આવે ત્યાં કાવ્યાર્થાપત્તિ અલંકાર થાય છે (અલંકાર ચંદ્રિકા).

જે પૂરના પ્રવાહમાં હાથી તણાઈ જાય, ત્યાં કીડીને થાહ ક્યાંથી હોય ? શ્રીગંગાજીનાં દર્શન માત્રથી પાપ હરાઈ જાય તો પછી જળસ્પર્શ વડે અદ્‌ભુત ગતિ પ્રાપ્ત થાય એમાં શી નવાઈ છે ?

એમાં 'કૈમુત્ય ન્યાયે' કરીને અર્થની સિદ્ધિ વર્ણવવામાં આવી, તેથી કાવ્યાર્થાપત્તિ અલંકાર થયો.

## मिथ्याध्यवसिति[1] अलंकार उदाहरण

### दोहा

निर्जल थल बोये अरक, अंब चढै जो हाथ ।
ज्ञान भक्ति बैराग बिन, तब हरि मिलै सुनाथ ॥५०॥

જ્યાં પાણી ન હોય એવે ઠેકાણે આકડો વાવતાં જો આંબો હાથ ચડે તો જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય વિના શ્રેષ્ઠ ધણી શ્રીહરિની પ્રાપ્તિ થાય.

એમાં જ્ઞાનાદિ વિના શ્રીહરિની પ્રાપ્તિ રૂપ મિથ્યાત્વને સિદ્ધ કરવા આકડાને વાવતાં આંબો મળવા રૂપ મિથ્યા વર્ણન કર્યું તેથી મિથ્યાધ્યવસિતિ અલંકાર થયો.

वार्त्ता–जा पदाथ के जतन कों ढूंढे सोई पदार्थ मिले, तहां तीसरो प्रहर्षणालंकार होय.

જે પદાર્થની પ્રાપ્તિને અર્થે તેનું યત્ન શોધન કરતાં તે જ પદાર્થની પ્રાપ્તિ થાય ત્યાં ત્રીજો પ્રહર્ષણ અલંકાર થાય છે.

## यथा उदाहरण

### दोहा

ढूंढत जा कारन गुरू, पाये हरि महाराज ।
चार पदारथ आदि दै, भये सकल सिध काज ॥५१॥

(१) दोहा–सिद्ध करन मिथ्यत्व को, बर्नत मिथ्या बात ।
सो मिथ्याध्यवसीति है, अलंकार अवदात ॥ (लक्षर दाजिभूषण)

જેને માટે અમે ગુરૂને શોધતા હતા તે જ પરમાત્માને અમે પામ્યા. એટલે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થો અમને પ્રથમ પ્રાપ્ત થયા તેથી અમારાં સર્વ કાર્ય સિદ્ધ થયાં.

એમાં શ્રીહરિની પ્રાપ્તિને અર્થે યત્ન શોધન કરતાં શ્રી હરિ પોતે જ મળ્યા તેથી ત્યાં ત્રીજા પ્રકારનો પ્રહર્ષણાલંકાર થયો.

वार्त्ता–प्रश्न उत्तर होई सो प्रश्नोत्तरालंकार[1].

પૂછેલા પ્રશ્નનો ઉત્તર પ્રાપ્ત થાય તે પ્રશ્નોત્તરાલંકાર કહેવાય છે.

यथा उदाहरण

दोहा

हे गुरु कब पावै सुहरि, दासन कौं कलिकाल ।
भक्ति सदय वैराग मन, ज्ञान निरापख चाल ॥५२॥

શિષ્ય ગુરૂજીને પૂછે છે. હે ગુરૂજી ! આ કળિકાળ વિષે શ્રીહરિના સેવકોને શ્રીહરિ કયારે પ્રાપ્ત થાય ? ગુરૂજી કહે છે કે મન દયાયુક્ત, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યમય થઈ પક્ષપાત રહિત વર્તન કરે ત્યારે.

એમાં પ્રશ્નનો ઉત્તર હોવાથી પ્રશ્નોત્તરાલંકાર થયો.

वार्ता–विरुद्ध कारण तैं कारज की प्रगटता, सो पंचम विभावना अलंकार.

વિરૂદ્ધ કારણ વડે કાર્યની ઉત્પત્તિ થાય તે ઠેકાણે પંચમ-વિભાવના અલંકાર થાય છે.

यथा उदाहरण

दोहा

नई लगन लखि जोर चख, गई अंगुष्ट वताय ।
मुद्रा जो नटवेसई, भई वयाने भाय ॥ ५३ ॥

(૧) પ્રશ્નોત્તરને વિવિધ ભેદ વડે ઉત્તરાલંકાર પણ કહે છે. યથા :—
दोहा–जहाँ सुरोचक प्रतिवचन, उत्तर भूषण सोइ ।
प्रथम गूढ पुनि चित्र तैं, कहत सुकवि सब कोइ ॥ (वाग्विभूषण)

ઉપપતિ સખા પ્રત્યે કહે છે. હે મિત્ર ! તે સ્ત્રી મારી નવીન મગ્નતા જોઈ દષ્ટિ મિલાવીને અંગૂઠો બતાવી ગઈ, તેમાં તેની મર્મચેષ્ટારૂપ અંગુષ્ઠ મુદ્રા જે અસ્વીકાર સૂચક અર્થાત્ ના પાડવા રૂપ હતી તે ભાવ વૃત્તાંત રૂપ અર્થાત્ પ્રીતિદર્શક થઇ.

એમાં અસ્વીકારસૂચક અંગુષ્ઠ મુદ્રા રૂપ વિરુદ્ધ કારણ વડે પ્રેમના દેખાવ રૂપ કાર્યની ઉત્પત્તિ થઈ તેથી પંચમ વિભાવના અલંકાર થયો.

वार्ता—साटे में थोरो दैके वहुत ले सो परिवृत्ति अलंकार.

થોડું આપીને તેને બદલે વધારે લે તે ઠેકાણે પરિવૃત્તિ અલંકાર થાય છે.

## यथा उदाहरण

### दोहा

दै कटाछ हरि तनक सी, लीने मन धन प्रान ।
बुध विचार सुख दै चुकी, सब कुल मान सयान ॥५४॥

વ્રજવધૂ પોતાની સખી પ્રત્યે કહે છે. હે સખી ! શ્રીહરિએ નાનું સરખું કટાક્ષ આપીને, મન અને પ્રાણ રૂપી ધન લીધાં છે. વિશેષે બુદ્ધિ, વિચાર, સુખ, કુળનું માન અને ડહાપણ એ બધું હું એમને આપી ચૂકી છું.

એમાં અલ્પ કટાક્ષ આપવાને બદલે મન પ્રાણાદિ સર્વસ્વ લેવા રૂપ વર્ણન હોવાથી પરિવૃત્તિ અલંકાર થયો.

## तद्गुन—अतद्गुन लक्षण

### दोहा

निज गुन तजि गुन संग को, गहै सु तद्गुन जानि ।
संगति तैं गुन ना लगै, ताहि अतद्गुन मानि ॥५५॥

પોતાનો ગુણ તજીને સોબતનો ગુણ ગ્રહણ કરે ત્યાં તદ્ગુણ અલંકાર થાય, અને સોબતનો ગુણ ન લાગે ત્યાં અતદ્ગુણાલંકાર થાય.

### यथा उदाहरण

### दोहा

दुष्ट साध ह्वै साध की, संगति करि पल आध ।
दुष्ट संग करि सदय दिल, होत न साध असाध ॥५६॥

દુર્જન અડધી પળ પણ સજ્જનની સોબત કરીને સજ્જન થાય છે. અને જેનું મન દયાળુ છે એવો સજ્જન, દુર્જનનો સંગ કરીને દુર્જન થતો નથી.

એમાં પ્રથમ પદમાં સોબતનો ગુણ ગ્રહણ કરવાનું વર્ણન છે તેથી તદ્ગુણાલંકાર થયો, અને બીજા પદમાં સોબતનો ગુણ ન લાગવાનું વર્ણન છે તેથી અતદ્ગુણાલંકાર થયો.

वार्ता–संग तें पूर्व गुन वृद्धि पावै सो अनुगुन अलंकार.
સોબત વડે પૂર્વગુણ વૃદ્ધિને પામે તે અનુગણાલંકાર છે.

### यथा उदाहरण

### दोहा

आगे हि हनू अगाध बल, पाय राम सिरदार ।
छिन मैं कुल निशिचरन को, क्यौं न करै संहार ॥ ५७ ॥

પ્રથમ અગાધ બળવાળા હનુમાનજી હતા અને પછી શ્રી-રામચંદ્રજી માલિક મળ્યા એટલે તેઓ ક્ષણવારમાં રાક્ષસોના સમૂહનો સંહાર કેમ ન કરે ? અર્થાત્ કરે જ.

એમાં શ્રીરામના સ્વામિત્વ રૂપ સંગ વડે હનુમાનજીના પરાક્રમ રૂપ પૂર્વગુણની અભિવૃદ્ધિ થઈ તેથી અનુગુણાલંકાર થયો.

### उत्प्रेक्षा तथा भेदकातिशयोक्ति लक्षण

### दोहा

उत्प्रेक्षा जनु मनु शबद, वस्तु हेतु फल होय ।
औरे औरे शब्द जहँ, भेदकाति है सोय ॥ ५८ ॥

"जनु, मनु" (જાણે) એ કલ્પનાવાચક શબ્દ વડે વસ્તુ,

હેતુ અને ફળ એમ ત્રણ પ્રકારે ઉત્પ્રેક્ષા અલંકાર થાય છે. અને औरे औरे (ભિન્નત્વ દર્શક) પદ વડે ભેદકાતિશયોક્તિ અલંકાર થાય છે.

### यथा उदाहरण

दोहा

हरि पद मानों कंज हैं, सिय मुख है जनु चंद ।
कवि मुख की बानीन कौं, औरे पढ़त अनंद ॥ ५९ ॥

શ્રીહરિના ચરણ જાણે કમળ હોય નહિ? સીતાજીનું મુખ જાણે ચંદ્રમા હોય નહિ શું ? અને કવિના મુખની વાણીને ભણવાથી કાંઇક જુદો જ આનંદ પ્રાપ્ત થાય છે.

એમાં પ્રથમ પદમાં શ્રીહરિના ચરણ વસ્તુમાં, જાણે કલ્પના વાચક પદ વડે કમળવસ્તુની કલ્પના કરી તેથી વસ્તૂત્પ્રેક્ષા અલંકાર થયો, અને મુખ તથા ચંદ્રમા પણ એજ રીતે પદાર્થ શક્તિ છે તેથી તે પણ વસ્તૂત્પ્રેક્ષા છે. અને કવિમુખની વાણીમાં ભિન્નત્વ દર્શક પદ વડે ભેદકાતિશયોક્તિ અલંકાર છે.

### अपह्नुति तथा संदेह लक्षण

दोहा

यह नहिं यह सो अप्हनुती, दूजौ रूपक जानि ।
किधौं शब्द की शब्द तहँ, संशय कहत बखानि ॥ ६० ॥

આ વસ્તુ અમુક નહિ પણ અમુક છે, એવું વર્ણન હોય ત્યાં અપહ્નુતિ અલંકાર થાય અને બીજી રીતે રૂપક પણ થાય. જેમકે ચરણકમળ, અર્થાત્ ચરણ એ જ કમળ, અને આ વસ્તુ અમુક છે કે અમુક છે એવું વર્ણન હોય ત્યાં किधौं (કે) પ્રયોગ વડે સંદેહાલંકાર થાય છે.

### यथा उदाहरण

दोहा

बदरा नहिं ये काम के, तने बितान विशाल ।
बाल किधौं हाटकलता, किधौं केतकी माल ॥ ६१ ॥

કોઈ સ્ત્રીની સખી પ્રત્યે ઉક્તિ છે. હે સખી! આ આકાશમાં વાદળાં છવાયાં નથી, પરંતુ એ તો કામદેવના વિશાળ તંબુ તણાયા છે. આ તે સ્ત્રી છે કે સોનાની વેલી છે કે કેતકીની માળા છે?

એમાં વાદળાંને, વાદળાં નહિ પણ કામદેવના તંબુ તરીકે વર્ણવ્યાં, તેથી તે અપહ્નુતિ અલંકાર થયો, અને સ્ત્રીને સંદેહ વાચક કીધૌં (કે) પ્રયોગ વડે સોનાની વેલી તથા કેતકીની માળા કહી તેથી સંદેહાલંકાર થયો.

उल्लेखालंकार लक्षणोदाहरण

दोहा

है उलेख सोइ एक कौं, बहु समुझहि बहु भाय ।
त्रियन्नि काम हरि संत हितु, कंसहि काल लखाय ॥ ६२ ॥

એકને ઘણા જણ ઘણા ભાવથી સમજે તે ઉલ્લેખાલંકાર છે. શ્રીહરિને વ્રજાંગનાઓએ કામદેવ જાણ્યા, સજ્જનોએ હિતકારી જાણ્યા અને કંસે કાળ તરીકે જાણ્યા.

એમાં શ્રીહરિ એકને વ્રજાંગના આદિ ઘણાં મનુષ્યોએ ઘણી રીતે જાણ્યા તેથી ઉલ્લેખાલંકાર થયો.

वार्ता–काहू को गुण दोष काहू पै परै सो विधिकरणोक्ति, तामें अंतर्भूत प्रथम को असंगति कारण कारज कहूं, दृष्टांत तीनों का एकत्र उदाहरण–

કોઈ એકનો ગુણ દોષ કોઈ બીજા ઉપર પડે તે વિધિકરણોક્તિઅલંકાર થાય, તેમાં અંતર્ભૂત કારણકાર્યના સ્થળ ભિન્નત્વ વડે અસંગતિ અલંકારનો પ્રથમ ભેદ અને બિંબ પ્રતિબિંબમય ઉભય વાક્યવડે દૃષ્ટાંતાલંકાર. એ ત્રણેનું એકત્ર ઉદાહરણ–

यथा उदाहरण

दोहा

दूतपनो लोयन करैं, मन पावत है ताव ।
खोड़ भई पद कुंद्र के, दीजैं खर के डाव ॥ ६३ ॥

કોઈ સ્ત્રી પોતાની સખીને કહે છે, હે સખી ! હલકારાનું કાર્ય નેત્ર કરે છે અને મન સંતાપ પામે છે. જેમકે ઊંટનો પગ ખોડો થાય અને ગર્દભને પગે ડામ દેવાય.

એમાં નેત્રનો દોષ મન પર પડચો તેથી વિધિકરણોક્તિ અલંકાર, તેમાં કારણકાર્યની સ્થળ ભિન્નતા વડે અંતર્ભૂત અસંગતિ અલંકાર છે. અને બિંબ પ્રતિબિંબ ભાવ વડે દૃષ્ટાંતાલંકાર પણ છે.

वार्ता–एक क्रियापद कों तथा देहरी दीपवत पद कों बहु बेर अर्थ करता ग्रहण करै सो एकानेक अलंकार.

એક જ ક્રિયાપદને તથા દેહરી દીપવત (બારણાનો એક જ દીવો બધા ઘરમાં પ્રકાશ આપે એ રીતે) પદને અર્થકર્ત્તા પુનઃ પુનઃ ગ્રહણ કરે તે ઠેકાણે એકાનેક અંલકાર થાય છે.

यथा उदाहरण

दोहा

हरि सुदया नहिं बिसर ही, अदया त्रिया सदीव ।
साधु जगतपति श्याम कौं, जीविका हि कौं जीव ॥ ६४ ॥

શ્રીહરિ પોતાના સેવક પરની દયાને વિસરતા નથી, સ્ત્રી કુચારિત્ર્ય વિષે કદી પણ નિર્દયતા વિસરતી નથી, સજ્જનો જગતના પતિ શ્યામસુંદરને વિસરતા નથી અને જીવ પોતાની જીવિકાને વિસરતો નથી.

એમાં "ન વિસરવું" એ ક્રિયાપદને અર્થકર્ત્તાએ વારંવાર ગ્રહણ કર્યું તેથી એકાનેક એ નામનો અલંકાર થયો.

वार्ता–ककार तैं नास्ति, ककार नकार तैं आस्ति, अर्थ धुनि तैं आवै तो काकोक्ति अलंकार.

પદમાં કકાર વડે એક અર્થ નાશ પામે અને એજ કકાર નકાર રૂપે થતાં અર્થ અસ્તિત્વને પામે, પરંતુ તે અર્થ ધ્વનિ વડે ઉત્પન્ન થાય ત્યાં કાકોક્તિ અલંકાર થાય છે.

यथा उदाहरण

दोहा

अग्नि कि तृप्ती काष्ट तें, सिंधु कि सरिता पाय ।
काल कि भक्षण भूत के, नर तें तिय कि अघाय ॥ ६५ ॥

અગ્નિની તૃપ્તિ લાકડાંથી, સમુદ્રની તૃપ્તિ નદીથી, કાળની તૃપ્તિ પ્રાણીઓના ભક્ષણથી અને સ્ત્રીની તૃપ્તિ પુરૂષથી થાય છે.

આ અર્થ की (કકાર) વડે ખરા અસ્તિત્વને પામતો નથી માટે ધ્વનિ વડે અસ્તિત્વ પામવા નીચે પ્રમાણે અગ્નિ શું કાષ્ટથી તૃપ્ત થાય છે? સમુદ્ર શું નદીઓથી તૃપ્ત થાય છે? કાળ શું પ્રાણીઓના ભક્ષણથી તૃપ્ત થાય છે? સ્ત્રી શું પુરૂષથી તૃપ્ત થાય છે? અર્થાત એ ચારેની તૃપ્તિ જ નથી, પરંતુ એ અર્થ ધ્વનિ વડે ઉત્પન્ન થયો.

એમાં की એ જ કકાર નકાર રૂપે થતાં ખરો અર્થ અસ્તિત્વને પામ્યો તેથી કાકોક્તિ અલંકાર, એને વક્રોક્તિ અલંકાર પણ કહેવામાં આવે છે.

वार्ता–एक भाग ग्रहे तें शेष भाग जान्यो जाय सो शेष भाग ज्ञापकालंकार.

એક ભાગ ગ્રહણ કરવાથી બાકીનો ભાગ જાણવામાં આવે તે ઠેકાણે શેષ ભાગ જ્ઞાપકાલંકાર થાય છે.

दोहा

एक भाव के ग्रहण तें, अन्य भाव है त्याग ।
होय कि ग्रहिवो त्याग तें, एक ग्रहै बहु भाग ॥ ६६ ॥

એક ભાગને ગ્રહણ કરવાથી બીજા બહુ ભાગનો ત્યાગ થાય, એકના ત્યાગથી બીજા બહુ ભાગનું ગ્રહણ થાય, એ બે પ્રકારે શેષ ભાગ જ્ઞાપકાલંકાર થાય છે.

## यथा उदाहरण

### दोहा

या परिषद में एक ही, यहै विदुष करि जानि ।
वा परिषद के बीच में, मोहि अज्ञ तुं मानि ॥ ६७ ॥

કોઈ શ્રોતા પ્રત્યે વક્તાની ઉક્તિ–હે આર્ય! આ સભામાં એક જ પંડિત છે, અને તે સભામાં મને જ તું મૂર્ખ માન.

પ્રથમ પદમાં સભા વિષે એક જ વિદ્વાનનું ગ્રહણ થવાથી બીજા સર્વનો અજ્ઞતા વડે ત્યાગ કરવામાં આવ્યો અને બીજા પદમાં એક અજ્ઞનો ત્યાગ થવાથી બીજા સર્વ સુજ્ઞો (વક્તાઓ)નું ગ્રહણ થયું, એમ બેઉ પ્રકારે શેષભાગ જ્ઞાપકાલંકાર થયો.

## पुनर्यथा उदाहरण

### दोहा

सुरतरु आदिक बनसपति, बाग सु नंदन मांहि ।
विनय आदि शुभ गुण सकल, होय अधम में नांहि ॥ ६८ ॥

કલ્પવૃક્ષ વિગેરે વનસ્પતિ નંદનવનમાં જ છે, અને વિનય વિગેરે સર્વ શુભ ગુણો દુર્જનમાં હોતા નથી.

એમાં કલ્પવૃક્ષાદિ માટે નંદનવનને ગ્રહણ કરતાં અન્ય ઉપવનોનો ત્યાગ છે, અને વિનયાદિ શુભ ગુણો માટે દુર્જનનો ત્યાગ કરતાં સજ્જનોનું ગ્રહણ થાય છે, એમ બેઉ પ્રકારે શેષભાગ જ્ઞાપકાલંકાર થયો.

वार्ता–एकानेक, तथा शेषभाग ज्ञापक, ये दोनों अलंकार नवीन हैं, ऐसे ही नवीन, भूत–भविष्य–वर्तमान–परोक्ष–प्रत्यक्ष–उत्तम–मध्यम–कनिष्ठ–कारण–कारज–आधार–आधेय–लोम–विलोम भेद तें बोहोत भेद होत हैं. बहुना किं?

એકાનેક, અને શેષભાગ જ્ઞાપક, એ બે અલંકારો નવીન છે. એવી જ રીતે અન્ય નવીન અલંકારો, ભૂત–ભવિષ્ય–વર્તમાન–પરોક્ષ– પ્રત્યક્ષ– ઉત્તમ– મધ્યમ– કનિષ્ઠ–કારણ–કાર્ય–આધાર–

આધેયના લોમ વિલોમ ભેદો વડે ઘણા ભેદ વાળા થાય છે. વધારે શું કહું ?

## द्रव्य–गुणादि वर्णन

### दोहा

द्रव्य और गुण कर्म है, पुनि सामान्य विशेष ।
है समवाय अभाव लों, सप्त पदार्थ अशेष ॥ ६९ ॥

દ્રવ્ય ૯ નવ છે, ગુણ ૨૪ ચોવીસ છે, કર્મ ૫ પાંચ છે, સામાન્ય ૨ બે છે, વિશેષ અનંત છે, સમવાય ૧ એક છે, અભાવ[1] ૪ ચાર છે. એ પ્રમાણે સમગ્ર ૭ સાત પદાર્થ[2] છે.

## नव द्रव्य

### दोहा

भू अप तेज रु वायु मन, दिशी काल आकाश ।
आत्मादिक नव द्रव्य हैं, गुन को आश्रय भास ॥ ७० ॥

પૃથ્વી ૧ પાણી ૨ તેજ (અગ્નિ) ૩ પવન ૪ મન ૫ દિશા ૬ કાળ ૭ આકાશ ૮ આત્મા[3] ૯ એ નવ દ્રવ્ય કહેવાય છે, કે જે ગુણના આશ્રયે માલુમ પડે છે.

## चतुर्विंश गुण वर्णन

### कवित्त

रूप रस गंध स्पर्श संख्या परिमाण आदि,
पृथक संयोग औ विभाग गुन मानिये ॥
परत्व अपर्त्व बुद्धि सुख दुःख इच्छा द्वेष,
प्रयत्न गुरुत्व औ द्रवत्व करि मानिये ॥

---

(૧) જે ભાવપદાર્થથી ભિન્ન હોય તે અભાવ કહેવાય છે.
(૨) જે જ્ઞાનનો વિષય તે પદાર્થ કહેવાય છે.
(૩) આત્મા, દિશા, કાળ અને મન એ ચાર દ્રવ્ય ગુણથી રહિત છે. અને આકાશ, પવન, અગ્નિ, પાણી તથા પૃથ્વી એ પાંચ દ્રવ્યોમાં ગુણ રહેલો છે.

सनेहत्व संसकार धर्म औ अधर्म शब्द,
चतुर्विंश संख्या मत न्याय तें बखानिये ॥
पंच कर्म है सामान्य विशेष अनंत विधि,
चार हैं अभाव ताहि टीका तें पिछानिये ॥ ७१ ॥

રૂપ ૧ રસ ૨ ગંધ ૩ સ્પર્શ ૪ સંખ્યા ૫ પરિમાણુ ૬ પૃથક ૭ સંયોગ ૮ વિભાગ ૯ પરત્વ ૧૦ અપરત્વ ૧૧ બુદ્ધિ ૧૨ સુખ ૧૩ દુઃખ ૧૪ ઇચ્છા ૧૫ દ્વેષ ૧૬ પ્રયત્ન ૧૭ ગુરૂત્વ ૧૮ દ્રવત્વ ૧૯ સ્નેહત્વ ૨૦ સંસ્કાર ૨૧ ધર્મ ૨૨ અધર્મ ૨૩ અને શબ્દ ૨૪ એ ચોવીસ ગુણુ ન્યાય મતથી કહ્યા છે, (દ્રવ્ય અને ગુણુ મળવાથી કર્મ થાય છે.) કર્મ પાંચ કહ્યાં છે.

સામાન્યના[1] બે ભેદ છે, વિશેષ[2] અનંત પ્રકારે છે, અને અભાવ ચાર છે તેને નીચે પ્રમાણેની ટીકાથી જાણી લો.

वार्ता—उत्क्षेपण १ अपक्षेपण २ आकुंचन ३ प्रसारण ४ गमन ५ एतानि पंच कर्माणि.

ઊંચે ફેંકવું ૧ નીચે ફેંકવું ૨ સંકોચવું ૩ ફેલાવવું ૪ અને ચાલવું ૫ એ પાંચ કર્મ છે.

सत्ता रूपं पर सामान्य, जाति रूपं अपर सामान्य.

સામાન્યના બે ભેદ છે, એક પર સામાન્ય અને બીજો અપર સામાન્ય. સત્તા રૂપ એટલે અધિક વૃત્તિ અર્થાત્ જેની

---

(૧) સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ એ ચારમાં જાતિ નથી પણ દ્રવ્ય, ગુણુ, અને કર્મ એ ત્રણમાં જાતિ રહેલી છે. જે નિત્ય એક અને અનેકમાં રહેલું હોય તે સામાન્ય કહેવાય અને તે દ્રવ્ય ગુણમાં રહેલું છે.

(૨) નિત્ય દ્રવ્ય વૃત્તિવાળા વિશેષ છે તે અનેક છે, પૃથિવ્યાદિ ચતુષ્ટયના (પૃથિવી—અપ—તેજ—વાયુ) પરમાણું તથા આકાશાદિ પાંચ (મન-દિશા—કાળ—આકાશ અને આત્મા) એ નિત્ય દ્રવ્ય છે, અનંત છે, તેના પરસ્પરના ભેદ કરાવનાર જે વિશેષ તે પણ અનંત લેખાય.

સત્તા અધિક દેશમાં (દ્રવ્ય ગુણ કર્મમાં) જણાતી હોય તે પર સામાન્ય, અને જાતિ રૂપ એટલે ન્યૂન વૃત્તિ અર્થાત્ જેની સત્તા અલ્પ દેશમાં (દ્રવ્ય, ગુણ અને કર્મ એ ત્રણમાંથી એક પદાર્થમાં) જણાતી હોય તે અપર સામાન્ય કહેવાય છે.

ઉપર્યુક્ત પાંચ કર્મો સત્તા રૂપે દ્રવ્ય, ગુણ અને કર્મ એ ત્રણના ઉપર રહે છે તેથી તે પર સામાન્યજાતિ રૂપ કહેવાય છે, અને જેમાં 'ત્વ' (પણું) પ્રત્યય લાગે છે અર્થાત દ્રવ્યત્વ, ગુણત્વ, કર્મત્વ એ ત્રણે અપર સામાન્ય જાતિ રૂપ કહેવાય છે.

प्राग भाव १ प्रध्वंसाभाव २ अन्योन्याभाव ३ अत्यंता-भाव ४ ए चारौं अभाव सप्त पदार्थ विषे हैं.

અભાવ ચાર છે, પ્રથમ પ્રાગભાવ (ઉત્પત્તિનો પૂર્વકાળ), બીજો પ્રધ્વંસાભાવ (થઈને નાશ પામે તે), ત્રીજો અન્યોન્યાભાવ અર્થાત એકમાં બીજાનો અભાવ (ઘટમાં પટનો અભાવ અને પટમાં ઘટનો અભાવ) અને ચોથો અત્યંતાભાવ અર્થાત કદી થયેલ જ ન હોય (વંધ્યાપુત્રવત્). એ ચારે અભાવ અપર સામાન્યમાં છે તે ઉપર કહેલ સાતે પદાર્થોમાં જાણી લો.

द्रव्य गुण कर्म के समवाय एकता भये जाति भई सामान्यत्व तें, तामें व्यक्ति भई विशेषत्व तें, जाति गोत जाने नाम रूप जान्यो जाय, श्रृंग पूंछ कंबल इहै रूप, गाय नाम व्यक्ति, विशेष ज्ञान काली–पीली–धोली–खांडी–बांडी–मींडी इत्यादि सर्व पर जाति नाम रूप लग्यो है, तातें शब्द वृत्ति पहिचानिये.

દ્રવ્ય[1], ગુણ અને કર્મનું સમવાય (ઐક્ય અર્થાત્ સંધાણ) થવાથી સામાન્યપણે જાતિ થઈ, અને વિશેષપણાથી વ્યક્તિ થઈ, જાતિ એટલે ગોત્ર (વંશ) જાણવાથી નામ રૂપ જાણવામાં આવે

(૧) દ્રવ્ય, કર્મ, અને ગુણ એ ત્રણેમાં જાતિ રહેલી છે. અને જ્યાં જાતિ છે ત્યાં શબ્દ પણ છે. જે સંબંધ નિત્ય હોય તે સમવાય કહેવાય છે. જેમકે, અવયવ, અવયવી, માટી, ઘડો, સોનું, વીંટી.

છે. જેમકે, શિંગડાં, પૂંછડું અને કાંબળી (ગાયના ગળાની ગોદડી) એવા રૂપથી ગાયની જાતિ અર્થાત ગાયપણું જાણ્યું, અને વ્યક્તિ એટલે વિશેષ જ્ઞાન, જેમકે કાળી, ધોળી, પીળી, ખાંડી, બાંડી, મીંડી, ઈત્યાદિ વિશેષનામ જાણ્યું .તે વ્યક્તિ. સર્વની ઉપર જાતિ નામ રૂપ લાગેલું છે, તેથી શબ્દવૃત્તિ અભિધા બળ (ઈશ્વરી શક્તિ)થી જાણી લો. (જ્યાં જાતિ હોય ત્યાં શબ્દ પણ હોય છે.)

आप्त वाक्यं शब्दं आप्त यथार्थ वक्ता को बचन, वाक्य पदन को समूह यथा, गामानय शुक्लां दंडे नेति, शक्तं पदं अस्मात पदादयमर्थो बोधव्यं इति ईश्वर शक्तिः घट कहे तें घट जान्यो जाय, पट नहिं जान्यो जाय यहे ईश्वरी शक्तिः

હિતેચ્છુ અથવા પ્રામાણિક પુરૂષ અથવા સત્યવક્તાનું વચન એ શબ્દ કહીએ, અને શબ્દસમૂહને વાકય કહીએ, જેમકે "લાકડી લઈને ધોળી ગાયને લઈ આવ," આમાં પદનો સમૂહ છે તેથી તે વાકય કહેવાય, અભિધાવૃત્તિથી જે શબ્દ અર્થ જણાવનાર હોય તેને શબ્દશક્તિ કહીએ, અભિધાશક્તિ એ જ ઈશ્વરશક્તિ, (શબ્દશક્તિ એટલે આ પદથી આ અર્થ સમજાય તે) જેમકે ઘટ કહેવાથી ઘટ (ઘડા)નું જ જ્ઞાન થાય, પટ (વસ્ત્ર)નું જ્ઞાન ન થાય, એવી જે શબ્દમાં શક્તિ છે એ જ ઈશ્વર શક્તિ જાણીએ.

आकांक्षा योग्यता सन्निधिश्च वाक्यार्थ ज्ञान हेतूः पदस्य पदान्तर व्यतिरेक प्रयुक्तान्वया ननु भावकत्वमाकांक्षा, अर्थाबाधो पदानाम् विलंब्रनोचारणं सन्निधि, आकांक्षादि रहित वाक्यं न प्रमाणं यथा गौरस्वः पुरुषो हस्तीति न प्रमाणं आकांक्षा विरहात् अग्निना सिंचेदिति न प्रमाणं योग्यता विरहात् प्रहरे प्रहरे सहो-च्चारितानि गामानयेत्यादि पदानि न प्रमाणं सानिध्या भावत्.

(હવે ન્યાયશાસ્ત્રના મત વડે શબ્દસમૂહ રૂપ વાક્યોના દોષો ટાળવા માટે કહેવામાં આવે છે.) આકાંક્ષા, યોગ્યતા અને

સન્નિધિ એ ત્રણ વાક્યાર્થ જાણવાના કારણ રૂપ છે. એક પદને બીજા પદથી જુદાપણા વાળા અન્વય (સંબંધ) ને જણાવવા વાળા પદની ચાહનાને આકાંક્ષા કહે છે. એટલે કે આકાંક્ષિત શબ્દ વક્તાના મુખમાંથી કહેવાયો ન હોય તેને સાંભળવાની ઇચ્છા રહે તે સંપૂર્ણ ન થાય ત્યાં નિર્કાંક્ષા દોષ કહેવાય.

જ્યાં શબ્દના અર્થ કરતાં એ શબ્દના અર્થમાં બાધ ન આવે ત્યાં યોગ્યતા કહેવાય, અને બાધ આવે તો અયોગ્યતા દોષ કહેવાય.

વાક્ય સંબંધ બરાબર મળતા આવે અને શબ્દોચ્ચારમાં વિલંબ ન થાય તે સન્નિધિ કહેવાય, અને વાક્ય સંબંધ ન મળે તથા શબ્દોચ્ચારમાં વિલંબ થાય તો તે અસન્નિધિ દોષ ગણાય છે.

વ્યતિરેક અર્થાત પદની અપેક્ષા હોય છતાં તે પદ ન હોય અને એક પદને બીજા પદના અભાવને લીધે અનનુભાવકત્વ અર્થાત સંબંધના જ્ઞાનનું ઉત્પન્ન કરવાપણું થાય તે આકાંક્ષા કહેવાય. આકાંક્ષાથી રહિત જે વાક્ય છે તે અપ્રમાણ છે, જેમ કે "ગાય ઘોડો પુરૂષ હસ્તી." આ અપ્રમાણ વાક્ય છે, કેમકે ગાય આવી, ઘોડો લાવ, પુરૂષ આવ્યો, હાથી ગયો, આમાં આવી, લાવ, આવ્યો, ગયો, એ આકાંક્ષિત પદોનો અભાવ છે, માટે તે અપ્રમાણ હોવાથી આકાંક્ષાના વિરહ વડે નિર્કાંક્ષા દોષ ગણાય.

"અગ્નિ વડે સિંચો," આમાં અગ્નિ વડે સિંચવું અયોગ્ય છે તેથી અર્થમાં બાધ આવ્યો માટે યોગ્યતાના અભાવે એ પણ વાક્ય અપ્રમાણ છે, એટલે એ અયોગ્યતા દોષ ગણાય.

જે વાક્ય કહેવાનું હોય તેનો પ્રહરે પ્રહરે ઉચ્ચાર કરવો, જેમકે "ગાય ધોળી લાવ." આમાં ગાય બોલ્યા પછી કેટલેક વિલંબે ધોળી કહ્યું ત્યાર પછી કેટલેક વિલંબે લાવ કહ્યું તેથી તે વાક્ય કકડે કકડે પૂરૂં કર્યું, એટલે તે સન્નિધિના અભાવે અસન્નિધિ દોષ થયો, કેમકે વાક્યનો સંબંધ રહ્યો નહિ.

## वाक्य दोष त्याग वर्णन

### दोहा

निर्कांक्षा रु अयोग्यता, असान्निध्यता त्यागि ।
होवै शब्द समूह में, आप्त वाक्य सुनि पागि ॥ ७२ ॥

નિર્કાંક્ષા, અયોગ્યતા અને અસાનિધ્યતા, એ ઉપર્યુક્ત દોષોનો ત્યાગ કરવો. એ દોષો વાકયમાં હોય છે (શબ્દમાં હોતા નથી) તે પ્રામાણિક પુરૂષ (યથાર્થ બોલનાર) નાં વચનો સાંભળીને વાકેફગાર થવું.

## लक्षण दोष वर्णन

### दोहा

अव्याप्ति रु अतिव्याप्ति पुनि, दोष असंभव होय ।
इन तिन हू कौं समुझि करि, शब्दवृति कौं जोय ॥ ७३ ॥

અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ એ (લાક્ષણિક) દોષ છે. માટે તે ત્રણેને સમજીને શબ્દવૃત્તિ જુઓ, અર્થાત એ દોષથી બચીને વાકયરચના શરૂ કરો.

સૂચના-જે વસ્તુનું લક્ષણ કરવામાં આવે એ સર્વ દેશમાં વ્યાપ્ત ન હોય અર્થાત કયાંય વ્યાપ્ત હોય અને કયાંય વ્યાપ્ત ન હોય એ લક્ષણ અવ્યાપ્તિ દોષવાળું ગણાય છે.

જે વસ્તુનું લક્ષણ કરે એથી અતિરિક્તમાં (બીજામાં) પણ વ્યાપ્ત થઈ જાય એ લક્ષણ અતિવ્યાપ્તિ દોષવાળું ગણાય છે.

જે વસ્તુનું લક્ષણ કરીએ એમાં સંભવ જ ન હોય એ લક્ષણ અસંભવ દોષવાળું ગણાય છે. (જુઓ કાવ્યશાસ્ત્ર)

## यथा उदाहरण

### दोहा

गो हय सिंचहु अग्नि करि, प्रहरांतर उच्चार ।
गो कपिला गो शृंग तें, गो इक खुर तें धार ॥ ७४ ॥

ગાય ઘોડો, એમાં નિર્કાંક્ષા દોષ છે, અગ્નિથી સિંચો,

એમાં અયોગ્યતા દોષ છે, અને પ્રહરાંતરે ઉચ્ચાર કરવો એમાં અસન્નિધિ દોષ છે, એનું વિવેચન પ્રથમ થઈ ગયું છે.

ગાયનું કપિલા એવું લક્ષણ કહીએ તો ગાય ધોળી પણ હોય છે. એમાં આ લક્ષણની અવ્યાપ્તિ થાય છે. ધોળા અથવા રાતા રંગવાળી ગાયમાં પણ ગાયપણું છે તેથી તે ગાય કહેવામાં આવે છે.

શિંગડાંવાળી ગાય એવું લક્ષણ કહીએ તો એ લક્ષણ ગાયથી રહિત બળદાદિ અન્યમાં પણ વ્યાપ્ત થાય છે, કેમકે ગાયને શિંગડાં છે તેમ ગાય સિવાય બળદ વિગેરેને પણ શિંગડાં છે એમાં એ લક્ષણ આવી જાય છે, માટે તે અતિવ્યાપ્તિ દોષવાળું લક્ષણ ગણાય છે.

ગાય એક ખરીવાળી એવું લક્ષણ કહીએ તો તે લક્ષણ કોઈ પણ ગાયમાં ન હોવાથી તે અસંભવ દોષવાળું ગણાય છે; કેમકે એક ખરી વાળીને ગાય કહેવાય જ નહિ, એક ખરીવાળાં તો અશ્વાદિ પ્રાણી છે.

## अंतर्भूत दोष वर्णन

### दोहा

पद पदांश वाक्यार्थ जे, रस दूषण विधि पंच ।
इनके अंतरभूत हैं, समझहु बहु सुनि रंच ॥ ७५ ॥

પદ દોષ, [૧]પદાંશ દોષ, વાક્ય દોષ, અર્થ દોષ અને રસ દોષ, એ પાંચ પ્રકારના[૨] દોષો છે, તે બધા દોષો ઉપર કહેલા

(૧) પદાંશ દોષ પ્રાકૃત ભાષામાં નીકળી શકતા નથી.

૧ પદ દોષ એટલે શબ્દદોષ, (અપ્રયુક્તદોષ અને શ્રુતિકટુત્વાદિ દોષ)

૨ વાક્યદોષ, (વૃત્તિહતદોષ, પ્રતિકૂળ વર્ણનદોષ, અને પતત્પ્રકર્ષ દોષાદિ)

૩ અર્થદોષ, (અપુષ્ટાર્થદોષ, વ્યર્થાર્થદોષ, અને વ્યાહત દોષાદિ)

૪ રસદોષ, (પ્રત્યનીક, દુઃસંધાન અને પાત્રદુષ્ટાદિ દોષ)

(૨) છઠ્ઠો અલંકારદોષ, (અસાદૃશ્યોપમા, ભિન્નલિંગોપમા અને અસંભવોપમાદિ)

દોષોમાં અંતર્ભૂત છે માટે થોડું વર્ણન સાંભળીને વધારે સમજી લેશો.

वार्ता—इन दोषन रहित शब्द वृत्ति कों विचारवो, शब्द वृत्ति तीन हैं, १ रूढि २ योगरूढि ३ योगिक, कट्या वृक्ष को ठूंठ जाकों दिष्ट कहिये, अर्थ रहित वाही ठूंठे में बरते सो रूढी, पंकज कमल, पयोद मेघ, पंक सों प्रगट होय, और हू तैं पंकज नांहि कहाय, जल के देनहार, और तैं पयोद नहिं कहाय, विना मेघ सो जोगरूढ, जलज कमल कों भी कहिये, इंदु मुक्तादि कों भी कहिये, औरन विषे हू अर्थ वरते जातैं जोगक.

આ ઉપર કહેલા દોષો રહિત શબ્દવૃત્તિને વિચારવી અર્થાત્ જાણવી. શબ્દવૃત્તિ[1] ત્રણ પ્રકારની છે. ૧ રૂઢ, ૨ જોગરૂઢ, ૩ જોગક. કાપેલા ઝાડના ઠૂંઠને દિષ્ટ કહે છે, એ દિષ્ટ શબ્દ બીજા કોઈ પણ અર્થ વિના ફક્ત ઠૂંઠમાં જ વરતે છે. તેની કાંઈ પણ વ્યુત્પત્તિ થતી નથી માટે તે રૂઢ કહેવાય. પંકજ એટલે કમળ, પયોદ એટલે મેઘ, ગારાથી ઉત્પન્ન થાય તેથી તે પંકજ. બીજાથી ઉત્પન્ન થયેલ હોય તે પંકજ ન કહેવાય. પાણીનો દેવાવાળો છે તેથી તે મેઘને પયોદ કહેવાય, મેઘ વગર બીજાને પયોદ ન કહેવાય. માટે તે જોગરૂઢ, એટલે કે વ્યુત્પત્તિ પણ

(૧) કાવ્યશાસ્ત્રકાર લખે છે કે જે શબ્દ વ્યવહારમાં પ્રચલિત હોય પણ વ્યાકરણની રીતથી જેની વ્યુત્પત્તિ ન થઈ શકે, જેમકેઃ—ડિત્થ એટલે લાકડાનો બનાવેલો હાથી, ડિત્થ શબ્દનો અન્વયવાર્થ નથી. ઉક્ત પદાર્થોમાં એનો રૂઢિ સંકેત છે.

જે શબ્દની વ્યાકરણની રીત પ્રમાણે વ્યુત્પત્તિ થઈ હોય અને તે રૂઢિની માફક અન્ય અર્થમાં ન વપરાય તે યોગરૂઢ અથવા મિશ્ર કહેવાય, જેમ કે: વારિજ એ કમળનું યોગરૂઢ નામ છે, વારિ અર્થાત જળથી, જ અર્થાત્ જન્મેલ, આવો અવયવાર્થ તો યૌગિકતા છે. અને જળથી છીપ, શંખ ઇત્યાદિ પણ જન્મ પામે છે, પરંતુ એમાં વારિજ નામની પ્રવૃત્તિ નથી, વારિજ નામની પ્રવૃત્તિ તો કમળમાં જ છે એથી એ રૂઢિ છે. આ રીતથી કમળનું "વારિજ" નામ યોગ અને રૂઢિથી મિશ્રિત છે. (जसवंत भूषण)

થાય અને રૂઢિ પણ કહેવાય. જલજ કમળને કહેવાય, ચંદ્રને તથા મોતી આદિને પણ જલજ કહેવાય, તેથી બીજામાં પણ અર્થ વરતે એટલે તે જોગક કહેવાય.

मुख्यार्थ छोड़े तथा मुख्यार्थ लग्यो रहे, उपर तें हू आवै सो लक्षणा, गंगायां घोष: गंगा शब्द अभिधान विषे अर्थ छोड़ तीर को अर्थ ग्रहण करै सो लक्षना, लटके विपे शीतलता पावनता आदि ध्वनि, अथ चतुर्विधि रीति शब्दालंकार.

મુખ્યાર્થ તજે તથા મુખ્યાર્થ વળગ્યો પણ રહે અને ઉપરથી અર્થ આવે તે લક્ષણા કહેવાય, જેમ કે "ગંગામાં ઘર," ગંગા શબ્દમાં અભિધાનપણાનો અર્થ તજીને તીર (કાંઠા નો અર્થ ગ્રહણ કરે તે લક્ષણા, અર્થાત ગંગામાં ગાયોનો ગોઠો એટલે ગંગાના વહનમાં નહિ પણ ગંગાના કિનારા પર જાણવો. ગંગાના કિનારા પર શીતળતા, પવિત્રતા વગેરે ધ્વનિ છે. હવે ચાર પ્રકારની રીતિ તથા શબ્દાલંકાર કહેવામાં આવશે.

## काव्यात्मा मत कथन

### दोहा

ध्वनि है आत्मा काव्य को, कहत भरत मत-ग्रंथ ।
कहत सु आतमा रीति कौं, वामन मत को पंथ ॥ ७६ ॥

ભરતાચાર્યના મતાવલંબી ગ્રંથોમાં કાવ્યનો આત્મા ધ્વનિ કહ્યો છે, અને વામનાચાર્યના મતાવલંબીઓ રીતિને કાવ્યનો આત્મા કહે છે.

## कर्त्ता-सिद्धांत

वार्ता-काव्य को आत्मा रस है इति सिद्धांत ।

કવિ સ્વરૂપદાસજીનો સંપૂર્ણ સિદ્ધાંત એ છે કે રસ એ જ કાવ્યનો આત્મા છે (वाक्यं रसात्मकं काव्यं, જે વાક્યનો આત્મા રસ તે કાવ્ય, सा० द०)

## रीति गुन कथन

दोहा

गौड़ी के बिच ओज गुन, लाटी गुन परसाद ।
वैदर्भी पांचालि बिच, गुन माधूर्य सवाद ॥ ७७ ॥

ગૌડી રીતિમાં ઓજ ગુણ છે, લાટી રીતિમાં પ્રસાદ ગુણ છે, અને વૈદર્ભી તથા પાંચાળી નામની રીતિમાં માધુર્ય ગુણનો સ્વાદ છે.

## गौड़ी लक्षण

दोहा

वर्ण सँयोगि टवर्गमय, रचना बंध सुछंद ।
अर्थ जु बहुत समास तें, गौड़ी कहत कविंद ॥ ७८ ॥

ટવર્ગવાળા ( ટ · ઠ · ડ · ઢ ) અને જોડાક્ષરોની રચનાના બાંધાવાળો છંદ હોય, અને બહોળા સમાસ વડે અર્થ થાય તેને કવિવરો ગૌડી રીતિ કહે છે.

## समास लक्षण

दोहा

सो ते नें करि ओ अरथ, तैं को मैं न समात ।
बाहिर सात विभक्ति को, अर्थ समास लिखात ॥ ७९ ॥

તે, ને, એ, કરી, તે માટે, થી થકી, નો ની અને માં વિષે, એ સાત વિભક્તિઓ જેમાં ન હોય અને તેઓનો અર્થ બહારથી લેવાય તેને સમાસ કહેવામાં આવે છે.

## वचन जाति कथन

दोहा

भाषा में इक बहु वचन, नहिं द्विय बचन कहाय ।
है स्त्रीलिंग पुलिंग है, नपुँसक नाहिं लखाय ॥ ८० ॥

પ્રાકૃત ( હિંદી ) ભાષામાં એકવચન તથા બહુવચન છે, દ્વિવચન નથી, અને સ્ત્રીલિંગ ( નારીજાતિ ) છે, તથા નપુંસકલિંગ ( નાન્યતર જાતિ ) નથી.

## गौड़ी को उदाहरण

दोहा

टेढी एंठन भौंह ढिग, दिलहि असेठत्त दीठ ।
डूब गई छवि मोर दृग, करत ढिठाई ढीठ ॥ ८१ ॥

નાયક સખા પ્રત્યે કહે છે, તે સ્રીની ભ્રૂકુટિ સુધી વાંકી કરેલી ગરૂરતા દર્શાવતી દૃષ્ટિ મારા મનને વ્યથિત કરી રહી છે. એ ધૃષ્ટાએ મારા પ્રત્યે એવી ધૃષ્ટતા કરી છે કે જેની આકૃતિ મારા નેત્રમાં ડૂબી ગઈ છે અર્થાત્ લીન થઈ ગઈ છે.

આમાં ટવર્ગવાળા અક્ષરો અને બહોળો સમાસ છે તેથી ગૌડી રીતિ

## वैदर्भी लक्षण

दोहा

विन समास कि समास कम, सानुस्वर वहु वर्न ।
नहिं टवर्ग संजोग नहिं, वैदर्भी उच्चर्न ॥ ८२ ॥

જેમાં સમાસ ન હોય અથવા ઓછો સમાસ હોય, અનુસ્વર યુકત અક્ષરો હોય, ટવર્ગવાળા કે જોડેલા અક્ષરો ન હોય તે વૈદર્ભી રીતિ કહેવાય છે.

## यथा उदाहरण

दोहा

फंद गयंद निकंद कर, जगत वंद ब्रजचंद ।
मंद मंद मुसकत मधुर, नंदनंद सुखकंद ॥ ८३ ॥

ઝૂડથી પકડાયેલા ગજેંદ્ર ( હાથી ) ના ફંદ (દુઃખ)ને નાશ કરનારા, જગતને વંદવા યોગ્ય, વ્રજભૂમિના ચંદ્રસા, સુખના કારણ રૂપ શ્રીકૃષ્ણ ભગવાન મંદ મંદ મીઠું હાસ્ય કરે છે.

આમાં તમામ અક્ષરો સાનુસ્વર છે. સમાસ કમ છે તેથી વૈદર્ભી.

## पांचाली लक्षण

दोहा

गौडी वैदर्भी मिलै, पांचाली सो जान ।
वर्न सजुग अनुस्वार युत, सदमति करत बखान ॥ ८४ ॥

ગૌડી અને વૈદર્ભી એ બે રીતિઓ જેમાં મળેલી હોય, અને અનુસ્વર યુકત જોડેલા અક્ષરો હોય તેને વિદ્વાનો પાંચાળી રીતિ કહે છે.

## यथा उदाहरण

दोहा

चिंत मिंत अंतर लग्यौ, द वृंद ब्रजबाल ।
मंजत अटत न बीसरत, गंजन कंस गुपाल ॥ ८५ ॥

જેઓનું ચિત્ત મિત્રમાં લાગેલું છે એવાં વ્રજબાળકોના સમૂહના સમૂહ શ્રીજમનાજીમાં નહાય છે કિનારે ફરે છે, પરંતુ તેઓને કંસનો વિધ્વંસ કરનારા શ્રીકૃષ્ણ ભગવાન વીસરતા નથી.

આમાં અનુસ્વર યુકત જોડેલા અક્ષરોની રચના વડે ગૌડી તથા વૈદર્ભીનું મિલન હોવાથી તે પાંચાળી રીતિ છે.

## लाटी रीति लक्षण

दोहा

जामें कोमल पद भरे, लगत सवाद पढंत ।
लाटी रीति सु कहत है, विदुष महा गुनवंत ॥ ८६ ॥

જેમાં સુકોમળ શબ્દો ભરેલા હોય, અને જેને વાંચતાં સ્વાદ આવે તેને મહા ગુણવાન વિદ્વાનો લાટી રીતિ કહે છે.

## यथा उदाहरण

दोहा

गिरि गिरि तरु तरु सुघर हरि, बजत मधुर सुर वैनु ।
ललित लाल लोयन लखन, ललचत ललकत नैनु ॥ ८७ ॥

વ્રજબાળા કહે છે કે, પર્વતે પર્વતે અને વૃક્ષે વૃક્ષે,

સુજાણ એવા શ્રીકૃષ્ણ મીઠી વેણુ (વાંસળી) વગાડે છે. તે સુંદર લાલનાં નેત્ર જોવા અર્થાત્ દૃષ્ટિ-મિલન કરવા માટે મારાં નેત્ર લલચાઈને દોડે છે.

આમાં સર્વ શબ્દો સુકોમળ હોવાથી વાંચતાં આનંદ થાય એવી કાવ્યરચના છે તેથી લાટી રીતિ.

वार्ता—अथ षष्टानुप्रास, एक वरण की किंवा बहुत वर्ण की बहु वेर समता होइ सो वृत्यानुप्रास. बहु वर्ण की बहु वेर समता ।

હવે છ અનુપ્રાસોનું વર્ણન કરવામાં આવે છે. જ્યાં એક અક્ષરની અથવા વધારે અક્ષરોની વધારે વાર આવૃત્તિ થાય ત્યાં વૃત્યનુપ્રાસ જાણવો. વધારે અક્ષરોની વધારે વાર આવૃત્તિનું વર્ણન—

यथा उदाहरण

दोहा

कंजन मद गंजन करै, अंजन मंजन ऐन ।
खंजन छिव भंजन खतम, नित हरि रंजन नैन ॥ ८८ ॥

કોઇ સખી કહે છે, હે સ્ત્રી, તારાં અંજન (આંજણ)થી મંજન (સ્વચ્છ) કરેલાં સુંદર નેત્ર, કંજન (કમળસમૂહ)ના ગૌરવને પણ ગંજન (નાશ) કરે છે, ખંજન[1] (દીવાળીના ઘોડા) પક્ષીની છિવ (છબી અર્થાત શોભા)ને સંપૂર્ણ રીતે ભંજન કરે છે અર્થાત્ ભાંગી નાંખે છે. અને શ્રીકૃષ્ણને હંમેશાં રંજન કરે છે અર્થાત્ ખુશ કરે છે.

આમાં જકાર તથા નકારની વધારે વાર આવૃત્તિ થાય છે તેમજ દોહાના ચારે વિશ્રામોમાં આદ્યંત વર્ણમૈત્રી[2] હોવાથી વૃત્યનુપ્રાસ છે.

---

(૧) વરસાદ વીત્યા પછી શરદ ઋતુમાં બહુ જ ચપળતાથી ઊડતાં ચકલીથી નાનાં પક્ષી હોય છે તે. યથા—जानि शरद रितु खंजन आये। (तु० कृ० रामायण)

(૨) વર્ણમૈત્રી એ જ વૃત્યનુપ્રાસ; જેને "ઝડ" પણ કહે છે. જુઓ, દલપત પિંગળ.

## एक वर्न की बहु बेर समता

### दोहा

गुन गन अरपन करि दियें, तन मन धन अरु प्रान ।
जन सुख धन प्रद रामजी, सुनि मुनि भजै सयान ॥ ८९ ॥

પ્રભુ શ્રીરામચંદ્રજીને ભક્તો તન, મન, ધન, પ્રાણ અને સર્વ ગુણસમૂહ આપી દે છે. અને શ્રીરામચંદ્રજી એ ભકતોને સુખ સંપતિ આપે છે. અર્થાત્ સાચા સુખ રૂપ મોક્ષમય સંપત્તિ આપે છે, એવું સાંભળીને સુજાણ મુનિઓ શ્રીરામચંદ્રજીનું ભજન કરે છે.

એમાં એક નકારની વધારે વાર આવૃત્તિ થઈ તેથી વૃત્ત્યનુપ્રાસ.

वार्ता–अर्थ सहित पद पलटे भाव में भिन्न होइ सो लाटानुप्रास.

અર્થ સહિત ચરણ પલટો થાય અર્થાત્ એ જ ચરણ બીજી વાર આવે પરંતુ તેનું તાત્પર્ય જુદું જ હોય તે લાટાનુપ્રાસ.

### यथा उदाहरण

### दोहा

तीरथ व्रत साधन कहा, जिन निशि दिन हरि गान ।
तीरथ व्रत साधन कहा, बिन निशि दिन हरि गान ॥ ९० ॥

જે હંમેશાં હરિભજન કરે છે તેને તીર્થ–વ્રત રૂપ સાધનનું શું કામ છે ? અને હંમેશાં હરિભજન વિના તીર્થ–વ્રત રૂપ સાધનનું શું કામ છે ?

આમાં એ જ ચરણની પુનરાવૃત્તિમાં તાત્પર્ય જુદું હોવાથી તે લાટાનુપ્રાસ છે.

वार्ता–अनेक वर्ण की एक बेर समता होय सो छेकानुप्रास.

અનેક અક્ષરોની એક વાર સમતા હોય તે છેકાનુપ્રાસ.

यथा उदाहरण

दोहा

राग बाग रचना रुचिर, पूर्ण चंद सुख कंद ।
वाम कामप्रद हे विभू ! यह मैं चहत अनंद ॥ ९१ ॥

કોઈ કામાસકત પુરુષ કહે છે, હે પ્રભુ ! રાગ રંગ તથા બાગ બગીચાની સુંદર રચના યુક્ત સુખના મૂળ રૂપ પૂનમના ચંદ્રમા જેવા મુખવાળી કામ સુખને આપનારી સ્ત્રી પ્રાપ્ત થાય એ આનંદ હું ઈચ્છું છું.

આમાં ગકાર રકાર ચકાર દકાર મકાર અને હકારની એક એક વાર આવૃત્તિ થઈ તેથી તે છેકાનુપ્રાસ.

वार्ता–शब्द एक ही बार बार आवैं, अर्थ और होय ते यमकानुप्रास.

એક જ શબ્દ વારે વારે આવે અર્થાત્ શબ્દનું પુનરાવર્તન હોય પરંતુ અર્થ જુદા જુદા હોય તે યમકાનુપ્રાસ.[1]

अव्यग्रेत सव्ययेत लक्षण

सोरठा

अच्छर पद विच होय, नहिं ताको अव्ययेत गन ।
सव्ययेत है सोय, अच्छर तें पद भिन्नता ॥ ९२ ॥

શબ્દમાં વધારાનો અક્ષર ન હોય અર્થાત્ સરખા શબ્દો હોય અને અર્થભિન્નતા થતી હોય તે અવ્યયેત યમકાનુપ્રાસ કહેવાય છે. અને વધારાનો અક્ષર હોય અને પદભિન્નતા થતી હોય તે સવ્યયેત યમકાનુપ્રાસ કહેવાય છે.

(૧) ઘણા ખરા અલંકાર ગ્રંથોમાં "યમક"ને અનુપ્રાસમાં ગણ્યો નથી, યમક શ્લેષાર્થનો પ્રતિદ્વંદ્વી શબ્દાલંકાર છે, અને અનુપ્રાસના પાંચ ભેદ માન્યા છે. છઠ્ઠો ભેદ "સ્ફુટાનુપ્રાસ" કોઈ કોઈ ગ્રંથોમાં છે.

## दोउ को उदाहरण

### दोहा

समर समर दनुकुल तपन, गाय गाय द्विज पाल ।
ताके पाय उपाय तजि, करत जु अकरत चाल ॥ ९३ ॥

કાવ્યકર્તા[1] કહે છે, હે મન ! યુદ્ધમાં દૈત્યોના સમૂહને તપાવનાર એવા જે ભગવાન (વિષ્ણુ) તેમનું સ્મરણ કરીને તથા ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ભગવાનનું ભજન કરીને તેમને પામીને દુષ્કૃત્ય કરવાની ચાલબાજીનો ઉપાય તજી દે.

આ દોહાના પૂર્વાર્દ્ધમાં समर समर તથા गाय गाय સરખા શબ્દોમાં વધારાનો અક્ષર નથી અને અર્થભિન્નતા છે તેથી તે અવ્યયેત યમકાનુપ્રાસ થયો અને ઉત્તરાર્દ્ધમાં पाय उपाय એ શબ્દોમાં ઉકાર અક્ષર વધારાનો છે અને અર્થભિન્નતા થાય છે તેથી તે સવ્યયેત યમકાનુપ્રાસ થયો.

वार्ता–अंत्यानुप्रास सब छंदन में होत है, श्रुत्यानुप्रास एक वर्ग के बरण छंद चरण में बहोत सघे जाको साधारन लच्छन हू कहत है.

અંત્યાનુપ્રાસ અર્થાત્ તુકાંત મહોરામેળ તમામ છંદોમાં હોય છે, જેમાં એક વર્ગના ઘણા અક્ષરો છંદના ચરણમાં આવે તે શ્રુત્યનુપ્રાસનું સામાન્ય લક્ષણ કહ્યું છે.

## यथा उदाहरण

### दोहा

भानु भीम भगवत भवा, भारति पुत्र भवेश ।
भगत काल त्रय त्रय भुवन, बकसहु मंगल वेश ॥ ९४ ॥

---

(૧) ગ્રંથકર્તા (કવિ) એ ઉપર્યુક્ત દોહા ૯૩ તથા ૯૪ માં સ્માર્ત મતાનુસાર વિષ્ણુ, શિવ, શક્તિ (પાર્વતી તથા સરસ્વતી), સૂર્ય અને ગણપતિ એ પાંચ દેવની મંગળ પામવા રૂપ સ્તુતિ કરી છે.

यथा दोहा—गणपति मनपति मौलि पुनि, वनपति वाहनि वंद ।
दिनपति धनपति गुन कथौं, सुमति देहु सुखकंद ॥
(प्रह्लाद चरित्र–स्वामीश्री समर्थराम कृत)

હે સૂર્યનારાયણ ! હે શંકર ભગવાન ! હે પાર્વતી ! હે સરસ્વતી ! હે ગણપતિ ! આપ આપના ભક્તને ત્રણે કાળમાં તથા ત્રણે ભુવનમાં કુશળ મંગળ અર્પણ કરો.

આમાં પવર્ગવાળા, બ ભ મ અક્ષર છે તેથી શ્રત્યનુપ્રાસ.

वार्ता—अथ रसन की सूचनिका, अथ शत्रु मित्र स्थाई स्वामी रंग.

હવે રસોની સૂચના કરવામાં આવે છે. રસોના શત્રુ, મિત્ર, સ્થાયી, સ્વામી અને રંગ, તે તે સર્વનું વર્ણન કરવામાં આવે છે.

### श्रृंगार के शत्रु मित्र

दोहा

शत्रु विभछ श्रृंगार को, करुणा शत्रु विचार ।
भय रु शांत हू शत्रु है, हास्य हू मित्र निहार ॥ ९५ ॥

શૃંગારરસના બીભત્સ, કરૂણ, ભયાનક અને શાંતરસ શત્રુ છે તથા હાસ્યરસ મિત્ર છે.

### हास्य और करुण के मित्र शत्रु

दोहा

मित्र विभत्स सु हास्य को, भय रस शत्रु समान ।
मित्र रौद्र है करुण को, हास्य महा रिपु जान ॥ ९६ ॥

હાસ્યરસનો બીભત્સરસ મિત્ર છે અને ભયાનકરસ શત્રુ છે. કરૂણરસનો રૌદ્રરસ મિત્ર છે અને હાસ્યરસ શત્રુ છે.

### रौद्र और वीर के मित्र शत्रु

दोहा

भय रस रिपु रौद्र को, वीर मित्र करि जान ।
शांत करुन रिपु वीर को, अद्भुत मित्र बखान ॥ ९७ ॥

રૌદ્રરસનો ભયાનકરસ શત્રુ છે, અને વીરરસ મિત્ર છે. અને વીરરસના શાંત તથા કરૂણ એ બે રસ શત્રુ છે, તથા અદ્ભુતરસ મિત્ર છે.

## सब रसन को शत्रु

### दोहा

उदै होत निर्वेद जल, दस रस थाई लौन ।
तातैं रिपु सब रसन को, शांत मुख्य सब गौन ॥ ९८ ॥

દસ રસોની સ્થાયીઓ લવણ રૂપ છે, તેમાં શાંત રસની સ્થાયી નિર્વેદ રૂપ પાણી પ્રગટ થતાં તમામ સ્થાયીઓ ગળી જાય છે, તેથી તે તમામ રસોનો શત્રુ શાંતરસ મુખ્ય છે અને બીજા બધા ગૌણ છે.

वार्ता–एकादस रस हास्य की स्थाई बिगरे सोइ, भक्ति जुक्त निर्वेद विषे ज्ञान निर्वेद विषे विनय हू को नास है, वेदांत मत तें अहं ब्रह्मास्मिति.

શાંતરસને પ્રથમ દસ રસનો શત્રુ ગણ્યો અને અગિયારમા હાસ્યરસનો શત્રુ ન ગણ્યો, તેનું કારણ એ કે હાસ્યરસથી ભક્તિભાવ પ્રગટ થાય છે. અને શાંતરસથી પણ ભક્તિ તથા જ્ઞાનભાવ પ્રગટ થાય છે, પરંતુ જ્ઞાન વડે શાંતરસથી હાસ્ય રસની વિનયભાવ રૂપ સ્થાયી બગડે છે, કારણ કે ભક્તિ અને જ્ઞાનના નિર્વેદ ભાવમાં વેદાંતના મત પ્રમાણે અર્થાત્ अहं ब्रह्मास्मि એ ન્યાયે વિનયનો પણ નાશ થાય છે.

## रस स्थाई कथन

### दोहा

रति तैं पुष्ट सिंगार है, हांसी हास्य विचार ।
करुण पुष्ट है शोक तैं, रौद्र क्रोध तैं धार ॥ ९९ ॥

પ્રીતિથી શૃંગારરસ વૃદ્ધિ પામે છે, હાંસી વડે હાસ્યરસ વૃદ્ધિ પામે છે, શોકથી કરૂણરસ વૃદ્ધિ પામે છે અને ક્રોધથી રૌદ્રરસ વૃદ્ધિ પામે છે.

वीर पुष्ट उत्साह तैं, भीती तैं भय जानि ।
ग्लानी सहित बिभत्स है, विस्मय अद्भुत मानि ॥ १०० ॥

ઉત્સાહ વડે વીરરસ વૃદ્ધિ પામે છે, ભય વડે ભયાનક રસ વૃદ્ધિ પામે છે, તેવી જ રીતે બીભત્સરસની સ્થાયી ગ્લાનિ છે, અદભુતરસની સ્થાયી વિસ્મયતા ( આશ્ચર્યપણું ) છે.

शांत पुष्ट निर्वेद तैं, दास स्वरूप अनूप ।
रस ना स्थाई भाव विन, भनत सवैं कविभूप ॥ १०१ ॥

નિર્વેદ વડે શાંતરસ પુષ્ટ થાય છે, કવિ સ્વરૂપદાસજી કહે છે કે સ્થાયી ભાવ વિના અનુપમ રસ ઉત્પન્ન થતો નથી એમ તમામ કવીશ્વરો કહે છે.

दास्य और सख्यत्व है, वत्सल रस करि जोय ।
विनय रहस्य ममत्व है, स्थाई द्वादश होय ॥ १०२ ॥

દાસ્યરસની વિનય સ્થાયી છે, સખ્યરસની રહસ્ય સ્થાયી છે, અને વાત્સલ્યરસની મમત્વ સ્થાયી છે, એ રીતે બાર રસની બાર સ્થાયી છે.

## रसन के रंग और देवता कथन

### दोहा

श्याम सिंगार रु काम पति, वामन पति सित हास ।
करुणा धूसर जम पती, रौद्र लाल शिव तास ॥ १०३ ॥

શૃંગારરસ શ્યામ છે અને તેના પતિ કામદેવ છે, હાસ્યરસ સફેદ છે અને તેના પતિ વામન ભગવાન છે, કરુણરસ ધૂંધળા રંગવાળો છે, અને તેના પતિ જમરાજ છે, રૌદ્રરસ લાલ છે અને તેના પતિ મહાદેવ છે.

वीर हेम रंग इंद्र पति, भय कालो पति काल ।
हर्यो विभछ महाकाल पत्ति, शांत स्वेत हरि पाल ॥ १०४ ॥

વીરરસ સોનાના રંગ જેવો છે તેના પતિ ઈંદ્ર મહારાજ છે, ભયાનકરસ કાળો છે તેના પતિ કાળ દેવ છે, બીભત્સરસ લીલા રંગનો છે તેના પતિ મહાકાળ દેવ છે અને શાંતરસ સફેદ છે તેના પતિ શ્રીવિષ્ણુ છે.

अद्भुत पीत रु वीर्य पति, नव रस सोय स्वरूप ।
चारि खानि बिच सुनि लिखे, कहै प्रगट कविभूप ॥ १०५ ॥

અદ્‌ભુતરસ પીળો છે તેના પતિ વીર્ય (પ્રજાપતિ) છે. એ પ્રમાણે નવરસનાં સ્વરૂપ છે. કવિ સ્વરૂપદાસ કહે છે કે જગતની ચારે ખાણી વિષે કવીશ્વરો જાહેર કહે છે તે મેં સાંભળીને લખ્યું છે.

## त्रिषय पंचक में रसादि को प्रागट्य

दोहा

शब्द स्पर्श अरु रूप रस, गंध पंच विषयानि ।
सात्विक थाई और रस, इन विच प्रगटत आनि ॥ १०६ ॥

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોમાં સાત્ત્વિક ભાવ, સ્થાયી ભાવ અને રસ આવીને પ્રગટ થાય છે.

## पंच भाव कथन

दोहा

हैं विभाव अनुभाव जे, सात्विक संचारीन ।
स्थाई आदिक समझियौ, रसन बीच परवीन ॥ १०७ ॥

વિભાવ (આલંબન તથા ઉદ્દીપન), અનુભાવ, સાત્વિક, સંચારી અને સ્થાયી ભાવ એ પાંચ ભાવ સંપૂર્ણ રસ ઉત્પન્ન થવાની સામગ્રી છે. અર્થાત્ પ્રત્યેક રસની અંદર એ પાંચ ભાવ રહેલા છે તે વિદ્વાનો જાણે છે.

## अथ सात्विक भाव कथन

दोहा

आंसु प्रलय वैवरनता, स्तंभ कंप सुर-भंग ।
स्वेद पुलिक जृंभा गिनो, तंद्रित जुत दस अंग ॥ १०८ ॥

આંસુ ૧ પ્રલય (બેભાનપણું) ૨ વિવર્ણતા (ચહેરાનું બદલાવું) ૩ સ્તંભ (સ્તબ્ધ થવું અર્થાત્ થાંભલાની માફક થઈ જવું) ૪ કંપ (ધ્રૂજવું) ૫ સ્વરભંગ (અવાજનું તૂટકપણું) ૬

સ્વેદ (પસીનો છૂટવો) ૭ પુલિક (રૂંવાટાં ઊભાં થવાં) ૮ જૃંભા (બગાસાં આવવાં) ૯ તંદ્રિત (આળસ થવી) ૧૦ એ દશ અંગ સાત્વિક ભાવનાં છે. (બીજા કેટલાક રસગ્રંથોમાં અષ્ટ સાત્વિક ભાવ માન્યા છે, બગાસું તથા આળસ એ બે સાત્વિક ભાવ માન્યા નથી.)

## अथ संचारी भाव

### छप्पय

है निर्वेद रु ग्लानि, शंक ग्रब चिंता कहिये ।
मोह विषाद रु दैन्य, असूया आलस लहिये ॥
मद संमृति उन्माद, हरष श्रम लाज चपल धृति ।
जड़ता भय आवेग, स्वप्न निद्रा औत्सुक्य मति ॥
अवहित्थ क्रोधी अरु उग्रता, व्याधि विमर्ष वितर्क मृत्यु ।
है अपसमार कौं आदि दै, संचारी तेतीस हितु ॥ १०९ ॥

૧ નિર્વેદ = સ્વશરીર અને બીજા માયિક પદાર્થ પર તિરસ્કાર થવો તે
૨ ગ્લાનિ = રૂપવિકૃતિ અર્થાત્ મુખનું ઝાંખું પડવું અથવા સંકોચાવું તે
૩ શંકા = ઇષ્ટાનિષ્ટના વિચારથી શંકિત થવું તે
૪ ગર્વ = હું કાંઈક વિશેષ છું એવું નિશ્ચયાત્મકપણું થવું તે
૫ ચિંતા = અહિતકર વસ્તુ પર ચિંત્વન કરવું અર્થાત્ ફિકર કરવી તે
૬ મોહ = ભ્રમ વડે વિકલ ચિત્ત થવું તે, માયા અથવા અવિદ્યા.
૭ વિષાદ = ઇષ્ટની હાનિ તથા અનિષ્ટની પ્રાપ્તિથી દુઃખ થવું તે.
૮ દૈન્ય = વિપદાદિ વડે ચિત્તનું નમ્ર થવું તે
૯ અસૂયા = કોઈની શ્રેષ્ઠતા ન સહન થવાથી દ્વેષ થવો તે.
૧૦ આળસ = કાર્ય સામર્થ્યમાં ઉત્સાહહીન થવું તે
૧૧ મદ = માદક પદાર્થો વડે હર્ષઘેલું થવું તે

૧૨ સ્મૃતિ = ગત પદાર્થનું સ્મરણ થવું તે
૧૩ ઉન્માદ = ગાંડપણ અર્થાત્ ચિત્તભ્રમ થવું તે
૧૪ હર્ષ = ચિત્તની પ્રસન્નતા રૂપ આનંદ થવો તે
૧૫ શ્રમ = કાર્ય પરત્વે થકિત થવું તે
૧૬ લાજ = કારણ પરત્વે શરમ આવવી તે
૧૭ ચપળતા = કાર્ય કરવામાં અસ્થિરતાયુકત ઉતાવળ કરવી તે
૧૮ ધૃતિ = આપત્તિ કાળમાં સ્થિરતા થવી તે
૧૯ જડતા = સ્થિરીભૂતપણું અર્થાત્ નિમગ્નતા થવી તે
૨૦ ભય = અહિત પદાર્થની પ્રાપ્તિ વડે અણચિંતવી બીક લાગવી તે
૨૧ આવેગ = ઇષ્ટાનિષ્ટ પ્રાપ્તિ વડે અણચિંતવી આતુરતા થવી તે
૨૨ સ્વપ્ન = નિદ્રાવસ્થામાં હિતા નાડી વડે જાગ્રતના જેવો દેખાવ થવો તે
૨૩ નિદ્રા = કાર્યથી થાકયા પછી સંપૂર્ણ ઊંઘ આવવી તે
૨૪ ઔત્સુકય = કાર્યતત્પરતા થવી તે
૨૫ મતિ = યથાર્થ જ્ઞાનની મક્કમતા થવી તે
૨૬ અવહિત્થ = સંકોચમય શરીરની વિકૃતિને છુપાવવી તે
૨૭ ક્રોધ = અન્યની અહંમન્યતાની અસહનતાથી ઉરમાં અમર્ષ આવવો તે
૨૮ ઉગ્રતા = ક્રૂરતા વડે ભયંકર ચહેરો કરવો તે
૨૯ વ્યાધિ = શારીરિક પીડા થવી તે
૩૦ વિમર્ષ = ઊંઘ ઊડી જતાં વિચાર થવા તે
૩૧ વિતર્ક = વિશેષે વિચાર અર્થાત્ શંકાસમાધાન રૂપ યથાર્થ જ્ઞાન થાય તે
૩૨ મૃત્યુ = દેહપતન અર્થાત્ પ્રાણવાયુનો વિયોગ થવો તે
૩૩ અપસ્માર = વાઇ રોગની પેઠે કારણવશાત મોંઢે ફીણ આવી મૂર્છિત થવું તે

એ તેત્રીસ સંચારીઓ રસ માટે સંચાર કરનારી છે,

એમ ગ્રંથકર્ત્તા કહે છે. (એકથી બીજા રસમાં સામેલ થઈ વર્તનારી છે તેથી તેને વ્યભિચારી પણ કહે છે.)

### नवरसानुभाव प्रथम शृंगार तें

दोहा

नमन रु वदन प्रसन्नता, मंद हास्य मधु बैन ।
ए श्रंगार अनुभाव[1] हैं, मोदजुक्त चल नैन ॥ ११० ॥

નમ્રતા (વિનય), મુખની પ્રસન્નતા, હળવું હળવું હસવું, મીઠાં વચન અને આનંદ યુકત ચંચળ નેત્ર થવાં એ શૃંગાર રસના અનુભાવ છે.

### हास्य के अनुभाव

दोहा

आदि रूप तजि होय अन, वचन रु अंग विकार ।
स्वरभंगादिक तें प्रगट, व्है रस हास्य प्रकार ॥ १११ ॥

પોતાનું પૂર્વરૂપ ત્યાગીને અન્ય કાયિક અને વાચિક વિકારો પૈકી સ્વરભંગાદિ વડે હાસ્યરસનો પ્રકાર પ્રગટ થાય છે. અર્થાત્ આકૃતિ વિકૃતિરૂપ અભિનયકળા (ચાળા કરવાની કળા)ના અનુભાવો હાસ્યરસના છે.

### करुण के अनुभाव

दोहा

दीर्घ निसास रु रुदन तें, मुर्छा दैन्य विलाप ।
करुणा के अनुभाव हैं, भूमिपतन संताप ॥ ११२ ॥

લાંબા નિસાસા લેવા, રોવાથી મૂર્છા આવવી, દીનતા આવવી, વિલાપ કરવો, પૃથ્વી પર પડી જવું વિગેરે સંતાપ થવા તે કરૂણરસના અનુભાવ છે.

---

(૧) दोहा—मानव की चेष्टा मुजब, बहु प्रगटत मन भाव ।
कहत ताहि अनुभाव बुध, सकल श्रेष्ठ कविराव ॥
(वाग्विभूषण)

## रौद्र के अनुभाव

दोहा

कर तैं पौंचे को मलन, अधर डसन अरु कंप ।
शस्त्र तोलिबो रौद्र तैं, मुख चख बरन विलुंप ॥ ११३ ॥

હાથ વડે કાંડાનું મસળવું, હોઠ કરડવા, શરીરે કંપ થવો, શસ્ત્ર ઉઠાવવું અને નેત્ર તથા મુખના રંગનું બદલાઈ જવું એ રૌદ્રરસના અનુભાવ છે.

## वीर के अनुभाव

दोहा

शौर्य धैर्य प्रगलभ वचन, सात्विक रोमांचादि ।
वदन प्रसन तैं वीर को, प्रगट कहत कवि आदि ॥ ११४ ॥

શૂરવીરપણું, ધીરજપણું, પ્રૌઢ વચન, રૂંવાટાં ખડાં થવાં વિગેરે સાત્વિક ભાવ, અને મુખની પ્રસન્નતા એ વીરરસના અનુભાવ કવિઓ પ્રગટ રીતે કહે છે.

## भयानक के अनुभाव

दोहा

कंप चरन कर अंग शिर, चख चकित थिर ताय ॥
सुस्क अधर कँठ तालु भय, रस यह जान्यौ जाय ॥ ११५ ॥

હાથ, પગ તથા માથું, એ અવયવોનું કંપવું, નેત્રોનું ચકિત થવું, સ્તબ્ધ થવું, હોઠ અને તાળવું સુકાવું એ ભયાનકરસના અનુભાવ છે. અર્થાત એ અનુભાવોથી ભયાનકરસ જણવામાં આવે છે.

## बीभत्स के अनुभाव

दोहा

नासा आनन संकुरित, चख मुख ढाकन होय ।
बारवार थूकत रहै, विभत्स प्रगट ता जोय ॥ ११६ ॥

નાક અને મોંઢાને સંકોરવું, નેત્ર અને મોંઢાને ઢાંકવું, અને વારેવારે થૂંકવું એ અનુભાવો વડે બીભત્સરસ પ્રગટ રીતે જોઈ લો.

## अद्भुत के अनुभाव

### दोहा

वाह वाह हाहा तथा, गदगद वचन प्रभाव ।
अहो चखन को फूलबो, अद्भुत रस अनुभाव ॥ ११७ ॥

વાહ વાહ કહેવું, આહાહા કહેવું, કંઠનું ભરાઈ જવું, નેત્રોનું પ્રફુલ્લિત થવું, અહો ઇતિ આશ્ચર્ય ! એ અદ્ભુતરસના અનુભાવ છે.

## शांत के अनुभाव

### दोहा

अधोदृष्ट उनमत्तबो, जग तैं वृत्ति उदास ।
निज मुख निंदा आपकी, है रस शांत प्रकाश ॥ ११८ ॥

નીચું જોઈ રહેવું, ઉન્માદ થવો, જગતથી રાગદ્વેષ રહિત થવું, અને પોતે જ પોતાનો નિરાદર કરવો એ શાંતરસના અનુભાવો છે.

## शब्द तैं शृंगार

### दोहा

तान कान्ह के गान की, परी कान में आय ।
जबही तैं वृखभानुजा, भयी चित्र के भाय ॥ ११९ ॥

સખી સખી પ્રત્યે કહે છે, જ્યારથી કૃષ્ણની વાંસળીના ગાનનું તાન કાન પર આવી પડ્યું છે ત્યારથી રાધા ચિત્રવત્ બની ગઈ છે.

આમાં વાંસળીના ગાનરૂપ શબ્દજ્ઞાન વડે શૃંગારરસ થયો.

## स्पर्श तैं शृंगार

### दोहा

दुलहनि कौं पहराय दी, मोहन तो उरमाल ।
स्वेद कंप स्थंभन पुलक, लख्यो ताहि छिन लाल ॥ १२० ॥

સખી કૃષ્ણ પ્રત્યે કહે છે, હે મોહન ! તમે તમારા ગળાની માળા લાડીલીને પહેરાવી દીધી તે જ વખતે હે લાલ, તેના શરીરે પસીનો, કંપારી, સ્તબ્ધપણું અને રોમાંચ થયાં તે મેં જોયું.

આમાં ગળાની માળા આરોપણ કરવા રૂપ સ્પર્શજ્ઞાન વડે શૃંગારરસ ઉત્પન્ન થયો.

## रूप तैं शृंगार

### दोहा

जब देखी वृखभानुजा, हिय बिच ऊठी हूक ।
बंशी ओठन पै रही, फेर लगी नहिं फूँक ॥ १२० ॥

સખી સખી પ્રત્યે કહે છે, જ્યારે શ્રીકૃષ્ણે રાધાને જોઈ ત્યારે તેમના હૈયામાં હીક ઉપડી એટલે વાંસળી હોઠો ઉપર જ રહી ગઈ. ફરી ફૂંક ન લાગી.

આમાં પ્રત્યક્ષ દર્શનરૂપ રૂપ વડે શૃંગારરસ ઉત્પન્ન થયો.

## रस तैं शृंगाररस

### दोहा

वा प्यारी के ओष्ट को, पान कियो रस पीव ।
कहै सुनै न हलै डगै, जबको उकस्यो जीव ॥ १२२ ॥

સખી સખી પ્રત્યે કહે છે, એ વહાલી સ્ત્રીના ઓષ્ઠનું જ્યારથી એના પતિએ પાન કર્યું છે, ત્યારથી તેનો જીવ ઉત્તેજિત થયો છે. તેથી તે કોઈથી બોલતો નથી, કોઈનું કહેવું પણ સાંભળતો નથી અને તે હાલતો ચાલતો પણ નથી.

આમાં અધરપાન કરવા રૂપ રસજ્ઞાન વડે શૃંગારરસ થયો.

## गंध तैं शृंगाररस

### दोहा

प्यारी के अँगराग की, गंध लपट भो ज्ञान ।
ध्यान लगे लोयन ढपे, कबके ठाढे कान ॥ १२३ ॥

સખી સખી પ્રત્યે કહે છે, એ વહાલીના કસ્તૂરી લેપનની સુવાસનું જ્ઞાન થતાં શ્રીકૃષ્ણ આંખો મીંચી ધ્યાન લગાવીને ક્યારના યે ઊભા છે.

આમાં કસ્તૂરી લેપનના સુવાસ જ્ઞાન વડે શૃંગારરસ ઉત્પન્ન થયો.

वार्ता–ऐसे ही पंचोद्दीपन सब रसन में जानिये, नवरस एकत्र.

એવી રીતે જ્ઞાનેંદ્રિય પંચકના વિષય પંચક રૂપ પાંચે ઉદ્દીપન વિભાવો સર્વે રસોમાં જાણી લેવા. હવે નવે રસોનું એકત્ર વર્ણન.

नवरस एकत्र उदाहरण

छप्पय छंद

गिरिजा अंक सिंगार, कीर्ति मुख काज करुणमय ॥
बिभछ रुंड की माल, भूत आसर्न उरग भय ॥
असंभाव अदभूत, ज्वलन चख पंच सीस जल ॥
रौद्र दक्ष क्रतु नास, भूति तन शांति रूप भल ॥
गन बीरभद्र जुत बीरमय, हास नगन तन विमल जश ॥
उर स्वरूपदास धर ध्यान अब, राजत शिव तन नव हि रस ॥ १२४ ॥

ખોળામાં પાર્વતી છે એ શૃંગારરસ, સદ્કાર્યોને અંગે પોતાની કીર્તિ ગાનારાઓ પર કૃપા રૂપ કરૂણારસ, શૂરાઓની મુંડમાળા ધારણ કરવા રૂપ બીભત્સરસ, ભૂતાદિ અને સર્પોનાં ઘરેણાં રૂપ ભયાનકરસ, અગ્નિનું નેત્ર અને પંચ મુખ તથા મસ્તકે ગંગા એ અસંભવ રૂપ અદ્ભુતરસ, દક્ષના યજ્ઞનો નાશ કરવાના વિચાર રૂપ રૌદ્રરસ, શરીરે વિભૂતિ ધારણ કરેલી છે અનેઉજ્વલ સ્વરૂપ છે એ રૂપી શાંતરસ, દક્ષના યજ્ઞનો વિધ્વંસ કરનાર વીરભદ્ર નામના ગણયુક્ત વીરરસ, અને જેનું નગ્ન શરીર છે એ રૂપી હાસ્યરસ કે જે પોતાના ઉજ્વળ યશ જેવો શોભે છે. કવિ સ્વરૂપદાસજી કહે છે કે તે રીતે શ્રીશંકર ભગવાનના શરીરે નવે રસો શોભે છે, તેઓનું હવે હૃદયમાં ધ્યાન ધર.

अथ अंगहीन स्थाई

कवित्त

भीलनी मैं प्रीति द्विज कैद सिंह पै उछाह,
मोती सीत गये पाये विस्मय न मान तूं ॥
पीकलीक अंगना के अंग पै गिलानि नाहिं,
मारिहौं जितेक स्याल क्रोध ना वखान तूं ॥

भिक्षा काज गावत विराग निरवेद नाहिं,
कदली मरोरै गज करुना न जान तूं ॥
या बिधि स्वरूपदास और रस जिते आहि,
अंगहीन गिनि लेहू स्थाई जो सयान तूं ॥ १२५ ॥

ભીલડીમાં બ્રાહ્મણની પ્રીતિ, એમાં શૃંગારરસ ન થયો, પ્રીતિ રૂપ કેવળ ભાવ થયો. બાંધેલા સિંહને મારવાનો ઉત્સાહ, એમાં વીરરસ ન થયો, ઉત્સાહ રૂપ કેવળ ભાવ થયો. મોતી અને મિત્ર એ બેઉ ગયેલા પદાર્થો પાછા પ્રાપ્ત થયા, એમાં અદ્‌ભુતરસ ન થયો, વિસ્મયતા રૂપ કેવળ ભાવ થયો. સ્ત્રીના શરીર પર પાનની પીકનું લીટું, એમાં બીભત્સરસ ન થયો. ગ્લાનિ રૂપ કેવળ ભાવ થયો. કોઈ કહેશે કે જેટલાં શિયાળવાં હશે તેટલાં મારીશ, એમાં રૌદ્રરસ ન થયો, ક્રોધ રૂપ કેવળ ભાવ થયો. ટુકડા માગી ખાવા રૂપ ભિક્ષા માટે વૈરાગમય ગાન કરવું, એમાં શાંતરસ ન થયો, નિર્વેદ રૂપ કેવળ ભાવ થયો, હાથી કેળના ઝાડને મરડી નાંખે, એમાં કરૂણરસ ન થયો. કરુણા રૂપ કેવળ ભાવ થયો. કવિ સ્વરૂપદાસજી કહે છે કે એ પ્રમાણે બીજા જેટલા રસ છે તે તમામમાં હે વિદ્વાન ! તું અંગ હીણ સ્થાયી ભાવ ગણી લે. એટલે કે એ રીતે રસની સંપૂર્ણતા ન થવાથી એ અપૂર્ણ રસ, રસ નહિ પરંતુ રસાભાસ થયો.

यथा रसाभास

दोहा

युद्ध पिता तें पुत्र को, अनुचित सो रस भास ।
रमण अगम्या नारि तैं, गुरुजन सेंती हास ॥ १२६ ॥

પિતાથી પુત્રનું લડવું, અયોગ્ય સ્ત્રી સાથે રમણ કરવું, અને વડીલજનોથી હસવું એ તમામ અનુચિત હોવાથી તે રસ નહિ પણ રસાભાસ થયો કહેવાય.

## इति तृतीय मयूख ।

महाभारत कथा प्रारंभ

## चतुर्थ मयूख

### आदिपर्व

### विचित्रवीर्य वंशकारक और भारत ग्रंथकारक श्री वेदव्यासोत्पत्ति

#### पद्धरी छंद

सो मद्रकेत गंधर्वराज, अद्रिका त्रिया शोभा समाज ॥
तिहि रिषि सराप झख जोनि पाय, उद्धार ऋषिहि दीनो बताय ॥१॥
कोउ मनुज वीर्य भजि पुत्रि होय, दंपति निज गति तुम लहहु दोय ॥

એક મદ્રકેત નામનો ગાંધર્વનો રાજા હતો, તેને શોભાના સમાજ રૂપ અદ્રિકા નામની સ્ત્રી હતી, તેઓ કોઈ ઋષિના શાપથી માછલાની યોનિને પામ્યાં હતાં, તેઓએ શાપ વખતે અનુગ્રહ માટે યાચના સ્તુતિ કરતાં મુનિએ તેઓનો ઉદ્ધાર બતાવ્યો હતો કે કોઈ મનુષ્યના વીર્યના સેવન વડે તમને પુત્રી થશે, એટલે તમે બેઉ સ્ત્રી પુરુષ તમારી ગાંધર્વરાજની ગતિને પામશો.

वसु नाम कँवर आखेट काज, पितु वचन लागि गो जुत्त समाज ॥
तिहि वाम नाम गिरिका सु ताहि, रुतिवति पठये शुक कँवर पाहिं ॥२॥
धरि नलिका वीरज शुकहि दीन, जमुना पर निकर्यो सो प्रवीन ॥
सिचान झपट मारी सु ताहि, वह वीर्य गिर्यो रविजा प्रवाहि ॥३॥

ત્યાર પછી કોઈ વસુ નામનો રાજકુમાર પોતાના પિતાના વચનને લીધે શિકારીઓના સમાજ યુક્ત શિકાર માટે વનમાં ગયો, તે વખતે તેની ગિરિકા નામની સ્ત્રી, ઋતુમતી ( સંતાનોત્પત્તિના સમયને પ્રાપ્ત થયેલી ) હોવાથી તેણે એક પોતાના પાળેલા શુક પક્ષીને શિકાર કરવા ગયેલા રાજકુમાર પાસે મોકલ્યો, રાજકુમારે શુક પક્ષી દ્વારા હકીકત સમજીને એ જ વખતે એક નળિકામાં પોતાનું વીર્ય ભરી શુક ( પોપટ ) ને આપ્યું. આકાશગામી તે પ્રવીણ પોપટ નળિકા લઈને યમુના

નદી પર નીકળ્યો, તેવામાં તેને બાજ પક્ષીએ ઝપટ મારી એટલે નળિકા માંહેનું વીર્ય, યમુના નદીના પ્રવાહમાં પડ્યું.

सो मीन निगलि जातिहि सुभाव, गर्भ स्थित भो ताही प्रभाव ।
सो जाल परी कहु कर्म जोग, विधि याहि शाप को भो वियोग ॥४॥
वीदीर्ण उदर इक पुत्रि पाय, सो करी कीर सेवा सुभाय ।
पुनि भयो अंग यौवन प्रवेश, विध विधहि बढ़त शोभा विशेष ॥५॥

તે વીર્ય માછલી જાતિસ્વભાવને લઈ ગળી ગઈ, તે પ્રભાવથી તેને ગર્ભ રહ્યો, પછી કર્મયોગે તે માછલી ઢીમર (માછીમાર) ની જાળમાં પડી. એ પ્રમાણે તે માછલી શ્રાપ મુકત થવાથી ઢીમરે તેનું પેટ ચીર્યું તેમાંથી તેને એક પુત્રી પ્રાપ્ત થઈ, જેની તેણે સદ્‌ભાવથી સેવા કરી અર્થાત પાળી પોષીને મોટી કરી, પછી તેના શરીરમાં યૌવનનો પ્રવેશ થયો, તેથી વિવિધ પ્રકારે તેની શોભા વધવા માંડી.

मछगंधा इक दिन सरित तीर, एकाकि भई अंतर अधीर ।
द्विज परासर्य कहि तातकाल, मोहि पार करहु मति नटहु बाल ॥६॥
भयजुक्त नाव प्रेरी सुभाम, कन्या लखि रिषि भो विवश काम ।
रति जाची ता पहँ रिषि अधीर, शर मन्मथ छेद्यो जिहि शरीर ॥७॥

પછી ઢીમરે જેનું નામ મચ્છગંધા રાખ્યું હતું એવી તે કન્યા એક દિવસ નદી કાંઠે ગઈ, ત્યાં તે એકલી હોવાથી હૃદયમાં અધીરી થઈ, તે વખતે બ્રાહ્મણ પરાશર મુનિએ તેને કહ્યું કે, હે બાળા ! મને તું આ નદીથી પાર ઉતાર, ના પાડીશ નહિ. એવું સાંભળીને તે ભલી સ્ત્રી (ભોળી સ્ત્રી) એ ભય સહિત નાવને હંકાર્યું, નાવમાં બેઠેલા ઋષિ મહારાજ તે કન્યાનું સૌન્દર્ય જોઈ કામાસકત થયા, જેઓનું શરીર કામદેવના બાણે છેદ્યું છે, તે ઋષિએ અધીરપણે અર્થાત આતુરતા વડે તે કન્યાની પાસે પ્રીતિ સંયોગની માગણી કરી.

कन्या तव विनती करी ताहि, इक दिवस बहुरि कन्यत्व आहि ।
धूम्र तैं कर्यो रिषि अंधकार, पुनि कह्यो सोहि भजि सहित प्यार ॥८॥
जो नटै श्राप देहूँ जरूर, कन्या न नटी रिषि लखि करूर ।
खिण मात्र नाव बिच संग पाय, व्रतभंग भयो रिषिवर लजाय ॥९॥
कहि कन्या दूषण लग्यो मोहि, ताको प्रयत्न अब जुक्त तोहि ।
तिहि वीर्य उपजि जद वेदव्यास, [१]अवतार अंश सब जग उजास ॥१०॥

એટલે કન્યાએ મુનિને વિનંતિ કરી કે એક તો દિવસ છે, અને બીજું મારૂં કૌમારત્વ (કુંવારાપણું) છે, એ સાંભળી ઋષિએ પોતાના તપના પ્રભાવે ધુમ્મસ વડે અંધકાર કર્યો, અને પછી કહ્યું કે હવે પ્રીતિયુક્ત મારૂં સેવન કર, જો ના કહીશ તો હું તને જરૂર શ્રાપ આપીશ, ઋષિને રીસયુક્ત નિર્દય જોઈને કન્યાએ ના ન કહી, અને ક્ષણ માત્ર નાવમાં તે કન્યાનો સંયોગ પામીને ઋષીશ્વર પોતાનું વ્રત ભંગ થવાને લીધે લજ્જિત થયા, પછી કન્યાએ કહ્યું કે મને કૌમાર અવસ્થામાં કલંક લાગ્યું તેનો પ્રયત્ન કરવો તે હવે તમને યોગ્ય છે, ત્યારે ઋષિએ કહ્યું કે તે વીર્ય વડે તમામ જગતને પ્રકાશઆપનાર શ્રીવિષ્ણુના અંશાવતાર વેદવ્યાસ ઉત્પન્ન થશે.

दोहा

अष्टादश जिन उक्ति तें, पूरन रचे पुरान ।
एक लक्ष भारत कियो, वेदहु किय व्याख्यान ॥ ११ ॥

એ વેદવ્યાસે ઉત્પન્ન થઈને વાણીના પ્રભાવ વડે સંપૂર્ણ પુરાણ રચ્યાં, તથા એક લાખ શ્લોક સંખ્યાવાળો મહાભારત ગ્રંથ રચ્યો, અને વેદની વ્યાખ્યા કરી.

---

(१) दोहा–संग परासर तें भये, द्वैपायन मतिधाम ।
मछगंधा को तबहिं भो, जोजनगंधा नाम ॥

પરાશર ઋષિના સંગવડે બુદ્ધિના નિવાસ દ્વૈપાયન (દ્વિપ જેઓનો જન્મ નિવાસ છે તે વેદવ્યાસ) મુનિ ઉત્પન્ન થયા, અને પરાશરનો સંયોગ થયો ત્યારે મછગંધાનું "જોજનગંધા" (સત્યવતી) એવું નામ કર્યું.

## पुराण नाम कथन

### कवित्त

ब्रह्म पद्म विष्णु शिव श्रीमत भविष्योत्तर,
नारद वराह लिंग ब्रह्मविवर्त जानिये ॥
कूर्म मच्छ वामन रु स्कंद मारकंड कहि,
गरुड ब्रह्मांड अग्नि विधि सों पिछानिये ॥
सामवेद ऋगवेद जजुर्वेद अथर्वेद,
चार हू के सूत्र वेद अंत कौं बखानिये ॥
भारत निर्माण कीनो संहिता अनेक छाया,
श्रूपदास ताहिकौं विचारै गति मानिये ॥ १२ ॥

અઢાર પુરાણ નામ તથા હરેકની શ્લોક સંખ્યા કથન[1] :—

| પુરાણ સંખ્યા | પુરાણ નામ | શ્લોક સંખ્યા. |
|---|---|---|
| ૧ | બ્રહ્મ | ૧૦૦૦૦ |
| ૨ | પદ્મ | ૫૫૦૦૦ |
| ૩ | વિષ્ણુ | ૨૩૦૦૦ |
| ૪ | શિવ | ૨૪૦૦૦ |
| ૫ | શ્રીમત્ ભાગવત | ૧૮૦૦૦ |
| ૬ | ભવિષ્ય | ૧૪૫૦૦ |
| ૭ | નારદ | ૨૫૦૦૦ |
| ૮ | વારાહ | ૨૪૦૦૦ |
| ૯ | લિંગ | ૧૧૦૦૦ |
| ૧૦ | બ્રહ્મવૈવર્ત | ૧૮૦૦૦ |
| ૧૧ | કૂર્મ | ૧૭૦૦૦ |
| ૧૨ | મત્સ્ય | ૧૪૦૦૦ |
| ૧૩ | વામન | ૧૦૦૦૦ |
| ૧૪ | સ્કંદ | ૮૧૧૦૦ |

(૧) આ વર્ણન શ્રીમદ્ ભાગવતના અન્તમાં છે.

| | | |
|---|---|---|
| ૧૫ | માર્કંડેય | ૯૦૦૦ |
| ૧૬ | ગરૂડ | ૧૯૦૦૦ |
| ૧૭ | બ્રહ્માંડ | ૧૨૦૦૦ |
| ૧૮ | અગ્નિ | ૧૫૪૦૦ |

સામવેદ ૨૫૦૦૦, ઋગ્વેદ ૨૫૦૦૦, યજુર્વેદ ૨૫૦૦૦, અથર્વવેદ ૨૫૦૦૦, એ ચાર વેદોના સૂત્ર વેદ રચ્યા, જે છેક સુધી વખાણવા યોગ્ય છે, અને જેઓએ ભારતનું નિર્માણ કર્યું, વેદની છાયા વડે અનેક સંહિતાઓ જુદા જુદા સંક્ષિપ્ત વિભાગોમાં રચી. કવિ સ્વરૂપદાસજી કહે છે કે તે ગ્રંથો વિચારવાથી વેદવ્યાસના કવિત્વ સામર્થ્યનું[1] જ્ઞાન થાય છે.

## सर्पयज्ञ में वेदव्यास आगमन

### दोहा

जन्मेजय नृप करते हौ, सर्पसत्र तिहि काल ।
वेदव्यास सब शिषन जुत, आये मुनिवर चाल ॥ १३ ॥

જન્મેજય રાજા સર્પયજ્ઞ[2] કરતો હતો તે વખતે પોતાના તમામ શિષ્યો સહિત મુનિવર વેદવ્યાસ ત્યાં આવ્યા.

## ऋषिराज से राजा का प्रश्न

पूछी नृप रिखराज प्रति, निज पुरुखन की बात ।
कैसे बंधु–विरोध भो, कैसे जुध भो तात ॥ १४ ॥

(૧) જેનું કવિત્વ સામર્થ્ય, પુરાણ ચાર લાખ, ભારત એક લાખ, અને ચાર વેદનાં ભાષ્યોવાળું તથા છ શાસ્ત્રના વિસ્તારવાળું હતું, છતાં જેને જરા પણ અહંપદ નહોતું, જ્યારે અત્યારે તો ચાર છંદો રચી બાર સર્ટિફિકેટો (પ્રમાણ પત્રો) મેળવી, અહંપદ રૂપ કવિત્વ સામર્થ્યનો ફાંકો ધરાવવા જેવો સમય છે.

(૨) રાજા પરીક્ષિતનું સર્પડંસથી મૃત્યુ થતાં તેના પુત્ર જન્મેજયે સર્પયજ્ઞ કરવા માંડયો હતો.

પછી તે ઋષિરાજ પ્રત્યે રાજા જન્મેજયે પોતાના વડવાઓની વાત પૂછી કે હે તાત ! કૌરવો અને પાંડવો ભાઈઓ હતા છતાં તેઓ વચ્ચે બંધુવિરોધ કેમ થયો અને યુદ્ધ કેમ થયું ?

## शिष्य को मुनि की आज्ञा

वैशंपायन शिष्य कौं, दी आज्ञा रिषिराय ।
कुरु कुल की पूरब कथा, सवै कहत समझाय ॥ १५ ॥

તે સાંભળી ઋષિરાય વેદવ્યાસે પોતાના વૈશંપાયન નામના મુખ્ય શિષ્યને આજ્ઞા આપી એટલે તે કુરુવંશની તમામ પૂર્વ કથા રાજા જન્મેજય સન્મુખ સમજાવીને કહેવા માંડયા.

## कथा प्रारंभ वंशावली

### कवित्त

ब्रह्म अत्रि चंद्र बुध और है पुरूरवा त्यों,
आयु पुनि नहुष ययाती पुरु जानिये ॥
रोधास्व रिचेयु अनाधृष्टि मतिनार तन्सु,
इलन दुष्यंत भर्त भुमन्यु बखानिये ॥
भो सुहोत्र हस्ती अजमीढ़ रुक्ष संवरन,
कुरु जन्मेजय धृतराष्ट्र गुन गानिये ॥
ताके भो प्रतीप जाके तीन पुत्र देवापी रु,
शांतनु त्यों बाल्हिक ए चंद्रवंश मानिये ॥ १६ ॥

બ્રહ્મ ૧ અત્રિ ૨ ચંદ્ર ૩ બુદ્ધ ૪ પુરૂરવા ૫ આયુ ૬ નહુષ ૭ યયાતિ ૮ પુરૂ ૯ રોધસ્વ ૧૦ રિચેયુ ૧૧ અનાધૃષ્ટિ ૧૨ મતિનાર ૧૩ તન્સુ ૧૪ ઈલન ૧૫ દુષ્યંત ૧૬ ભરત ૧૭ ભૂમન્યુ ૧૮ સુહોત્ર ૧૯ હસ્તી ૨૦ અજમીઢ ૨૧ રૂક્ષ ૨૨ સંવર્ણ ૨૩ કુરૂ ૨૪ જન્મેજય ૨૫ ધૃતરાષ્ટ્ર ૨૬ એ બધા ગુણથી ગણી લો, અને ધૃતરાષ્ટ્રનો પુત્ર પ્રતીપ, અને પ્રતીપના દેવાપી, શાંતનુ તથા બાલ્હિક એ ત્રણ પુત્ર, એ પ્રમાણે ચંદ્રવંશ જાણી લો.

दोहा

देवापी तन कुष्ट तैं, वन सेवन तप कीन ।
हथनापुर दे शांतनू, बाह्लिक बाह्लिक दीन ॥ १७ ॥

દેવાપી જ્યેષ્ઠબંધુ (સર્વથી મોટોભાઈ) હતો, પરંતુ તેને શરીરે કોઢ હોવાથી રાજ્યાધિકાર ન ગ્રહણ કરતાં, હસ્તિનાપુર શાંતનુને અને બાહ્લિક નામનો દેશ બાહ્લિકને આપીને તેણે વન સેવીને તપ કર્યું. (બાહ્લિક જેને બલખ બુખારા કહે છે તે દેશ.)

देवव्रत शांतनु सुवन, गंगा तैं रनधीर ।
बिचित्रवीर्य चित्रांगद सु, मछगंधा तें वीर ॥ १८ ॥

શાંતનુ રાજાને[1] ગંગાજી વર્યાં હતાં તે ગંગાજીથી શાંતનુને યુદ્ધમાં ધૈર્યવાન એવો દેવવ્રત[2] નામનો પુત્ર થયો હતો, અને ચિત્રાંગદા તથા વિચિત્રવીર્ય એ બે વીરપુત્રો મચ્છગંધાથી[3] થયા હતા.

---

(૧) શાંતનુ પૂર્વે મહાભીષ નામનો રાજા હતો, તે પુણ્યના પ્રભાવે બ્રહ્મલોકને પામ્યો હતો, તેણે બ્રહ્મસભામાં એક દિવસ ગંગાજી ઉપર કુદૃષ્ટિ કરી તે જોઈ બ્રહ્માએ તેને શ્રાપ આપ્યો કે તું મનુષ્યયોનિને પામ, તેથી તે શાંતનુ નામે રાજા થયો. અને બ્રહ્માના શ્રાપ વડે ગંગાજી તેને વર્યાં તે વખતે ગંગાજીએ શાંતનુથી એવી શરત કરી કે મારાથી જે પુત્રો ઉત્પન્ન થાય તે મને અર્પણ કરવા. તેમ કરવામાં નહિ આવે ત્યારે હું સ્વધામે ચાલી જઈશ.

(૨) દેવવ્રત પૂર્વે આઠ વસુ માંહેનો દ્યો નામનો વસુ હતો, પરંતુ તે આઠે વસુઓ એક વખત વશિષ્ઠની ગાય ચોરવા ગયા ત્યારે વશિષ્ઠે તેઓને શ્રાપ આપ્યો કે તમે મનુષ્યયોનિને પામો, તેથી તે વસુઓ ગંગાજીને મળી શાંતનુને ઘેર ઉત્પન્ન થયા. તેઓને શાંતનુએ અનુક્રમે ગંગાજીને અર્પણ કર્યાં; તમાં દ્યો નામના વસુનો વિશેષ ગુન્હો હોવાથી કર્મયોગે તે અર્પણ કરવો રહી ગયો તેથી તે ઘણા સમય સુધી પૃથ્વી પર રહ્યો.

(૩) પોતાની શરત ભંગ થતાં ગંગાજી સ્વર્ગે ગયા પછી શાંતનુ રાજા એક ઢીમર કન્યા (મચ્છગંધા) ઉપર આસક્ત થયો તેથી તેણે ઢીમરને કહ્યું કે આ કન્યા મને પરણાવ, ત્યારે ઢીમરે કહ્યું કે તમારે પ્રથમ એક

मर्यौ जुद्ध गांधर्व तैं, चिन वय अग्रज भ्रात ।
भो तत्र वीर्य विचित्र नृप, हथनापुर बिख्यात ॥ १९ ॥

મોટોભાઈ ચિત્રાંગદ નાની વયમાં ગાંધર્વથી યુદ્ધ કરતાં મરણ પામ્યો ત્યારે વિચિત્રવીર્ય હસ્તિનાપુરનો રાજા પ્રખ્યાત થયો.

काशिराज की कन्यका, भीष्म हरण किय तीन ।
एक शिखंडी कुंवर भो, द्वै लघु भ्रातहि दीन ॥ २० ॥

ગંગાપુત્ર ભીષ્મે કાશીના (કાશ્યના પુત્ર અભિભૂ) રાજાની[1] ત્રણ કન્યાઓનું હરણ કર્યું, તેમાં મોટી કન્યા અંબા નામની હતી તે બીજા અવતારમાં દ્રુપદ રાજાને ત્યાં શિખંડી કુમાર થઈ, અને બીજી બે નાની કન્યાઓ અંબિકા તથા અંબાલિકા નામની હતી તે પોતાના નાનાભાઈ વિચિત્રવીર્યને પરણાવી.

खैन रोग तैं बन्धु सो, मर्यौ न भो संतान ।
जाचे माता पुत्र मिलि, वेदव्यास भगवान ॥ २१ ॥

વિચિત્રવીર્ય ક્ષયરોગ વડે નિઃસંતાન મરણ પામ્યો, તેથી માતા (મચ્છગંધા) તથા પુત્રે (ભીષ્મે) મળીને વિચિત્રવીર્યની વંશવૃદ્ધિ માટે વેદવ્યાસ ભગવાન પાસે પુત્ર પ્રાપ્તિની યાચના કરી.

---

રાજ્યનો વારસ પુત્ર છે તેથી મારા ભાણેજને રાજ્ય ન મળે માટે હું મારી પુત્રી તમને નહિ પરણાવું, એ વાતની ભીષ્મને ખબર પડતાં ભીષ્મે ભવિષ્યમાં રાજ્યનો હક્ક તજી દેવાની દઢ પ્રતિજ્ઞા સાથે જિંદગી ભર અડગ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરીને ઢીમરને એવે રીતે ખરી ખાતરી આપી એટલે ઢીમરે તેની પુત્રી મછગંધાને શાંતનું સાથે પરણાવી, તેથી શાંતનુ ભીષ્મ ઉપર અતિ પ્રસન્ન થયો અને તેને વરદાન આપ્યું કે હે પુત્ર! તેં મારી ઈચ્છા સંપૂર્ણ રીતે સાચવી છે તેથી તારી ઈચ્છા વિના તારૂં મૃત્યુ નહિ થાય, ત્યારથી દેવવ્રત ભીષ્મ કહેવાયા. તેઓનું બીજું નામ ગાંગેવ પણ છે.

(૧) કાશીના રાજાએ પોતાની પુત્રીઓ માટે સ્વયંવર રચ્યો હતો તેથી દેશ દેશના રાજાઓ આવ્યા હતા તેમાં ભીષ્મ પણ હતા. તે વખતે તેઓએ તે ત્રણ કન્યાઓને હરી લાવીને પૂછ્યું કે તમારે કોને કોને વરવાની

नष्ट तंतु कुरु वंश लखि, सुनि निज जननि पुकार ।
तीन पुत्र उत्पन किये, विश्व विख्यात उदार ॥ २२ ॥

કુરૂવંશના વેલાનો નાશ થતો જોઈ તથા પોતાની માતા મચ્છગંધાનો પોકાર સાંભળી, ભગવાન વેદવ્યાસે ઉદાર અને જગપ્રસિદ્ધ ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા.

पांडु पुत्र अंबालिका, अंबिका सुत धृतराष्ट्र ।
धर्म अंश दासी तनय, विदुर महामति शिष्ट ॥ २३ ॥

---

ઈચ્છા છે? ત્યારે બે નાની કન્યાઓએ કહ્યું કે અમારે તો આપને વરવાની ઈચ્છા છે, પરંતુ પોતાને બ્રહ્મચર્ય વ્રત હોવાથી તે બે કન્યાઓ પોતાના નાના ભાઈને પરણાવી અને મોટી કન્યા અંબાએ શાલ્વ રાજાને વરવાની ઈચ્છા બતાવી તેથી તેને મુક્ત કરી એટલે તે શાલ્વ રાજા પાસે ગઈ, પરંતુ તે ભીષ્મની હરણ કરેલી હોવાથી તેણે ગ્રાહ્ય ન કરી તેથી તે પુનઃ ભીષ્મ પાસે આવી, ભીષ્મે પણ ઘણા સ્થળેથી રખડતી આવી છે એમ જાણી તેનો અસ્વીકાર કર્યો, આમ ઉભય તરફે તેનો અનાદર થવાથી તેને ખેદ થયો તેથી તેણે બીજા જન્મમાં પુરૂષત્વ પામીને ભીષ્મને મારવાના સંકલ્પથી વનમાં તપ કરીને શ્રીશંકર ભગવાન પાસેથી વરદાન મેળવ્યું, ત્યાર બાદ તેણે ત્યાં જ ચિતા ભડકીને તેમાં અગ્નિ મૂકીને, "હું ભીષ્મના વધ માટે આ બળતા અગ્નિમાં પ્રવેશ કરૂં છું." આમ કહીને બળતા અગ્નિની ચિતામાં પ્રવેશ કર્યો. પછી તે અંબા દ્રુપદ રાજાને ત્યાં કન્યા રૂપે અવતરી. તે વાત રાણી તથા રાજાએ ગુપ્ત રાખીને પુત્ર તરીકે જાહેર કરીને તેનું નામ શિખંડીકુમાર રાખ્યું. ત્યાર પછી તે યુવાન થતાં, દશાર્ણ દેશના હિરણ્યવર્મા નામના રાજાની રાજકન્યા સાથે તેનું લગ્ન થયું. એટલે તે શિખંડીકુમાર કાંપિલ્ય નગરમાં રહેવા માંડ્યો. પછી પોતાના કન્યાત્વને લીધે શર્મિન્દો થઈને પ્રાણત્યાગના નિશ્ચયે તે ગહન વનમાં નાસી ગયો. તે વનમાં યક્ષના રાજા કુબેરનો સ્થૂણા કર્ણ નામનો યક્ષ રખવાળ તરીકે રહેતો હતો ત્યાં શિખંડીકુમારે મહાતપ આદર્યું, તે જોઈને તે યક્ષ તેના પર પ્રસન્ન થયો અને તેણે શિખંડીકુમારને વરદાન માગવા કહ્યું. એટલે શિખંડીએ પોતાની તમામ વીતક વાત તે યક્ષને સમજાવી. તે જાણીને યક્ષે શિખંડીનું કન્યાત્વ લઈને પોતાનું પુરૂષત્વ તેને આપ્યું. એટલે શિખંડીનું સ્ત્રી ચિન્હ મટીને પુરૂષ ચિન્હ થયું જાણીને તે કાંપલ્યિ નગરમાં આવ્યો, ત્યાર

અંબિકાથી ધૃતરાષ્ટ્ર નામનો પુત્ર થયો, અંબાલિકાથી પાંડુ નામનો પુત્ર થયો, અને દાસીથી ધર્મનો અંશ અતિ ઉત્તમ બુદ્ધિવાન વિદુર નામનો પુત્ર થયો.[1]

---

પછી એક વખત યક્ષના રાજા કુબેર વિમાન દ્વારા ફરતા ફરતા તે વનમાં આવ્યા, ત્યાં સ્થૂણા કર્ણનું મંદિર શણગારયુક્ત સુગંધિત પદાર્થોવાળું જોઇને પોતાની પાસે રહેલા યક્ષોને કહ્યું કે આ સ્થૂણા કર્ણ ગર્વિત થઇને મારું સ્વાગત ન કરતાં પોતાના મંદિરમાં ભરાઇ બેઠો છે તેને જલદી મારી પાસે બોલાવી લાવો, યક્ષોએ સ્થૂણા કર્ણને કન્યાત્વ સ્વરૂપમાં કુબેરની સામે હાજર કર્યો. તેને જોઇને કારણ પૂછતાં તેણે સર્વ હકીકત કહી સંભાળાવી, એટલે કુબેરે ક્રોધિત થઇને શ્રાપ આપ્યો કે હે યક્ષ! તું શિખંડીકુમાર જીવે ત્યાં સુધી કન્યાત્વ સ્વરૂપે જ રહેજે: (ઉદ્યોગ પર્વ, અ૦ ૧૮૭ થી ૧૯૨).

(૧) વડીલની આજ્ઞા વડે નિયોગ વખતે અંબિકાએ આંખો મીંચી તેથી ધૃતરાષ્ટ્ર અંધ પુત્ર થયો, અંબાલિકા પીળી પડી જવાથી પાંડુ રોગવાળો પાંડુ નામનો પુત્ર થયો, અને દાસી ભજનમાં મગ્ન હતી તેથી તેને વિદુર નામે ભક્ત પુત્ર થયો, તેમાં ધૃતરાષ્ટ્ર હંસ નામના ગંધર્વના અંશથી થયો હતો અને તેના નાનાભાઈનો અંશથી પાંડુ થયો હતો અને માંડવ્ય ઋષિના શાપથી ધર્મરાજાનો અંશ વિદુર થયો.

પૂર્વે નિયોગ કર્મ ગ્રાહ્ય ગણાતું હોઈ ધૃતરાષ્ટ્રાદિની ઉત્પત્તિ નિયોગ કર્મ વડે થઈ છે, તેવી ઉત્પત્તિ સ્મૃતિકાર મનુ મહારાજે ધર્મયુક્ત ગણી છે. યથા મનુસ્મૃતિ અધ્યાય ૯ શ્લોક ૧૪૫ ભાવાર્થ :—

નિયોગના વિધિ પ્રમાણે નિયુક્ત કરેલી સ્ત્રીમાં જે પુત્ર ઉત્પન્ન થાય છે તે ઔરસ પુત્ર જેવો જ ગણાય છે, ક્ષેત્રિકનું તે બીજ ગણાય છે અને તે પુત્રોત્પત્તિ ધર્મથી થયેલી ગણાય છે.

ઔરસાદિ બાર પ્રકારના પુત્રો મનુસ્મૃતિમાં ગણાવ્યા છે. અધ્યાય ૯ શ્લોક ૧૫૮ થી ૧૬૦ સુધી તે પછી વિશેષે ખુલાસો પણ છે.

સ્વયંભૂ મનુએ મનુષ્યોના જે બાર પુત્રો કહ્યા છે, તેમાંના ૭ બાંધવો અને દાયાદો કહેવાય છે અને ૭ અબાંધવો અને અદાયાદો કહેવાય છે.

૧ ઔરસ એટલે શાસ્ત્રોક્ત વિધિથી પરણેલી સ્ત્રીમાં ઉત્પન્ન થાય તે પુત્ર.

૨ ક્ષેત્રજ એટલે જેનો પતિ નિઃસંતાન મરી ગયો હોય અથવા નપુંસક હોય કે રોગી હોય તેવી શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે નિયુક્ત થયેલી સ્ત્રીમાં દિયર અથવા સપિંડી પુરૂષે નિયોગ વડે ઉત્પન્ન કરેલો પુત્ર.

जेष्ट भ्रात अँगहीन कौं, भो न छत्र अधिकार ।
पंडु तप्यो सब भूमि पर, गुरुजन कौं शिर धार ॥ २४ ॥

મોટાભાઈ ધૃતરાષ્ટ્ર અચક્ષુ (જન્માંધ) હતા, તેથી તેમને રાજ્યછત્ર ધારણ કરવાનો અધિકાર ન પ્રાપ્ત થવાથી, તેમનાથી નાનો ભાઈ પાંડુ હતો તે ભીષ્મ તથા ધૃતરાષ્ટ્રની આજ્ઞા શિર પર ધારણ કરીને સર્વ ભૂમિ પર તપ્યો અર્થાત રાજ્યનો અધિકારી થયો.

सब भूपन पर पंडु की, आज्ञा रही अखंड ।
तापैं अग्रज अग्रज पै, वाह्लिक भीष्म प्रचंड ॥ २५ ॥

બીજા તમામ રાજાઓ પર પાંડુ રાજાની અખંડ આજ્ઞા

---

૩ દત્ત અથવા દત્તક એટલે માવતરને ખાધાના સાંસા હોય ત્યારે અથવા થવા વાળાં માવતર વાંઝિયાં હોય તેવા આપત્તિ કાળમાં માવતર સંકલ્પ જળથી સજાતિને પ્રીતિપૂર્વક આપે તે પુત્ર.

૪ કૃત્રિમ એટલે સેવા કરનાર એવા સજાતિના પુત્રને પુત્ર કરી લીધેલો પુત્ર.

૫ ગૂઢોત્પન્ન એટલે સ્ત્રીએ છુપી રીતે પર પુરૂષથી ઉત્પન્ન કરેલો પુત્ર.

૬ અપવિદ્ધ એટલે માવતર સકારણ તજેલા સજાતિ પુત્રને જે માવતર ઉછેરીને મોટો કરે તે પુત્ર.

આ ૭ દાયાદો (ભાગીદારો) અને બાંધવો (પિંડ તથા ઉદક દાન આપનારા) કહેવાય છે.

૧ કાનીન એટલે નહિ પરણેલી કન્યાને પેટે અવતરેલો પુત્ર. (કાનીન પુત્ર ઉપર્યુક્ત ૭ ના અભાવે વારસદાર ગણાય છે.)

૨ સહોઢજ એટલે ગર્ભવતી થઈને પરણવા બેઠેલી કન્યાનો પુત્ર.

૩ ક્રીત અથવા ક્રીતક એટલે વેચાતો લીધેલો પુત્ર.

૪ પુનર્ભવ એટલે પુનર્લગ્નની સ્ત્રીનો પુત્ર.

૫ સ્વયંદત્ત એટલે વિના કારણે માવતરથી તજાયેલો પુત્ર બીજા માવતરનો પુત્ર થાય તે.

૬ શૌદ્ર એટલે શૂદ્ર જાતિની સ્ત્રીમાં બ્રાહ્મણ વડે થયેલો પુત્ર.

આ ૭ પુત્રો અદાયાદ અને અબાંધવ ગણાય છે.

રહી અને પાંડુ રાજા પર ધૃતરાષ્ટ્રની તથા ધૃતરાષ્ટ્ર પર બાહ્લિક તથા ભીષ્મની ઉગ્ર આજ્ઞા પ્રચલિત રહી.

मृग स्वरूप रिषि श्राप तैं, पंडु जुक्त वैराग ।
उभय त्रिया जुत बन बस्यो, राजभोग किय त्याग ॥ २६ ॥

મૃગ રૂપી ઋષિના શાપથી પાંડુરાજા રાજ્ય ભોગનો ત્યાગ કરી પોતાની બેઉ (કુંતા અને માદ્રી) સ્ત્રીઓને સાથે લઈ વૈરાગ્ય યુક્ત મન કરી વનમાં વસ્યો.[1]

### શ્રીનરનારાયણ પ્રાગટ્ય કથન

नारायण वसुदेव गृह, पंडु गेह नर रूप ।
भूमि भार के नाश हित, भये अवतार अनूप ॥ २७ ॥

પૃથ્વીનો ભાર મટાડવા માટે વસુદેવને ત્યાં દેવકીના ઉદરથી નારાયણ (શ્રીકૃષ્ણ) અને પાંડુ રાજાને ત્યાં કુંતાના[2] ઉદરથી નર (અર્જુન) એ બેઉ અનુપમ અવતાર થયા.

सुर अंशन तैं और भये, जादव पांडव जानि ।
असुर अंश व्रज गजपुरी, प्रगटे सकल प्रधान ॥ २८ ॥

---

(૧) કર્દમ ઋષિ પોતાની પત્નીને મૃગી બનાવીને પોતે મૃગ સ્વરૂપે મૃગી રૂપ પત્ની જોડે પ્રેમ સંયોગી થયા તે વખતે વનમાં શિકાર કરવા આવેલા પાંડુ રાજાએ મૃગ રૂપ ઋષિને બાણથી હણ્યા, એટલે પ્રાણ તજતાં તેઓએ પાંડુ રાજાને શ્રાપ આપ્યો કે મને તેં જેમ પ્રેમ સંયોગમાં હણ્યો છે તેમ તું તારી સ્ત્રીના પ્રેમ સંયોગમાં પ્રાણ તજીશ. એ શ્રાપથી પાંડુ રાજાનું મન વૈરાગ્યવાળું થતાં તે રાજ્ય વૈભવ તજી પોતાની સ્ત્રીઓ સહિત હિમાલયના પ્રદેશમાં શ્રત શ્રૃગ નામના પર્વત પર તપ કરવા માંડ્યા.

(૨) કુંતી સિદ્ધિનો અવતાર હતી અને તે સૂરસેન યાદવની પુત્રી હતી, પરંતુ તે કુંતી ભોજના મામાની દીકરી થતી હતી અને કુંતી ભોજ નિઃસંતાન હોવાથી ત્યાં તે ખોળે આવી હતી. તેણે કૌમારાવસ્થામાં દેવાકર્ષણ નામનો મંત્ર સિદ્ધ કર્યો હતો. પાંડુ રાજા શ્રાપિત થયા પછી તેઓની આજ્ઞાથી કુંતીએ દેવાકર્ષણ મંત્ર વડે યુધિષ્ઠિર, ભીમસેન અને અર્જુન એ ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા, અને એ મંત્ર માદ્રીને પણ સિદ્ધ કરાવ્યો.

દેવતાઓના અંશ વડે બીજા પાંડવો (ધર્માદિ ચાર ભાઈઓ) અને યાદવો થયા તે જાણી લો, અને દાનવોના અંશ વડે હસ્તિનાપુરમાં તથા વ્રજદેશમાં સર્વ પ્રધાનો (કૌરવ તથા કંસાદિ) થયા.

वाल्हिक को सुत सोमदत्त, ताके त्रय सुत जान ।
भयो जेष्ट भूरीश्रवा, भूरी शल दो आन ॥ २९ ॥

શાંતનુ રાજાના નાના ભાઈ બાલ્હિકને સોમદત્ત નામનો પુત્ર થયો, તેના ત્રણ પુત્ર જાણી લો, મોટો ભાઈ ભૂરિશ્રવા થયો અને ભૂરી તથા શલ એ બે બીજા નાના ભાઈ.

## कौरवादि उत्पत्ति कथन

गांधारी के पुत्र सत, सुता दुशीला एक ।
सिंधु नृपति जयद्रथ हि कौं, दीनी सहित बिवेक ॥ ३० ॥

ધૃતરાષ્ટ્રની સ્ત્રી ગાંધારીને[1] સો પુત્ર તથા દુઃશલા નામની એક પુત્રી હતી. તે સિંધદેશના રાજા જયદ્રથને વિવેક સહિત આપી હતી.

वैशी सुत धृतराष्ट्र तें, भयो युयुत्सू फेर ।
महारथी सुत धर्म तैं, मिल्यो जुद्ध की वेर ॥ ३१ ॥

વૈશ્ય જાતિની સ્ત્રીમાં ફરીથી ધતરાષ્ટ્ર વડે યુયુત્સુ નામનો પુત્ર થયો. તે યુદ્ધ વખતે મહારથીપણામાં ધર્મસુત (યુધિષ્ઠિર)થી મળ્યો.

कवित्त

वसू भीष्म जीव द्रौण कलि तैं सुयोधन त्यों,
और बंधु दैत्यन के अंश तें बताये हैं ।
धर्म धर्म भीम वात इन्द्र नर कर्ण रवि,
अश्वनीकुमार दोउ माद्री पुत्र गाये हैं ।

---

(૧) ગાંધારી મતિનો અવતાર હતી, અને તે ગાંધાર દેશના રાજાની પુત્રી હતી. તેને સો પુત્ર થવાનું વરદાન મહાદેવજીએ આપ્યું હતું. (ગાંધાર જે કંદહાર છે તે.)

जातवेद धृष्टद्युम्न सौभद्रेय चंद अंश,
ऐसे ही अनुक्रम तैं और हू जताये हैं ।
नीति तेज देखी देव अंशन सें दैत्य अंश,
एकता रुचे न सो विरोध तैं अघाये हैं ॥ ३२ ॥

વસુના અંશથી ભીષ્મ, બૃહસ્પતિના અંશથી દ્રોણાચાર્ય, કળિયુગના અંશથી દુર્યોધન તેમજ બીજા ભાઈઓ (દુઃશાસનાદિ) દૈત્યોના અંશથી થયા તે ભારત ગ્રંથમાં બતાવ્યું છે. ધર્મરાજ (યમરાજ)ના અંશથી ધર્મરાજા (યુધિષ્ઠિર), વાયુના અંશથી ભીમસેન, ઇન્દ્રના અંશથી અર્જુન, સૂર્યના અંશથી કર્ણ[1], અશ્વિનીકુમાર (દેવવૈદ્યો)ના અંશથી પાંડુની બીજી પત્ની માદ્રીના બે પુત્ર (નિકુળ અને સહદેવ), અગ્નિના અંશથી દ્રુપદ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, ચંદ્રના અંશથી સુભદ્રાનો પુત્ર અભિમન્યુ; એવી જ રીતે અનુક્રમથી બીજા પણ બતાવ્યા છે, દેવાંશીઓમાં નીતિનું તેજ જોઈ દૈત્યઅંશીઓને ગમ્યું નહિ, તેથી તેઓ વિરોધ વડે તૃપ્ત થયા.

## द्रोण उत्पत्ति

### दोहा

कोउ कारन तैं खलित भो, भरद्वाज को रेत ।
धर्यो द्रोन बिच पुत्र भो, द्रोन नाम तिहि हेत ॥ ३३ ॥

---

(૧) કોઈ એક દુર્વાસા નામના બ્રાહ્મણ પાસેથી પ્રાપ્ત કરેલ દેવાકર્ષણ-મંત્રની ખાતરી માટે કૌમારાવસ્થામાં કુંતીએ સૂર્યદેવનું આહ્વાન કરતાં એ અંશ વડે કર્ણની ઉત્પત્તિ થઈ હતી પરંતુ પોતાના કૌમારત્વને લીધે જન્મ આપીને તર્ત જ તે બાળ કર્ણનો કુંતીએ ત્યાગ કર્યો હતો. તે રાધા નામની સૂતપત્નીને મળી આવતાં તેણે તેને ઉછેરીને મોટો કર્યો હતો. તે રાધાના પતિનું નામ અધિરથ હતું અને તે મહારાજા ધૃતરાષ્ટ્રનો મિત્ર હોઈ અંગદેશની ચંપાનગરીનો માલિક હતો. કર્ણને જન્મતાં જ તેના શરીર સાથે જોડાયેલાં કવચ કુંડળ હતાં તેથી તેનું નામ બ્રાહ્મણોએ વસુષેણ પાડ્યું હતું. (વનપર્વ, અધ્યાય ૩૦૩ થી ૩૦૯).

કોઈ પણ કારણ વડે, ભરદ્વાજ મુનિનું વીર્ય સ્ખલિત થયું તેને તેમણે દડિયામાં રાખ્યું તેમાંથી પુત્ર ઉત્પન્ન થયો તે કારણથી તેનું નામ દ્રોણ રાખ્યું.[1]

प्रषत नृपति पांचाल को, भरद्वाज तिहिं गाम ।
बसत अभय सुत द्रोणयुत, सकल गुनन के धाम ॥ ३४ ॥

પાંચાળ દેશનો પ્રષત રાજા હતો, તેની રાજધાનીના ગામમાં સર્વ ગુણોના નિવાસ રૂપ ભરદ્વાજ મુનિ પોતાના દ્રોણ નામના પુત્ર સહિત નિર્ભય પણે રહેતા હતા.

सुत कनिष्ठ नृप प्रषत को, जिज्ञसेन गुन आस ।
सखाचार कर द्रौन तैं, रहत रिखिन के पास ॥ ३५ ॥

પ્રષત રાજાનો નાનો કુંવર યજ્ઞસેન ગુણ પ્રાપ્ત કરવાની ઈચ્છાથી મિત્રાચારી કરીને ભરદ્વાજ મુનિ પાસે રહેતો હતો.

उभय वेद सीख्यो करैं, उभय धनुष आचार ।
कह्यो करै द्विज द्रोण कौं, जिज्ञसेन जुत प्यार ॥ ३६ ॥

---

(૧) જો કે ઋષિ મુનિઓ ઉર્ધ્વરેતા હોઈ નિજ ઈચ્છા વિના અકારણ વીર્ય સ્ખલિત થાય એવી વૃત્તિવાળા ન હોતા અને આવી બીજી પણ કેટલીક ઉત્પત્તિઓ પ્રાચીન ઈતિહાસ ગ્રંથોમાં દર્શાવવામાં આવી છે, એટલે કહેવું જોઈશે કે પિંડજ અને અંડજ સૃષ્ટિ નર માદાના સંયોગના પરિણામ રૂપ રજ વીરજના મિલન વિના ઉત્પન્ન થવી તે આજની વિજ્ઞાનવાદી જનતા માને તેમ નથી. પરંતુ ઋષિ મુનિઓના જમાનાની સૃષ્ટિ રચના બળવાન રહસ્ય રૂપ અજબ પ્રકારની હોવાથી આજની જનતાના ઘટમાં ઊતરે કે ન ઊતરે તે તરફ લક્ષ્ય ન આપતાં માત્ર એવી રચનામાં મુખ્ય રહસ્ય રૂપ પ્રયોજન શું છે? તે જ જાણવાની જરૂર છે. જેમકે ત્રિશંકુ રાજાને સદેહે સ્વર્ગમાં મોકલવા વખતે વિશ્વામિત્રે તપ બળથી નવીન સૃષ્ટિ ઉત્પન્ન કરી હતી તેમજ કોઈ બળવાન કારણને લઈ ઋષિ મુનિઓ તપ બળથી ઈચ્છિત રીતે નવીન સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં સમર્થ નીવડયા છે. પ્રાચીન કાળના લક્ષાવધિ કે તે ઉપરાંતના વિશાળ જીવનવાળાની વિશાળ ગતિ મતિ આ સમયના પચાસ કે સો વર્ષના અલ્પજીવી અને અલ્પ ગતિ મતિવાળા મનુષ્યથી યથાર્થ રીતે સમજાય તેમ નથી.

જજ્ઞસેન તથા દ્રોણ એ બેઉ ભરદ્વાજ મુનિ પાસે વેદવિદ્યા તથા ધનુર્વિદ્યાનો આચાર વિચાર શીખ્યા કરતા હતા ત્યારે યજ્ઞસેન દ્રોણ બ્રાહ્મણને પ્રેમયુક્ત કહ્યા કરતો હતો કે:–

मैं कदाच नृप होउँ तो, देउँ अर्ध तुहि राज ।
गंगा तें दच्छिन दिशा, मैं उत्तर दिशि भ्राज ॥ ३७ ॥

હે દ્રોણ ! જો હું કદાપિ રાજા થાઉં તો ગંગાથી દક્ષિણ દિશાનું અર્ધું રાજ તને આપું, અને અર્ધ ભાગનું ઉત્તર દિશાનું રાજ હું શોભાયમાન કરૂં.

## यज्ञसेन को राज्यप्राप्ति

काल पाय अग्रज मर्यो, मर्यो प्रषत फिर बाप ।
जिज्ञसेन पांचाल को, भयो नृपति तब आप ॥ ३८ ॥

કાળને પામીને યજ્ઞસેનનો મોટો ભાઈ મરણ પામ્યો, ત્યાર પછી તેનો બાપ પ્રષત પણ મરણ પામ્યો, ત્યારે યજ્ઞસેન પોતે પાંચાળ દેશનો રાજા થયો.

## कृप और कृप को उत्पति

गौतम रिपि के शुक्र तैं, कृप रु कृपी इक साथ ।
भये प्रगट बिच मुंज के, शांतनु किये सनाथ ॥ ३९ ॥

ગૌતમ ઋષિના વીર્યથી કૃપ અને કૃપી એ બે પુત્ર પુત્રી એક સાથે સૂંજની જાડમાં ઉત્પન્ન થયાં,[1] તેઓને અનાથ જોઈ શાંતનુ રાજાએ સનાથ કર્યાં અર્થાત પાળીને મોટાં કર્યાં.

## अश्वत्थामा की उत्पत्ति

कृप कौं तो कुल गुरु कियो, कृपा द्रोन कौं दीन ।
तिन तैं सुत द्रोनी भयो, वेद धनुष परवीन ॥ ४० ॥

તેઓ ઉમ્મર લાયક થયાં એટલે શાંતનુ રાજાએ કૃપાચાર્યને

(૧) ગૌતમવંશના મહર્ષિ શરદ્વત્ નામના આચાર્યના વીર્યથી કૃપ અને કૃપીનો જન્મ થયો.

પોતાનો કુળગુરૂ કર્યો અને કૃપીને દ્રોણાચાર્ય સાથે પરણાવી. તેનાથી વેદવિદ્યામાં અને ધનુષ્યવિદ્યામાં પ્રવીણ એવો દ્રોણી (અશ્વત્થામા) નામનો પુત્ર ઉત્પન્ન થયો.

जथा अयोनी मातु पितु, तथा पुत्र द्युति रास ।
दुग्ध पिबत लखि शिशुन कौं, हठत मातु पितु पास ॥ ४१ ॥

માતા પિતા (કૃપી તથા દ્રોણ) જેમ અયોનિ અર્થાત યોનિથી ઉત્પન્ન થયેલાં નહોતાં અને મહા તેજસ્વી હતાં તેમ પુત્ર (અશ્વત્થામા)[1] પણ કાંતિનો સમૂહ હતો. તેણે પાડોશીનાં છોકરાંને દૂધ પીતાં જોઈ માવતર પાસે દૂધ પીવાની હઠ કરી.

द्रव्यहीन द्विज द्रौन ने, जिज्ञसेन पै जाय ।
दुग्धपान हित पुत्र के, जाची एक हि गाय ॥ ४२ ॥

દ્રોણાચાર્ય વિદ્યા સમર્થ ખરા પણ દ્રવ્યહીન હતા, તેથી દૂધ પીવા રૂપ પુત્રહઠ પૂરી પાડવા માટે રાજા યજ્ઞસેન પાસે જઈને તેઓએ માત્ર એક જ ગાયની માગણી કરી.

कियो सज्ञापन प्रगट सब, शिशुता को विरतंत ।
तूं भिक्षुक मैं छत्रधर, कीनो हास्य कुमंत ॥ ४३ ॥

વિશેષે બાળમિત્રતા અને તે સમયના સહવાસનું તમામ વૃતાંત્ત દ્રોણાચાર્યે જાહેર કર્યું, એટલે યજ્ઞસેને કહ્યું કે હે દ્રોણ! તું ભિખારી અને હું રાજા.[2] મારે અને તારે મિત્રાચાર શાનો હોય? એમ કહી કુબુદ્ધિ વડે તેણે દ્રોણની હાંસી કરી.

---

(૧) અશ્વત્થામાનો જન્મ થતાં તેના બાળસાદ વખતે અશ્વ (ઘોડા)ના જેવો શબ્દ થયો તેથી તેનું નામ અશ્વત્થામા રાખ્યું.

(૨) રાજાના પટ્ટાભિષેક વખતે બહુધા અભિષેકના જળથી વિવેક ધોવાઈ જાય છે, હોમાદિક ક્રિયાના હુતાસન (અગ્નિ) ના ધુંવાડાથી આંખો મીંચાઈ જાય છે અને તોપોની સલામીઓથી કાન પણ બહેરા થઈ જાય છે. રાજમદ મહા બળવાન છે.

तांदुल धोय रु स्वेत जल, गुड़ बिच देहु मिलाय ।
सुत पावहु पय समुझि है, मैं नहिं देवहु गाय ॥ ४४ ॥

રાજાએ કહ્યું કે હે બ્રાહ્મણ! તાંદળા ધોઈને તે ધોળા ધોવરામણમાં ગોળ ભેળવીને તારા છોકરાને પા, એટલે તે દૂધ સમજીને હઠ મૂકી દેશે, હું તને ગાય નહિ આપું.

### पांचाल छोड़के द्रोण को हस्तिनापुर आगमन

सभा बीच अपमान लखि, भो द्विज कौं निर्वेद ।
कर्यौ त्याग जलपान बिनु, ताको देश सखेद ॥ ४५ ॥

એ પ્રમાણે ભર સભામાં પોતાનું અપમાન થયેલું જોઈને તે બ્રાહ્મણને ગ્લાનિ થઈ અને પાણી સરખું પણ પીધા વિના તાત્કાળિક મનમાં ખેદ ધારણ કરી તે રાજાના દેશનો તેણે ત્યાગ કર્યો.[1]

आय नागपुर भीष्म तैं, कह्यौ पूर्व विवहार ।
सौंप्यो भीषम द्रौन कौं, राजभार करि प्यार ॥ ४६ ॥

અને હસ્તિનાપુરમાં આવીને પોતાનું યજ્ઞસેનથી અપમાન થવા રૂપ પૂર્વ વ્યવહાર દ્રોણે ભીષ્મને કહી સંભળાવ્યો, એટલે ભીષ્મે પ્રેમપૂર્વક દ્રોણને હસ્તિનાપુરનો રાજ્યકારભાર સોંપ્યો.

सौंपे त्यों ही द्रौन कौं, सब कुरु वंश कुमार ।
सस्त्र अस्त्र विधि लैन कौं, आदि क्षत्र आचार ॥ ४७ ॥

તેમજ ક્ષત્રિયોનો પૂર્વ આચાર વિચાર અને અસ્ત્ર શસ્ત્રની વિદ્યા શિખવવા કુરૂવંશના તમામ કુમારોને ભીષ્મે દ્રોણને સોંપ્યા.

---

(૧) छप्पय–हय कंटक परहरे, नेम परहरे कुबुद्धी ।
तिय चंचल परहरे, बंधु परहरे विरुद्धी ।
गांव सोइ परहरे, बसत जहां सदा कुकर्मी ।
देश सोइ परहरे, बसत जहां अधिक अधर्मी ।
परिहरे सर्प जिमि कंचुकी, सो बहुरि न संग्रह करे ।
कवि गंद कहै सुनु सुकवि बुध, जूठा ठाकर परहरे ॥ १ ॥

## पांडवों के विद्यादिक गुण कथन

शिशु वय तें सुत पांडु रत, विद्या विसन विशेष ।
पंच बंधु क्रीडा रहित, बिनय धर्म उपदेश ॥ ४८ ॥

પાંડુ રાજાના પુત્રો બાળ વયથી જ વિદ્યાના વ્યસનમાં વિશેષ પ્રીતિવાળા હતા, અને પાંચે ભાઈઓ બાળ રમત વિનાના તથા વિનય ધર્મનો ઉપદેશ (બોધ) ગ્રહણ કરવાવાળા હતા.

विद्यारंभ कुंकुम तिलक, अक्षत जुत दुति कंज ।
अर्जुन गुन अनुराग विच, सब गुन आश्रित पुंज ॥ ४९ ॥

તેમાં વિશેષે વિદ્યા ભણવાના આરંભમાં કુંકુમ (કેશર)નું તિલક, અક્ષત (ચોખા) અને કાંતિવાળાં કમળો યુક્ત અર્જુનના (વિદ્યાગુરૂ પર) પ્રેમ રૂપી ગુણમાં બીજા સર્વગુણોનો સમૂહ આશ્રિત થઈને રહ્યો.

## ब्रह्मास्त्र प्राप्ति के लिये करण का प्रयत्न

छप्पय

करन कह्यौ द्विज द्रौन, देहु ब्रह्मास्त्र मोहि अब ।
द्रौन कह्यो विन क्षत्रि, विप्र विनु मिले तुमहि कब ।
करन गयो करि क्रोध, जहां द्विजराम तपत तप ।
कह्यौ विप्र हौं नाथ, देहु मोहि अस्त्र ब्रह्म जप ।
इक दिवस ताहि धरि गोद शिर, जामदग्न सोवत भयेउ ।
इक दैत्य श्राप जुत कीट तन, करन जंघ छेदत गयेउ ॥ ५० ॥

કુરૂવંશના રાજકુમારો જ્યારે વિદ્યા ભણવા લાગ્યા ત્યારે દ્રોણાચાર્યને કર્ણે[1] કહ્યું કે હે બ્રહ્મગુરૂ ! હવે મને આપ

(૧) અધિરથ સૂતે પોતાના પુત્ર (કર્ણ) ને તરૂણ થયો જોઈને અસ્ત્રવિદ્યા ભણવા માટે હસ્તિનાપુર મોકલ્યો. ત્યાં પરાક્રમી કર્ણ અસ્ત્રવિદ્યા શીખવા માટે દ્રોણાચાર્ય પાસે રહ્યો અને દુર્યોધનની સાથે મિત્રતા કરીને દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને પરશુરામ પાસેથી અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરી મોટા ધનુર્ધારી તરીકે જગતમાં પ્રખ્યાત થયો ( મહાભારત, વનપર્વ, અધ્યાય ૩૦૯ ).

બ્રહ્માસ્ત્રની વિદ્યા આપો, ત્યારે દ્રોણાચાર્યે કર્ણને કહ્યું કે બ્રહ્માસ્ત્રની વિદ્યા બ્રાહ્મણ કે ક્ષત્રિય વિના તને ક્યારેય મળે ખરી કે ?[1] અર્થાત ન જ મળે. તે સાંભળી કર્ણ ક્રોધ કરીને ત્યાંથી જ્યાં પરશુરામ તપ તપતા હતા ત્યાં ગયો, અને કહ્યું કે હે નાથ! હું બ્રાહ્મણ છું, મને આપ બ્રહ્માસ્ત્ર વિદ્યાનો જપ મંત્ર આપો, એમ કહી વિદ્યા ગ્રહણ કરી લીધા બાદ એક દિવસ પરશુરામે તે (કર્ણ)ના ખોળામાં પોતાનું મસ્તક ધારણ કરીને શયન કર્યું, એટલે એક શ્રાપિત દૈત્ય[2] કીડાના શરીરે કર્ણ પાસે જઈ તેની જંઘા છેદવા માંડયો.

## करन का धैर्य

### दोहा

गुरु निद्रा गति जानिकै, करन न सरक्यो रंच ।
जागि उठे शिष प्रति कह्यौ, इह धौं कवन प्रपंच ॥ ५१ ॥

વિદ્યાગુરૂ નિદ્રાવશ છે એમ જાણીને જંઘા છેદનની પીડા થવા છતાં પણ કર્ણ પોતાના આસનેથી જરા પણ ડગ્યો નહિ, એટલામાં ગુરૂ જાગી ઊઠયા અને કર્ણની વ્યથિત હાલત જોઈને કહ્યું કે આ શો પ્રપંચ છે?

करन कह्यौ यह रुधिर मम, कीट जंघ पल मांहि ।
मैं समझौ गुरु जागि है, तातैं सरक्यो नांहि ॥ ५२ ॥

ગુરૂનું વચન સાંભળી કર્ણે કહ્યું કે મારી જંઘાના માંસમાં એક કીડાએ પેસીને આ લોહી કાઢયું છે. પરંતુ ગુરૂ જાગી જશે એમ સમજીને હું મારા આસનેથી ડગ્યો નથી.

---

(૧) કર્ણના જન્મની વાત ગુપ્ત રહી હોવાથી તે મળી આવેલો સૂત-પુત્ર કહેવાતો હોઈ તેને બ્રહ્માસ્ત્રની વિદ્યા દ્રોણ ગુરૂએ ન આપી.

(૨) તે દૈત્યે ભૃગુ ઋષિની પત્નીની ચોરી કરી હતી તેથી તેને ઋષિએ શાપ આપ્યો હતો તેથી તે કીડાનું શરીર પામ્યો હતો. તેનું પૂર્વ નામ દંશ હતું.

ઈન્દ્રે ભમરાના વિરૂપમાં પ્રવેશ કરીને કર્ણની સાથળ છેદી હતી એ હકીકત મહાભારત, કર્ણપર્વ, અધ્યાય ૪૨માં છે.

## करन कौं श्रापप्राप्ति

द्विज कौं इह धीरज नहीं, तूं कोउ क्षत्री आहि ।
अस्त्र जु लीने करि कपट, सफल गिनहु जिन ताहि ॥ ५३ ॥

કર્ણનું વચન સાંભળી પરશુરામજીએ કહ્યું કે બ્રાહ્મણને આવી શારીરિક વ્યથામાં આટલી ધીરજ ન હોય માટે તું બ્રાહ્મણ નથી પરંતુ કોઈ ક્ષત્રિય છે, અને તેં મારાથી કપટ કરીને અસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરી છે, પરંતુ તું તેને સફળ ગણીશ નહિ અર્થાત તારી વિદ્યા નિષ્ફળ થશે.

जज्ञ धेनु ऋषि की कोउ, शर लगि मरी अज्ञात ।
दुतिय श्राप ताको भयो, होहि तोहि अरि घात ॥ ५४ ॥

તે શ્રાપ લઈને કર્ણ ચાલતો થયો[1] ત્યારે રસ્તામાં કોઈ ઋષિની હવ્ય સામગ્રી પૂરી પાડવાવાળી યજ્ઞની ગાય આવતી હતી તે અજાણ હાવે કર્ણના હાથનું બાણ વાગવાથી મરી ગઈ તેથી બીજો શ્રાપ તે ઋષિનો થયો કે શત્રુથી તારૂં મરણ થશે.

तेरे रथ के चक्र कौं, भूमि निगलिहै जत्र ।
करत सपरधा, जाहि तैं, सोइ अरि मारहि तत्र ॥ ५५ ॥

વળી ઋષિએ વિશેષે કહ્યું કે હે કર્ણ! તારા રથના ચક્રને જ્યારે પૃથ્વી ગળશે ત્યારે તું જેનાથી સ્પર્ધા કરે છે તે જ શત્રુ તને મારશે.

---

(૧) મનુષ્ય માત્રને ભવિતવ્યતા ભુલાવે છે, કર્ણને તેની ઉત્પત્તિની માહિતી હોત તો તે દ્રોણગુરૂ પાસેથી બ્રહ્માસ્ત્રની વિદ્યા પામત એટલે તેને પરશુરામ પાસે જવાનો પ્રસંગ ન આવત, કારણકે ક્ષેત્ર પ્રાધાન્ય વડે કર્ણ કુંતીનો કાનીન પુત્ર થતો હોઇ ક્ષેત્રજ (એક ઉદરમાંથી પેદા થયેલ) એ ન્યાયે પાંડવોમાં તે સર્વથી મોટા છે એમ ગણાત એટલે તે વિના શ્રાપે વિદ્યા પામત. કર્ણ પાંડવોનો મોટા ભાઈ છે એ માહિતી એને વસીઠી કરવા આવેલા શ્રીકૃષ્ણ હસ્તિનાપુરથી વિમુખ જતાં તેઓ દ્વારા મળી હતી; ત્યાર બાદ ખરી ખાતરી કુંતીજીએ કરાવી હતી એ હકીકત આગળ નવમા મયૂખમાં છે.

सब विद्या द्वै श्राप लै, करन हि आयो गेह ।
इतने सब शिष द्रौन के, पढ़ि गये निरसंदेह ॥ ५६ ॥

અસ્ત્રશસ્ત્રની તમામ વિદ્યા અને બે શ્રાપ લઈને કર્ણ ઘેર આવ્યો એટલામાં દ્રોણના તમામ શિષ્યો નિઃસંદેહપણે અસ્ત્ર શસ્ત્રની તમામ વિદ્યા ભણી રહ્યા.

## शस्त्र अस्त्रन की परीक्षा

सस्त्र अस्त्र जुत शिषन की, दई परख इक द्यौस ।
नर की विद्या सुजश लखि, भयो सुयोधन रोष ॥ ५७ ॥

તે પછી એક દિવસ ભીષ્મ રૂબરૂ દ્રોણ ગુરૂએ પોતાના શિષ્યોની શસ્ત્ર તથા અસ્ત્રોની પરીક્ષા આપી તેમાં અર્જુનની વિદ્યાનો સુયશ જોઈને દુર્યોધનને ક્રોધ થયો.

## कवित्त

अग्नि अस्त्र ही तें व्योम बीच कीनी ज्वाल माल,
मेघ अस्त्र ही तें ताइ ज्वाला कौं बुझाइकै ।
वायु अस्त्र ही तें मेघ गिरी अस्त्र ही तें वायू,
व्रज्ञ अस्त्र ही तें गिरि वृंद कौं मिटाइकैं ।
कबी भूमि अंतरिक्ष अश्व गज पीठ कबी,
कबी स्थूल सुक्षम अदृष्टता दिखाइकै ।
धन्य पृथा कूख जायो अर्जुन त्रिलोक–जेता,
पांडुनंद ठाढो यों अनेक शोभा पाइकै ॥ ५८ ॥

પરીક્ષા સફળ થવા રૂપ અર્જુનની વિદ્યા એવી હતી કે તેણે અગ્ન્યાસ્ત્ર વડે આકાશમાં જ્વાળાનો સમૂહ ઉત્પન્ન કર્યો, અને મેઘાસ્ત્ર વડે તે જ્વાળાને ઠારી નાંખીને પવનાસ્ત્ર વડે મેઘાસ્ત્રને શાંત કર્યું, પર્વતાસ્ત્ર વડે પવનાસ્ત્રનો વેગ શાંત કર્યો અને વજ્રાસ્ત્ર વડે પર્વતાસ્ત્રના સમૂહને વિખેરી નાંખ્યો, ક્યારેક પૃથ્વી પર, ક્યારેક આકાશમાં, ક્યારેક ઘોડા તથા હાથીની પીઠે, ક્યારેક સ્થૂળ (વિશાળ) સ્વરૂપ, ક્યારેક સૂક્ષ્મ (સાવ નાનું)

સ્વરૂપ, અને કયારેક ગુપ્ત થવા રૂપ વિદ્યા બતાવીને પાંડુ રાજાનો પુત્ર અનેક શોભા પામીને ઊભો છે. કવિ કહે છે કે પૃથા (કુંતા માતા)ની કૂખને ધન્ય છે કે જેમાંથી ત્રણ લોકને જીતનાર અર્જુન ઉત્પન્ન થયો છે.

### दोहा

कहत करन नर तैं करौं, द्वंद युद्ध तिहि बार ।
सुनि हमग्यो धृतराष्ट्र सुत, लयो हृदय तैं धार ॥ ५९ ॥

અર્જુનનું એ અદ્ભુત પરાક્રમ સહન ન થઈ શકવાથી તે વખતે કર્ણે કહ્યું કે હું અર્જુનથી દ્વંદ્વયુદ્ધ (બેઉ વીરોએ સામસામું યુદ્ધ કરવું તે) કરૂં, આ સાંભળી ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન હર્ષાયમાન થયો, અને તેણે કર્ણને હૃદય સાથે ધારણ કર્યો–છાતી સાથે ચાંપ્યો.

नृप सुत नृप सुत तैं लरैं, यह श्रुति आगम रीति ।
लरै सूत नर तैं सु कृप, कहै यहे जु अनीति ॥ ६० ॥

કર્ણનું વચન સહન ન થઈ શકવાથી કૃપાચાર્યે કહ્યું કે રાજપુત્ર રાજપુત્રથી લડે એ વેદ શાસ્ત્રની રીત છે, પરંતુ અર્જુન સાથે સૂત (સારથિપુત્ર કર્ણ) લડે એ અનીતિ કહેવાય.

कहै सुयोधन सुनहु कृप, त्रिधा नृपतिता होत ।
निज बल तैं पुनि सैन्य तैं, जन्म नृपन के गोत ॥ ६१ ॥

કૃપાચાર્યનું વચન સાંભળીને દુર્યોધને કહ્યું કે હે કૃપાચાર્ય ! સાંભળો. પોતાના બળ વડે, તેમજ સૈન્યના બળ વડે અને રાજ્યવંશમાં જન્મ, આ ત્રણ પ્રકારે રાજાપણું પ્રાપ્ત થાય છે.

बल तैं कर्न असाध्य है, अंगदेश अब देत ।
छत्र चमर यों कहि दिये, किय अभिषेक सहेत ॥ ६२ ॥

તેમાં કર્ણ બળથી અસાધ્ય (ન જીતી શકાય તેવો) છે.

અને વિશેષે હું તેને હવે અંગ નામનો દેશ અર્પણ કરૂં છું[1] એમ કહી દુર્યોધને છત્ર ચામર આપીને પ્રેમપૂર્વક કર્ણનો પટ્ટાભિષેક કર્યો.

दॆखि सपरधा दुहुंन को, भीष्म बिसर्जन कीन ।
अस्त्र परीक्षा व्है चुकी, मति हो क्रोध अधीन ॥ ६३ ॥

કર્ણ તથા અર્જુન એ બેઉની પરસ્પરની હરીફાઈ જોઈને ભીષ્મે પરીક્ષા બંધ કરી, અને કહ્યું કે અસ્ત્રપરીક્ષા હવે થઈ ચૂકી માટે તમે કોઈ પણ ક્રોધને વશ ન થાઓ.

## गुरू से शिष्यों की आज्ञायाचना

कह्यौ द्रौन तैं शिषन मिलि, दो आग्या गुरुनाथ ।
कर्यो तोर अपमान नृप, द्रुपद हतहिं जुत साथ ॥ ६४ ॥

ત્યાર પછી તમામ શિષ્યોએ મળીને દ્રોણાચાર્યને કહ્યું કે હે ગુરૂ મહારાજ! હવે આપ આજ્ઞા આપો એટલે જે દ્રુપદ રાજાએ[2] આપનું અપમાન કર્યું છે તેને તેના સાથવાળાઓ (સહાયકો) સાથે અમે હણીએ.

तथा अस्तु सुनि द्रौन तैं, कीनो सैन्य प्रयान ।
कर्यो जुद्ध नृप द्रुपद कौं, पकर्यो सहित प्रधान ॥ ६५ ॥

શિષ્યોએ દ્રોણગુરૂના મુખથી "તથાસ્તુ" સાંભળીને સૈન્ય સાથે પ્રયાણ કર્યું, અને દ્રુપદની રાજધાનીમાં[3] આવી પહોંચી યુદ્ધ કરીને દ્રુપદને તેના પ્રધાન સહિત પકડી પાડ્યો.

## द्रुपद से द्रौण के शिष्यों का कथन

शिषन कह्यौ तुं छत्रधर, यह भिक्षुक द्विज द्रौन ।
या भिक्षुक बिन आपको, कहि अब रक्षक कौन ॥ ६६ ॥

---

(૧) કર્ણનો પિતા અધિરથ સૂત, મહારાજા ધૃતરાષ્ટ્રનો મિત્ર હોઈ અંગ દેશની ચંપાનગરીનો માલિક હતો. અને દુર્યોધને મિત્રાચારીને અંગે કર્ણને આખા અંગદેશનો માલિક બનાવ્યો.

(૨) યજ્ઞસેનનું બીજું નામ દ્રુપદ હતું.

(૩) દ્રુપદની રાજધાની અહિછત્રા નગરીમાં હતી.

ત્યાર બાદ દ્રોણાચાર્યના શિષ્યોએ કહ્યું કે હે દ્રુપદ! તું રાજા છે અને આ દ્રોણ ભિખારી બ્રાહ્મણ છે, પરંતુ હવે તું કહે કે આ ભિક્ષુક વિના અત્યારે તારો રક્ષક કોણ છે?

### द्रौण कथन

नृपति सखापन तोर मम, बन्यो नहीं बिनु राज ।
तबहि अर्ध भू लैन कौं, कर्यो जतन्न मैं आज ॥ ६७ ॥

વળી દ્રોણે કહ્યું કે હે દ્રુપદ રાજા! હું રાજ્ય વિનાનો (ભિક્ષુક) હતો એટલે મારી સાથે તારાથી મિત્રતા ન સચવાઈ ત્યારે મેં આજ (તેં પૂર્વે કહેલી) અર્ધ ભાગની પૃથ્વી લેવા યત્ન કર્યો છે.

### द्रुपद कथन

कृपा सखापन राखियो, अबहु अर्ध भू लेहु ।
श्रेष्ठ हारिबो आपतैं, मोहि छोरि तुम देहु ॥ ६८ ॥

દ્રોણનું વચન સાંભળી દ્રુપદે કહ્યું કે હે મહારાજ! આપથી હારવું એ જ ઉત્તમ છે, માટે અર્ધ પૃથ્વી હમણાં જ લો, અને કૃપા રૂપ મિત્રતા કાયમ રાખીને મને આપ મુક્ત કરો.

द्विज कौं आधो राज दै, नृप आयो निज भौन ।
कोउ ऐसो मम पुत्र ह्वै, जो मारै द्विज द्रौन ॥ ६९ ॥

એમ કહી બ્રાહ્મણ દ્રોણાચાર્યને અર્ધ રાજ્ય આપી[1] દ્રુપદ રાજા પોતાના રાજગૃહમાં આવ્યો અને વિચાર કરવા લાગ્યો કે મારે કોઈ એવો પુત્ર પેદા થાય કે જે બ્રાહ્મણ દ્રોણને મારે.

### शत्रु नाश के लिये द्रुपद का यत्न

नाश करै कुरु वंश को, ऐसो करत विचार ।
कर्यो जज्ञ मिलि रिपिन तैं, बांच्यौ द्रव्य अपार ॥ ७० ॥

---

(૧) દ્રુપદ દ્રોણને અર્ધ રાજ્યની રાજધાની અહિછત્રા નગરી આપીને પોતે અર્ધ રાજ્યની રાજધાની કામ્પીલ્ય નગરીમાં વસ્યો.

અને એવો પણ વિચાર કરવા લાગ્યો કે વળી કુરૂવંશનો પણ નાશ કરે. તેથી તેણે ઋષિઓથી[1] મળીને (એવી પ્રજોત્પતિ માટે) યજ્ઞ કર્યો, અને અપાર દ્રવ્ય વહેંચ્યું અર્થાત્ પુષ્કળ ધન વાપર્યું.

इक इक द्विज कौं लक्ष गो, ऐसे दई अनेक ।
हौनहार के जोर तें, यहां न दीनी एक ॥ ७१ ॥

વળી તે યજ્ઞમાં રાજાએ એક એક બ્રાહ્મણને લાખ લાખ ગાયો એવી રીતે અનેક બ્રાહ્મણોને આપી, પરંતુ ભવિષ્યની પ્રબળતાથી પૂર્વે દ્રોણને એક ગાય પણ માગી છતાં ન આપી.

अग्नि कुंड तैं प्रगट भो, धृष्टद्युम्न अरि काल ।
वेदी तैं कृष्णा भई, सात वर्ष की बाल ॥ ७२ ॥

યજ્ઞની પૂર્ણાહુતિમાં અગ્નિકુંડમાંથી શત્રુનો કાળરૂપ ધૃષ્ટદ્યુમ્ન નામનો પુત્ર ઉત્પન્ન થયો અને વેદી (નાની અગ્નિકુંડિકા)માંથી કૃષ્ણા નામની સાત વર્ષની બાળકન્યકા ઉત્પન્ન થઈ.

### आकाश वाणी

कहै व्योम बानी वचन, सुत करिहै द्विज घात ।
सुता तोर कुरुवंश को, करिहै भूप निपात ॥ ७३ ॥

તે વખતે આકાશ વાણીએ વચન કહ્યાં કે હે દ્રુપદ રાજા! તારો (આ) પુત્ર બ્રાહ્મણને હણશે, અને પુત્રી કુરૂવંશનો નાશ કરશે.

### कवि कथन
### सवैया

संग शिशून के द्रोनी शिशू तृन लावत और के बाछरु चारत ।
ते मनुहारि कै याहिकौं दूध दयो पितु मातु तैं होय पुकारत ।
मोहिकौं गाइ मँगाइ दो यों सुनि द्रौन पांचाल कौं जाचबो धारत ।
दास स्वरूप नट्यो नृप हांसि के भो यहि रीत तृनान तें भारत ॥ ७४ ॥

---

(૧) જેઓને ધન વિગેરે આપીને યજ્ઞમાં વરણ કરવામાં આવે તે આગ્નીધ્રા (યાજક) બ્રાહ્મણો.

બીજાં બાળકોની સાથે બાળ અશ્વત્થામા તરણાં (ઘાસ)નો ભારો ઉપાડી લાવતો અને બીજાં લોકોનાં વાછડાં ચારતો એ આદરને લઈ કોઈ પાડોશીએ એને દૂધ આપ્યું તે પીવા પછી પુનઃ ઇચ્છા થવાથી પોતાનાં માવિત્ર પાસે આવીને રોઈને કહેવા માંડયો કે મને એક ગાય મંગાવી આપો, પુત્રનું વચન સાંભળી દ્રોણે પાંચાળ રાજા (દ્રુપદ)ને યાચવો ધારી તે રાજદ્વારમાં ગયો. કવિ સ્વરૂપદાસજી કહે છે કે તે બ્રાહ્મણ ગાય માગવા આવ્યો એટલે મશ્કરી કરીને તેનો ઇન્કાર કર્યો એ રીતે તરણામાંથી ભારતની ઉત્પત્તિ થઇ.

कवित्त

कँवर पदे मैं नृप अर्ध राज दैन कह्यौ,
राज पाय गाय नट्यो हांसी अति कीनीहै ।
याही काज कोप्यो द्रौन अस्त्र शस्त्र विद्या सबै,
भार्गव तें लीनी कुरुवंशिन कौं दीनी है ।
कौरव द्रुपद ही कौं बांधि राज बांट्यौ तातैं,
धृष्टद्युम्न द्रौपदी की उत्पती नवीनी है ।
दोनों स्वसा भ्रात तैं भयो है पात क्षत्रिन को,
ऐसे गति भारत की तृन के अधीनो है ॥ ७५ ॥

દ્રુપદ રાજાએ કુંવર પદમાં દ્રોણને અર્ધ રાજ્ય આપવા કહ્યું હતું, પછીથી રાજ પામીને તેણે અર્ધ રાજ્ય આપવું તો દૂર રહ્યું પરંતુ એક ગાય પણ દ્રોણને ન આપી અને ઉલટી અતિશય હાંસી કરી તેથી દ્રોણને ક્રોધ થયો અને તેણે પરશુરામ પાસેથી લીધેલી તમામ અસ્ત્ર શસ્ત્રની વિદ્યા કુરુવંશના રાજ– કુમારોને આપી, (દ્રુપદે પૂર્વે દ્રોણનું અપમાન કર્યું હતું તે જાણીને) કૌરવોએ દ્રુપદને બાંધીને દ્રોણનું અર્ધ રાજ્ય વહેંચી આપ્યું તેથી (દ્રુપદે યજ્ઞ કર્યો તેમાંથી) ધષ્ટદ્યુમ્ન અને દ્રૌપદીની નવીન પ્રકારે (અગ્નિમાંથી) ઉત્પત્તિ થઈ, એ બેઉ ભાઈ

બહેનથી ક્ષત્રિયોનો વિનાશ થયો, એવી રીતે ભારતની ગતિ તરણાને વશ બનેલી છે.

## पांडवों से कौरवों का विरोध होने का वर्णन

### दोहा

यमुना जल क्रीड़त हुते, मिलि कुरुवंश कुमार ।
दियो सुयोधन भीम कौं, मादक के बिच मार ॥ ७६ ॥

(હવે પાંડવોથી કૌરવોને વિરોધ થવાનું વર્ણન વૈશંપાયન ઋષિ જન્મેજય રાજા પ્રત્યે કહે છે.)

એક વખત કુરૂવંશના રાજકુમારો યમુના નદીમાં જળ ક્રીડા કરતા હતા તેવામાં દુર્યોધને ભીમને લાડુમાં ઝેર આપ્યું.

बांधि बेलि के तंतु तैं, डार्यो यमुना नीर ।
ले गये अहो पताल मैं, निर्विष कियो शरीर ॥ ७७ ॥

પછી જ્યારે ભીમસેન અચેત થયો ત્યારે તેને વેલીઓનાં દોરડાંથી બાંધીને યમુનાના નીરમાં ફેંકી દીધો એટલે નાગલોકો તેને પાતાળમાં લઇ ગયા અને તેનું શરીર અમૃતૌષધિ વડે નિર્વિષ (યથાસ્થિત) કર્યું.

अमृत पान करायकै, द्विगुन प्रबल करि ताहि ।
माता ढिग दिन अष्टमे, पठयो गजपुर चाहि ॥ ७८ ॥

વિશેષે અમૃતપાન કરાવીને તેને બમણો બળવાન કરીને આઠમે દિવસે હસ્તિનાપુર તેની માતા (કુંતાજી) પાસે મોકલી દીધો.

भीम वचन सुनि गुपत ही, कीनो बिदुर प्रबोध ।
अब नहिं समय बिरोध को, करो क्रोध को रोध ॥ ७९ ॥

દુર્યોધને વિષ આપ્યું એ વાત ભીમસેને જાણીને તેણે ક્રોધ ભરેલાં વચન કહ્યાં તે સાંભળીને વિદુરજીએ ગુપ્ત રીતે પ્રબોધ કર્યો કે અત્યારે વિરોધ કરવાનો સમય નથી માટે ક્રોધને રોકી રાખો.

## धर्म कों राज्यप्राप्ति

विदुरादिक मन में समुझि, कोउ तैं प्रगट न कीन ।
यतने पद नृप पांडु को, पिता धर्म कौं दीन ॥ ८० ॥

ભીમને ક્રોધિત થવાનું કારણ વિદુર (ભીષ્મ, દ્રોણ) વિગેરે એ મનમાં સમજીને કોઈને જાહેર ન કર્યું, એટલામાં પાંડુરાજાનું પદ, પિતાએ (ધૃતરાષ્ટ્રે) ધર્મને આપ્યું.

## दुर्योधन का ज्वलित होना

जर्यो सुयोधन आग बिनु पितु तैं कहत निराश ।
राज युधिष्ठिर कौं दियो, हमकौं नरक निवास ॥ ८१ ॥

ધર્મને રાજ્ય મળ્યું જાણીને દુર્યોધન અગ્નિ વિના બળવા લગ્યો, અને હતાશ થઈને પિતાને કહેવા માંડયો કે, આપે યુધિષ્ઠિરને રાજ્ય આપ્યું અને મને શું નર્ક-નિવાસ આપ્યો ?

याके पितु कीनो प्रथम, अब ये करिहैं राज ।
याके पुत्र रु पौत्र ते, करिहैं राज सु काज ॥ ८२ ॥

આ (ધર્મ)ના પિતાએ પ્રથમ રાજ્ય કર્યું, હવે આ (ધર્મરાજા) રાજ્ય કરશે અને આના પછી આના પુત્ર અને પૌત્રો રાજ્યનાં શુભ કાર્ય કરશે.

जब हमकौं सब जानि हैं, ग्यात हीन सुवपाल ।
दुष्ट कर्म तैं जीविका, करहिं परहिं दुखजाल ॥ ८३ ॥

જ્યારે પાંડવો જ રાજ્ય કરશે ત્યારે તો અમને બીજા રાજાઓ જ્ઞાતિહીણ જાણશે, અને અમારી જીવિકા પણ અમે દુષ્ટ કર્મો વડે કરીશું એટલે દુખની જાળમાં જ પડીશું,

नीच हि सगपन जीविका, उभय राज बिनु पाय ।
लुप्त पिंडोदक पितृ सब, बसहिं नर्क में जाय ॥ ८४ ॥

વળી અમે રાજ્ય વિના સગપણ (સંબંધ) અને જીવિકા

(જીવન નિર્વાહ) એ બેઉ નીચ જાતિમાં જ પામીશું, જેથી નીચ કર્મો વડે પિતૃઓની પિંડોદક ક્રિયા લુપ્ત થવાથી તમામ પિતૃઓ નર્કમાં જઈને નિવાસ કરશે.

अंगहीन तैं आप तो, लह्यो न नृप अधिकार ।
मेरे अवयव हीन ना, क्यौं न दियो भुवभार ॥ ८५ ॥

ફરીથી દુર્યોધને કહ્યું કે હે પિતા ! આપ તો અંગહીન હતા એટલે રાજ્યનો અધિકાર આપે ન લીધો, પરંતુ હું કાંઈ અવયવ હીન નથી. છતાં મને રાજ્યભૂમિનો કાર્યભાર કેમ ન આપ્યો ?

## धृतराष्ट्र कथन

पांडू सासन में रह्यो, भयो मोहि सुख राज ।
यों आज्ञा आधीन हैं, पांच पांडुसुत आज ॥ ८६ ॥

દુર્યોધનનાં વચન સંભળી ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે દુર્યોધન ! આજ સુધી પાંડુરાજા મારી આજ્ઞામાં રહ્યો તેથી મને રાજ્ય સુખ પ્રાપ્ત થયું અને એવી જ રીતે પાંડુના પાંચે પુત્રો મારી આજ્ઞાને આધીન છે.

तिनको कैसे त्याग मैं, करौं न करो विरोध ।
दुहुँघा फटहि प्रघान कोउ, वढहि परस्पर क्रोध ॥ ८७ ॥

માટે હે પુત્ર ! તેઓનો હું ત્યાગ કેમ કરૂં ? અને તું પણ તેમનો વિરોધ ન કરીશ, કારણ કે વિરોધ થવાથી બેઉ બાજુ કોઈ પ્રધાનો (મુખિયાઓ) ફંટાશે અને અન્યોન્ય ક્રોધ વધશે.

## दुर्योधन कथन

विदुर विना भीषम अरु, द्रौनादिक परधान ।
कोउ न फटहिं तजि मोहिकौं, जानहु पिता निदान ॥ ८८ ॥

દુર્યોધને કહ્યું કે હે પિતા ! વિદુર વિના ભીષ્મ અને દ્રોણ

વિગેરે પ્રધાનો પૈકી કોઈ પણ મને મૂકીને ફંટાશે નહિ તે આપ નક્કી જાણો.

वारणाख्य पुर पठहु तुम, मात सहित सुत धर्म ।
मैं यतने इत राज को, करहु हाथ सब मर्म ॥ ८९ ॥

હે પિતા ! તમે ધર્મને ભાઈઓ તથા માતા સહિત કાશીએ મોકલો, એટલામાં હું અહીં રાજ્યનો સર્વ મર્મ મારે હાથ કરી લઉં.

## धृतराष्ट्र कथन

रुद्र महोत्सव होत है, वारणाख्य पुर पुत्र ।
जाहु जुधिष्ठिर बंधु जुत, करियो रक्षा तत्र ॥ ९० ॥

પુત્રનું વચન માનીને ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે યુધિષ્ઠિર ! કાશીમાં રુદ્ર મહોત્સવ થાય છે માટે તમે ભાઈઓ સહિત ત્યાં જાઓ અને યજ્ઞની રક્ષા કરજો.

## पांडवों से विदुर का गुप्त उपदेश

विदुर गुप्त उपदेश किय, आवत जवन प्रधान ।
रचहि पुरोचन लाक्षगृह, मंत्र सुयोधन मान ॥९१॥

પાંડવોનું પિતૃઆજ્ઞા પાલનપણું હોવાથી કાશીપુરીમાં જવાનું જાણીને વિદુરે તેઓને ગુપ્ત રીતે ઉપદેશ કર્યો કે કાશીમાં પુરોચન નામનો યવન પ્રધાન આવે છે તે દુર્યોધનનો વિચાર (મત) માનીને ત્યાં લાક્ષાગૃહ રચવાનો છે.

पठवहु गुप्त मजूर तित, रखिहैं गुप्त सुरंग ।
अग्नि लगै निशि निकरि हौ, मात-भ्रात लै संग ॥९२॥

માટે હે યુધિષ્ઠિર ! તમે ત્યાં ગુપ્ત રીતે મજૂર મોકલો એટલે તેઓ ગુપ્ત રીતે એક સુરંગ (ભુગર્ભનો માર્ગ) તૈયાર કરી રાખશે, તમારા ત્યાં વસવા પછી રાત્રે અગ્નિ લાગે એટલે હે ભીમસેન ! તમે માતા તથા ભાઈઓને સાથે લઈને તે સુરંગ માર્ગે નીકળી જજો.

आन देश छिपि विचरियो, पौरुख समय न आज ।
काल पाय फिर करहिगो बंधुन जुत नृप राज ॥९३॥

અને કોઈ અન્ય દેશમાં ગુપ્ત રીતે ફરજો, કારણ કે અત્યારે તમારે પરાક્રમ કરવાનો સમય નથી, ફરીથી સમય પામીને રાજા યુધિષ્ઠિર ભાઈઓ સહિત રાજ્ય કરશે.

## लाक्षालय तैं पांडवों का बचके निकल जाना

### कवित्त

नीति धर्मपुत्र की तैं उग्र धन्वी अर्जुन तैं,
बली जानि भीम अंधपुत्र अकुलाय कै ।
वारणाख्य पुरी लाखालय कीनो जारिबे कौं,
जवन पुरोचन प्रधान कौं पठाय कै ।
जरी एक भीलनी त्यौं भीलनी के पांचों पुत्र,
बचे एते विदुर प्रबोध पंथ पाय कै ।
दोय कंध दोय गोद एक पीठ माता-बंधु,
लेकै भीम चल्यौ ताहि जवन जराय कै ॥९४॥

યુધિષ્ઠિરની નીતિથી, ધનુષ્યધારી અર્જુનના પરાક્રમથી અને ભીમને બળવાન જાણીને અંધપુત્ર દુર્યોધને, તેઓના તેજો દ્વેષથી અકળાઈને પાંડવોને જીવતા બાળી નાંખવાને ઇરાદે પુરોચન નામના યવન (મ્લેચ્છ) પ્રધાનને મોકલીને કાશીપુરીમાં લાખનું મકાન બનાવરાવ્યું. વડીલોની આજ્ઞાને અનુસરીને કાશીએ ગયેલા પાંડવો તે મકાનમાં રાત રહ્યા. તેમાં અગ્નિ લાગવાથી એક ભીલડી તથા તેના પાંચ પુત્ર બળી ગયા અને વિદુરના પ્રબોધથી કુંતા તથા તેના પાંચ પુત્રો બચ્યા, મકાનમાં આગ લાગી જાણી ભીમસેન પુરોચનને પકડીને બળતી આગમાં ફેંકી દઈ બે ભાઈઓને કાંધ ઉપર લઈ તથા બે ભાઈઓને બગલના આધારે ખોળે રાખીને તથા કુંતા માતાને પીઠે ચડાવીને પોતે તૈયાર કરાવેલ સુરંગ માર્ગે ચાલતો થયો.

### हिडंबवध और पांडवों का द्रुपद के नगर में आना

वन में हिडंब मारि हिडंबा कौं धारि भीम,
पुत्र उपजाय एकचक्रा में पधारे हैं ।
ब्राह्मण के वेष भिक्षा अन्न तैं जीविका होत,
विप्रन के संग देश द्रुपद सिधारे हैं ।
गांधर्व अंगारपर्ण जीति अश्वविद्या लीनी,
भूप पुरी भृगु शाला आसन बिचारे हैं ।
व्यास आसवास देकै द्रौपद पै गौन कीनो,
अर्जुन ने भूपन के मान मलि डारे हैं ॥९५॥

ત્યાંથી આગળ વનમાં હિડંબાસુરને મારીને હિડંબાને ધારણ કરીને ભીમસેને પુત્ર ( ઘટોત્કચ ) ઉપજાવીને ત્યાંથી પાંચે ભાઈઓ એકચક્રા[1] નામની નગરીમાં આવ્યા; બ્રાહ્મણને વેષે ભિક્ષાના અન્નથી જેઓનો જીવનનિર્વાહ થાય છે, એવા પાંડવો બ્રાહ્મણો સાથે દ્રુપદ રાજાના પાંચાળદેશમાં આવી પહોંચ્યા. ત્યાં માર્ગમાં અંગારપર્ણ નામના ગાંધર્વને જીતીને અર્જુને અશ્વ-વિદ્યા ( રથમાં બેસવાથી ઘોડા ઘોળા થાય અને યુદ્ધમાં તે ઘોડા મરે નહિ એવી વિદ્યા ) લીધી, પછી દ્રુપદરાજાની રાજ્ય-નગરીમાં આવીને કુંભારને ઘેર વસવાનું વિચારીને ત્યાં પાંડવોએ નિવાસ કર્યો, ત્યાં વ્યાસ મુનિએ આવીને તેમને આશ્વાસન આપ્યું, પછી તેઓ તમામ દ્રુપદરાજા પાસે ગયા. ત્યાં અર્જુને દ્રૌપદી સ્વયંવરમાં આવેલા રાજાઓનાં માન મસળી નાંખ્યાં.

### द्रौपदी स्वयंवर

#### दोहा

चार दिशा के नृपत सब, मिले द्रुपद पुर आनि ।
कियो भूप सनमान अति, सुता स्वयंवर जानि ॥९६॥

---

(१) એક ચક્રા નામની નગરીમાં ભીમે બકાસુરને માર્યો.

ચારે દિશાઓના તમામ રાજાઓ દ્રુપદના નગરમાં આવી મળ્યા છે, પોતાની પુત્રીનો સ્વયંવર છે એમ જાણીને દ્રુપદ રાજાએ તે તમામ રાજાઓનું સન્માન કર્યું.

रंगभूमि दिन सौध सम, मंचन बैठे भूप ।
धृष्टद्युम्न सवतें कहत, भगनी संग अनूप ॥९७॥

સ્વયંવર થવાને દિવસે રંગભૂમિ પર મહેલાત જેવા સુશોભિત ઊંચા માંચડાઓ પર રાજાઓ આવીને બેઠા એટલે ધૃષ્ટદ્યુમ્ન પોતાની અનુપમ (ઉપમા રહિત) બહેનને સાથે લઈ આવીને તમામ રાજાઓને (વસ્તુ દર્શક અંગુલી નિર્દેશ ન્યાયે) કહેવા માંડ્યો કે

या धनु तें यह चक्र झख, करे बेध ततकाल ।
हरे सोइ जश नृपन को, मम भगनी वरमाल ॥९८॥

આ ધનુષ્ય વડે આ મચ્છના ચક્રનું જે તાત્કાળિક વિંધન કરે એ જ તમામ રાજાઓના જશને હરી લે અને મારી બહેન એને વરમાળા પહેરાવે.

कवि–कथन

कवित्त

षोडस वरष की है गति थके हंस की सी,
कटी भूखे सिंह की है बानी रिपि बीन की ।
इन्दिरा सी आभा जाकी मृदूताइ किसलै की,
शीलता भवानी की सी नैन द्युति मीन की ।
सुरभी वसंत की सी जोजन प्रमान चलै,
विद्या सरस्वती की सी आगम अधीन की ।
द्रुपद की कन्या धन्या रंग भू प्रवेश कीनो,
ऐसी नाहिं अन्या बानी भई लोक तीन की ॥९९॥

કવિ કહે છે કે દ્રુપદની કન્યા સોળ વર્ષની છે, જેની ચાલ થાકેલા હંસના જેવી (ધીરી) છે, કમર ભૂખ્યા સિંહના જેવી

(પાતળી) છે, વાણી નારદ ઋષિના વીણાયંત્ર જેવી (મીઠી) છે, જેની શોભા લક્ષ્મીના જેવી (સુંદર) છે, નવા અંકુરવાળી કુંપળના જેવી જેના શરીરની કોમળતા છે, જેનું શીલત્વ પાર્વતી જેવું છે, નેત્રની કાંતિ માછલીના જેવી છે, જેના શરીરની સુવાસ વસંત ઋતુની સુવાસ જેવી ચાર ચાર ગાઉના પ્રમાણે પ્રસરે છે, જેની વિદ્યા સરસ્વતીના જેવી છે, જેણે શાસ્ત્રો સ્વાધીન કર્યાં છે અર્થાત સર્વ શાસ્ત્રમાં પ્રવીણ છે. એવી દ્રૌપદીને ધન્ય છે કે જેણે સ્વયંવરની રંગભૂમિમાં પ્રવેશ કર્યો ત્યારે ત્રણે લોકની એવી વાણી થઈ કે આવી (દ્રૌપદી જેવી) બીજી કોઈ નથી. (આમાં ઉપમા તથા અનન્વયાલંકાર છે.)

## राजलोक परस्पर वचन

स्वयं भू कुमारो भ्रात स्वयं भू कौं अग्र करी,<br>
अनन्य स्वरूप लिये रंग भू मैं ऊतरी ।<br>
तेज विंब ही तैं सव भूप चकचौंधे भये,<br>
चली मानों मोहनी कौं मोहिवे की पूतरी ।<br>
काके औ भतीजे पिता पुत्र मासे भागिनेय,<br>
आपस में वकैं वानी भई जात तूतरी ।<br>
मेरी कन्या मेरी कन्या भये निरलाज वोलैं,<br>
सरस्वती और अर्थ कीनो अद्‌भूतरी ॥१००॥

પોતે પોતાની મેળે પ્રગટ થયેલી કુમારિકા પોતે પોતાની મેળે જ ઉત્પન્ન થયેલા ભાઈને આગળ કરીને અનન્ય સ્વરૂપ લઈને રંગભૂમિમાં ઊતરી છે. તેના તેજના બિંબવડે તમામ રાજાઓ ચકિત (દિગ્મૂઢ) બની ગયા, રંગભૂમિમાં દ્રૌપદી ચાલે છે તે જાણે મોહિનીને મોહ પમાડવાની પૂતળી હોય નહિ? તેનું સ્વરૂપ જોઈને આવેલાં રાજાઓ પૈકી કાકા તથા ભત્રીજા, પિતા તથા પુત્રો, અને મામા તથા ભાણેજો, પરસ્પર તોતળી-

વાણીથી બકયે જાય છે. તેમાં "મારી કન્યા છે," "મારી કન્યા છે," એમ એક બીજાને નિર્લજ્જ થઈને કહે છે, પરંતુ વાણીદેવીએ તેનો કોઈ આશ્ચર્યકારક જુદો જ અર્થ કર્યો, અર્થાત "મારી કન્યા" એટલે "મારી દીકરી" એવો અર્થ થયો જેથી તેઓને તે કન્યા અગ્રાહ્યરૂપ થઈ.

## कवि कथन

### दोहा

भये निरुद्यम सकल नृप, धनुष चढावन काज ।
कहां वेधवो चक्र झख, सोचत द्रुपद समाज ॥१०१॥

મચ્છવેધ કરવા માટે ધનુષ્ય ચડાવવામાં જ તમામ રાજાઓ નિષ્ફળ નીવડયા, તો પછી મચ્છવેધ શી રીતે બને ? એમ જાણી દ્રુપદ રાજાનો રાજસમાજ શોચ કરવા માંડયો.

## मच्छ बेधवे कों अर्जुन का तत्पर होना

भीमानुज ठाढो भयो, कर समेटि शिर केश ।
महा दीन द्विज वृंद सें, वाढी प्रभा बिशेष ॥१०२॥

એટલામાં અર્જુન, હાથવડે માથાના વાળ સરખા કરીને ઊભો થયો, એટલે અત્યંત ગરીબ બ્રાહ્મણ સમૂહમાં વિશેષ શોભા વધી.

## विप्रलोक परस्पर वचन

### कवित्त

धनुष पै गौन महा बली पांडुनंदन को,
मत्त गजराज पै ज्यौं कहरी लसतु है ।
दीन द्विज भेष अग्नि भसमावछन्न वेष,
देखि बाल-वृद्ध-युवा ब्राह्मण हसतु हैं ।
सुयोधन आदी बड़े सूर देश देशन के,
भूपन के तेज राधा वेध तैं नसतु हैं ।
नाना जे पटाम्बर की कमर खुलत जात,
देखो ए पटाम्बर की कमर कसतु है ॥१०३॥

મહા બળવાન અર્જુનનું ધનુષ્ય પાસે જવું તે મસ્ત હાથી ઉપર સિંહના જવા જેવું શોભે છે. રાખથી ઢંકાયેલા દેવતાની પેઠે ચીંથરેહાલ ગરીબ બ્રાહ્મણના વેષમાં અર્જુનને જોઈને, બાળક, યુવાન, તથા વૃદ્ધ બ્રાહ્મણો[1] હસે છે. દુર્યોધન વિગેરે દેશ દેશાંતરના મોટા શૂરવીર રાજાઓનું તેજ મચ્છવેધ કરવા જતાં નાશ પામ્યું ઈત્યાદિ જે વિવિધ પ્રકારનાં પટામ્બરો (રેશમી વસ્ત્ર) વડે કમર કસવા વાળા છે તેઓની કમરો પણ ખુલી ગઈ છે, અને જુઓ, આ ફટામ્બર (ફાટેલા વસ્ત્ર)ની કમર કસી રહ્યો છે!

दोहा

दासिन के जर वसन ज्यों, फटे.वसन वर नार ।
त्यों अंतर नर नृपन में, विवुध उचरि तिहि बार ॥१०४॥

તે સાંભળીને કોઈ વિદ્વાન બ્રાહ્મણે કહ્યું કે, હે બ્રાહ્મણો! તમે ગમે કહો, પણ જેમ દાસીએ જરિયાની વસ્ત્રો પહેર્યાં હોય અને શ્રેષ્ઠ સ્ત્રીએ ફાટેલાં વસ્ત્ર પહેર્યાં હોય તેમાં વિશેષે શ્રેષ્ઠ સ્ત્રી ગણાય છે તેમજ આ તમામ રાજાઓ તથા આ પુરુષમાં વિશેષે તફાવત છે.

वय तैं कुल तैं विभव तैं, विद्या तैं नहिं होत।
अति पौरुष अति वुद्धिवल, पूरव कर्म-उद्योत ॥१०५॥

અતિ પરાક્રમ અને અતિ બુદ્ધિબળ વયથી, કુળથી, વૈભવથી કે વિદ્યાથી પ્રાપ્ત થતાં નથી પરંતુ પૂર્વ કર્મના ઉદયથી પ્રાપ્ત થાય છે.

कवित्त

बोलैं तपवृद्ध वयवृद्ध विद्यावृद्ध विप्र,
ऐसे जिन कहो द्विज विन मापी रासी है ।
कही तुम विप्रन की हांसी हु करावोगे ए,
क्षत्रिन की इहां कहां नहिं भई हांसी है ।

(૧) હસવાનો ભાવાર્થ એમ છે કે આ બ્રાહ્મણ આપણી હાંસી કરાવશે.

पान कीनो सिंधु को अगस्त गिरि दाबि दीनो,
अर्बुद कौं ब्रह्मगर्त थापी कौन कासी है ।
बाल है अवस्था याकी कृश है शरीर जाको,
को जानै ? जो लक्षवेध यश को प्रकासी है ॥१०६॥

તેવામાં તપ, વય અને વિદ્યામાં વૃદ્ધ ( મોટા ) હતા તે બ્રાહ્મણોએ કહ્યું કે, હે બ્રાહ્મણો ! તમે એમ ન કહેશો કે આ બ્રાહ્મણ શું કરશે ? બ્રાહ્મણ તો બુદ્ધિ અને બળનો વિના માપનો સમૂહ છે, વળી તમે કહ્યું કે આ બ્રાહ્મણ બ્રાહ્મણોની હાંસી કરાવશે, પરંતુ ક્ષત્રિયોની અહીં તથા બીજે કયાં હાસી થઈ નથી ? વિશેષે બ્રાહ્મણોમાં તો જુઓ અગસ્ત્ય ઋષિએ સમુદ્રનું આચમન કર્યું, વિંધ્યાચળને સુવાડીને લાંબો સોટ કરી નાંખ્યો, "બ્રહ્મગર્ત" એ નામના વિશાળ ખાડામાં અર્બુદાચળને કોણે ગોઠવ્યો અને કાશીપુરી કોણે સ્થાપિત કરી ? અર્થાત બ્રાહ્મણો એ જ. માટે આ બ્રાહ્મણની ઉંમર નાની અને તેનું શરીર દુર્બળ છે, પરંતુ લક્ષ્યવેધ (મચ્છવેધ) ને વીંધવા રૂપ યશનો પ્રકાશક એ જ હશે તો એની અત્યારે કોને ખબર છે ?

## अर्जुन का अद्भुत पराक्रम—कवि कथन

कौन अस्त्र शस्त्र की बराबरी करैया यातें,
पारथ की सैया एक जायो बार पाथ ही ।
योधन धृष्टकेतू जरासंघ भूरीश्रवा,
और हू खिसाने नैंक छुये धनु हाथ ही ।
गुन कौं चढान पंच बान को संधान ऐंचि,
छोरिबो रु वेधिबो लख्यो न हलनाथ ही ।
पर्शन[1] धनु को भूमि दर्शन निशान हू को,
देव पुष्प वर्षन दिखानो एक साथ ही ॥१०७॥

(૧) અહીં અક્રમાતિશયોક્તિ અલંકાર છે.

અર્જુનની માતાએ એક વીર અર્જુનને જ ઉત્પન્ન કર્યો છે, તેથી એની સામે અસ્ત્ર શસ્ત્રની બરાબરી કરનાર બીજો કોણ છે? દુર્યોધન, ધૃષ્ટકેતુ, જરાસંધ, ભૂરિશ્રવા અને બીજા અનેક રાજાઓ તો જરા હાથે ધનુષ્ય અડતાં જ લજ્જિત થયા, પરંતુ અર્જુનનું પણચ પર પાંચ બાણો ચઢાવીને તેનું બરાબર સંધાન કરીને ધનુષ્યની પણચનું ખેંચવું, બાણોનું છોડવું અને મચ્છનું વીંધવું વિગેરે સામે બેઠેલા બળભદ્રજી પણ જોઈ શક્યા નહિ કે અર્જુને ઉપર્યુક્ત લાઘવતા ક્યારે કરી? અર્જુને મચ્છવેધ કરતાં તેણે ધનુષ્યનો સ્પર્શ કરવો અને મચ્છનું વિંધન થઈ પૃથ્વી પર પડ્યું તે દેખાવું તથા દેવતાઓએ પ્રસન્ન થઈને પુષ્પો વરસાવ્યાં એ ત્રણે વાનાં એક સાથે દેખાયાં.

नमावत धनु शीप नमा दिये भूपन के,
मुरवी चढी त्यों चढी तेजी स्व शरीर पै ।
सांधत ही इखु भयो सगपन संधान ताहि,
ऐंचत ही ऐंच्यो कन्या चित्त महा वीर पै ।
छूटे[1] मूठी छूटबो रसा को भार जान्यो गयो,
वारै मणी देववधू अर्जुन की धीर पै ।
मच्छ[2] का गिरानो मानों गजब गिरानो मचे,
एकटें भुवाल के मनोरथ की भीर पै ॥१०८॥

અર્જુને મચ્છવેધ કરવા ધનુષ્ય નમાવતાં સામે બેઠેલા તમામ રાજાઓનાં મસ્તકો નમાવી દીધાં, ધનુષ્યની પણચ ચડતાં જ તેના શરીર પર તેજી ચઢી, બાણને સાંધતાં જ તેના સગપણનું સંધાન થયું, અને ધનુષ્ય ખેંચતાં જ દ્રૌપદીએ મહા શૂરવીર અર્જુન પર પોતાનું ચિત્ત ખેંચ્યું, અને ધનુષ્યની દોરીથી અર્જુનની મૂઠી છૂટતાં જ પૃથ્વીના ભારનું છૂટું થવું જણાયું ગયું ઈત્યાદિ અર્જુનના ધૈર્ય પર પ્રસન્ન થઈને દેવતાઓની

(૧) અહીં સુધી સહોક્તિ અલંકાર છે.
(૨) અહીં વસ્તૂત્પ્રેક્ષા અલંકાર છે.

સ્ત્રીઓ અર્જુન પર મણિઓની ન્યોછાવરી (ઘોળ) કરે છે અને મચ્છ પડયો એ તો જાણે એકઠા થયેલા રાજાઓના મનોરથના સમૂહ પર ગજબ પડયો હોય નહિ ?

जरे तरे आग तापै तेल को कटाह भरो,
तापै खड्ग पैनी धार पाय रोपि रहिबो ।
ताल सात ऊंचो चक्र भ्रमै तापै मीन नैन,
ताको व्यंब तेल बीच अधोदृष्टि चहिबो ।
दुसह कोदंड को चढान पंच बान तान,
ऊरध प्रहार मुष्ट व्योम को सो गहिबो ।
बोले[1] लोक बिना वीर वासवी के कैसे बनै,
ऐसो लक्षवेध कन्या कीरति को लहिबो ॥ १०९ ॥

મચ્છવેધ કરવાનો વિધિ એવી રીતે હતો કે નીચે અગ્નિ બળે છે તે પર તેલનું ભરેલું કડાયું છે, તેના પર ખુલ્લી તરવારની તીખી ધાર પર પગ ઠરાવીને ઊભું રહેવું, સાત તાડ જેટલું ઊંચું લક્ષ્યવેધનું ચક્ર છે. તે પર ફરતા માછલાનું પ્રતિબિંબ, તેલમાં નીચાં નેત્ર કરી દૃષ્ટિ વડે તાકવું, અને દુઃખે કરીને પણ જેનો ભાર ન સહન થઈ શકે એવા ધનુષ્યની સાથે પાંચ બાણ ચડાવીને તેને ખેંચીને ઊંચો પ્રહાર કરવો એ અસાધ્ય કાર્ય મૂઠીમાં આકાશને પકડવાની પેઠે સાધ્ય કરવાનું હતું. કવિ કહે છે કે કન્યા અને કીર્તિને પ્રાપ્ત કરવાના કારણ રૂપ એવો લક્ષ્યવેધ વીર અર્જુન વિના બીજાથી શી રીતે બની શકે ? એમ સર્વ લોક બોલી ઊઠયા.

### वरमाल आरोपन

#### दोहा

मानहु भुव दधि मेखला, धरि छल रूप कुमारि ।
अर्जुन कौं वर कर लयो, गर वरमाला डारि ॥ ११० ॥

(૧) અહીં અનુમાન પ્રમાણ વડે બ્રાહ્મણના વેષમાં અર્જુન યથાર્થ રીતે ઓળખાયો. (૨) અહીં કૈતવાપન્હુતિ અન્તર્ગત વસ્તૂત્પ્રેક્ષા અલંકાર છે.

મત્સ્યવેધ થયો તે જાણે પૃથ્વીએ સમુદ્રરૂપ કટિમેખલા (કંદોરા) યુક્ત કપટ વડે દ્રૌપદીનું રૂપ ધારણ કરીને અર્જુનના ગળામાં વરમાળા આરોપીને અર્જુનને વર કરી લીધો હોય નહિ ?

द्रुपद दुल्हारी करन तैं, धारी नर वरमाल ।
राज श्रिया सुत धर्म की, सब दुष्टन को काल[1] ॥ १११ ॥

દ્રુપદ રાજાની પુત્રીએ પોતાના હાથે અર્જુનને વરમાળા આરોપી તે રાજા યુધિષ્ઠિરની તો રાજ્ય લક્ષ્મી છે અને તમામ દુષ્ટોની કાળ સ્વરૂપ છે.

## पांडवों का अपने स्थान पै आना

कहि सहदेव सु जननि तैं, लाये कछु जुत राग ।
पृथा कह्यो तुम पंच हू, भुक्तहु जुक्त विभाग ॥ ११२ ॥

અર્જુનને વરમાળા પહેરાવવા રૂપ દ્રૌપદી સ્વયંવર થઈ રહ્યા બાદ પાંડવો પોતાને સ્થાનકે આવ્યા એટલે સહદેવે કુંતાજીને કહ્યું કે હે માતા ! અમે પ્રેમ સહિત કાંઈક લાવ્યા છીએ. એ સાંભળી માતાએ કહ્યું કે તમે પાંચ ભાઈઓ વિભાગ સહિત તેને ભોગવો.

## युधिष्ठिर कथन

कह्यो युधिष्ठिर बचन सुनि, लाये नृपति कुमारि ।
एक त्रिया हम पंच पति, यह कैसो आचार ॥ ११३ ॥

કુંતાનું વચન સાંભળીને યુધિષ્ઠિરે કહ્યું કે હે માતા ! અમે તો રાજકુમારી (દ્રૌપદી) લાવ્યા છીએ, તે એક સ્ત્રી અને અમે પાંચ પતિ એ કેવો (ખોટો) આચાર કહેવાય !

गुरुजन आज्ञा आज लौं, हम नहिं त्यागी मात ।
पृथा कहै जो भविष्य है, ऐसे हि व्हैहै तात ॥ ११४ ॥

(૧) અહીં ઉલ્લેખાલંકાર છે.

વિશેષે કહ્યું કે હે માતા ! અમે આજ સુધી ગુરૂજન (માવિત્ર વિગેરે વડીલો)ની આજ્ઞા ત્યાગી નથી, એ સાંભળી કુંતાજીએ કહ્યું કે હે પુત્ર ! જે ભવિષ્યમાં હશે તે પ્રમાણે થશે.

## द्रुपद कौं शोच होना

करी द्रुपद तैं प्रगट सब, भयो नृपति कौं शोच ।
करै युधिष्ठिर अनय यों, इहधौं कैसो पोच ॥ ११५ ॥

યુધિષ્ઠિર અને કુંતાના સંવાદની હકીકત રાજદૂતોએ દ્રુપદ રાજાને જાહેર કરી તે જાણીને તેને ખેદ થયો, અને ભગવાન વેદવ્યાસ રૂબરૂ તેણે કહ્યું કે ધર્મરાજા (આવો) અન્યાય કરે, આ તે કેવું નીચું કહેવાય ?

कह्यो दिखायो व्यास ने, पूरब श्राप[1] सु रूप ।
द्रुपद शीख सुनि व्यास की, कीनो ब्याह अनूप ॥ ११६ ॥

દ્રુપદની હકીકત સાંભળીને વ્યાસજીએ દ્રૌપદીનો પૂર્વશ્રાપ કહી સંભળાવ્યો, વ્યાજીની શિખામણ સાંભળીને દ્રુપદ રાજાએ દ્રૌપદીનો અનુપમ વિવાહ કર્યો.

## पांडव जीवते हैं सो दुर्योधनादि का जानना

सुनत सुयोधन आदि नृप, पांडव जीवत मान ।
दुर्जन विष सज्जन अमृत, पान करत गये थान ॥ ११७ ॥

રાજસભામાં વ્યાસજીના મુખથી પાંડવોની હકીકત સાંભળીને તેઓ જીવે છે એમ જાણી દુર્યોધન વિગેરે રાજાઓ પૈકી દુર્જનો તેજોદ્વેષ રૂપી વિષનું પાન કરીને તથા સજ્જનો પાંડવોનું શ્રેય થવા રૂપ અમૃતપાન કરીને સર્વ પોત પોતાના સ્થાનકે ગયા.

---

(૧) દ્રૌપદી પૂર્વે બ્રાહ્મણની દીકરી હતી. બાળ વયમાં વિધવા થતાં તેણે શંકર ભગવાનની તપશ્ચર્યા કરી, તેથી શંકરે પ્રસન્ન થઈ વર માગવા કહ્યું ત્યારે તેણે "વર દ્યો" એ શબ્દ પાંચ વાર કહ્યો એટલે શંકરે કહ્યું તથાસ્તુ.

## कृष्ण और द्रुपद का दायज देना

कृष्ण द्रुपद दोनों दिये, गज हय रथ अरु दास ।
कछु दिन पांडव द्रुपदपुर, हरिजुत कियो निवास ॥ ११८ ॥

વિવાહ થઈ રહ્યા પછી દ્રુપદ રાજાએ તથા મોસાળા[1] પેટે શ્રીકૃષ્ણે દ્રૌપદીને તથા પાંડવોને દાયજામાં હાથી, ઘોડા, રથ અને દાસ દાસીઓ વિગેરે આપ્યું, પછી પાંડવોએ શ્રીકૃષ્ણ સહિત દ્રુપદ રાજાના નગરમાં કેટલાક દિવસ નિવાસ કર્યો.

## शत्रुनाश के उपाय के लिये दुर्योधन का मंत्र

### छंद पद्धरी

इइ सुनी बात धृतराष्ट्र आप, सुत पांडु जियत बढ़ते प्रताप ।
करि हर्ष घोष दुंदुभि दिवाय, इह सुनत सुयोधन निकट आय ॥ ११९ ॥
कहि हर्ष कियो क्यों शोक थान, मम शत्रु बढत सुनि अप्रमान ।
नृप कह्यो विदुर की शंक काज, शोकहि छिपाय किय हर्ष आज ॥ १२० ॥

પાંડુના પુત્રો (પાંડવો) વધતે પ્રતાપે જીવે છે એ વાત ધૃતરાષ્ટ્રે સાંભળીને પોતે નગારાં પર ડંકા દેવરાવી હર્ષનાદ જાહેર કર્યો, તે સાંભળી દુર્યોધને પિતા પાસે આવીને કહ્યું કે હે પિતા ! મારા શત્રુઓ (પાંડવો)ને અપ્રમાણ (જેનું માપ ન થઈ શકે તેવા) વધતા સાંભળી શોકને ઠેકાણે તમે હર્ષ કેમ કર્યો ? તે સાંભળી રાજા ધૃતરાષ્ટ્રે કહ્યું કે પાંડવો જીવે છે અને હું શોક કરૂં તો વિદુર મારા પર નારાજ થાય એ શંકાને લીધે મેં આજે શોકને છુપાવીને હર્ષ કર્યો છે.

किय मंत्र करन सकुनी बुलाय, अब करौ शत्रु नाशक उपाय ।
कोउ पठवें द्विज अपने अधीन, दें विष हि मारि डारे अरीन ॥ १२१ ॥
अथवा नृप द्रौपद कौं फटाय, फिर मारि गेरहू बिन सहाय ।
अथवा कछु छल व्है भीम नाश, बिन भीम सुलभ सब जुक्त त्रास ॥१२२॥

(૧) કુંતાજી શ્રી કૃષ્ણનાં ફોઈ થાય તત્સંબંધે.

પછી દુર્યોધને કર્ણ તથા શકુનિને બોલાવીને વિચાર ગોઠવ્યો કે હવે શત્રુઓને નાશ કરવાનો ઉપાય કરો, આપણે વશ હોય એવા કોઈ બ્રાહ્મણને મોકલીએ તે ઝેર દઈને શત્રુઓ (પાંડવો)ને મારી નાંખે અથવા દ્રુપદને તેઓથી ફંટાવે (જુદો પાડે) પછી તેઓ સહાય વિનાના થાય એટલે આપણે તેઓને મારી પાડીએ, અથવા કોઈ પણ કપટ વડે જો ભીમનો નાશ થાય તો પછી ભીમ વિના બીજા બધા ત્રાસયુક્ત હોય તો પણ સુલભ છે.

यों कहै सुयोधन मत अनेक, इत सुनत न मानी करन एक ।
ए किये जतन तुम नृपति आदि, बिनु सिद्ध भये ते सकल वादि ॥१२३॥
दै आज्ञा मोकहँ सैन्य कोश, बिनु सैन्य कोश अरि है निरोष ।
जो प्रबल होहि ते हतहि मोहि, मैं प्रबल विना अरि करिहु तोहि ॥१२४॥

એ પ્રમાણે દુર્યોધને અનેક વિચારો દર્શાવ્યા, પરંતુ તે સાંભળીને કર્ણે એકે વાત માની નહિ, અને કહ્યું કે હે દુર્યોધન! તમે પ્રથમ એ ઉપાયો કર્યા છે જે સિદ્ધ થયા વિના સર્વ વ્યર્થ ગયા છે, પરંતુ મને તમે લશ્કર તથા ખજાના સાથે આજ્ઞા આપો તો હું શત્રુઓ સામે લડવા જાઉં, કારણ કે શત્રુઓ અત્યારે લશ્કર તથા ખજાના વિનાના રોષરહિત અર્થાત અસત્તાવાન છે, એટલે જો તેઓ પરાક્રમવાળા થશે તો મને મારશે, અને જો હું પરાક્રમવાળો થઈશ તો તને શત્રુરહિત કરીશ.

करण कथन

दोहा

निकट विना पख बाल वय, मिटे न सुगम उपाय ।
दूर सपक्ष किशोर तन, यों कस सकहि मिटाय ॥ १२५ ॥

વળી કર્ણે કહ્યું કે હે દુર્યોધન! જે વખતે તેઓ નજીક અને નાની ઉંમરના અને કોઈની પણ સહાયતા વિનાના હતા તે વખતે તેઓ સુગમ ઉપાયથી માર્યા મરે તેમ હતા છતાં તું

તેઓને ન મારી શક્યો તો અત્યારે તો જેઓ છેટા છે, સહાયતાવાળા છે અને કિશોર (સોળ વર્ષ જેટલી વયના વિશેષ તરૂણ) શરીરવાળા છે તેઓને તું શી રીતે મારી શકીશ ?

## कवि कथन–भीष्म तथा द्रोणादि उवाच

कह्यो भीष्म अरु द्रोण कृप, नृप जीवहु जिय नीक ।
तुच्छ बुधिन के कहन तैं, नहिं विरोध यह ठीक ॥ १२६ ॥

ઉપર પ્રમાણેના વિચારો જાણવામાં આવતાં ભીષ્મ, દ્રોણાચાર્ય અને કૃપાચાર્યે ધૃતરાષ્ટ્રને કહ્યું કે હે રાજા ! તું જીવતર તો સારૂં જીવે છે ? અર્થાત આવી રીતે તારૂં જીવવું અયોગ્ય છે. કેમકે આ હલકી બુદ્ધિવાળાઓએ કહેવાથી વિરોધ કરવો તે ઠીક નથી.

इनके अनुमत तैं विदुर, जेष्ट बंधु समझाय ।
कह्यो अर्ध भू दीजिये, सब दूषण मिटि जाय ॥ १२७ ॥

ભીષ્મ તથા દ્રોણાદિના મતને અનુસરીને વિદુરે મોટા ભાઈ (ધૃતરાષ્ટ્ર) ને સમજાવીને કહ્યું કે અર્ધ રાજ્યભૂમિ પાંડવોને આપો એટલે વિરોધતા રૂપ તમામ દૂષણો ટળી જાય.

## धृतराष्ट्र का पांडवों को बुलायके अर्ध राज्य देना

### छंद पद्धरी

धृतराष्ट भूप गुरु वचन धारि, सोइ नीति जानि कुल वृद्ध सारि ।
विदुर कौं पठय तिन्ह लैन काज, दिय अर्ध भूमि सब राज साज ॥१२८॥
दिय इन्द्रप्रस्त बैठक विशाल, किय राज्य युधिष्ठिर कछुक काल ।
इक दिवस आय नारद रिषीश, इन्ह पूजा किय उन्ह दिय अशीष ॥१२९॥

રાજા ધૃતરાષ્ટ્રે ગુરૂ (ભીષ્મ, દ્રોણાદિ વડીલો)નાં વચન હૃદયમાં ધારણ કરીને, તમામ રીતે કુળની વૃદ્ધિ થાય એ નીતિ જાણીને વિદુરજીને પાંડવોને બોલાવી લાવવા મોકલ્યા, તેઓ આવ્યા એટલે તમામ પ્રકારના રાજ સાજ (છત્ર, ચામર, સૈન્ય,

કોશ) સાથે અર્ધ રાજ્યભૂમિ આપી, અને રાજ્યગાદી પર બેસવા સાટે રાજધાનીનું મોટું શહેર નામે ઇંદ્રપ્રસ્થ આપ્યું, ત્યાર બાદ યુધિષ્ઠિરે કેટલીક સમય રાજ્ય કર્યું, એક દિવસ નારદ મુનિ પાંડવો પાસે આવ્યા. તેઓની પાંડવોએ પૂજા કરી એટલે ઋષિએ એઓને આશીર્વાદ આપ્યો.

सुंदोपसुंद आख्यान शुद्ध, समजाय कह्यो बांधव विरूद्ध ।
सो भ्रात तिलोत्तम त्रिया व्याज, कट परे सुरन को भयो काज ॥१३०॥
तुम हू जुत प्रीति सु नियम लीन, इक त्रिया पंच रहियो अधीन ।
तथास्तु कह्यो मिलि पंच भ्रात, तुमक ह्यो नियम हम करहिं तात ॥१३१॥

ત્યાર પછી ઋષિએ પાંડવોને સુંદ અને ઉપસુંદના[1] આખ્યાનની ચોખવટ સમજાવીને તે બે ભાઈઓનો પરસ્પરનો વિરોધ કહ્યો કે હે પાંડવો! એ બે ભાઈ તિલોત્તમા નામની સ્ત્રીના છળથી સામસામા લડીને કપાઈ મુવા અને વગર પરિશ્રમે દેવતાઓનું કાર્ય થયું, એટલે તેવું પરિણામ ન આવવા માટે તમે પણ પ્રેમયુક્ત નિયમ લઈને પાંચે ભાઈઓ એક સ્ત્રી (દ્રૌપદી)ને વશ રહેજો, ઋષિનું વચન સાંભળીને પાંચે ભાઈઓએ તેમ કરવા કબૂલ કરીને કહ્યું કે આપે કહેલો નિયમ અમે જરૂર કરીશું.

## द्रौपदी के लिये पांडवों का नियम

### दोहा

द्रुपद सुता ढिग एक पति, हुय तहां द्वितिय न जाय ।
जाय सु द्वादश वर्ष बन, जुत ब्रह्मचर्य विहाय ॥ १३२ ॥

---

(૧) હિરણ્યકશ્યપુના વંશજ નિકુંભ દૈત્યના પુત્ર સુંદ અને ઉપસુંદ એ બેઉ ભાઈઓએ તપ કરી બ્રહ્મા પાસેથી વરદાન માગ્યું કે અમે બેઉ સામસામા લડીએ તો જ મરીએ તે સિવાય કોઈથી પણ ન મરીએ. બ્રહ્માએ તથાસ્તુ કહ્યું, ત્યાર બાદ તેઓ જગતમાં ઉત્પાત કરવા માંડયા ત્યારે દેવતાઓએ એક તિલોત્તમા નામની અપ્સરા મોકલી જેના છળથી તેઓ સામસામા લડીને કપાઈ મુવા.

નારદ ઋષિના ઉપદેશ પ્રમાણે દ્રૌપદી માટે પાંડવોએ એવો નિયમ બાંધ્યો કે દ્રૌપદી પાસે એક પતિએ રહેવાની અવધિમાં ત્યાં બીજો ન જાય અને જો જાય તો તે બ્રહ્મચર્યયુક્ત બાર વર્ષ વનમાં વ્યતીત કરે.

## अर्जुन समीप इक ब्राह्मण का पुकार

### छंद पद्धरी

कोउ दिवस गये इक विप्र आय, परिपंथि लै गये प्रबल साथ ।
अर्जुन समीप किय द्विज पुकार, तुम महा छत्रि हम निराधार ॥ १३३ ॥
मम वित्त छुड़ावहु पृथानंद, करिये सब दुष्टन को निकंद ।

પાંડવોએ ઉપર્યુક્ત નિયમ પાળતાં કેટલાક દિવસ જવા બાદ, કોઈ ધાડપાડુઓનો પ્રબલ સાથ એક બ્રાહ્મણનું ધણ (ગાય આદિ પશુઓનું ટોળું) લઈ ગયો, તે જાણીને તે બ્રાહ્મણે અર્જુન પાસે આવીને પોકાર કર્યો કે તમે મહા ક્ષત્રી છો અને અમે નિરાધાર (અબળ) છીએ, માટે હે પૃથાનંદ ! (કુંતાના પુત્ર અર્જુન) મારૂં તે હરાઈ ગયેલું ધણ પાછું વાળી આપો અને એ તમામ દુષ્ટોનો નાશ કરો.

### अर्जुन उवाच

अंतःपुर मेरे अस्त्र आहि, तहां भूप त्रियहि जुत समय नाहिं ॥ १३४ ॥
कछु जेज करहु लावहु छुडाय, भयो विप्र सुनत व्याकुलत भाय।
अर्जुन द्विज आतुर लखि अभीत, लै शस्त्र समर करि शत्रु जीत ॥१३५॥
द्विज कौं वित दै निज गृह पठाय, किय अरज युधिष्ठिर निकट आय ।
कीजिये हुकम बनवास काज, वह कियो नियम सुध करहु आज ॥१३६॥

તે સાંભળી અર્જુને કહ્યું કે હે બ્રાહ્મણ ! મારાં અસ્ત્રશસ્ત્ર અન્તઃપુરમાં છે, ત્યાં યુધિષ્ઠિર રાજા સ્ત્રી (દ્રૌપદી) સહિત છે, એટલે અત્યારે ત્યાં જવાનો સમય નથી, થોડીક વાર ઊભા રહો હું છોડાવી લાવીશ, એ સાંભળી બ્રાહ્મણ વ્યાકુળ ભાવવાળો થયો. અર્જુને બ્રાહ્મણની આતુરતા જોઈને નિર્ભયપણે શસ્ત્ર લઈને

યુદ્ધમાં શત્રુઓથી જીત કરી બ્રાહ્મણને તેનું ધણ પાછું વાળી આપી તેને ઘેર મોકલ્યો, પછી યુધિષ્ઠિર પાસે આવીને અરજ કરી કે મોટાભાઈ! આપે ઓલ્યો કરેલો નિયમ આજે યાદ લાવીને મને આપ વનવાસ જવાનો હુકમ આપો.

## युधिष्ठिर उवाच

मैं करत हुतो नित नियम तात, कछु दोष नहीं तुम अनुज भ्रात ।
तेरो विजोग मोहि असहमान, अत्र हि कछु करिये पुन्य दान ॥१३७॥

અર્જુનનાં વચન સાંભળીને યુધિષ્ઠિરે (ધર્મરાજાએ) કહ્યું કે હે ભાઈ! તું અંતઃપુરમાં આવ્યો ત્યારે હું નિત્ય નિયમ (પૂજાપાઠ) કરતો હતો, અને તું નાનો ભાઈ છે તેથી આપણા બાંધેલા નિયમમાં ભંગ થવા રૂપ તારો કાંઈ દોષ થતો નથી, વળી તારો વિયોગ મારાથી વેઠાશે નહિ માટે અહીં રહીને કાંઈ પુણ્ય દાન કર.

## कवि कथन–अर्जुन उवाच

नर करी अरज आधीन होय, छल धर्म न साधैं महत लोय ।
आचरन बड़न को लखि विरुद्ध, चहुँ बरन होय विपरीत बुद्ध ॥१३८॥

ધર્મરાજાનાં વચન સાંભળીને અર્જુને નમ્રતા યુક્ત ફરીથી અરજ કરીકે મોટા પુરૂષો કપટ વડે ધર્મ સાધ્ય ન કરે. મોટાઓનાં વિરૂદ્ધ આચરણ જોઈને ચારે વર્ણ વિપરીત બુદ્ધિવાળી થાય.

## अर्जुन का वनगमन

यहि कहि रु विजय बन गमन कीन, कोटेक स्वर्न रिपि संग लीन ।
जमुना तट संध्या करत बेर, ऊलुपी नागकन्या सुहेर ॥१३९॥
रति काज नरहि जाच्यो सु नारि, ब्रह्मचर्य कह्यो अर्जुन विचारि ।
ऊलुपी कह्यो ऐसो नकार, करि होत भ्रूणहा नर उदार ॥१४०॥
इक निशा रह्यो नर अहिनिकेतु, भो इरावान सुत तास हेतु ।

એ પ્રમાણે કહીને કોટિક સુવર્ણ અને ઋષિઓને સાથે

લઈને અર્જુને વનમાં ગમન કર્યું, પછી એક દિવસ જમુના નદીના કિનારા પર સંધ્યા કરતી વખતે અર્જુનને ઊલૂપી નામની નાગકન્યાએ જોયો અને તે ઋતુમતી હોવાથી તેણે રતિ સંયોગ માટે અર્જુનને યાચના કરી એટલે અર્જુને વિચાર કરીને કહ્યું કે મારે બ્રહ્મચર્ય વ્રત છે, ત્યારે ઊલૂપીએ કહ્યું કે હે ઉદાર અર્જુન ! તમે આમ નકાર કરીને ભ્રૂણહા (ગર્ભનું બાળક હણનાર) થશો, કેમકે મેં ઋતુસ્નાન કરેલું છે. એ સાંભળી અર્જુન એક રાત્રિ તેની પાસે નાગનિવાસમાં રહ્યો, તે કારણથી ઈરાવાન નામનો પુત્ર ઉત્પન્ન થયો.

कोउ काल प्राचि दिशि गमन कीन, तीर्थाटन दक्षण पंथ लीन ।
पथ बिकट जानि नर जुत अनंद, सब किये विसर्जन विप्रवृंद ॥१४१॥
मणिपूर नग्र कीनो प्रवेश, नर लखी तहां पुत्री नरेश ।
जाची नृप पै नृपसुता जाय, नृप कहत नरहि कारन सुनाय ॥१४२॥

કેટલોક સમય વીત્યા પછી ત્યાંથી અર્જુને પૂર્વ દિશા તરફ ગમન કર્યું, અને પછી તીર્થાટન માટે દક્ષિણ દિશાનો પંથ પકડ્યો. એ માર્ગ અતિ વિકટ જાણીને અર્જુને આનંદયુક્ત સાથે લીધેલા તમામ વિપ્રવૃંદને પાછું વાળીને અર્થાત ત્યાંથી વિદાય કરીને પોતે એકલો જ આગળ ચાલતો થયો, કેટલોક પંથ કાપ્યા પછી અર્જુને મણિપુર નામના નગરમાં પ્રવેશ કર્યો, ત્યાં અર્જુને રાજપુત્રી જોઈ એટલે તેણે રાજા પાસે જઈને તે રાજપુત્રીની યાચના કરી, તે સાંભળી અર્જુનને તે રાજા[1] પોતાની પુત્રી બાબતનું કારણ કહી સંભળાવે છે.

नृप उवाच

दोहा

शिव वर तैं मम वंश ही, एक हि संतति होय ।
मेरे इह पुत्रो भई, तुमहि समरपौं सोय ॥ १४३ ॥

(૧) તે રાજાનું નામ ચિત્રવાહન હતું.

याके जो कोउ पुत्र व्है, देहु राज मम काज ।
अर्जुन कह्यो तथास्तु तब, कियो व्याह जुत साज ॥ १४४ ॥

ચિત્રવાહને કહ્યું કે હે અર્જુન ! મહાદેવના વરદાન વડે મારા વંશમાં એક જ સંતાન થાય છે. તેમાં મારે ત્યાં આ પુત્રી થઈ છે તે તમને આપું, પણ આને જો પુત્ર ઉત્પન્ન થાય તો મારા રાજ્ય માટે તમારે મને તે આપવો. એ સાંભળી અર્જુને તેમ કરવા કહ્યું એટલે ઠાઠમાઠથી તે રાજાએ પોતાની પુત્રીનો વિવાહ અર્જુન સાથે કર્યો.

## बभ्रूवाहनोत्पत्ति

बभ्रुवाह ताको भयो, तीन वर्ष गये बीत ।
तजि सुत जुत चित्रांगदा, अर्जुन चले नचिंत ॥ १४५ ॥

તે રાજપુત્રીનો બભ્રૂવાહન નામનો પુત્ર થયો તેને તથા તેની માતા ચિત્રાંગદાને ત્યાં જ મૂકીને અર્જુન ત્રણ વર્ષ વીત્યાં ત્યાં સુધી રહીને નિશ્ચિંતપણે આગળ ચાલતો થયો.

## अर्जुन का पंचतीर्थादि में गमन

अच्छर पंच इन्द्रलोक की, रिषि श्राप कौं पाय ।
पंचतीर्थ भइ ग्राहनी, नर विचरत तहां आय ॥ १४६ ॥
करि उनको उद्धार पुनि, किय आनर्त प्रवेश ।
रैवतगिरि उत्सव तहां, मिलि जदुवंश अशेष ॥ १४७ ॥

આગળ ચાલતાં ઇન્દ્રલોકની પાંચ અપ્સરાઓ કોઈ ઋષિના શ્રાપથી પંચતીર્થમાં ગ્રાહિણીઓ થઈ હતી ત્યાં અર્જુન આવ્યો, અને એઓનો ઉદ્ધાર કરીને તે આનર્ત (ઓખામંડળ અન્તર્ગત સૌરાષ્ટ્ર) દેશમાં આવ્યો, તે વખતે ત્યાં ગિરનાર પર્વત પર ઉત્સવ હોવાથી તમામ જદુવંશીઓ એકઠા થયા હતા.

## सुभद्राहरण
### पद्धरी छंद

कृष्णादि मिले अति हेत कीन, नित होत तहां उच्छव नवीन ।
यक्क दिवस गिरि हि परिक्रमति आइ, लखि नरहि सुभद्रा अति लुभाई ॥१४८॥

परसपर देखि नर भगनि प्रीत, मुसक्याय कह्यौ हरि जगतमीत।
यों कहा लखत नर त्रिया ओर, चित कह्यो नर जु मम लियो चोर॥१४९॥

તેમાં કૃષ્ણ વિગેરે અતિ પ્રેમ કરીને અર્જુનને મળ્યા, ત્યાં હંમેશાં નવીન ઉત્સવ થાય છે. એક દિવસ સ્ત્રી મંડળ પર્વતની પ્રદક્ષિણા કરતું હતું તેમાં સુભદ્રા અર્જુનના સામું જોઈને અત્યંત લોભાઈ. પોતાની બહેનની અને અર્જુનની પરસ્પર પ્રીતિ જોઈને જગતના હિતૈષી શ્રીકૃષ્ણે હસીને કહ્યું કે હે અર્જુન! આમ સ્ત્રી તરફ શું જુએ છે? એ સાંભળી અર્જુને કહ્યું કે એણે મારૂં ચિત્ત ચોરી લીધું છે.

श्रीकृष्ण कह्यो मम भगनि सोय, करि जाहु हरण जो प्रीति होय।
बलभद्र सहोदर जुत विधान, दुर्योधन कौं किय चहत दान॥१५०॥
अपनो रथ दारुक जुत उदार, दिय कृष्ण कियो नर हरन नार।
सुनि कोपे जदुकुल सकल सूर, तनु कसे कवच रन वजे तूर॥१५१॥
इह सुनत वोलि हलधर अहेत, करिहौं नर कौरव भू निकेत।

અર્જુનનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે હે અર્જુન! એ મારી બહેન છે, એના પર તારી પ્રીતિ હોય તો તું એનું હરણ કરી જા, કેમકે મારો મોટોભાઈ બળભદ્ર વિધાન યુક્ત એનું દાન દુર્યોધનને કરવા ઇચ્છે છે. એ પ્રમાણે અર્જુનને કહીને ઉદાર એવા શ્રીકૃષ્ણે દારૂક નામના સારથિ સહિત પોતાનો રથ આપ્યો એટલે અર્જુને સુભદ્રાનું હરણ કર્યું. એ સાંભળીને યદુકુળના તમામ શૂરવીરો કોપ્યા, અને શરીર પર બખ્તર કસ્યાં, તથા રણશિંગાં વાગવા માંડયાં, એ સાંભળીને બળભદ્ર ક્રોધ યુક્ત બોલ્યા કે હું અર્જુનાદિ કુરૂવંશીઓને પૃથ્વીગત (જમીન દોસ્ત) કરીશ.

श्रीकृष्णोवाच

दोहा

छत्रिन की कन्या अपन, लई हरन कर लार।
अर्जुन लै गयो आपनी, यामें कहा विचार॥१५२॥

विगर जुद्ध जदुवंश के, हरन भयो जश रीत ।
जुध तैं लै जैहै अजश, है अर्जुन जग जीत ॥ १५३ ॥

બળભદ્રજીને શાંત કરવા માટે શ્રીકૃષ્ણ કહે છે, હે ભાઈ! આપણે ક્ષત્રિયોની કન્યાઓનાં હરણ કરી લાવ્યા છીએ તો પછી અર્જુન આપણી કન્યા લઈ ગયો એમાં શો વિચાર ?

યુદ્ધ વિના હરણ થયું તેમાં તો યદુવંશીઓનો યશ રહ્યો છે અને અર્જુન વિશ્વવિજયી છે તેથી યુદ્ધ કરીને લઈ જશે તો આપણો અપયશ થશે અર્થાત જે થયું છે તે યથાર્થ થયું છે એમ કહીને શ્રીકૃષ્ણે બળભદ્રજીને શાંત કર્યા.

## यदुवंशियों का दायज देने कों जाना

### छंद पद्धरी

अब तो दत कारन दासि दास, हय गज रथ लै चलिये हुलास ।
बलभद्र कह्यो तुम चहत सोय, करिये विचार क्यौं बिलम होय ॥१५४॥
सब चले साज चतुरंग सेन, दायजो सुभद्रा काज देन ।
आभरन बसन हय गज अनेक, कुरु–जदुन परस्पर दिये केक ॥१५५॥
प्रति रहे केउक दिन इन्द्रप्रस्थ, शीख लै चले जदुवंश स्वस्थ ।

વિશેષે શ્રીકૃષ્ણે કહ્યું કે હવે તો સુભદ્રાજીને દાયજો આપવા માટે હાથી, ઘોડા, રથ, દાસ દાસીઓ વિગેરે લઈને હર્ષયુક્ત ચાલો, એ સાંભળી બળભદ્રજીએ કહ્યું કે હે ભાઈ! તમે એ જ ઈચ્છો છો, તો પછી વિચાર કેમ કરો છો ? કારણ કે વિલંબ થાય છે, એમ કહીને તમામ યદુવંશીઓ ચતુરંગિણી (હાથી, ઘોડા, રથ અને પ્યાદા) સેનાનો સાજ સજીને સુભદ્રાને દાયજો આપવા માટે ચાલ્યા, અને ઈન્દ્રપ્રસ્થમાં પહોંચ્યા. ત્યાં તેઓનું સંપૂર્ણ સ્વાગત થયા બાદ, હાથી ઘોડા ઘરેણાંગાંઠાં વસ્ત્ર વિગેરે જદુવંશી તથા કુરૂવંશીઓએ પરસ્પર બહુ જ સારી રીતે આપ્યાં–લીધાં, પછી કેટલાક દિવસ યદુવંશીઓ ઈન્દ્રપ્રસ્થમાં રહ્યા, ત્યાર બાદ તેઓ રજા લઈને પોતાના સ્થાનકે ચાલ્યા.

## खांडव बन दहन वर्णन

श्रीकृष्ण रहि अर्जुनहि संग, इक दिवस ग्रीष्म ऋतु धरि उमंग ॥१५६॥
खांडव ढिग जमना जल विहार, तिन काज भये नर हरि तयार ।
लै सीख युधिष्ठिर उभै वीर, तरुनीन जुक्त रवि सुता तीर ॥१५७॥
जुत खानपान नाटक विधान, कोउ काल रहे क्रीडा समान ।
विहु बैठे पुनि एकांत बीर, तिहि समय अग्नि धरि द्विज शरीर ॥१५८॥
कहि बचन खांडु बन दग्ध काज, मम भयो अजीरन मिटहि आज ।

શ્રીકૃષ્ણ અર્જુનની સાથે જ રહ્યા, એક દિવસ ગ્રીષ્મ ઋતુમાં ઉમંગ ધારણ કરીને ખાંડવ વનની પાસે જમના નદીના જળમાં વિહાર કરવા માટે અર્જુન તથા શ્રીકૃષ્ણ તૈયાર થયા, અને તે બંને વીરો ધર્મરાજાની રજા લઈને સ્ત્રીઓ સાથે જમના નદીને કાંઠે ખાનપાન અને નાટકના વિધાન સાથે કેટલોક સમય ક્રીડા કરવા જેટલું રહ્યા; પછી બેઉ વીરો એકાંતમાં બેઠા હતા ત્યારે અગ્નિદેવ બ્રાહ્મણનું શરીર ધારણ કરી ત્યાં આવ્યા, અને "મને અજીર્ણ થયું છે તે આજે મટશે" એમ કહીને ખાંડવ વન બાળવા માટે કહ્યું.

कहि अर्जुन हरि जुत प्रणित कीन, यह बन सुरेंद्र रक्षा अधीन ॥१५९॥
ऐसे हु ह्वै वाहन अस्त्र मीत, तव तृप्त करैं सुर–असुर जीत ।
लै दयो ब्रह्मरथ अग्नि पाथ, गांडीव धनुष द्वै अखय भाथ ॥१६०॥
कृष्ण कौं सुदर्शन दयो तत्र, जारिबे खांडुवन लग्यो जत्र ।
सुनि इन्द्र खांडु रक्षक पुकार, त्रिभुवनाधीश किय जुध तयार ॥१६१॥

અગ્નિદેવનાં વચન સાંભળી અર્જુને શ્રીકૃષ્ણ સહિત વિનયથી કહ્યું કે હે અગ્નિદેવ! આ વન ઇંદ્રની રક્ષા તળે છે, માટે એવાં વાહન તથા અસ્ત્ર-શસ્ત્ર હોય તો હું સુર તથા અસુરોને જીતીને તમને તૃપ્ત કરૂં, અર્જુનનાં વચન સાંભળી અગ્નિદેવે બ્રહ્મા પાસેથી રથ, વરૂણદેવ પાસેથી ગાંડીવ નામનું ધનુષ્ય અને અક્ષય તથા શત્રુજીત એ નામનાં બે ભાથાં અર્જુનને

લાવી આપ્યાં, ત્યાં શ્રીકૃષ્ણે સુદર્શન ચક્ર આપ્યું. અગ્નિએ આપેલાં વાહન તથા શસ્ત્ર લઈને અર્જુન જ્યાં ખાંડવવનને બાળવા માંડયો કે ખાંડવવનના રક્ષકોનો પોકાર સાંભળી ઈન્દ્રે ત્રિભુવનાધીશ (શ્રીકૃષ્ણ) સાથે જુદ્ધની તૈયારી કરી.

### इन्द्र और अर्जुन का युद्ध

इक और इन्द्र अहि दनु अपार, इक और पृथानंदन उदार ।
कछु काल भयो संग्राम क्रुध, बढि पर्यो पिता पुत्र हु विरुद्ध ॥१६२॥
दिय आज्ञा घन कौं देव देव, इत रच्यो सरा पंजर अजेव ।
द्वादश घन अहुटे हीन दर्प, मय दैत्य बच्यो पुनि एक सर्प ॥१६३॥
खग चार रिषापुत्रन विहीन, वन भौ दैत्यन जुत भस्म लीन ।
नहिं भयो मेघ जुत बन बचाव, गो इन्द्र स्वर्ग शांतिक सुभाव ॥१६४॥

એક બાજુ નાગ તથા અપાર દૈત્યો અને ઈન્દ્ર તથા એક બાજુ ઉદાર એવો અર્જુન, કેટલોક સમય એઓનું ભયંકર યુદ્ધ થયું, તેમાં પિતા પુત્રનો વિરોધ વધી પડયો, પછી ઈન્દ્રે મેઘરાજાને આજ્ઞા આપી એટલે અહીં અર્જુને બાણનું એક મોટું પાંજરૂં રચ્યું કે જે કોઈથી ન જીતી શકાય, બારે મેઘ ઊપડી આવ્યા તે ગર્વહીન થયા અર્થાત તેઓથી કાંઈ ફતેહ ન થઈ, અને ખાંડવવન સર્પો તથા દૈત્યો સહિત બળીને ભસ્મ થયું, તેમાંથી મય નામનો દાનવ, એક તક્ષક નાગનો પુત્ર અશ્વસેન અને સંદયાલ ઋષિના સાર્ઙ્ગક પક્ષી રૂપ ચાર પુત્ર, એટલાં જ બચવા પામ્યાં, ઈન્દ્રથી બાર મેઘો સહિત વનનો બચાવ ન થયો તેથી તે શાંત સ્વભાવે સ્વર્ગમાં ગયો.

### अर्जुन को मयदानव से सभा आदि की प्राप्ति

मारते चक्र मय कौं मुरार, शरणागत अर्जुन लिय उबार ।
तिन दई सभा विपरीत तत्र, जल थल हि भ्रांत अध उर्ध्व जत्र ॥१६५॥
इक गदा भीम कारन अनूप, शँख देवदत्त सुंदर स्वरूप ।
इतने पदार्थ लै गेह आय, सब कहे युधिष्ठिर कौं सुनाय ॥१६६॥
कोउ दिवस रहे हरि नृपति भौन, किय मागि शीख निज पुरी गौन ।

શ્રીકૃષ્ણ મય દાનવને સુદર્શન ચક્ર મારતા હતા તેવામાં તે અર્જુનને શરણે ગયો તેથી તેને બચાવી લીધો, તેણે અર્જુનને ત્યાં એક વિપરીત સભા બનાવી આપવા માટે કહ્યું તે એવી રીતે કે જળને ઠેકાણે સ્થળની ભ્રાંતિ થાય અને સ્થળને ઠેકાણે જળની ભ્રાંતિ થાય તેમજ નીચાને ઠેકાણે ઊંચાની ભ્રાંતિ થાય અને ઊંચાને ઠેકાણે નીચાની ભ્રાંતિ થાય. અને ભીમસેન માટે એક અનુપમ ગદા આપી, તથા એક દેવદત્ત નામનો સુંદર સ્વરૂપવાળો શંખ અર્જુનને આપ્યો, એટલા પદાર્થો લઈ અર્જુન તથા શ્રીકૃષ્ણ ઘેર આવ્યા, અને તમામ હકીકત ધર્મ રાજાને કહી સંભળાવી. પછી કેટલાક દિવસ શ્રીકૃષ્ણ ધર્મરાજાને ત્યાં રહ્યા અને રજા માગીને પોતાની (દ્વારિકા) પુરી ગયા.

## द्रौपदी और सुभद्रा को पुत्रों की प्राप्ति

पांच हू पतिन तैं पांच पूत, द्रौपदी प्रगट कीने अमूत ॥१६७॥
प्रतिविंध युधिष्ठिर सों प्रधान, श्रुतिसोम भीमसेनहि समान ।
श्रुतिकीर्ति दुतिय अर्जुन स्वरूप, नाकुली सतानीक सु अनूप ॥१६८॥
श्रुतिकर्मा सहदेवहि समान, अनुक्रम हि भये वल अप्रमान ।
सुभद्रानंद अभिमन्यु सूर, कुरुवंश वीज विधु अंश कूर ॥१६९॥

દ્રૌપદીએ પોતાના પાંચ પતિઓથી અપૂર્વ એવા પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા, તેનાં સૌથી મોટો પ્રતિબિંધ યુધિષ્ઠિરથી, ભીમસેન જેવો શ્રુતિસોમ ભીમસેનથી, અર્જુનનું બીજું સ્વરૂપ શ્રુતિકીર્તિ અર્જુનથી, અનુપમ શતાનીક નકુળથી, અને સહદેવ સમાન શ્રુતિકર્મા સહદેવથી. એ પ્રમાણે અનુક્રમે અપાર બળવાળા પુત્રો થયા, શૂરવીર અભિમન્યુ સુભદ્રાનો પુત્ર અર્જુનથી ઉત્પન્ન થયો કે જે કુરૂવંશની વૃદ્ધિના કારણ રૂપ તથા ચંદ્રનો અંશ છતાં અતિ તીવ્ર હતો.

## इति चतुर्थ मयूख ।

# पंचम मयूख

## सभापर्व

### वैशंपायन उवाच

#### दोहा

मयदानव नृप धर्म की, नीके आयस पाय ।
सभा चतुर्दश मास में, रचिकै दई बताय ॥ १ ॥
ता रक्षक अँतरिक्षचर, राक्षस अष्ट हजार ।
दस हजार कर मध्य तैं, चारौं तरफ प्रचार ॥ २ ॥

વૈશંપાયન ઋષિ કહે છે. કે હે જન્મેજય રાજા, સાંભળો! મયદાનવે રાજા ધર્મની સારી રીતે આજ્ઞા પામીને ચૌદ મહિનામાં સભા રચીને બતાવી, તેના રક્ષકો અંતરિક્ષ (આકાશ)માં ગતિ કરવાવાળા આઠ હજાર રાક્ષસો હતા, અને તે સભાનો ચારે તરફ દસ હજાર હાથ (લાંબો પહોળો ચોરસ) વિસ્તાર હતો.

### सभारचना

#### पद्धरी छंद

नानात्व जलाशय विटप तत्र, चहुँ खान जीव साक्षात चित्र ।
अन्नेक रत्न दीरघ निवास, आभा सु मेघ चुंबत अकाश ॥ ३ ॥
रत्न के कंज अन्नेक रंग, एक तैं एक ध्वज द्रुम उतंग ।
जल होय तहां थल सो जनात, द्वार की ठौर भीत हि लखात ॥ ४ ॥
जवनिका गोख आदिक बितान, अज्ञात परत विपरीत जान ।

તે મયદાનવકૃત સભામાં વિવિધ પ્રકારનાં જળાશય (વાવ, કૂવા, સરોવરાદિ) તથા વૃક્ષોની રચના, અને ચતુષ્ખાણીનાં પ્રાણીઓનાં મૂર્તિમાન ચિત્રો, તથા જુદા જુદા વિશાળ ખંડોમાં અનેક રત્નો પ્રકાશી રહ્યાં હતાં, તે સ્થળોની શોભા ગગન ચુંબિત વરસાદવત્ હતી, રંગ બેરંગી અનેક પ્રકારનાં રત્નોનાં કમળો કોરેલાં હતાં, અને એક એકથી ચઢિયાતાં ધ્વજાપટ તથા વૃક્ષો પણ હતાં, જ્યાં પાણી હોય ત્યાં પૃથ્વી જેવું માલુમ પડે,

અને જ્યાં પૃથ્વી હોય ત્યાં પાણી જેવું માલુમ પડે તથા બારણું હોય ત્યાં ભીંત જેવું જણાય અને ભીંત હોય ત્યાં બારણા જેવું જણાય, વળી જાળિયાં ઝરોખાંવાળા ગોખ વિગેરે માંડવાઓની રચના અજાણ્યાને તો બધી અવળી જ માલુમ પડે તેમ હતી.

## राजसू यज्ञ के लिये पांडु राजाका संदेश

इक दिवस आय नारद अचिंत, अवलोकि सभा हित जुत अनंत ॥५॥
तित कह्यो पांडु संदेश ताहि, उत इन्द्रसभा बिच सुखी आहि ।
राजसू करन तुहि कह्यौ पुत्र, तिहि सभा विजोग न होहि तत्र ॥६॥
नृप धर्म तथास्तू कह्यौ ताहि, चहुँ दिशा विजय बिच हृदय चाहि ।

એક દિવસ નારદ મુનિ અણચિંતવ્યા સભામાં આવ્યા અને અત્યંત પ્રેમ સહિત સભાનું અવલોકન કર્યું, પછી ત્યાં પાંડુ રાજાનો સંદેશો કહ્યો કે તેઓ ઇન્દ્રસભામાં સુખી છે, અને તેમને ત્યાં સભાનો વિયોગ ન થાય તે માટે તમને રાજસૂય યજ્ઞ કરવાનું કહ્યું છે. તે સાંભળી રાજા ધર્મે તથાસ્તુ કહ્યું, અને ચારે દિશાઓમાં વિજય પ્રાપ્ત કરવાની હૃદયમાં ઇચ્છા કરી.

## पांडवों का दिग्विजय

चहुँ भ्रात पाय आयस नरेश, दिशि जीति चार नृप देश देश ॥७॥
प्राची सु भीम अर्जुन उदीचि, प्रतिची नकूल सहदेव ईचि ।
कर द्रव्य नृपन तैं ग्रहन कीन, सब इन्द्रप्रस्थ पठवाय दीन ॥८॥
जिन दयो दंड नहिं कियो जुद्ध, सो पाय पराजय भये सुद्ध ।
यों किये विजय चहुँ भ्रात आय, लीने सु युधिष्ठिर उर लगाय ॥९॥
कृष्ण कौं निमंत्रण तिही काल, कीनो सु आय कुलजुत कृपाल ।

પછી ચારે ભાઈ રાજા ધર્મની આજ્ઞા પામીને ચારે દિશાઓના દેશ દેશોના રાજાઓને જીતવા માટે ચાલ્યા. તેમાં પૂર્વ દિશામાં ભીમસેન ગયો, ઉત્તર દિશામાં અર્જુન ગયો, પશ્ચિમ દિશામાં નકુળ ગયો, અને અવાચી અર્થાત દક્ષિણ દિશામાં સહદેવ ગયો. રાજાઓ પાસેથી ખંડણીના વેરાનું ધન પ્રાપ્ત

કરીને બધું ઈન્દ્રપ્રસ્થમાં મોકલાવી દીધું, જેઓએ દંડ ન આપ્યો અને યુદ્ધ કર્યું તેઓ પરાજય પામીને (હારીને) સીધા થયા. એ પ્રમાણે ચારે ભાઈઓ દિગ્વિજય કરીને ઈન્દ્રપ્રસ્થમાં આવ્યા એટલે રાજા ધર્મે તેઓને હૃદય સાથે લગાવ્યા, અને એ જ વખતે શ્રીકૃષ્ણને નિમંત્રણ કર્યું એટલે તેઓ કૃપાળુ કુટુંબસહિત ઈન્દ્રપ્રસ્થમાં પધાર્યા.

## श्रीकृष्ण से राजा धर्म का कथन

### दोहा

कह्यौ युधिष्ठिर कृष्ण तैं, सब नृप जीते सूर ।
जरासंध गिरिव्रजपति, रह्यौ अजय वह क्रूर ॥ १० ॥
दोय अयुत अरु आठ सत, नृप तित कारागेह ।
भोगत ते छूटे वगर, मख न सिद्ध मम येह ॥ ११ ॥

પછી યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને કહ્યું કે તમામ શૂરવીર રાજાઓને જીત્યા છે, પરંતુ ગિરિવ્રજનો[1] ક્રૂર રાજા જરાસંધ એકલો અજેય છે. અને એના રાજ્યમાં વીશ હજાર ને આઠ સો રાજાઓ બંદીખાનાનું દુઃખ ભોગવે છે[2] તે છૂટા થયા વિના મારો આ યજ્ઞ સિદ્ધ ન થાય.

## श्री कृष्णादि का जरासंध पै जाना

### पद्धरी छंद

नर कृष्ण भीम युत गमन कीन, लै विप्र रूप जुध जाचि लीन ।
नृप जुर्यो भीम तैं द्वंद युद्ध, क्रीडत दिन अष्टाविंश क्रुद्ध ॥१२॥

રાજા ધર્મનાં વચન સાંભળીને શ્રીકૃષ્ણ તથા અર્જુન

---

(૧) જરાસંધ ગિરિવ્રજ (પુર)માં રહેતો હતો (શ્રીમદ્ ભાગવત, દશમ સ્કંધ, અ૦ ૭૨ ).

(૨) જરાસંધે છ્યાસી દેશના રાજાઓને કેદ કર્યા હતા ( મહાભારત આદિપર્વ અ૦ ). છયાસી રાજાઓને કેદ કર્યા હતા એ હકીકત મ. ભા. સભાપર્વ અ૦ ૧૫માં છે.

ભીમને સાથે લઇ જરાસંધ પાસે ગયા, અને બ્રાહ્મણનું સ્વરૂપ લઇ યુદ્ધની યાચના કરી, એટલે જરાસંધે[1] ભીમ સાથે દ્વંદ્વ (સામ સામું) યુદ્ધ શરૂ કર્યું. તે યુદ્ધની રમત અતિ વિકટ હોઇ અઠ્ઠાવીશ દિવસ સુધી ચાલી.[2]

### भीम से जरासंध का मारा जाना

बीते सु मगधपति मर्यो वीर, तहँ लँघे नृपत्ति दुख सिंधु तीर ।
सहदेव मगध सुत राज पाय, श्रीकृष्ण भक्त अपने सुभाय ॥ १३ ॥

યુદ્ધ કરતાં અઠ્ઠાવીશ દિવસ વીત્યા એટલે ભીમને હાથે વીર જરાસંધ મરણ પામ્યો, ત્યારે પૂર્વે કેદમાં પડેલા રાજાઓ દુઃખરૂપી સમુદ્રનો કાંઠો ઓળંગી ગયા, પછી શ્રીકૃષ્ણનો ભક્ત જરાસંધનો પુત્ર સહદેવ પોતાના સદ્ભાવ વડે મગધદેશનું રાજ્ય પામ્યો.

### श्रीकृष्णादि का इन्द्रप्रस्थ में आना

दै नृपन शीख अप आप भौन, किय इन्द्रप्रस्थ कृष्णादि गौन ।

પછી તે મુક્ત થયેલા તમામ રાજાઓને પોત પોતાના સ્થાનકે જવાની રજા આપીને શ્રીકૃષ્ણ અર્જુન તથા ભીમને સાથે લઈને ઇંદ્રપ્રસ્થમાં આવ્યા.

### राजसू यज्ञ में सब राजाओं का आना

सब भई क्रतू संभार सिद्ध, सब देशपति आये सनिद्ध ॥ १४ ॥
कुरुबंशि सुयोधन आदि सूर, कोउ और हु शिशुपालादि क्रूर ।

એટલામાં યજ્ઞની તમામ સાધન સામગ્રી તૈયાર થઈ ગઈ, અને કુરૂવંશી દુર્યોધન વિગેરે શૂરવીરો તથા બીજા કોઈ

(૧) શ્રીકૃષ્ણ જરાસંધથી લડતાં ભાગ્યા હતા અને અર્જુન સમોવડ યોદ્ધો ન હોવાથી તેઓની માગણીનો અસ્વીકાર કરી, ભીમને સમોવડ યોદ્ધો જાણીને જરાસંધે ભીમ સાથે લડવું શરૂ કર્યું. (જુઓ શ્રી૦ ભા૦ સ્કંધ ૧૦ અ૦ ૭૨)

(૨) કાર્તિક સુદિ ૧ થી કાર્તિક વદિ ૧૩ સુધી ૨૮ દિવસ સુધી ભીમ તથા જરાસંધનું દ્વંદ્વ યુદ્ધ ચાલ્યું હતું.

શિશુપાળ વિગેરે ક્રૂર મળી તમામ રાજાઓ યજ્ઞ તૈયારીની નજીકમાં આવી પહોંચ્યા.

### यज्ञ की भिन्न भिन्न अधिकार प्राप्ति

छप्पय

भीम अन्न अधिकार, सुहृद सेवा नर धारिय ।
दुर्योधन भंडार, दान अधिकार करन दिय ॥
नकुल सौंज सहदेव, अखिल भूपन आराधन ।
कृष्ण चरन द्विज शौच, लियो अधिकार महत गन ॥
नृप त्रिया सुश्रूषा द्रुपदजा, करत जग्य बिच अनुक्रमहि ।
युयुधान आदि भूरीश्रवा, जथा योग्य अधिकार लहि ॥ १५ ॥

યજ્ઞારંભમાં ભીમસેને અન્ન રાંધવાના રસોડાનો અધિકાર લીધો, મિત્ર રાજાઓની સેવા કરવાનો અધિકાર અર્જુને લીધો, દુર્યોધનને ધન ધાન્યાદિ કોષાધ્યક્ષનો અધિકાર આપ્યો, દાનાધ્યક્ષનો અધિકાર કર્ણને આપ્યો, રાજાઓની સેવા કરવાનો અધિકાર નકુળે લીધો, તમામ રાજાઓનું આરાધન (ચિંતન) કરવાનો અધિકાર સહદેવે લીધો. બ્રાહ્મણોના ચરણ ધોવાનું કાર્ય શ્રેષ્ઠ ગણીને એ અધિકાર શ્રીકૃષ્ણે લીધો, રાણીઓની સેવા કરવાનો અધિકાર દ્રૌપદીએ લીધો, તથા યુયુધાન અને ભૂરિશ્રવા વિગેરેએ યથાયોગ્ય અધિકાર પામીને યજ્ઞમાં અનુક્રમે કાર્યો કરવા માંડયાં.

### राज्य परिषद

दोहा

भयो सँपूरन जज्ञ तब, अवभृत कियो सनान ।
जथा योग्य सब नृपति पुनि, परिषद बैठे आन ॥ १६ ॥

યજ્ઞ સમ્પૂર્ણ થયો ત્યારે અવભૃથ સ્નાન કાર્ય પછી તમામ રાજાઓ સભામાં આવીને યથા યોગ્ય આસને બેઠા.

## श्रीकृष्ण का आद्य पूजन जानके शिशुपाल का कुपित होना

प्रथम हि पूजा कौन की, कीजैं करत विचार ।
पूजहु मिलि सहदेव कहि, यह श्रीकृष्ण उदार ॥ १७ ॥

करत हि पूजा कृष्ण की, कोप्यो नृप शिशुपाल ।
सब नृप रिषि कौं छांडिकै, पूजत प्रथम गुवाल ॥ १८ ॥

રાજસભામાં[1] પાંડવો વિચારવા લાગ્યા કે પ્રથમ પૂજન કોનું કરવું ? પાંડવોનો વિચાર જાણીને મહા પ્રતાપી સહદેવે કહ્યું કે આપણે બધા મળી ઉદાર એવા શ્રીકૃષ્ણનું પૂજન કરો. શ્રીકૃષ્ણની પૂજાનો આરંભ થતો જોઈને રાજા શિશુપાળ ક્રોધાયમાન થઈને કહેવા માંડ્યો કે આ તમામ રાજાઓ અને ઋષિઓને મૂકીને શું પ્રથમ ગોવાળિયાનું પૂજન કરો છે ?

---

(૧) વૈશંપાયનઋષિ જનમેજય રાજાને કહે છે કે, થોડી વાર પછી હે ભરતવંશી રાજા ! ભીષ્મ પિતામહે ધર્મરાજાને કહ્યું છે કે, હે ભાઈ યુધિષ્ઠિર ! હવે આ આગંતુક રાજાઓની ઘટતી પૂજા કરો. એ યુધિષ્ઠિર ! શાસ્ત્રમાં આચાર્ય (ગુરૂ) ઋત્વિજ (યજ્ઞમાં વરણ થયેલા યાજક) સંબંધી (સગાઓ) સ્નાતક (કર્મકાંડી ગૃહસ્થ બ્રાહ્મણો) મિત્ર અને રાજા આ છ પુરૂષોને અર્ઘ્ય આપવા યોગ્ય કહેલા છે.

યુધિષ્ઠિર બોલ્યા, હે કુરૂનંદન ! તમે કયા રાજાને પ્રથમ અર્ઘ્ય આપવા યોગ્ય શ્રેષ્ઠ ગણો છો તે હે પિતામહ ! મને કહો.

ભીષ્મ પિતામહ બોલ્યા, શ્રીકૃષ્ણ પૃથિવી પર મુખ્ય પૂજ્ય મનાય છે તેજસ્વી વસ્તુઓમાં જેમ સૂર્ય તપતા થકા પ્રકાશે છે તેમજ શ્રીકૃષ્ણ પણ તેજ, બળ તથા પરાક્રમ વડે સર્વ ક્ષત્રિયમંડળમાં વધારે તેજસ્વી જણાય છે અને તેમણે આ સભાસ્થાનને પ્રકાશિત તથા પ્રસન્ન કર્યું હોઈ, શ્રીકૃષ્ણનું પ્રથમ પૂજન કરો.

તે સાંભળીને પ્રતાપી સહદેવે, વૃષ્ણિ વંશોત્પન્ન શ્રીકૃષ્ણને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ઉત્તમ અર્ઘ્ય આપ્યો. શ્રીકૃષ્ણે શાસ્ત્રોક્ત કર્મ પ્રમાણે તે અર્ઘ્યને ગ્રહણ કર્યો, પરંતુ શ્રીકૃષ્ણની તે પ્રથમ પૂજા શિશુપાળ સહન કરી શક્યો નહિ. (મ૦ ભા૦ સભાપર્વ અ૦ ૩૬)

### दुर्वाद से शिशुपाल का वध होना

कहे एक सत कटु वचन, प्रेर्यो चक्र मुरारि ।
छेद्यो शिर ता दुष्ट को, जय जय सुरन उचारि ॥ १९ ॥

એમ કહી શિશુપાળે શ્રીકૃષ્ણને[1] એક સો કડવાં વચન કહ્યાં તેથી શ્રીકૃષ્ણે સુદર્શનને પ્રેરણા કરી તે દુષ્ટનું માથું કાપ્યું એટલે દેવતાઓએ જયજયનો ઉચ્ચાર કર્યો.

### द्वितीय परिषद

#### पद्धरी छंद

करी पूजा सबकौं विदा कीन, उत रहे जिते संबँध अधीन ।
मय सभा दुतिय दिन भूप आय, रहि भ्रातन जुत परिषद रचाय ॥२०॥

ત્યાર પછી પાંડવોએ તમામ રાજાઓની પૂજા કરી તેઓને વિદાય કર્યા, અને જેઓ સંબંધને આધીન હતા તેઓ ત્યાં જ રહ્યા, પછી બીજે દિવસે મય દાનવકૃત સભામાં રાજા યુધિષ્ઠિરે આવીને રહેલા સંબંધીઓ તથા ભાઈઓ સહિત સભા કરી.

### दुर्योधन का गर्वयुक्त सभा में आना

वह समय सुयोधन सभाथान, आयो सभ्रात मद अप्रमान ।
जल जानि बसन संकुरित कीन, थल जान अभय छटकाय दीन ॥२१॥

તે સમયે અપાર મદવાળો દુર્યોધન પોતાના તમામ ભાઈઓ સહિત સભાસ્થાન પર આવ્યો. ત્યાં જળ છે એમ જાણીને તેણે કપડાં સંકોર્યાં, અને ત્યાર પછી આગળ ચાલતાં જમીન છે એમ જાણીને નિર્ભયતાથી કપડાં છૂટાં મૂક્યાં.

जल भीज गयो लज्जित अपार, हँसि परी सभा पुनि सकल नार ।
निज वस्त्र युधिष्ठिर ताहि काज, पठये सु देखि कोप्यो अपार ॥२२॥
पुनि द्वार जानि प्रविसत नचिंत, भाल तैं भई भट भेर भींत ॥

(૧) શિશુપાળ શ્રીકૃષ્ણનો ફોઈનો દીકરો ભાઈ હતો. તેનું શ્રીકૃષ્ણને હાથે મૃત્યુ થવાનું જાણીને ફોઈએ કહ્યું કે, તું શિશુપાળને મારીશ નહિ. ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે હું તેના એક સો ગુન્હા સહન કરીશ ત્યાર બાદ તેને મારીશ. (મ૦ ભા૦ સભાપર્વ અ૦ ૪૩)

એટલે પાણીથી કપડાં પલળી ગયાં, તેથી તે શરમિંદો થઈ ગયો. તે વખતે તમામ સભાસદો હસી પડયા, પછી યુધિષ્ઠિરે તેના માટે પોતાના પહેરવાનાં કપડાં મોકલાવ્યાં, તે જોઈને તે અપાર કોપાયમાન થયો. પછી આગળ ચાલતાં દ્વાર જાણીને તેણે નિશ્ચિંતપણે તેમાં પેસવાનું કર્યું, ત્યાં તે વીરના કપાળમાં ભીંતની ભેટ થઈ, અર્થાત ટક્કર લાગી.

## नकुल उवाच

### दोहा

जहाँ वज्रमणि हंस हैं, नील मनिन के मोर ।
गरुतमान मणिमय लता, इह प्रवेश की ठौर ॥ २३ ॥

દુર્યોધન ભીંત સાથે ભટકાયો તે જોઇને નકુળે કહ્યું કે, હે ભાઈ! જ્યાં વજ્રમણિ (હીરા)ના હંસો કોતરેલા છે અને શ્યામ મણિઓના મયૂર કોતરેલા છે. અને હરિત મણિમય વેલીઓ કોતરેલી છે એ પ્રવેશ દ્વાર છે.

## दुर्योधन का कुपित होके पीछा लौटना

इह सुनि पुनि कोप्यो अधिक, लखि दर्पन बिन घ्रान ।
द्रुपद सुता को हास सुनि, गयो नागपुर थान ॥२४॥
पिता रु मातुल करन तैं, कही मरम की बात ।
देखि युधिष्ठिर को विभव, अति ही चित अकुलात ॥२५॥

નકુળનાં એ વચન સાંભળીને જેમ નકટાને દર્પણ દેખાડતાં પોતાની ખોડ જોઈને તે કોપે તેમ અત્યંત કોપાયમાન થયો, અને દ્રૌપદી હસી તે સાંભળીને દુર્યોધન હસ્તિનાપુર ગયો, અને પિતાને, મામાને, તથા કર્ણને ઇંદ્રપ્રસ્થના સર્વ મર્મની વાત કહી, તથા યુધિષ્ઠિરનો વૈભવ જોઈને તેનું ચિત્ત અકળાવા માંડયું.

## वैभव कथन दुर्योधन उवाच
### कवित्त

क्रव्यादा पारदा शिवि, काश्मीरा वाह्लिका शका,
अंबष्ठा कौकरा पांड्या, ताम्रलिप्ता अंगा जे ।
सागरा द्रावडा मद्रा, केकया त्रिगर्ता मत्स्या,
मागधा मालवा क्षुद्रा, वोडकल्पा वंगा जे ।
स्यंघला केरला खसा, सैसिका हंसका गोपा,
वस्नपा पल्हवा ताक्ष्या, दरदा कलिंगा जे ।
वसातय पौंड्रका, सुमेरु ढिग बासी आदि,
रोकै द्वार धर्म के निहारे वलि संगा जे ॥ २६ ॥

ક્રવ્યાદ, પારદ, શિબિ, કાશ્મીર, બાહ્લિક, શક, અંબષ્ઠ, કૌકર, પાંડય, તામ્રલિપ્ત, સાગરક, દ્રવિડ, મદ્ર, કેકય, ત્રિગર્ત, મત્સ્ય, મગધ, માલવ, ક્ષુદ્ર, વોડકલ્પ, વંગ, સિંહલ, કેરલ ખસ, સૈસિક, હંસક, ગોપ, વસ્નપ, પલ્હવ, તાક્ષ્ર્ય, દરદ, કલિંગ, વસાતલ, અને પૌંડિક, તથા સુમેરૂ પર્વતની નજીકના નિવાસી વિગેરે વિગેરે બળવાન રાજાઓ તથા તેમની સાથે આવેલા જે જે રાજાઓ વિગેરે હતા તે તે તમામને રાજા ધર્મના દ્વાર ઉપર રોકેલા (રોકાયેલા) મેં જોયા, એમ દુર્યોધન ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહે છે.

(ભીષ્મપર્વ અધ્યાય ૯, ભરતખંડના વર્ણનમાં ૨૩૫ દેશનાં નામ છે. તે પૈકી ઉપર્યુક્ત ૩૫ દેશોનાં નામ આપવામાં આવ્યાં છે. અને એથી વિશેષ બીજા જે જે દેશના રાજાઓ અને વેપારીઓ ભાત ભાતની વસ્તુઓનો ધન માલ રૂપી નજરાણો કર પેટે આપવા આવ્યા હતા તે તે તમામનું સવિસ્તર વર્ણન સભાપર્વ, અધ્યાય, ૫૧, ૫૨ માં છે.)

सर्व अंग रोमा जे अरोमा तीन नेत्रा नर,
शृंगवान एक पाय वान केते आये ते ।

भक्ष वस्त्र शस्त्र वाद्य अलंकार अंगराग,
यान त्रिया भोग अष्ट अंग भेद लाये ते ।
मित्रता तैं यादव सँबंध तैं द्रुपद राज,
न्यौत द्रव्य लाये करदाता ना कहाये ते ।
और सबै नाना रत्न कर के नजर करि,
अर्जुन की आज्ञा तैं प्रवेश नैंक पाये ते ॥ २७ ॥

કેટલાક સર્વાંગે રૂંવાટાં વાળાં, કેટલાક રૂંવાટાં વિનાના, કેટલાક ત્રણ નેત્રવાળા પુરૂષો,[1] કેટલાક શિંગડાંવાળા, અને કેટલાક એક પગવાળા પણ આવ્યાં હતા. ભક્ષ્ય (ખાદ્ય પદાર્થ) ૧ વસ્ત્ર ૨ શસ્ત્ર ૩ વાજિંત્ર ૪ આભૂષણ ૫ કસ્તૂરી વિગેરે સુગંધી વસ્તુ ૬ વાહનો ૭ અને સ્ત્રીઓ ૮ એ આઠ અંગ રાજભોગના પ્રકાર પણ કેટલાક રાજાઓ લાવ્યા હતા. યાદવો મિત્રતાથી આવ્યા હતા, અને દ્રુપદ રાજા સંબંધથી આવ્યા હતા. યજ્ઞમાં આવેલા રાજાઓ જે જે દ્રવ્ય (ધનમાલ) લાવ્યા હતા તે તે દાની કહેવડાવાની ખાતર નહિ પણ આમંત્રણ પેટે તથા કર ભરવાની ખાતર લાવ્યા હતા, અને બીજા તમામ રાજાઓ વિવિધ પ્રકારનાં રત્નોનો કર પેટે ધર્મરાજાને નજરાણો કરવા અર્જુનની આજ્ઞાથી થોડીક વાર માટે સભામાં પ્રવેશ કરવા પામતા હતા.

दोहा

नर आज्ञा सब नृपन पै, मैं देखी महिपाल ।
सुरभी आदर शिर जथा, पुष्प सकंटक माल ॥ २८ ॥

વળી દુર્યોધન કહે છે કે હે મહારાજા ! તમામ રાજાઓ પર

(૧) વળી ત્યાં અનેક દેશમાંથી આવેલા દ્વયક્ષ, ત્ર્યક્ષ, લલાટાક્ષ, રોમક, અને એકપાદ વિગેરે રાજાઓને યજ્ઞમંડપના દ્વાર પર રોકી રાખ્યા હતા. બીજા તુષાર, કંક, રોમશ અને શ્રૃંગી જાતના મનુષ્યો અનેક જાતનો કર લઇને ત્યાં આવ્યા હતા. તેઓને પણ અટકાવવાથી તેઓ યજ્ઞમંડપના બારણા ઉપર ઊભા રહ્યા હતા. (સભાપર્વ, અધ્યાય એકાવન).

મેં અર્જુનની આજ્ઞા એવી રીતે જોઈ કે જેમ સુવાસ રૂપી સત્કાર માટે મસ્તકે સકંટક (કાંટાવાળાં) પુષ્પોની માળા ધારણ કરવામાં આવે છે, અર્થાત રાજાઓને સભામાં યત્કિંચિત્ પ્રવેશ કરવા રૂપ સત્કાર માટે અર્જુનની કડક આજ્ઞા પણ ધારણ કરવામાં આવતી હતી.

मेरे व्है यह विभव सब, ऐसो करहु उपाय ।
जो करिहो मति विदुर की, तौ मरिहौं बिष खाय ॥ २९ ॥

માટે હે પિતા ! એ બધો વૈભવ મારો થાય એવો ઉપાય તમે કરો અને જો વિદુરની બુદ્ધિ પ્રમાણે વર્તશો તો હું ઝેર ખાઈને મરી જઈશ.

## धृतराष्ट्र उवाच

### कवित्त

लोक विषे कीर्ति परलोक विषे धर्म पूंजी,
देह विषे तेज गृह विषे द्रव्य छीजै ना ।
चार कौं बचाय इन्द्री भोग काज भूपन के,
सोइ पांच भ्रात सजैं तातैं द्वेष कीजै ना ।
तेरे ही विभौ अनंत और को धरै क्यों चिंत,
पिता कहै पूत सेती ऐसे कौं पतीजै ना ।
कीजे ना कुटुंब द्रोह पीजै ना हलाहल कौं,
लीजै ना अतोल भार मोकौं दुख दीजै ना ॥ ३० ॥

ધૃતરાષ્ટ્ર કહે છે હે દુર્યોધન ! આ લોકમાં કીર્તિ, પરલોકમાં ધર્મરૂપી પૂંજી, દેહમાં તેજ, અને રાજગૃહમાં ધન ન ઘટે, એ ચાર સાધન રાજાઓએ ઇન્દ્રિયોના ભોગ માટે બચાવવાં જોઈએ તે પાંચે ભાઈઓએ સજ્જ કર્યાં છે તેથી તું દ્વેષ ન કરીશ, અને તારે પણ અનંત વૈભવ છે, પછી બીજાનો વૈભવ પડાવી લેવાની ચિંતા શા માટે ધારણ કરે છે ? હે પુત્ર ! એવા વર્તન પર, તું તારી શ્રદ્ધા બેસાડીશ નહિ, અથવા અદેખા

માણસનો કોઈ પણ પતિયાર ન રાખે, કુટુંબદ્રોહ ન કરીશ, ઝેર પણ ન પીશ, અને ઈર્ષ્યા તથા અભિમાનનો અણુતોલ ભાર ન ઉઠાવીશ, તેમજ મને દુઃખ પણ ન દઈશ.

### दुर्योधन उवाच

द्वार जानि कहत प्रवेश मेरो फूटो सीस,
हँसै नर नारी ता समै तैं पछिताऊं मैं ।
भीजी गये वस्त्र मेरे युधिष्ठिर भेजे और,
ऐसे दुख पेट वीच कव लौं पचाऊं मैं ।
माद्रीपुत्र दोनों रत्न चित्र के दिखावैं द्वार,
इतै ह्वै प्रवेश करो क्यों न अकुलाऊं मैं ।
कैसे धीर लाऊं कै तो पाऊं मन वांच्छित कौं,
नातो जरि जाऊं विष खाऊं मरि जाऊं मैं ॥ ३१ ॥

દુર્યોધન કહે છે હે પિતા ! સભામાં જવા દ્વાર જાણીને પ્રવેશ કરતાં મારૂં માથું ભીંતે ભટકાઈને ફૂટી ગયું. તે જોઈને સ્રી પુરૂષ (સભાજનો) હસવા માંડ્યાં તે સમયથી હું પસ્તાઉં છું, વળી સ્થળને ભરોસે નિશ્ચિંતપણે જતાં મારાં વસ્ત્ર જળથી ભીંજાઈ ગયાં જોઈને યુધિષ્ઠિરે બીજાં વસ્ત્રો મોકલ્યાં, એવાં દુઃખ હું મારા પેટમાં ક્યાં સુધી પચાવું ? એટલું જ નહિ પરંતુ તે પર વળી માદ્રીના બેઉ પુત્રો રત્નોથી ચિત્રિત કરેલાં દ્વાર બતાવે અને અહીં થઈને પ્રવેશ કરો એમ કહેતાં હું કેમ ન અકળાઉં ? શી રીતે ધીરજ ધરૂં ? કાંતો મનની ઈચ્છા પ્રમાણે પામું, નહિ તો બળી મરૂં અથવા ઝેર ખાઈને મરી જાઉં.

### धृतराष्ट्र उवाच

#### दोहा

कहि सकुनी अब का करौं, मरे जेष्ट मम पूत ।
पांडव की सव राजश्री, हरि लेहू रचि द्यूत ॥ ३२ ॥

ધૃતરાષ્ટ્રે કહ્યું હે શકુનિ ! હવે હું શો ઉપાય કરૂં ? મારો-

મોટો પુત્ર (છોકરો) મરે છે, માટે પાંડવોની તમામ રાજ્યલક્ષ્મી જુગાર રચના વડે હરણ કરી લે.

### शकुनी उवाच

वचन न खंडहि आपको, धर्म पुत्र जुत भ्रात ।
इत बुलाइ चोपट रमहु, इहै सुनावहु वात ॥ ३३ ॥

શકુનિ કહે છે હે મહારાજ! યુધિષ્ઠિર ભાઈઓ સહિત આપનું વચન ખંડન નહિ કરે, માટે તેઓને અહીં બોલાવી ચોપાટ રમવાની વાત સંભળાવો.

### विदुर वचन

विदुर कहै धृतराष्ट्र तैं, बंश नाश के बीज ।
बोवत नृप पछिताइ है, कहत उठाये धीज ॥ ३४ ॥

પાંડવોની વિરૂદ્ધના પ્રપંચની વાત જાણીને વિદુર કહે છે કે હે ધૃતરાષ્ટ્ર! તમે વંશનાશનાં બીજ વાવો છો, હું નિશ્ચયાત્મક વિચારના ઉઠાવથી કહું છું કે હે રાજા! તમે પસ્તાશો.

### पांडवों का हस्तिनापुर आना

#### पद्धरी छंद

विदुर को वचन सुत वचन त्रास, लोप्यो भुवाल आगम विनास ।
जुधिष्ठीर निमंत्रण पठय दूत, इत रच्यो द्यूत मंदिर अभूत ।३५॥
जुधिष्ठीर धर्म रक्षक अभंग, गुरुजन अदेश क्यों करे भंग ।
द्रुपदा युत आयो नागथान, मिल कर्यो कपट तैं इनहि मान ॥३६॥

ધૃતરાષ્ટ્રે ભવિષ્યમાં વિનાશ થવાને લીધે પુત્રના વચનના ભયથી વિદુરનું વચન લોપ્યું, અને યુધિષ્ઠિરને બોલાવવા માટે દૂતને મોકલ્યો, અહીં અપૂર્વ જુગારનું સ્થળ બનાવ્યું, યુધિષ્ઠિર ધર્મનો અડગ રક્ષક, વડીલની આજ્ઞા કેમ લોપે? દ્રૂપદા સહિત પાંડવો આવ્યા, ત્યાં તેઓનું દુર્યોધનાદિએ મળીને કપટથી સન્માન કર્યું.

## कपट कृत शकुनी की द्यूतक्रीडा

दिन दुतिय द्यूतक्रीडाहि काज, धृतराष्ट्र कह्यो राजाधिराज ।
युधिष्ठीर इतै उत सुबल पुत्र, मिलि करहु हारि अरु जीति मित्र ।
माया जुत सकुनी कपटकार, सब राज अंग जीते संभार ।
सहदेव नकुल नर भीम सूर, करि अनुक्रम हार्यो कर्म क्रूर ॥३८॥

પછી બીજે દિવસે જુગારની રમત માટે મહારાજા ધૃતરાષ્ટ્રે કહ્યું કે આ તરફ યુધિષ્ઠિર અને પેલી તરફ સુબલપુત્ર (શકુનિ) મળીને હે મિત્રો ! હાર જીતની બાજી માંડો, ધૃતરાષ્ટ્રની આજ્ઞા પ્રમાણે બધા મળીને જુગારની બાજી રમવા બેઠા, તેમાં કપટનો કરનાર માયાવી શકુનિ રાજ્યનાં સર્વ અંગો સંભારી સંભારીને હોડમાં મુકાવી જીત્યો, વળી પણ જુગાર રમવા રૂપ નિકૃષ્ટ કર્મ કરીને યુધિષ્ઠિર પોતાના શૂરવીર ભાઈ ભીમસેન, અર્જુન, નકુળ અને સહદેવને અનુક્રમે હારી ગયો.

## धर्म का सर्वस्व हार जाना

फिर रम्यो भूप आपौ लगाय, सकुनी बहुरी जीत्यो सु भाय ।
कहि सकुनी यक तव रही नारि, सोऊ लगाइ नृप गयो हारि ॥३९॥
ढरि अंसु विदुर गये निकरि द्वार, सब कहत युधिष्ठिर कौं धिकार ।
किंकरन सुयोधन हुकम कीन, इत ल्याउ द्रुपदजा करि अधीन ॥४०॥

ત્યાર પછી ધર્મરાજા પોતે પોતાપણું લગાવીને રમ્યા, ફરીથી તે પણ સ્વાભાવિક રીતે શકુનિ જીતી ગયો, પછી શકુનિએ કહ્યું કે હે રાજા ! હવે તારી એક સ્ત્રી તારે દાવમાં લગાવવાની રહી છે. એ સાંભળી ધર્મરાજા દ્રૌપદીને પણ દાવમાં લગાવીને હારી ગયા, તે જોઈ વિદુરની આંખમાંથી આંસુ આવ્યાં તેથી તે બહાર નીકળી ગયા, અને ધર્મરાજાને સૌ ધિક્કારવા માંડયું, પછી દુર્યોધને નોકરોને હુકમ કર્યો કે દ્રૌપદીને વશ કરીને અહીં લાવો.

## प्रतिकामी का द्रौपदी के पास जाना

### दोहा

द्रुपद सुता ढिग जाय तब, कहि प्रतीप जुत हासि ।
हार्यौ तुहि पति चलि सभा, होहु सुयोधन दासि ॥ ४१ ॥

દુર્યોધનની આજ્ઞાથી પ્રાતિકામી દ્રૌપદી પાસે જઈને હસીને કહેવા માંડયો કે હે દ્રૌપદી ! તમને તમારા પતિ હારી ગયા છે માટે સભામાં ચાલો અને દુર્યોધનની દાસી થાઓ.

### द्रौपदी वचन

यह प्राकृत नर ना करै, मोहि हार्यौ नृप आज ।
और राज सब साज पर, परी कहा गजि गाज ॥ ४२ ॥

ત્યારે દ્રૌપદીએ કહ્યું કે સાધારણ પુરૂષ પણ આવું (અકાર્ય) ન કરે, અને આજ રાજા મને હાર્યો તે શું રાજ્યના બીજા સાજ ઉપર ગર્જના યુક્ત વીજળી પડી છે ?

### सेवक-वचन

राज हारि चहुँ बंधु पुनि, आपो हारि भुवाल ।
तुहि हार्यौ बत का करत, सीघ्र सभा उठि चाल ॥ ४३ ॥

તે સાંભળીને રાજ્યના સેવકે કહ્યું કે ધર્મરાજા પ્રથમ રાજ્યને, પછી ચારે ભાઈઓને અને પછી પોતે પોતાપણું પણ હાર્યા છે અને ત્યાર પછી તમને પણ હાર્યા છે. શાની વાત કરો છો ? જલદી ઊભાં થઈને રાજ સભામાં ચાલો.

### द्रौपदी वचन

सभासदन तैं पूछि तूं, मेरो न्याय अनूप ।
प्रथम मोहि हार्यौ कि उन, आपो हार्यौ भूप ॥ ४४ ॥

ત્યારે દ્રૌપદીએ કહ્યું કે તું સભામાં જઈને સભાસદોને મારો અનુપમ ન્યાય પૂછ, કે રાજા પ્રથમ મને હાર્યો છે કે પ્રથમ પોતે એનું પોતાપણું હાર્યો છે ?

## सेवक का पीछा लौटना और दुःशासन का जाना

### पद्धरी छंद

कह सब प्रतीप द्रुपदा कहाव, भयो सुनत सुयोधन कुपित भाव ।
अनुज कों दई आज्ञा अधीर, तुं ल्याहु नीच यह डरत वीर ॥४५॥
दुश्शासन कहि चलि सीघ्र दासि, पूछहु संदेह निज पतिन पासि ।
इक वस्त्र रजस्वल मलिन आज, मोहि सभा प्रवेशन कवन काज ॥४६॥

પછી રાજસેવકે દુર્યોધન પાસે આવીને દ્રૌપદીનું તમામ કહેણુ કહ્યું તે સાંભળીને દુર્યોધન ક્રોધવાન થયો, અને અધીર થઈ નાનાભાઈ દુઃશાસનને આજ્ઞા આપીને કહ્યું કે હે વીર! તું જઈને દ્રૌપદીને લઈ આવ, આ નીચ (નોકર) ડરે છે. મોટા ભાઈની આજ્ઞા પામીને દુઃશાસન દ્રૌપદી પાસે ગયો, અને કહ્યું કે હે દાસી! જલદી ચાલ, અને તને જે સંશય છે તે તારા પતિઓને આવીને પૂછ. એ સાંભળી દ્રૌપદીએ કહ્યું કે હું આજે મલિન રજસ્વળા છું, અને મેં એક જ વસ્ત્ર પહેર્યું છે, મારૂં સભામાં આવવાનું શું કામ છે?

## दुःशासन का द्रौपदी कों राज्यसभा में लाना

सुनि दुष्ट केश पर हाथ डार, गइ भाजि गँधारी शरन नारि ।
लै चल्यो झँझोरत पकरि बांह, गांधारि कह्यो सो सुन्यो नांह ॥४७॥
गज तें ज्यों कदली विकल अंग, उत सभा वीच ल्यायो उमंग ।
द्रौपदी प्रसँग पूछ्यो सु दीन, नहिं करै उतर सब भीत लीन ॥४८॥

એ સાંભળીને દુષ્ટ દુઃશાસને દ્રૌપદીના શિરકેશ પર હાથ નાંખ્યો, એટલે તે ત્યાંથી ગાંધારી પાસે ભાગી ગઈ, ત્યાં જઈ તેનો જબરાઈથી હાથ પકડીને લઈ ચાલ્યો, ગાંધારીએ તેને લઈ જવા માટે ના કહી પણ તેનો નકાર તેણે માન્યો નહિ, જેમ હાથીના ઝપાટાથી કેળનું અંગ વ્યાકુળ થાય તેમ વ્યાકુળ થયેલી દ્રૌપદીને દુઃશાસન ઉમંગવડે રાજસભામાં લાવ્યો, એટલે દ્રૌપદીએ દીનતા વડે પોતાનો પ્રસંગ સભાસદોને પૂછ્યો, પરંતુ

દુર્યોધનની રાજ્યસત્તાના ભયમાં લીન થયેલા તે તમામ સભાસદોએ કાંઈ પ્રત્યુત્તર આપ્યો નહિ.

### विकरन कथन

दोहा

कहि विकरन धृतराष्ट्र सुत, कोउ तो बोलहु न्याय ।
नहिं बोलत तो मैं कहत, जैसी मोहि लखाय ॥ ४९ ॥

ત્યારે ધૃતરાષ્ટ્રના વિકર્ણ નામના પુત્રે કહ્યું કે અરે, આટલામાંથી કોઈ તો ન્યાયથી બોલો ! અને જો તમે કોઈ ન બોલો તો પછી મને જે માલુમ પડે તે હકીકત હું કહું.

नृप के हारे अनुज सब, जाय न्याय यह रीत ।
द्रुपदा हारी एक तैं, जाय सो परम अनीत ॥ ५० ॥

રાજા ધર્મના હારવાથી તેમના નાના ભાઈઓ બધાય હાર્યા જાય એ તો ન્યાયની વાત છે, પરંતુ એક ધર્મરાજાએ હારવાથી દ્રૌપદી (પાંચ પતિની સ્ત્રી છે તે) હારી જાય એ તો મોટી અનીતિ છે.

फिर नृप हार्यौ आपकौं, पीछे द्रुपद कुमारि ।
कित है पति सामर्थता, देखहु नेंक विचारि ॥ ५१ ॥

વળી રાજા ધર્મ પ્રથમ પોતે પોતાને હાર્યો છે, ત્યાર પછી તે દ્રૌપદીને હાર્યો છે. તેથી દ્રૌપદીને હારવા પહેલાં તે પોતાપણું હાર્યો હોઈ તેની પતિ સમર્થતા ક્યાં રહી ? હે સભાસદો ! તમે તેનો જરા વિચાર કરો.

### करन कथन[1]

कोप जुक्त तहां करन कहि, करत लरकयी बात ।
तो बिन एते वृद्ध सब, बोलत कोउ न लखात ॥ ५२ ॥

---

૧. કર્ણ દાનમાં પ્રસિદ્ધ હતો, પરંતુ નીચ સ્વભાવનો વિપરીત મતિ-વાળો હોવાથી જ્યારે ત્યારે દુર્યોધનને, પાંડવો માટે અવળી જ સલાહ આપતો હતો અને અન્યાયપણે ઈર્ષ્યાભાવ તથા વૈરભાવ કરાવનાર પણ મુખ્ય મંત્રી હતો અને કલહ જગાવનાર કુટિલ પ્રધાન પણ એ જ હતો, ભીષ્મપિતામહ એનાથી અત્યંત નારાજ રહેતા હતા. (જુઓ મયૂખ ૮, છંદ ૪૦ની નોટ)

એ સાંભળીને કર્ણે ત્યાં કોપ સહિત કહ્યું કે હે વિકર્ણ ! તું બાળકબુદ્ધિની વાત કરે છે, સભામાં આટલા બધા વૃદ્ધ છે છતાં, તારા વિના કોઈ વયોવૃદ્ધ બોલવાવાળો દેખાતો નથી.

सुधरी अमज की सबै, तूं अब देत बिगारि ।
सर्वस हार्यौ धर्मसुत, तामें द्रुपदकुमारि ॥ ५३ ॥

વળી હે વિકર્ણ ! તું તો મોટા ભાઈની સર્વ વાત સુધરી છે તેને હવે બગાડી નાંખવા બેઠો છે, જો સાંભળ ! યુધિષ્ઠિર પોતે પોતાનું સર્વસ્વ હાર્યો તેમાં દ્રૌપદી પણ હાર્યો છે.

## द्रौपदीसें दुर्योधन का दुर्वाद

### छंद पद्धरी

वताइ सुयोधन जंघ वाम, इत वैठ द्रुपदजा सहित काम ।
द्रौपदी कह्यौ यह जंघ वीच, वैठिहै भीम की गदा नीच ॥५४॥

ત્યાર પછી દુર્યોધને પોતાની ડાબી જાંઘ બતાવીને કહ્યું કે હે દ્રૌપદી ! તું કામના સહિત મારી જાંઘ પર બેસ. તે સાંભળીને દ્રૌપદીએ કહ્યું કે હે દુષ્ટ ! એ જંઘા વચ્ચે ભીમસેનની ગદા બેસશે. (“ભીમસેન ગદાથી સાથળ તોડશે” એવો મૈત્રેય મુનિનો પણ શાપ હતો—વનપર્વ, અધ્યાય ૧૧)

## करन का दुर्वाद

अति कहत कटुक बच करन और, पति करहु न हारे तुहि बहार ।

પછી કર્ણે અત્યંત કડવું વચન[૧] કહ્યું કે હે દ્રૌપદી ! તું બીજો પતિ કર, કે જે ફરીથી તને હારે નહિ.

## द्रौपदी वस्त्रहरन

लिय सैन वसन नृप हरन काज, तब बंधु पंच तजि दिये साज ।
शिर जंघा वेष्टन विना सूर, तजि चर्म ओट ह्वै रहै दूर ॥५५॥

---

૧. કર્ણનું એ અત્યંત અમર્યાદિત કડવું વચન, અર્જુન સામે લડતાં કર્ણે ધર્મને યાદ કર્યો ત્યારે શ્રીકૃષ્ણે કર્ણને યાદ કરાવ્યું હતું. (જુઓ મં૦ ભા૦, કર્ણપર્વ, અધ્યાય ૯૧ શ્લો૦ ૧૯)

એટલામાં દુર્યોધને દ્રૌપદીનાં વસ્ત્ર હરવા માટે દુઃશાસનને ઈસારો કર્યો, ત્યારે પાંચે ભાઈઓએ પોતાનાં શસ્ત્રભૂષણ તજી દીધાં, અને ઢીંચણોની વચ્ચે માથાં ઘાલી શૂરતા વિનાના થઈ અસહ્ય દેખાવને ન જોવા માટે નીચું ઘાલીને આડી ઢાલો કરીને છેટે જઈને બેસી રહ્યા.

द्रौपदी चीर खैंच्यो सु दुष्ट, करि थक्यो दुसासन्न अधिक कष्ट ।
लै सकै द्रुपदजा कौन लाज, बैठे हरि जहँ बनिकै बजाज ॥५६॥

દુર્યોધનનો ઈસારો જોઈ દુષ્ટ દુઃશાસન દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચવા લાગ્યો, અને પોતાના બળ વડે અધિક કષ્ટ કરીને થાક્યો, જેના હૃદયમાં શ્રીહરિ કાપડિયા વણિક રૂપ થઈને બિરાજ્યા છે તે દ્રૌપદીની લાજ કોણ લઈ શકે તેમ છે?

## श्रीहरि से कवि की विज्ञापना

### कवित्त

गज हो पुरुष प्रह्लाद हू पुरुष हुतो,
जहां भये आतुर सो कहानी कहात है ।
याहीकी सु वेर दुरयोधन्न दुसासन के,
खंड खंड किये होते ऐसी रीसु आत है ।
पांच दिगपाल जैसे भरता निबल भये,
भूपदास जाके हो जो विना पक्षपात है ।
द्रौपदी की आपतैं पुकार क्यों न लगी नाथ,
सुधी आये मेरो तो करेजो फट्यो जात है ॥ ५७ ॥

ગ્રાહથી ગ્રસાયેલો હાથી પુરૂષજાતિ હતો, અને પ્રહ્લાદ ભક્ત પણ પુરૂષજાતિ હતો, આપ જ્યાં જ્યાં વહારે જવા ઉતાવળા થયા છો તે તે કથની કહેવાય છે. માટે આ દ્રૌપદી છે તે સ્ત્રી જાતિ છે, એની વિપદા વેળાએ તો દુર્યોધન અને દુઃશાસનના ટુકડા ટુકડા કરવા જોઈતા હતા એવી રીસ મને આવે છે, વળી દિગપાળો જેવા જેના પાંચ પતિ વડીલની

આજ્ઞાને વશ થઈને નિર્બળ બન્યા છે, કવિ સ્વરૂપદાસજી કહે છે કે આપ જેના છો તેના પક્ષપાત વિનાના સહાયક છો, તો હે નાથ! દ્રૌપદીની આક્રંદ પોકાર વાણી આપના કાન સુધી કેમ ન લાગી? એ કરૂણ કથનીનું સ્મરણ થતાં મારૂં તો કાળજું ફાટી જાય છે!

## अन्तर्यामी का प्रत्युत्तर

उर ही में बैठे ईश उत्तर उचार कीनो,
ऐसी ही वा समै बीच मोकौं रिस आई है ।
सबही रसा को भार दूर करतव्य हुतो,
ता तैं छिमा याचक की पूरी लै पचाई है ।
द्रौपदी के कोप ही की दारुमय आग ताकौं,
चतुर्दश संव्रत की दाट दै दबाई है ।
ताही छिन मारतो चंडाल चोकरी ही को तो,
वाही बीच सेती केती क्षोहिनी खपाई है ॥ ५८ ॥

દ્રૌપદી વિષેની કવિની અરજ સાંભળીને કવિના હૃદયમાં બિરાજમાન થયેલા ઈશ્વરે કવિ પ્રત્યે પ્રત્યુત્તર રૂપ ઉચ્ચાર કર્યો કે હે કવિ! સાંભળ, દુષ્ટના કર્તવ્ય પર તને જેવી અત્યારે રીસ આવી એવી જ રીસ તે વખતે મને પણ આવી હતી, પરંતુ પૃથ્વીનો સર્વ ભાર (દુષ્ટોના પાપ રૂપી બોજો) દૂર કરવાનું મારૂં કર્તવ્ય હતું તેથી યાચકની[1] સંપૂર્ણ ક્ષમા (સબૂરી) લઈને હું પચાવી ગયો, અને દ્રૌપદીના કોપ રૂપી લાકડાનો અગ્નિ, તેને ચૌદ વર્ષની અવધિરૂપી દબાણથી

(૧) યાચનામાં અપમાન પામવા રૂપ ક્ષમા (સબૂરી) યાચકમાં હોય તો જ તે યાચના કરી શકે, એમ સુદામા બ્રાહ્મણની સ્થિતિને જાણનારા શ્રીકૃષ્ણે અહીં દ્રૌપદીની સહાય કરીને તેનું અઘટિત અપમાન કરનારા શત્રુઓને હમણાં ન સંહારવા રૂપ દૃઢ સબૂરી ધારણ કરી હતી. એ રીતે શ્રીકૃષ્ણના કહેવાનું તાત્પર્ય છે.

(ભારણથી) દબાવી (ભારી) દીધો. એ ચંડાળ ચોકડી (દુર્યોધન, દુઃશાસન, કર્ણ, શકુનિ) ને તો હું એ જ વખત મારત, પરંતુ તેઓનાં કર્તવ્ય પરત્વે વચમાં બીજી પણ કેટલીક અક્ષૌહિણી સેનાનો નાશ કરવો બાકી હતો એટલે તેઓને માર્યા નહિ.

## भीमसेन का कोप

खूले केश रजस्वला सभा वीच दुसासन,
लायो सो पुकार रही सारे सभाचारी कौं ।
आदि मोकौं हार्यो किंधौ आदि आपो हार्यो नृप,
करन विगारी बात विकर्न सुधारी कौं ।
भीम कहै ऐंच्यो चीर तेइ भुज ऐंचे जहैं,
दिखावे है जंघा सो दिखैहौं तोरि डारी को ।
द्रुपद दुलारी खुलो लटै करि दैहौं सारी,
एक नृप नारी ना अनेक नृप नारी कौं ॥ ५९ ॥

જ્યારે દ્રૌપદીને ખુલ્લે શિરકેશે રજસ્વળાયુક્ત સભામાં દુઃશાસન લાવ્યો ત્યારે તે સર્વ સભાચારીઓને પોકાર કરે છે કે “રાજા ધર્મ પ્રથમ મને હાર્યો છે કે પ્રથમ પોતાપણું હાર્યો છે?” એ મારી વાત વિકરણે સુધારી હતી તે કર્ણે બગાડી નાંખી, એમ દ્રૌપદીએ કહ્યા પછી, ભીમસેને કહ્યું કે જે હાથે દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચ્યાં છે તે હાથ ખેંચી નાંખવામાં આવશે, અને જે જંઘા બતાવે છે તે જંઘા પણ તોડી નાંખવામાં આવશે, વળી આજે તો દ્રુપદ રાજાની લાડલી (દ્રૌપદી) ને ઉઘાડી લટે કરી છે, પરંતુ હું એક જ રાજાની સ્ત્રીને નહિ પણ અનેક રાજાઓની સ્ત્રીઓને સર્વાંગે ઉઘાડી કરીશ. અર્થાત અનેક રાજાઓને હણીને તેઓનો વૈભવ છીનવી લઈશ એટલે તેઓની સ્ત્રીઓ ઉઘાડા શરીરે ભટકતી થશે.

## भीम की भयंकर प्रतिज्ञा

### दोहा

गांधारी सत सुवन विच, जो एकहु बचि जाय ।
मोर गदा तैं मोहि तौ, होहि नरक गति न्याय ॥ ६० ॥

सुनी प्रतिज्ञा भीम की, कुरु कुल व्याकुल रूप ।
गांधारी वह समय लखि, समझावत पति भूप ॥ ६१ ॥

પછી ભીમસેને પ્રતિજ્ઞા કરી કે મારી ગદાથી ગાંધારીના સો પુત્રોમાંથી જો એક પણ બચી જાય તો ન્યાયપૂર્વક મને નર્કની ગતિ પ્રાપ્ત થાય. ભીમની પ્રતિજ્ઞા સાંભળીને કુરૂવંશીઓ વ્યાકુળ રૂપે થયા, ગાંધારી એ સમય જોઈને પોતાના પતિ રાજા ધૃતરાષ્ટ્રને સમજાવે છે.

## गांधारी कथन

### सवैया

मात सुयोधन की भरतार कौं द्रौपदि कष्ट लख्यो समझावै ।
क्यों घर जाये लराइकै छोकर या पण चौथे में पद्वित पावै ।
कौतुक हार ह्वै तीजे तिहात ज्यों हाय क्यों जीवत लोक हसावै ।
या जग बातनि साच करी तुम गेह जरै निज मंगल गावै ॥६२॥

દુર્યોધનની માતા ગાંધારી દ્રૌપદીનું કષ્ટ જોઈને પોતાના પતિ ધૃતરાષ્ટ્રને સમજાવે છે કે તમે છોકરાઓને લડાવીને આ ચોથપણુ (ઉત્તરાવસ્થા)માં આવું દ્વિધા (ઈર્ષા) ભાવનું પદ પામીને કેમ ઘેર ચાલ્યા ? જેમ કોઈ કૌતુક જોનાર ત્રીજો તટસ્થ પુરૂષ હોય તેમ હાય હાય ! તમે જીવો છો છતાં લોકોને કેમ હસાવો છો ? "પોતાનું ઘર બળે અને પોતે ધોળ ગાય" એ કહેવત તમે જગતમાં સાચી કરી.

### कवित्त

गांधारी कहत भरतार क्यों न सोचै मन,
सुयोधन करी भीमसेन स्यंघ रूप है ।

मरे हू तैं सिंह को स्वभाव बैर भाव नाहिं,
जाय ये विख्यात बात उपमा अनूप है ।
मृत्यू गज मांस की बयार तैं है वायु वृद्धि,
मृत्यू सिंह तैल तैं ता वायु को विलूप है ।
भूपन को भूप है तूं व्हैहै दीन हू तैं दीन,
पूत कौं निवारै नाहिं पर्यो मोह कूप है ॥ ६३ ॥

વળી ગાંધારી પોતાના પતિને કહે છે કે હે સ્વામી! તમે મનમાં શોચ કેમ નથી કરતા? દુર્યોધન (મદોન્મત્ત) હાથી રૂપ છે, અને ભીમસેન (તેને હણનાર) સિંહ રૂપ છે, સિંહનો સ્વભાવ છે કે તે મરવાથી પણ (શત્રુ પ્રત્યેનો) તેનો વૈર ભાવ નથી જતો એ અનુપમ ઉપમાની વાત જગતમાં જાહેર છે. મરેલા હાથીના માંસના વાયરાથી એક પ્રકારના વાયુની વૃદ્ધિ જ્યાં થાય છે ત્યાં મરેલા સિંહના માંસની ચરબીના તેલ વડે તે ગજવાયુ વિશેષે લોપાઈ જાય છે, (એવી જ રીતે દુર્યોધન તથા ભીમસેનના પરસ્પરના વૈર ભાવનું તાત્પર્ય સમજી લેવું.) તમે રાજાઓના પણ રાજા છો તે ભિખારીના પણ ભિખારી થશો, કારણ કે પુત્રના મોહરૂપી કૂવામાં પડ્યા છો અને પુત્રને વારતા પણ નથી.

## धृतराष्ट्र का द्रौपदी कों वरदान

### दोहा

कहि धृतराष्ट्र सु द्रुपदजा, मम प्राण समान ।
पुत्रवधुन मैं श्रेष्ठ है, ले मोपै बरदान ॥ ६४ ॥

ગાંધારીનાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્રે દ્રૌપદીને બોલાવીને કહ્યું કે હે દ્રૌપદી! તું પુત્રોની સ્ત્રીઓમાં શ્રેષ્ઠ છે અને મને પ્રાણ સમાન પ્રિય છે, તેથી મારી પાસેથી વરદાન લે.

## द्रौपदी कथन

मेरो पांचौं पतिन युत, दास भाव छुटि जाइ ।
मेरे पति रथ शस्त्र युत, मम गृह देहु पठाय ॥ ६५ ॥

તે સાંભળી દ્રૌપદીએ કહ્યું કે મારા પાંચે પતિ સહિત મારો દાસભાવ છૂટી જાય, અને રથ તથા શસ્ત્રો સહિત મારા પતિઓ સાથે મને મારે ઘેર મોકલાવી દો.

बहुरि लेहु वर एक बर–लायक तूं न लखाइ ।
कह्यो द्रुपदजा एक बर, मेरे सत वर पाइ ॥ ६६ ॥

વળી પણ ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે દ્રૌપદી ! ફરીથી પણ બીજાં વરદાન માગી લે, કારણ કે તું એક જ વરદાન માગવા લાયક નથી, તે સાંભળી દ્રૌપદીએ કહ્યું કે એક વરદાન તો મારે સેં વરદાન મળવા જેવું છે.

क्षत्रि एक द्वै वैश्य कौं, विप्रन काज अनेक ।
लेने देने वर स्वसुर, तातैं लैहों एक ॥ ६७ ॥

ક્ષત્રિયને એક, વૈશ્યને બે, અને બ્રાહ્મણોને અનેક કાર્યો હોય તેથી અનેક વરદાન જોઈએ, હે સસરાજી ! મારે લેવાનું અને આપે મને આપવાનું વરદાન એક જ છે, તેથી હું આપની પાસેથી એક જ વરદાન લઉં છું.

## पांडवों कों विदा करना

कही तथास्तु किये विदा, भूप पांच हू भ्रात ।
कही दुसासन सकुनि दोउ, सुनी सुयोधन बात ॥ ६८ ॥

ધૃતરાષ્ટ્ર રાજાએ તથાસ્તુ કહીને પાંચે ભાઈઓને વિદાય કર્યા, એ વાત દુઃશાસન તથા શકુનિએ દુર્યોધનને કહી તે તેણે સાંભળી.

## दुर्योधन कथन

कारे अहि पितु तैं कही, पूंछ चांपि दिय छोरि ।
भीमार्जुन दोउ भ्रात मम, वंश कि रखहिं बहोरि ॥ ६९ ॥

દુર્યોધને પિતા પાસે જઈને કહ્યું કે હે પિતા ! તમે કાળા સર્પોને પૂંછડેથી ચાંપીને અર્થાત સર્પો ખાંડા કરીને તેઓને

છોડી મૂક્યા, એવા સર્પોરૂપી ભીમ તથા અર્જુન એ બે ભાઈઓ શું મારો વંશ રાખશે કે? અર્થાત નહિ જ રાખે.

## पुनः द्यूत प्रपंच

पिता कही अब का करौं, सुत कहि एक उपाय ।
कौल सु द्वादश वर्ष करि, यक फिर ख्याल खिलाय ॥ ७० ॥

ત્યારે પિતાએ કહ્યું કે હવે હું શું કરૂં? એટલે પુત્રે કહ્યું કે એક ઉપાય છે, બાર વર્ષની બોલી કરીને બીજી વાર રાજા ધર્મને એક રમત રમાડો.

जो हारे सो राज तजि, द्वादशाब्द बन जाइ ।
गुप्त रहे इक वर्ष पुनि, कोउ तैं कदा लखाइ ॥ ७१ ॥
पुनि भुक्ते द्वादश बरष, बनोवास दुखयुक्त ।
भूप बुलायो धर्मसुत, सुनी पुत्र की उक्त ॥ ७२ ॥

રમતમાં જે હારે તે રાજ્ય તજીને બાર વર્ષ વનમાં જાય, અને પછી એક તેરમું વર્ષ છૂપી રીતે રહે, તેમાં તે કદી કોઈથી જોવામાં આવે તો ફરીથી દુઃખ સહિત બીજાં બાર વર્ષ વનવાસ ભોગવે, પુત્રનું કથન સાંભળીને રાજા ધૃતરાષ્ટ્રે ફરીથી ધર્મપુત્ર (યુધિષ્ઠિર)ને બોલાવ્યો.

धर्मराज फिर धर्मयुत, उत्तर दियो न जाय ।
बहुरि पिता आदेश तैं, खेल्यो राज लगाय ॥ ७३ ॥
जीत्यो सकुनी कपट जुत, कियो धर्म बन गौन ।
पंच भ्रात युत द्रौपदी, रही मात गुरु भौन ॥ ७४ ॥

ધર્મરાજા ધર્મયુક્ત હતો એટલે "હવે હું ફરી નહિ રમું" એ ઉત્તર તેનાથી આપ્યો જતો નથી, તેથી ફરીથી પણ પિતાની આજ્ઞાથી રાજ્યને દાવમાં લગાવીને તે રમ્યો, એટલે કપટ સહિત શકુનિ જીત્યો, ત્યાર પછી દ્રૌપદી સહિત પાંચે ભાઈઓએ વનમાં ગમન કર્યું, અને માતા (કુંતાજી) ગુરૂ (કૃપાચાર્ય)ને ઘેર રહ્યાં.

### कुंता सें विदुर का आस्वासन

पांडुपुत्रन के गये, कछु दिन वीते आय ।
विदुर प्रबोधत भ्रात त्रिय, बिध विध विपत वटाय ॥ ७५ ॥
भावी लखि सुनिये पृथा, वृथा शोक अब मात ।
करहि राज सब भूमि को, तव सुत शत्रु अजात ॥ ७६ ॥

પાંડવોને વનમાં ગયે કેટલાક દિવસો વીત્યા પછી વિવિધ પ્રકારની વિપદાને વટાવવા માટે પોતાના ભાઈની સ્ત્રી (કુંતા)ને વિદુરજી પ્રબોધવા માંડ્યા, હે પૃથા! (કુંતા) સાંભળ, ભવિષ્યનો વિચાર કરી જો, અથવા ભવિષ્યમાં લખ્યું હશે તેમ થશે, હે માતા! હવે શોક કરવો નકામો છે. તારો પુત્ર અજાતશત્રુ (જેનો કોઈ શત્રુ ઉત્પન્ન ન થાય તે ધર્મરાજા) સર્વ પૃથ્વીનું રાજ્ય કરશે.

### कुंता कल्पांत कथन

#### कवित्त

स्तुति बंदिजन की तैं गान गायकन के तैं,
जागत जो तिन्हे शिवा जंबुक जगाइ हैं ।
मिष्ठ कटू तिक्त लौन खाटे औ कषाय लाखों,
जिमते जिमाइ काचे पाके फल खाइ हैं ।
पहरत जिनों के दास नाना पट अंबर जे,
खाखांबर चर्मांबर अंग लपटाइ हैं ।
क्षुधावान बाल सहदेव कौं खवाइ है को,
निद्रा समै सेज कौं बिछाइ को सुवाइ है ? ॥ ७७ ॥

પુત્રો વનમાં જવાથી કુંતાજી વિલાપ કરીને કહે છે કે જેઓ બંદીજનો (રાજાઓની સ્તુતિ કરનારાઓ)ની સ્તુતિ વડે તથા ગાયકજનો (ગવૈયાઓ)નાં ગાયનો વડે જાગતા હતા તેઓને શિયાળ અને ફાવડીઓ જગાડશે, જેઓ મિષ્ઠ ૧ કટુ ૨ તીખા ૩ ખારા ૪ ખાટા ૫ અને તૂરા ૬ એ ૭ રસ ભોજન લાખો બીજાઓને જમાડીને જમતા હતા તેઓ કાચાં પાકાં ફળ ખાશે, જેઓના સેવકો વિવિધ પ્રકારનાં રેશમી વસ્ત્રો પહેરતા હતા

તેઓ પોતાને અંગે વિભૂતિ રૂપી વસ્ત્ર તથા ચર્મ રૂપી વસ્ત્ર (મૃગ-ચર્માદિ) લપેટશે, અરેરે ! ભૂખ્યા બાળક સહદેવને ટંક સર કોણ અવાડશે અને ઊંઘવાની વખતે બિછાનું બિછાવીને કોણ સુવાડશે ?

पुनर्यथा

जिनके मुखारविंद छत्र-छांह रहते सो,
आपत अपार ही तें कुम्हलाने होइ हैं ।
पांच पांच खंड के अवास ही गलादूं वीच,
सोवत ते कंकरन वीच कैसे सोइ हैं ।
कुंती कहै धन्य पांडु माद्री परलोकवासी,
मोहि दुख भोगनी कौं विपदा विगोइ है ।
ताहीमें बड़ो है शोच मेरो जे लड़ैतो वाल,
सहदेव क्षुधा समै काको मुख जोइ है ॥ ७८ ॥

વળી જેઓનાં મુખારવિંદ રાજ્યછત્રની છાયામાં રહેતાં હતાં તે અપાર ગરમીથી (સૂર્યના તાપથી) કરમાઈ જશે, પાંચ પાંચ ખંડોવાળા નિવાસના ગલીચાના શયનમાં સૂઈ રહેતા હતા તેઓ કાંકરાઓવાળી ભૂમિ પર શી રીતે સૂઈ શકશે ? કુંતાજી કહે છે છે કે પાંડુરાજાને તથા માદ્રીને ધન્ય છે કે જેઓ પરલોક (સ્વર્ગ) વાસી થયાં છે, અને મને દુઃખભાગિણીને વિપદાએ વગોઈ છે. તેમાં પણ મહાન ખેદની વાત તો એ છે કે મારો જે લાડકોડમાં ઉછેરેલો બાળક સહદેવ તે ભૂખ વખતે કોનું મુખ જોશે ? અર્થાત કોને કહેશે કે મને ખાવા આપો.

दोहा

कैसे सहिहै बन विपत, द्रुपदसुता सुकुमार ।
सम दुख जानत मोर मन, किन ढिग करौं पुकार ॥ ७९ ॥

વળી સુકોમળ અંગવાળી દ્રૌપદી વનની વિપત્તિ કેવી રીતે સહન કરશે ? મારૂં દુઃખ મારૂં જ મન જાણે છે. હું કોની પાસે પોકાર કરૂં ?

इति पंचम मयूख ।

## षष्ठम मयूख

### वनपर्व

### जन्मेजय उवाच

#### दोहा

कैसे वन में गमन किय, धर्मराज युत भ्रात ।
कैसे निकरे विपत दिन, गुप्त रहे कस तात ॥ १ ॥

રાજા જનમેજય કહે છે કે હે વૈશંપાયન મુનિ! ભાઈઓ સહિત ધર્મરાજાએ વનમાં ગમન કેવી રીતે કર્યું અને વિપત્તિના દિવસો તેઓએ કેવી રીતે કાઢ્યા? અને હે તાત! તેઓ ગુપ્ત શી રીતે રહ્યા? તે સર્વ કથા કહો.

### वैशंपायन उवाच

#### पद्धरी छंद

कुरु राज विपिन दिशि गमन कीन, उठि चले गैल पुरजन अधीन ।
सबको करि धर्म जु समाधान, वोहोराय दिये कहि विविध वान ॥२॥
रिषि रहे गैल छांडे न संग, नृप भयो सचिंता दुखित अंग ।
क्यों बनै सबनको भरन काज, रहिवो वन धन विन भ्रष्ट राज ॥३॥

વૈશંપાયન કહે છે હે જન્મેજય! યુધિષ્ઠિરે વન તરફ ચાલવા માંડયું ત્યારે રાજરતિભાવને વશ થયેલી પ્રજા પણ નગરમાંથી નીકળીને સાથે ચાલવા માંડી. એ જોઈને રાજા ધર્મે સર્વ પ્રજાજનનું સમાધાન કરીને તથા વિવિધ પ્રકારની ઉપદેશ રૂપ વાણી કહીને તેઓને પાછાં વાળ્યાં, પણ ઋષિઓ તો સાથે જ રહ્યા, તેઓએ પીછો ન છોડયો તેથી ધર્મરાજા ચિંતાયુક્ત દુઃખિત અંગવાળો થઈ ગયો, અને વિચારવા લાગ્યો કે રાજ્યભ્રષ્ટ થઈને ધન વિના વનમાં રહેવું અને સાથે રહેલા સર્વનું ભરણપોષણ કરવાનું કાર્ય શી રીતે બની શકે?

## धौम्यका सूर्यमंत्र देना

द्विय धौम्य पुरोहित सूर्यमंत्र, त्रय दिवस भूप साध्यो सु तंत्र ।
उर स्थाल मान बिच नीर आप, इक पाय रह्यौ ठाढो अपाप ॥४॥
दिय दिनमनि थाली अखय देव, सब ही की यातैं बनै सेव ।

રાજા ધર્મને ચિંતાગ્રસ્ત થયેલો જાણીને ધૌમ્ય નામના રાજપુરોહિતે સૂર્યમંત્ર આપ્યો, તે ધર્મરાજાએ મનની એકાગ્રતા વડે ત્રણ દિવસમાં સાધ્ય કર્યો. તે એવી રીતે કે રાજા ધર્મ પોતે નિર્દોષપણે છાતી સુધી ઊંડા પાણીમાં એક પગે (ત્રણ દિવસ સતત) ઊભો રહ્યો, રાજા ધર્મની મંત્રસાધના વડે પ્રસન્ન થઈને સૂર્યદેવે[1] એક અક્ષય થાળી આપી કે જેથી સર્વની સેવા થઈ શકે.

## सूर्यवचन

### दोहा

जौ लौं द्रुपदकुमारि नहिं, भोजन करै सुभाय ।
तौ लौं इक यह पात्र में, लाखन देहु जिमाय ॥ ५ ॥

એ અક્ષય થાળીમાં એવો પ્રભાવ છે કે જ્યાં સુધી સ્વાભાવિક રીતે દ્રૌપદી ભોજન ન કરે ત્યાં સુધી એ એક જ પાત્ર વડે લાખો માણસોને જમાડી શકશો, અર્થાત્ દ્રૌપદીએ ભોજન કર્યા પછી બીજે દિવસે દ્રૌપદીના ભોજન કરવા અગાઉ ચાહે તેટલાં માણસો જમી શકે એવો હંમેશનો ક્રમ હતો.

## पांडवों का द्वैतवन में गमन

अखैपात्र बरदान लै, चल्यो द्वैतवन भूप ।
दिन दिन नूतन होत हैं, वास बिहार अनूप ॥ ६ ॥

---

(૧) ભગવાન સૂર્યનારાયણ બોલ્યા, હે સદાચરણી રાજા ! આ ત્રાંબાનું એક અક્ષયપાત્ર (ચરુ અથવા તોલિયો) હું તને ભેટ આપું છું તે તું લે. પાંચાળી પાકશાળામાં ફળ, મૂળ, માંસ, શાક વિગેરે જે પદાર્થો રાંધીને આ પાત્રમાં ભરીને જ્યાં સુધી પીરસશે ત્યાં સુધી તે પાત્રમાંથી અન્ન ખૂટશે નહિ. (મ. ભા૦, વનપર્વ, અધ્યાય ૩).

विनु अनुचर अनुचर सदृश, चहुँघा तरु हरिधाम ।
शाखाश्रित खग राव मिष, पढ़त नृपत उत नाम ॥ ७ ॥

સૂર્યદેવ પાસેથી અક્ષયપાત્રનું વરદાન લઈ ધર્મરાજા દ્વૈત-વનમાં ચાલ્યા, પ્રતિદિવસ અનુપમ એવા નવા નિવાસ તથા નવા પંથ થાય છે, રાજાને સેવકો વિના પણ ચારે તરફનાં વૃક્ષો સેવકોના જેવું જ કામ આપે છે, વન એ જ જેમનો નિવાસ છે અને વૃક્ષોની શાખાઓના આશ્રયે રહેનારાં પક્ષીઓ અવાજને મિષે (બહાને) રાજાનું નામ ઉચ્ચારણ કરે છે.

## राज धर्म का आश्रम निवास

### छंद पद्धरी

नृप आश्रम रिषि के रहत वृंद, अति होत कथा गाइक अनंद ।
चहुँ भ्रात सु बिचरत दिशा चार, द्विज पोष काज आखेट कार ॥८॥
लखि दुष्ट जंतु कौं दंड देत, भख जोग मारि रथ डारि लेत ।
किय भीम केउक राकस विनास, यों रहत विपिनवासी उदास ॥९॥

રાજા ધર્મના આશ્રમમાં ઋષિઓનો સમુદાય રહેતો હતો, ત્યાં અનેક પ્રકારની કથા તથા ગાયકોનો આનંદ થતો હતો, ચારે દિશાઓમાં ચારે ભાઈઓ (ભીમ, અર્જુન, નકુળ, સહદેવ) સાથે રહેલા ઋષિ બ્રાહ્મણો માટે મૃગયા કરવા જતા હતા, હિંસક પ્રાણીઓને જોઈ દેહાંત દંડની શિક્ષા આપતા હતા અને ભક્ષ્ય યોગ્ય પ્રાણીઓ (હરણાદિ)ને મારીને રથમાં નાંખી લેતા હતા, ભીમસેને કેટલાક રાક્ષસોનો સંહાર કર્યો, એ રીતે તેઓ ઉદાસ (હર્ષ શોકથી રહિત) વૃત્તિવાળા થઈને વનમાં વાસ કરીને રહેતા હતા.

### श्रीकृष्णागमन

पचि आमिष तंदुल अखैपात्र, रिखि पति जिमाय पांचालि रात्र ।
पुनि करी आप भोजन सप्रीत, रहि विपन कछुक दिन यहै रीत ॥१०॥

सुनि कुरू द्यूतक्रीडा सुभाय, वह विपन बीच श्रीकृष्ण आय ।
बिश्वास दै रु बिपदा बटाय, पुनि चले धर्म आदेश पाय ॥११॥

અક્ષયપાત્રમાં માંસ તથા ચોખા રાંધીને ઋષિઓ[1] તથા પોતાના પતિઓને જમાડીને રાત્રે પછી દ્રૌપદી પોતે પ્રેમસહિત ભોજન કરતાં હતાં, એ રીતે પાંડવો સહિત દ્રૌપદી કેટલાક દિવસ વનમાં રહ્યાં, કૌરવોએ સ્વભાવિક રીતે કપટથી જુગાર રમાડીને પાંડવોને વનમાં મોકલ્યા છે એમ સાંભળીને શ્રીકૃષ્ણ પાંડવો રહેતા હતા એ વનમાં આવ્યા અને "કોઈ જાતની ફિકર ન કરશો" એમ કહી, સર્વ રીતે સહાયતા રૂપ વિશ્વાસ આપીને તેઓની વિપત્તિ વટાવીને પછી ધર્મરાજાની આજ્ઞા પામીને તેઓ દ્વારકા સિધાવ્યા.

## दुर्वासा का कपटयुक्त आगमन

दुर्वासा प्रेर्यो श्राप दैन, लखि समय सुयोधन धर्म लैन ।
अठयासि सहस रिषि जुक्त आय, भोजन बिन जाच्यो द्वेष भाय ॥१२॥
द्रौपदी किये भोजन सुदेश, वह पात्र धर्यो साहित असेस ।
द्रौपदी स्मरन किय कृष्ण केर, हरि आये संकट समय हेर ॥१३॥
इक शाक पत्र तिहि पात्र लीन, करि भक्ष कृष्ण उड्कार कीन ।
तिहुँ लोक तृप्त भये समय ताहि, चकि रहे परस्पर विप्र चाहि ॥१४॥

પાંડવો અત્યારે વિપત્તિમાં છે એમ જાણી દુર્યોધને રાજા ધર્મને ધર્મભ્રષ્ટ કરવાને ઈરાદે દુર્વાસા ઋષિને શ્રાપ આપવા માટે પ્રેર્યા એટલે તેમણે અઠ્યાસી હજાર ઋષિઓને સાથે લઈને "અમો ભોજન કર્યા વિનાના છીએ" એમ કહીને ભોજન કરવા માટે દ્વેષભાવવાળી માગણી કરી, તે વખતે દ્રૌપદીએ ભોજન

(૧) પાંડવો 'કામ્યમ' નામના વનમાં પાંચ વર્ષ વસ્યા. તેઓ હંમેશાં દશ હજાર સ્નાતક (ગૃહસ્થાશ્રમી) બ્રાહ્મણો તથા સંન્યાસીઓનું પોષણ કરતા હતા. મૃગો (મૃગમાંસ), સામા વિગેરે વનધાન્યો પ્રથમ બ્રાહ્મણોને જમાડીને પછી પોતે ભોજન કરતા હતા. (મ. ભા., વનપર્વ, અ ૫.)

કરી લીધું હતું, અને સમગ્ર સામગ્રીવાળું અક્ષયપાત્ર રાખી મૂક્યું હતું. અક્ષયપાત્ર ઠાલું હોવા રૂપ અનાયાસ ધર્મસંકટ આવી પડવાથી દ્રૌપદીએ શ્રીકૃષ્ણનું સ્મરણ કર્યું કે તુર્તજ શ્રીહરિ સંકટ સમય જાણીને વ્હારે આવ્યા, અને અક્ષયપાત્ર પોતાના હાથમાં લઈ તેમાં રહી ગયેલું એક શાક પત્ર ખાઈને શ્રીકૃષ્ણે ઓડકાર કર્યો, તે વખતે ત્રણે લોક તૃપ્ત થયાં, એટલે ત્યાં આવેલા દુર્વાસા આદિ ઋષિઓ પરસ્પર ચકિત થઈ ગયા.

## कपट प्रकाश

### दोहा

नकुल बुलावहु विप्र सब, कहि हरि भोजन काज ।
नटे विप्र आशीष दै, प्रगट कियो सब व्याज ॥ १५ ॥

પછી શ્રીકૃષ્ણે નકુળને કહ્યું કે ભોજન કરવા માટે સર્વ બ્રાહ્મણોને બોલાવો, ત્યારે બ્રાહ્મણોએ ભોજન કરવાની ના પાડી, અને આશિષ આપીને સર્વ કપટ ઉઘાડું કર્યું.

### ऋषि उवाच

धर्मपुत्र तेरो धरम, सदा अखंड स्वरूप ।
खंडन किय चाहत जु खल, ताको घटिहै भूप ॥ १६ ॥

અને કહ્યું કે હે ધર્મપુત્ર ! તારો ધર્મ હંમેશાં અખંડસ્વરૂપે છે, તેને જે ખળ ખંડન કરવા ઇચ્છે તેનો જ ધર્મ નાશ થશે.

कहि रिषि पीछो गमन किय, हरि भये अन्तर्धान ।
रह्यो भूप निज रिपिन जुत, सुखमय बंधु समान ॥ १७ ॥

એ પ્રમાણે કહી ઋષિઓ વિદાય થયા, અને શ્રીહરિ અંતર્ધ્યાન ( ગુપ્ત ) થયા, પછી ધર્મરાજા સુખમય બંધુઓ તથા ઋષિઓ સહિત પોતે માનપૂર્વક (આદર સહિત) રહેવા માંડ્યા.

## अर्जुन का तप

### छंद पद्धरी

षट वर्ष भये यों बन बितीत, विजय तैं युधिष्ठिर कहि सप्रीत ।
तप करहु पुत्र अब अस्त्र काज, बिन युद्ध दुष्ट नहिं देहिं राज ॥१८॥

कहि तथा अस्तु नर गमन कीन, इक पाइ बर्ष रहि तप अधीन ।
इन्द्रादि देव बर दैन आइ, सब तैं जु अस्त्र लीने सुभाइ ॥१९॥
इन्द्रादि अस्त्र दै गये थान, नर रह्यो गंधमादन सज्ञान ।

એ પ્રમાણે વનમાં ૭ વર્ષ વ્યતીત થયાં, પછી ધર્મરાજાએ અર્જુનને પ્રીતિયુક્ત કહ્યું કે હે વત્સ! તું હવે શસ્ત્રો માટે તપ કર, કારણ કે યુદ્ધ કર્યા વિના દુષ્ટ કૌરવો રાજ્ય આપવાના નથી. ધર્મરાજાનું વચન સાંભળી તથાસ્તુ કહીને અર્જુન તપ કરવા ચાલ્યો, પછી તે એક વર્ષ સુધી એક પગે તપને આધીન થઈને ઊભો રહ્યો, એટલે ઇંદ્ર વિગેરે દેવગણો પ્રસન્ન થઈને વરદાન આપવા આવ્યા, અર્જુને સર્વની પાસેથી ભાવસહિત અસ્ત્ર શસ્ત્ર લીધાં, પછી ઇંદ્ર આદિ દેવગણો અસ્ત્ર આપીને પોતાના સ્થાને ગયા અને અર્જુન જ્ઞાનયુક્ત ગંધમાદન પર્વતમાં રહ્યા.

## भिल्ल वेष में रुद्रागमन

इक दिवस रुद्र धरि सबर रूप, त्रिय वृंद जुक्त आये अनूप ।
शिव कियो एक घायल वराह, नर बान चलायो निकट चाहि ॥२०॥
तिहि कपट भिल्ल वरज्यो सु तत्र, इह प्रथम ग्रास मम क्रोड अत्र ।
नहिं गन्यो कह्यो नर सहित क्रध, बढि पर्यो परस्पर जुध विरूध ॥२१॥

એક દિવસ મહાદેવ સબર[1] (ભીલ)નું રૂપ ધારણ કરીને અનુપમ સ્ત્રીઓ સહિત ગંધમાદન પર્વત પર આવ્યા, મહાદેવ-

(૧) અર્જુન ઇન્દ્રકીલ પર્વત પર તપ કરવા ગયેલા ત્યાં તેમના તપમાં વિક્ષેપ કરવા દનુનો પુત્ર મૂક વારાહનું રૂપ લઈને અર્જુનને મારવાનો વિચાર કરતો હોય તેમ જોઈને શબર વેશમાં આવેલા શ્રીશંકર ભગવાને તેને મારવાનો નિશ્ચય કર્યો (મ૦ ભા૦, વનપર્વ, અ. ૩૭ થી ૩૯). શ્રીશંકર ભગવાને પુરાતન મહાતપસ્વી અર્જુન પર પ્રસન્ન થઈને શિવબ્રહ્મ નામનું પાશુપતાસ્ત્ર આપ્યું હતું. યમ, વરુણ, કુબેર વિગેરે દેવગણોએ પણ અર્જુનના તપથી પ્રસન્ન થઈને વરદાયી શસ્ત્રો આપ્યાં હતાં.
(મ. ભા., વનપર્વ, અ. ૪૦ થી ૪૧)

જીએ એક સૂવરને ઘાયલ કર્યો, તેના પર અર્જુને નજીક જાણી બાણ ચલાવવાની ઈચ્છા કરી, એટલે તેને કપટરૂપ ભીલે ત્યાં તેમ કરવા માટે મના કરી, અને કહ્યું કે એ સૂવર પ્રથમ અહીં મારાથી ઘાયલ થયેલો છે. અર્જુને ક્રોધયુક્ત થઈને એ કહેણ ગણકાર્યું નહિ, એટલે સામસામું વિરૂદ્ધ સ્વરૂપે યુદ્ધ વધી પડ્યું.

## कपट भिल्ल से अर्जुन का युद्ध

क्षय भये उभय अक्षय निखंग, असि धारि चल्यो शिव पै उमंग ।
तिल तिल हि छेदि हर खड्ग ताहि, चकि रह्यो किरीटी बदन चाहि ॥२२॥
जुरि पर्यो भुजन तैं द्वंदयुद्ध, कछु चांप्यो हर उर धरि अक्रुद्ध ।
मुर्छित सु गिर्यो तब भूमि माहिं, नर कर्यो सु उद्यम फुर्यो नाहिं ॥२३॥

ત્યારે અર્જુનનાં અક્ષય તથા શત્રુજિત એ બેઉ ભાથાં ક્ષય થયાં અર્થાત્ બાણ વિનાનાં ખાલી થયાં, એટલે અર્જુન ઉત્સાહ ધારણ કરીને મહાદેવ પર તરવાર લઈને ચાલ્યો, મહાદેવજીએ તે તરવારને તલ તલ પ્રમાણે છેદી નાંખી, એટલે અર્જુન તે કપટ ભીલના મુખ સામું જોઈને ચકિત થઈ ગયો, પછી ભુજબળથી દ્વંદ્વયુદ્ધ કરવા બાઝી પડ્યો, એટલે મહાદેવજીએ ક્રોધ રહિત થઈને તેને કાંઈક પોતાની છાતી સાથે ચાંપ્યો, તેથી તે મૂર્છિત થઈને પૃથ્વી પર પડી ગયો, એ રીતે અર્જુનનો કોઈ પણ ઉદ્યમ સફળ ન થયો.

## अर्जुन का शिवपूजन

चित भयो गई मूर्छा सचेत, हर मूर्ति रेतमय करि सहेत ।
नर पुष्प चढावै तोरि तोरि, वह भिल्ल शीष दरसै बहोरि ॥२४॥
पहिचानि रुद्र तब पर्यो पाय, लीनो कपर्दि तिहि उर लगाय ।
पाशूपत्यास्त्र दीनो सप्रीत, भये अखय तून पुनि शत्रुजीत ॥२५॥

અર્જુન મૂર્છા વળતાં ચિત્તમાં સચેત થયો, પછી ત્યાં તેણે પ્રેમ પૂર્વક માટીની મહાદેવની મૂર્તિ બનાવીને તેના પર પુષ્પો તોડી તોડીને તે ચડાવવા માંડ્યો, પછી તે ચડાવેલાં પુષ્પો તેણે

કપટ ભીલના મસ્તક પર જોયાં, ત્યારે આજ મહાદેવજી છે એમ ઓળખીને પગે પડ્યો એટલે મહાદેવે તેને છાતી સાથે લગાવ્યો, અને પ્રેમ પૂર્વક પાશુપતિ નામનું અસ્ત્ર આપ્યું તથા અક્ષય અને શંત્રુજિત એ બેઉ ભાથાં બાણો યુક્ત કરી આપ્યાં. (પછી મહાદેવ તુર્તજ અન્તર્ધ્યાન થયા.)

## अर्जुन का इन्द्रलोक में जाना

पठवाय इन्द्र नर लैन काज, मातुली जुक्त रथ हरित वाज ।
परिक्रमन युक्त करि रथ प्रवेश, सुरलोक जाइ भेट्यो सुरेश ।।२६।।
अर्धासन लै वैठो सु इन्द्र, मन बिस्मय भो लोमस मुनिंद्र ।
नरदेह जानि नर भ्रमहु नाहिं, मम अंश विष्णु अवतार माहिं ।।२७।।

ઈન્દ્રે પોતાના માતલી નામના સારથિ સહિત હરિત (શ્યામકર્ણ) જાતિના અથવા તાજા ઘોડાઓ રથને જોડાવીને અર્જુનને ઈન્દ્રલોકમાં લાવવા માટે મોકલ્યો, રથ ગંધમાદન પર્વત પર આવી પહોચતાં રથને પરિક્રમા કરીને અર્જુને એ રથમાં પ્રવેશ કર્યો, અને દેવલોકમાં જઈને તેણે ઈન્દ્રથી ભેટો કર્યો, પછી ઈન્દ્ર તેને અર્ધ આસન પર લઈને બેઠો. તે જોઇને ઈન્દ્રસભામાં આવેલા લોમશ મુનિને આશ્ચર્ય થયું, એટલે ઈન્દ્રે કહ્યું તે હે મુનિ ! આ નરદેહે અર્જુન છે એ આપ જાણો, ભ્રમિત થશો નહિ, વળી વિષ્ણુના અવતારમાં એ અર્જુન મારો અંશ છે.

मृतलोक धर्मसुत पै महंत, विजय के कुशल कहियो वृतंत ।
बंधुन जुत चिंतातुर बिशेष, अर्जुन बियोग ह्वैहै अदेश ।।२८।।
कहि इन्द्र इतौ रिषि बिदा कीन, उत रह्यो किरीटी पितु अधीन ।

માટે હે મહાત્મા ! આપ મૃત્યુલોકમાં જઈને ધર્મપુત્ર (યુધિષ્ઠિર) ને અર્જુનનું કુશળ વૃત્તાંત કહેજો. કેમકે અર્જુનના વિયોગ વડે ભાઈઓ સહિત રાજા ધર્મ વિશેષ ચિંતાતુર થતાં એમને અંદેશો થશે કે અર્જુન કયાં ગયો હશે? ઇન્દ્રે એટલું

કહીને ઋષિને વિદાય કર્યા, પછી ત્યાં અર્જુન ઇન્દ્રને આધીન રહ્યો.

### अर्जुन का चित्रकेतु से सखापन

निज मुख सुरेश चित्रकेतु नाम, गंधर्वहि प्रेर्यौ सुगुन ग्राम ॥२९॥
अर्जुनहि शिखावहु जुत अनंद, विधि गान नृत्य जुत वाद्य वृंद ।
कहि तथा अस्तु रहि विजय पास, हित बढ्यो सखापन जुत हुलास ॥३०॥
सीखत जु अस्त्रविद्या सँगीत, प्रति दिवस बढ़त सुत पिता प्रीत ।

પછી ઇન્દ્ર મહારાજે પોતાને મોંઢે સદ્ગુણના સમૂહરૂપ ચિત્રકેતુ નામના ગંધર્વને સંબોધીને કહ્યું કે હે ચિત્રકેતુ! તું અર્જુનને વાજિંત્રોના સાજ સાથે ગાયન તથા નૃત્યવિધિ આનંદ પૂર્વક શિખવાડ, ચિત્રકેતુ તથાસ્તુ કહી અર્જુન પાસે રહ્યો, બેઉને પરસ્પર પ્રેમ વધ્યો અને આનંદ સહિત મિત્રાચાર થયો, અર્જુન હંમેશાં અસ્ત્રવિદ્યા અને સંગીતવિદ્યા શીખે છે, અને પુત્ર તથા પિતામાં પરસ્પર પ્રીતિનો વધારો થાય છે.

### अर्जुन को इन्द्र की आज्ञा

इक दिवस दई आज्ञा सुरेश, बिच सिंधु वसत सुररिपु विशेष ॥३१॥
विधि बर तैं सुर तैं अजित आहि, तूं मनुज रूप करि नाश ताहि ।
मातुलि जुत ह्वै मम रथारूढ, निशत्रु करहु सुरलोक गूढ ॥३२॥

એક દિવસ ઇન્દ્રે અર્જુનને આજ્ઞા આપી કે સમુદ્રમાં દેવગણોના શત્રુ ઘણા વસે છે. તે બ્રહ્માના વરદાન વડે દેવગણોથી જીતાય એવા નથી, હે અર્જુન! તું મનુષ્ય રૂપે છે માટે તેઓનો નાશ કર, માતુલી સારથિ સહિત મારા રથમાં બેસીને ગુપ્ત રીતે ત્યાં જઈને તેઓનો નાશ કરીને દેવલોકને શત્રુ વિનાનો કર.

### हिरन्यपुर जाय अर्जुन का असुरों को मारना

दोहा

ले आज्ञा सुरराज की, चल्यो विजय शिर नाय ।
कवच निवात रु कालखँज, इक दिन दिये मिटाय ॥ ३३ ॥

ઈન્દ્રની આજ્ઞા લઈ ને અર્જુન મસ્તક નમાવીને ચાલ્યો અને સમુદ્રમાં વસેલી હિરણ્યનગરીમાં જઈને કવચ, નિવાત તથા કાળખંજને એક જ દિવસમાં મારી નાંખ્યા.

क्रिय निष्कंटक अमरपुर, करि हिरन्यपुर नाश ।
नर भुज पूजे इन्द्र त्रिय, पुर तिहुं सुजश प्रकाश ॥ ३४ ॥

હિરણ્યપુરનો નાશ કરીને સુરપુરને શત્રુ વિનાનું કર્યું તેથી અર્જુનના પરાક્રમી બાહુઓને અપ્સરાઓએ પૂજ્યા અને સ્વર્ગ, મૃત્યુ તથા પાતાળપુરીમાં અર્જુનના સુયશનો પ્રકાશ થયો.

## अर्जुन कों इंद्र का अपना किरीट देना

रत्नजटित निज शीष को, दियो किरीट सुरेश ।
नाम किरीटी ताहि तैं, भयो विख्यात विशेष ॥ ३५ ॥

દેવગણોના શત્રુઓનો વિનાશ કરી અર્જુન સ્વર્ગમાં આવ્યો એટલે ઈન્દ્રે પોતાના મસ્તકે ધારણ કરવાનો રત્નજડિત કિરીટ (મુગટ) આપ્યો તેથી અર્જુનનું કિરીટી એ નામ વિશેષે પ્રખ્યાત થયું.

## अर्जुन पै उर्वसी का भेजना

नरहि अस्त्र वरदान जब, दैन गयो सुरभूप ।
गँधमादन सुर रमनि को, नाटक भयो अनूप ॥ ३६ ॥

ગંધમાદન પર્વત પર ઈન્દ્ર જ્યારે અર્જુનને અસ્ત્રનું વરદાન આપવા ગયો હતો ત્યારે ત્યાં દેવાંગનાઓનું અનુપમ નાટક થયું હતું.

देखी थी जब इंद्र ने, अर्जुन की उनमेष ।
दृष्टि उर्वसी रूप में, जानी प्रीति विशेष ॥ ३७ ॥

ત્યારે ઉર્વશી પર અર્જુનની ઉન્મેષ દૃષ્ટિ (પાંપણો હલાવ્યા વિના એકી ટસે જોવું તે) ઈન્દ્રે જોઈને જાણ્યું હતું કે ઉર્વશીના રૂપમાં અર્જુનની વિશેષ પ્રીતિ છે.

किय आज्ञा चित्रकेतु कौं, अर्जुन के प्रिय काज ।
अति श्रृँगार जुत उर्वसी, वापै पठवहु आज ॥ ३८ ॥

તે બાબતનું સ્મરણ થતાં અર્જુનના ભવિષ્યના ભલા માટે ઇન્દ્રે ચિત્રકેતુને આજ્ઞા કરી કે આજે ઉર્વશીને અતિ શૃંગાર સહિત અર્જુન પાસે મોકલો.

कह्यो इन्द्र तैसे हि कियो, सब उरवसी श्रृँगार ।
चली देखि मोहित भई, नर कहँ सुरपुर नार ॥ ३९ ॥

ઇન્દ્રે કહ્યું એ જ પ્રમાણે ઉર્વશીએ સર્વ શૃંગાર કર્યો, પછી અર્જુન પાસે ગઇ અને અર્જુનને જોઇને તે સ્વર્ગની સ્ત્રી ઉર્વશી મોહિત થઈ.

सुनत हि आगम उरवसी, नर सनमुख नियराय ।
कह्यो हुकम कीजे कछू, मम कुंताधिक माय ॥ ४० ॥

ઉર્વશીનું આવવું સાંભળીને અર્જુને તેની સામે નજીક જઈને કહ્યું કે હે માતા ! તમો મારે કુંતામાતાથી પણ અધિક છો, માટે જે આજ્ઞા કરવી ઘટે તે કરો.

### उरवसी उवाच

देख्यो तूं मेरी तरफ, लोभ दृष्ट गिरि पृष्ट ।
इन्द्र प्रेरि आई इहां, देव भाव करि नष्ट ॥ ४१ ॥
नर कौं हम सेवैं कहा, दिव्य रूप सुर देह ।
किंहि कारन माता कही, नटै तो श्राप हि लेह ॥ ४२ ॥

ઉર્વશીએ કહ્યું કે હે અર્જુન ! તેં પૂર્વે ગંધમાદન પર્વત પર મારી તરફ લોભ દૃષ્ટિથી જોયું હતું, તેથી હું ઇન્દ્રની પ્રેરેલી દેવભાવ નષ્ટ કરીને તારી પાસે આવી છું.

અમે મનુષ્ય કોટિના પુરૂષને સેવીએ કે ? કારણકે અમે દિવ્ય દેહ રૂપ દેવ કોટિનાં છીએ, તેં મને માતા શા માટે કહી ? અને તું મારી ઇચ્છાનો ઇન્કાર કરે છે માટે શ્રાપનો અંગીકાર કર.

### अर्जुन उवाच

रही पुरुरवा गेह तूं, कियो प्रगट मम वंश ।
फिर परिचर्या इन्द्र की, करत सु मैं तिहि अंश ॥ ४३ ॥
तातैं तु लखत हो, और भाव नहिं कोय ।
इतने ही पै श्राप दै; शिर धरि लैहौं सोय ॥ ४४ ॥

અર્જુને કહ્યું હે ઉર્વશી! પૂર્વે તું પુરૂરવા[1] રાજાને ત્યાં રહી હતી, અને મારો પૂર્વ વંશ તેં પ્રગટ કર્યો છે. વળી તું ઈન્દ્રની સેવા કરનારી સેવિકા છે, અને હું ઈન્દ્રનો અંશ છું. તેથી મેં તને નિહાળી હતી, તેમાં કોઈ અન્ય ભાવ નહોતો, એટલા ઉપરથી જ જો તું શ્રાપ આપતી હોય તો તે હું શિર પર ધરી લઈશ.

### उरवसी उवाच

तेजस्वी को दोष कछु, लगत न सुरपुर बीच ।
मान भंग कीनो जु मम, होहु नपुंसक नीच ॥ ४५ ॥

ઉર્વશીએ કહ્યું કે સ્વર્ગલોકમાં તેજસ્વીને કાંઈ દોષ લાગતો નથી, પરંતુ તેં મારૂં માન ભંગ કર્યું તેથી તુચ્છ નપુંસક રૂપ થા.

### कवि कथन

#### कवित्त

पठाई सुरेन्द्र उरबसी कौं नरेन्द्र पास,
कीनो सतकार दीनो ज्वाब बड़ी रीत सौं ।

(૧) પૂર્વે કેશી નામનો દૈત્ય ઉર્વશીને હરી ગયો હતો, તેને પુરૂરવા રાજાએ છોડાવી તેથી ઉર્વશીનો પ્રીતિભાવ તે રાજા પર થયો હતો, પછી એક દિવસ સ્વર્ગમાં ઉર્વશી સંગીતમય નૃત્યક્રીડા કરતી હતી, તેમાં ભૂલ થવાથી ચિત્રલેખાએ પૂછ્યું કે હે ઉર્વશી! તેં તારા કાર્યક્રમમાં ભૂલ કરી તે તારૂં ચિત્ત શામાં લાગ્યું છે? ઉર્વશીએ કહ્યું કે પુરૂરવામાં. તે સાંભળીને સભામાં બેઠેલા ઉર્વશીના ગુરૂ ભારત મુનિએ ઉર્વશીને શ્રાપ આપ્યો કે તું મૃત્યુ લોકમાં જઈ પુરૂરવાને ત્યાં રહે, અને એક સંતાન ઉત્પન્ન કરીને પછી તું તારી દેવગતિને પામજે. ત્યાર પછી ઉર્વશી પુરૂરવા પાસે રહી તે કથા શ્રીમદ્ ભાગવત, સ્કંધ ૯; અ૦ ૧૪ માં છે.

इन्द्र त्रिया तातैं मैया वंश की करैया मेरे,
कुंता तैं अधीक वातैं दोनों की प्रतीत सौं ।
जाके काज भूपति पुरूरवा भयो निलाज,
वस्त्र त्याज को न ज्ञान दोर्यों गैल प्रीत सौं ।
ताहि तैं हर्यों न मन अर्जुन कर्यो न संग,
व्रत तैं टर्यो न त्यों डर्यों न श्राप भीत सौं ॥ ४६ ॥

ઈન્દ્રે ઉર્વશીને અર્જુન પાસે મોકલી ત્યારે અર્જુને તેનો સત્કાર કર્યો અને સારી રીતે જવાબ આપ્યો કે હે ઉર્વશી! તું ઈન્દ્રની (અપ્સરા) ઓરત તેથી મારી માતા, અને મારા પૂર્વવંશની ઉત્પન્ન કરનારી. એ બેઉ વાતોની પ્રતીતિ વડે તું મારે કુંતામાતાથી પણ અધિક છે, વળી કવિ કહે છે કે જે ઉર્વશી માટે પુરૂરવા રાજા નિર્લજ્જ થયો હતો, અને પ્રીતિથી જેની પાછળ દોડયો ત્યારે તે રાજાને વસ્ત્રત્યાગનું પણ ભાન રહ્યું નહોતું, એવી જે ઉર્વશી તેનાથી અર્જુનનું મન હરાયું નહિ અને તેનો સંગ ન કર્યો તથા તે પોતાના અડગ વ્રતથી ન ટળ્યો તેમ જ શ્રાપના ડરથી પણ ડર્યો નહિ.

## अर्जुन की वात जानि कै इंद्र का प्रसन्न होना

### दोहा

चित्रकेतु कहै इंद्र तैं, निशि वीती ज्यों वात ।
उर लगाय नर कौं कह्यो, भली भई यह वात ॥ ४७ ॥

અર્જુન તથા ઉર્વશી વચ્ચે જે વાત થઈ તે રાત્રિ વીત્યા પછી ચિત્રકેતુએ ઈન્દ્રને કહી, પછી ઇન્દ્રે અર્જુનને હૃદય સાથે લગાવીને કહ્યું કે આ વાત બહુ જ સારી થઈ.

वर्ष एक जौ लौं गुपत, भोगहु श्राप सधीर ।
तव दुराव यह स्वांग बिन, वनतो मुश्कल वीर ॥ ४८ ॥

એક વર્ષ સુધી તારે ગુપ્ત રહેવું પડશે તેટલા સમયમાં

આ શ્રાપ ધીરજયુક્ત ભોગવી લેજે, એવા નપુંસક સ્વાંગ સિવાય તારૂં ગુપ્ત રહેવું હે વીર! બહુ જ મુશ્કેલીથી બનત.

अग्निद्योत भूषन वसन, दिये कुटुंब के काज ।
पहुँचायो रथ जुक्त नर, जहां धर्म कुरुराज ॥ ४९ ॥

એમ કહીને ઈન્દ્રે અર્જુનને અગ્નિ સદ્દશ્ય પ્રકાશમાન આભૂષણ અને વસ્ત્રો કુટુંબને માટે આપ્યાં અને જ્યાં કુરૂરાજ ધર્મરાજા હતા ત્યાં તેને રથ સાથે પહોંચાડી દીધો.

पांच दिवस नर सुरन के, रह्यो इंद्र आधीन ।
पांच बरष जौ लौं धरम, सब तीर्थाटन कीन ॥ ५० ॥

દેવોના પાંચ દિવસ અર્જુન ઈન્દ્રને આધીન રહ્યો ત્યાં સુધી મૃત્યુલોકનાં પાંચ વર્ષોમાં ધર્મરાજાએ સર્વ તીર્થાટન કર્યું.

## अस्त्रयुत अर्जुन कों देखिकै धर्म का हर्षित होना

देखि अनुज अस्त्रन जुकत, बहु हरष्यो कुरुवीर ।
भूप किरीटी तैं कह्यो, अस्त्र दिखावहु धीर ॥ ५१ ॥

નાના ભાઈ અર્જુનને અસ્ત્ર-શસ્ત્રો સહિત આવેલો જોઈને કુરૂકુળમાં વીર ધર્મરાજા બહુ જ હર્ષિત થયો, અને તેણે અર્જુનને કહ્યું કે હે ધૈર્યવાન! મને તારી અસ્ત્રવિદ્યા દેખાડ.

अस्त्र याद कीने विजय, होन लगे उतपात ।
धरा धूजि उलका परत, नभ सुरयान दिखात ॥ ५२ ॥

ધર્મનું વચન સાંભળીને અર્જુને અસ્ત્રોનું સ્મરણ કર્યું એટલે ઉત્પાત થવા માંડયા, ધરા ધ્રૂજવા માંડી, ઉલ્કાપાત થવા માંડયો, અને આકાશમાર્ગે દેવોનાં વિમાનો દેખાવા માંડયાં.

नभ बानी भइ सुरनकी, इह मत करहु उपाव ।
बनिहै जुध तब देखिहै, तूं सब अस्त्र प्रभाव ॥ ५३ ॥

એ વખતે દેવોની આકાશવાણી થઈ કે હે રાજા ધર્મ! તું આ ઉપાય કરીશ નહિ, જ્યારે યુદ્ધ થશે ત્યારે તું સર્વ શસ્ત્રોનો પ્રભાવ જોઈશ.

## दुर्योधन का कुमंत्र

कोउ दिन बीते कुबुधि करि, नृपति सुयोधन नीच ।
मंत्र कियो चहुं दुष्ट मिलि, चलो विपिन के बीच ॥ ५४ ॥

કેટલાક દિવસો વીત્યા બાદ નીચ દુર્યોધન રાજાએ કુબુદ્ધિ કરી અને ચારે દુષ્ટો (દુર્યોધન, દુઃશાસન, કર્ણ, શકુનિ)એ મળીને વિચાર કર્યો કે આપણે વનમાં ચાલો.

करि मिष यात्रा घोष को, लै पितु तैं आदेश ।
चल्यो त्रियन युत कुटिल मति, सैन्या लई विशेष ॥ ५५ ॥

એમ નિશ્ચય કરીને ઘોષ (ગાયો અને વાછડાઓનો નેસ) યાત્રાનું બહાનું કરીને પિતા (ધૃતરાષ્ટ્ર) ની આજ્ઞા લઈને સ્ત્રીઓ સહિત અવળી બુદ્ધિવાળો દુર્યોધન વિશેષ સૈન્ય લઈને વનમાં ચાલ્યો.

पांच भ्रात कौं मारिकै, करैं निकंटक राज ।
ना तौ देखि दिखाइहौं, इहै कपट मन साज ॥ ५६ ॥

તેના મનમાં કપટનો સાજ એવી રીતે સજાયો હતો કે પાંચે ભાઈઓને મારીને નિષ્કંટક (શત્રુ રહિત) રાજ્ય કરીશું, અને તેમ નહિ બને તો આપણે આ આપણો વૈભવ રૂપ દેખાવ દેખાડીશું.

## दुर्योधन पै चित्रकेतु का जाना

प्रेर्यो इन्द्र शिखाइकै, चित्रकेतु गंधर्व ।
करहु क्षेम सुत धर्म के, हरहु सुयोधन गर्व ॥ ५७ ॥

દુર્યોધનના કપટ સાજની ઈન્દ્રને માલુમ થતાં ઈન્દ્રે ચિત્રકેતુ નામના ગંધર્વને શિખવાડીને દુર્યોધનની સામે મોકલ્યો, અને કહ્યું કે ધર્મપુત્ર (યુધિષ્ઠિર)નું કુશળ કર અને દુર્યોધનના ગર્વનું હરણ કર.

## कविकथन

### कवित्त

घोष यात्रा व्याज तैं चंडाल चोकरी को दल,
आयो है युधिष्ठिर कौं विभव दिखावे कौं ।

दाव लगै पांचौं मारि निष्कंटक राज करैं,
ना तौ चलौ जरै पर लौन सो लगावे कौं ।
इन्द्र को पठायो चित्रकेतु तातैं भई भेंट,
कर्न जैसे सूर मतो कीनो भाग जावे को ।
भुजा पीठि बांधि द्वै सुयोधन कौं लेकै चल्यो,
भ्राता जानि किरीटी को इन्द्र तैं मिलावे कौं ॥ ५८ ॥

ઘોષયાત્રાને બહાને એ ચંડાળ ચોકડીનું દળ, યુધિષ્ઠિરને વૈભવ બતાવવા માટે આવ્યું, તે એવા વિચારથી કે જો આપણો દાવ લાગશે તો પાંચે ભાઈઓને મારીને શત્રુ રહિત રાજ્ય કરીશું, નહિતો ચાલો તેઓ વનની વિપત્તિ રૂપી અગ્નિથી બળેલા છે તે પર આપણું ત્યાં જવું તેઓને મીઠું લગાડવાની પેઠે પીડા રૂપ થશે, એટલામાં ઈન્દ્રના મોકલેલા ચિત્રકેતુની તેઓને ભેટ થઈ, એટલે કર્ણ જેવા શૂરવીરોએ નાસી જવાનો ઈરાદો કર્યો, પછી ચિત્રકેતુ દુર્યોધનના બે હાથ અવળા બાંધીને તેને અર્જુનનો ભાઈ જાણીને ઈન્દ્રથી ભેટ કરાવવા સ્વર્ગમાં લઈ ચાલ્યો.

युधिष्ठिर का दूतों से दुर्योधन का हाल जानना

दोहा

भगे दूत कुरुसैन्य के, कही युधिष्ठिर पास ।
बांधि लियो त्रिय युत सुरन, सुत धृतराष्ट्र निरास ॥ ५९ ॥

પછી કૌરવોની સેનાના સેવકો નાઠા, અને યુધિષ્ઠિર પાસે આવીને તેઓએ કહ્યું કે સ્વર્ગમાંથી દેવગણોએ આવીને જેની સાથે સ્ત્રીઓ છે એવા દુર્યોધનને બાંધી લીધો છે અને તે સાવ નિરાશ થઈ ગયો છે.

कवित्त

युधिष्ठिर कहै चारौं भ्रातन ँ दौरो वेग,
सुयोधन बांध्या देखि देव त्री हसैं ही गी ।

चित्रकेतू छोरै ताहि विधि सों छुराय लावो,
तुम्हें देखि देवन की वाहनो त्रसै ही गी ।
त्यौं ही कह्यो द्रोपदी चुरानी औ जिठानी काज,
जुद्ध तैं छुराय लाये कुंता हुलसै ही गी ।
औगुन पै गुन कौं सुयोधन न मानै तोहू,
सुर पांडुनंदन की कीर्ति ना नसै ही गी ॥ ६० ॥

તે સાંભળી યુધિષ્ઠિરે ચારે ભાઈઓને કહ્યું કે તમે જલ્દી દોડો, દુર્યોધનને બાંધ્યો જોઈને દેવગણોની સ્ત્રીઓ હસશે, ચિત્રકેતુ જે રીતે દુર્યોધનને છોડે તે રીતે તેને છોડાવી લાવો, કેમકે તમને જોઈને દેવગણોની સેના પણ ભય પામશે, તેમજ દ્રૌપદીએ પણ દેરાણી તથા જેઠાણી માટે કહ્યું કે યુદ્ધથી છોડાવી લાવતાં કુંતાજી પણ હર્ષ પામશે, અને દુર્યોધનના અવગુણ પર આપણો ગુણ થશે તે દુર્યોધન નહિ માને તો પણ શૂરવીર પાંડવોની કીર્તિ નાશ નહિ પામે.

### कवि कथन

#### दोहा

तथा युधिष्ठिर की क्षमा, यथा बनौला खेत ।
ताकौं सब दुख देत हैं, सो सबकौं सुख देत ॥ ६१ ॥

કવિ કહે છે કે જેવું કપાસનું ખેતર હોય તેવી યુધિષ્ઠિરની ક્ષમા છે. કપાસ મનુષ્ય માત્રનું ઢાંકણ હોઈ તે સૌને સુખ આપે છે અને સૌ કોઇ લોઢવા, પીંજવા, કાંતવા, વણવા વિગેરેનું તેને દુઃખ આપે છે.

### भीम कथन

#### कवित्त

चहैं भुजबंध मणि जटित अमोल जहां,
तहां रसरी के बंध देखो हौनहार कौं ।

चढ़त सुगंध तैल तहां लपटानी धूरि,
राज को अधार देखो भयो निराधार को ।
कहै भीम सहै क्यों सुयोधन असह दुख,
गहै कैसे कंज फूल भूधर के भार कौं ।
दुह्रद गंधर्व ताके महा नीतिवान राजा,
कीनो बस ऐसी जोग्य नाहीं करतार कौं ।। ६२ ॥

ભીમ કહે છે કે હે ભાઈ! થવાવાળી રચનાને જુઓ, જે દુર્યોધનના હાથે અમૂલ્ય મણિજડિત બાજુબંધ જોઈએ ત્યાં દોરડાના બંધ છે, જ્યાં સુવાસિત તેલ ચઢે ત્યાં ધૂળ લપટાણી છે, વળી જુઓ, જે રાજ્યનો આધાર છે તે નિરાધાર થયો છે. અરે રે! કમળનું ફૂલ પર્વતનો ભાર શી રીતે ઉઠાવી શકે? તેમ દુર્યોધન અસહ્ય દુઃખ શી રીતે સહન કરી શકે? આવા મહા નીતિવાન રાજાને શત્રુ રૂપ ગાંધર્વે વશ કર્યો એવી રચના રચવી જગત્‌કિરતારને યોગ્ય નથી.

(આમાં પ્રથમ પદમાં દ્વિતીય અસંગતિ અલંકાર છે, ત્રીજા પદમાં દૃષ્ટાંતાલંકાર છે અને ચોથા પદમાં વક્રોક્તિ અલંકાર છે.)

### दुर्योधन का मुक्त होना

#### दोहा

बंध छोरि छुटकाय दिय, आयो करन समीप ।
कर्न कहै गंधर्व तैं, जीत्यो प्रबल महीप ।। ६३ ।।

પાંડવો દુર્યોધનને છોડાવવા ચિત્રકેતુ પાસે ગયા એટલે ચિત્રકેતુએ બંધ છોડીને દુર્યોધનને છોડી દીધો, પછી દુર્યોધન કર્ણ પાસે આવ્યો, એટલે કર્ણે દુર્યોધનને કહ્યું કે હે રાજા! તમે બળવાન કે ગાંધર્વને જીત્યા ?

जो मोपै वीती विपत, तुम नहिं जानत तात ।
और कहै तो प्राण लउँ, जानत सन यह बात ।।६४ ॥

દુર્યોધને કહ્યું હે કર્ણ ! મારા પર જે વિપત્તિ વીતી છે તે તું જાણતો નથી, અને જાણવા છતાં આ વાત બીજો કહે તો હું તેના પ્રાણ લઉં.

जिनकौं देखि दिखाइबे, आयो विपन विहार ।
तिनहि छुरायो जीव दै, क्यों सहिहौं उपकार ॥ ६५ ॥

વળી હું જેઓને મારો વૈભવ દેખાડવા માટે વનવિહાર કરવા આવ્યો હતો તેઓએ જ મને જીવિતદાન દઈને છોડાવ્યો એ ઉપકાર હું શી રીતે સહન કરીશ ?

दूशासन कौं राज्य दै, गजपुर करहु निवास ।
तजिहौं प्रान यों कहि लियो, अनसन व्रत संन्यास ॥ ६६ ॥

હે કર્ણ ! દુઃશાસનને રાજ્ય આપીને તું હસ્તીનાપુર રહે જે અને હું તો હવે પ્રાણત્યાગ કરીશ એમ કહીને દુર્યોધને ખાન પાન ન કરવા રૂપ સંન્યાસ વ્રત લીધું.

दैत्यन मेल्यो कर्न बिच, नरकासुर को जोर ।
द्वेष रीति समुझाइ तिन्ह, प्रेर्यों गजपुर ओर ॥ ६७ ॥

દૈત્યોએ[1] (દુર્યોધનના પ્રાણત્યાગના નિશ્ચયની વાત જાણીને પોતાનો પક્ષ સબળ રાખવાની ખાતર) કર્ણમાં નરકાસુરનું

(૧) અથર્વવેદના મંત્રો વડે અગ્નિમાં હોમ કરાવીને દૈત્યોએ અગ્નિકુંડમાંથી નીકળેલી આશ્ચર્યજનક કૃત્યાને કહ્યું કે હે કૃત્યા ! તું ઉપવાસ કરતા દુર્યોધનને અહીં લાવી આપ (મ. ભા. વનપર્વ અ. ૨૫૧ શ્લો. ૨૬). કૃત્યાના માયાબળથી પોતાની રૂબરૂ લાવવામાં આવેલા દુર્યોધન પ્રત્યે દાનવો બોલ્યા, હે રાજેંદ્ર દુર્યોધન ! સાંભળ, અમે પૂર્વે તપશ્ચર્યા કરીને તને મહેશ્વર પાસેથી મેળવ્યો હતો, પ્રથમ જ તારા શરીરની પૂર્વ કાયા એટલે ડુંટીથી ઉપરનો ભાગ સંપૂર્ણ વજ્ર સમૂહમાંથી બનાવવામાં આવ્યો છે જેથી તે અસ્ત્ર શસ્ત્રથી ભેદી શકાય તેવો નથી અને તારી નીચેનું અંગ દેવી પાર્વતીએ પુષ્પનું બનાવ્યું છે. તારો સર્વ પક્ષ અમે સબળ કર્યો છે તેથી તું શત્રુઓનો પરાજય કરીશ વિગેરે સમજાવીને તેને હસ્તિનાપુર મોકલ્યો (મ. ભા., વનપર્વ, અ. ૨૫૨ શ્લો. ૬ થી ૩૩).

બળ મૂક્યું, પછી તેણે દુર્યોધનને દ્વેષ રીતિ સમજાવીને હસ્તિનાપુર તરફ ચાલવા પ્રેરણા કરી.

### करन की सहायत से दुर्योधन का यज्ञ करना

भीमादिक चहुँ भ्रात ने, जीती दिशा जु चार ।
कर्न अकेले जीति सोइ, कियो जग्य प्रस्तार ॥ ६८ ॥

પછી ભીમસેન વિગેરે ચારે ભાઈઓએ ચાર દિશાઓ જીતી હતી તે કર્ણે એકલે જ જીતીને યજ્ઞસામગ્રી તૈયાર કરી.

का विचित्र सुत अंध के, शुभ होय करन सहाय ।
फटत अन्य पय लौन तैं, अर्क फटत रहि जाय ॥ ६९ ॥

કર્ણ સહાય કરનાર હોય અને દુર્યોધનનું શ્રેય થાય તેમાં શું આશ્ચર્ય ? કેમકે બીજા દૂધમાં મીઠું પડવાથી દૂધ ફાટી જાય છે, જ્યારે આકડાના દૂધમાં મીઠું પડવાથી તે દૂધ ફાટવું રહી જાય છે, અર્થાત્ દુર્યોધનનું કર્તવ્ય આકડાના દૂધ રૂપ છે અને કર્ણની સહાયતા મીઠા રૂપ છે.

### यज्ञ निमंत्रण

पठये दूत जु नृपन पै, करत सुयोधन जग्य ।
आवहु क्षत्रिय विप्र सब, कहा अग्य कहा तग्य ॥ ७० ॥

પછી કર્ણે રાજાઓને બોલાવી લાવવા સેવકોને મોકલીને કહેવડાવ્યું કે દુર્યોધન યજ્ઞ કરે છે તેથી કોણ તત્ત્વવિદ ને કોણ અજાણ તમામ બ્રાહ્મણો તથા ક્ષત્રિયો આવજો.

पठय दुसासन भीम तैं, दूत कहै समुझाय ।
जग्य करत कुरुराज तित, तुमकौं पठय बुलाय ॥ ७१ ॥

અને દુઃશાસને રાજસેવકને ભીમસેન પાસે મોકલ્યો. તેણે ત્યાં જઈને સમજાવીને કહ્યું કે દુર્યોધન યજ્ઞ કરે છે તેથી તમને ત્યાં બોલાવવા માટે મને મોકલ્યો છે.

### भीम का प्रत्युत्तर

कुंड होइ कुरुखेत जब, ह्वैहैं पशु तब भ्रात ।
सरवा ह्वैहै मम गदा, तब आवैंगे तात ॥ ७२ ॥

ભીમસેને કહ્યું કે હે દૂત! તું કહેજે કે હે તાત દુઃશાસન! જ્યારે કુરૂક્ષેત્ર રૂપી અગ્નિકુંડ થશે, તારા ભાઈઓ યજ્ઞની આહુતિ રૂપ હોમના પશુ થશે અને હોમવાનું સાધન સરવા રૂપ મારી ગદા થશે ત્યારે અમે ત્યાં આવીશું. (હમણાં નહિ આવીએ.)

क्रियो सुयोधन जग्य वहु, दिये बिबिध विध दान ।
नीति युधिष्ठिर तैं अधिक, द्वादशाब्द भये जान ॥ ७३ ॥

પછી દુર્યોધને યજ્ઞ (વિષ્ણુયાગ) કર્યો અને વિવિધ પ્રકારે અપાર દાન કર્યું અને પાંડવોને વનમાં ગયે બાર વર્ષ થયાં જાણીને યુધિષ્ઠિરથી પણ બહુ જ સારી નીતિ ધારણ કરી. (વિષ્ણુયાગ કર્યો એ કથા માટે જુઓ વન પર્વ, અ૦ ૨૫૫)

बड़े लोक धर्मज्ञ ते, विरुध भये सब रीति ।
होन जुधिष्ठिर तैं अधिक, धरी सुयोधन नीति ॥ ७४ ॥

તે વખતે મોટા લોકો જે ધર્મથી જ્ઞાત (જાણીતા) હતા તે સર્વ રીતે દુર્યોધનથી વિરૂદ્ધ થયા, તો પણ યુધિષ્ઠિરથી વધારે શ્રેષ્ઠ થવા માટે દુર્યોધને નીતિ ધારણ કરી.

## जयद्रथ का अपकृत्य

### पद्धरी छंद

गये बंधु पंच कहुँ त्रिपन बीच, नृप सिंधु आय तिहि समय नीच ।
द्रौपदी हरन कीनो जु दुष्ट, पांच हू वीर सुनि लगे पृष्ट ॥ ७५ ॥

પાંડવો જે વનમાં રહેતા હતા ત્યાંથી એક દિવસ તેઓ કોઈ બીજા વનમાં ગયા અને દ્રૌપદી ત્યાં આશ્રમમાં જ રહ્યાં, તે વખતે સિંધનો રાજા દુષ્ટ જયદ્રથ ત્યાં આવ્યો અને તેણે દ્રૌપદીનું હરણ કર્યું, એ વાતની ખબર પડતાં પાંચે ભાઈઓ તેની પાછળ દોડ્યા.

नर हते अश्व रथ दूर जात, भजि चलो पयादो विमद गात ।
लिय पकरि भीम दिय पृष्ट वंध, मार्यो न दुशीला के सँबंध ॥७६॥

કેટલેક છેટે જતાં અર્જુને જયદ્રથના રથનો તથા ઘોડાઓનો

નાશ કર્યો, એટલે વિશેષે ગર્વિત અંગવાળો જયદ્રથ પગપાળો નાસી ગયો, તેને ભીમસેને પકડી લઈને અવળા બંધે બાંધ્યો, મારી નાંખત પણ બહેન દુઃશલાના સંબંધથી તેને બનેવી જાણીને માર્યો નહિ.

करि अर्ध मुँडन छुटकाइ दीन, हर हेत भयो तप उग्र लीन ।
भव कह्यो माग वरदान भूप, जयद्रथ जु कहत कारन अनूप ॥७७॥

અને અર્ધ મુંડન કરીને છોડી દીધો, પછી તે ઝંખવાણો પડવાથી મહાદેવજીને પ્રસન્ન કરવા માટે ઉગ્ર તપશ્ચર્યામાં લીન થયો. તેની તપશ્ચર્યા જોઈને મહાદેવજીએ કહ્યું કે હે રાજા! વરદાન માગ, તે સાંભળી જયદ્રથ પોતાનું કાર્ય સાધવા માટે તેનું અનુપમ કારણ કહી સંભળાવે છે.

दोहा

पांच हु पांडव एक मैं, जीतौं यह वर देहु ।
अर्जुन देवन तैं अजय, चारि जीति जश लेहु ॥ ७८ ॥

જયદ્રથે કહ્યું કે પાંચે પાંડવોને હું એકલો જીતું એ વરદાન આપો, મહાદેવજીએ કહ્યું કે અર્જુન દેવતાઓથી પણ ન જીતી શકાય એવો છે માટે તે વિના ચારે ભાઈઓને જીતીને જશ લેજે.

अर्जुन बिन इक दिवस तूं, जीत हि गो चहुँ भ्रात ।
तथा अस्तु कहि गृह गयो, करि ऐसो उतपात ॥ ७९ ॥

વિશેષે કહ્યું કે હે જયદ્રથ! તું એક દિવસ અર્જુન વિના ચારે ભાઈઓને જીતીશ, મહાદેવજીનું વચન સાંભળીને "આપનું વચન ફળો" એમ કહી એવો ઉત્પાત કરીને જયદ્રથ ઘેર ગયો.

यक्ष वेष के धर्मराज से धर्म को वरदान प्राप्ति

पद्धरी छंद

इक दिवस युधिष्ठिर वन विहार, कोउ करी विप्र आतुर पुकार ।
मृग अरनि हरन जो कर्यो मोहि, ताकौं फिर ल्यावन जुक्त तोहि ॥८०॥

એક દિવસ યુધિષ્ઠિર રાજા વનવિહાર કરવા ગયા હતા, ત્યાં કોઈ બ્રાહ્મણે આવીને દુઃખિત પોકાર કર્યો કે હે ધર્મરાજા!

મારૂં યજ્ઞ નિમિત્તનું અરણી કાષ્ટ (જે વડે અગ્નિ ઉત્પન્ન થાય છે તે લાકડું) એક મૃગ લઈ ગયો છે તેને પાછું લાવવા યોગ્ય તમે છો.

गइ अटकि खुजावत ग वीच, निज भ्रात सहित मृग हतहु नीच।
पांच हू वंधु कीनो प्रयान, मृग खोज न पायो भ्रमत मान ॥८१॥

મૃગે અરણીથી માથું ખંજવાળતાં તેનાં બે શિંગડાંની વચ્ચે તે અરણી અટકી રહી છે, માટે હે ધર્મરાજા! તમે ભાઈઓ સહિત તે મૃગની પાછળ જઈને તે નીચને હણો, એ સાંભળી પાંચે ભાઈઓએ પ્રયાણ કર્યું. પરંતુ બહુ જ ફરવા છતાં તેનો પત્તો લાગ્યો નહિ.

भये श्रमित तृषातुर पंच भ्रात, जल काज भये यक येक जात।
पीछे न फिरे नृप गयो आप, चहुँ मृतक देखि उपज्यो सँताप ॥८२॥

પંથના શ્રમથી શ્રમિત થઇ (થાકી)ને પાંચે ભાઈઓ તરસથી ઉતાવળા થયા, અને પાણી પીવા માટે એક પછી એક જવા લાગ્યા, તેઓ કોઈ પાછા ન ફર્યા ત્યારે ધર્મરાજા પોતે ગયા. ત્યાં ચારે ભાઈઓને મરેલા જોઈને તેમને સંતાપ થયો.

यक लख्यो जक्ष ठाडो अनूप, तिन कह्यो पान जल न कर भूप।
मम प्रश्न उत्तर बिन करहि पान, सुनि ह्वैहै चहुँ वंधुन समान ॥८३॥
नृप कह्यो करहु कछु प्रश्न आप, प्रति उत्तर करिहौं गुरु प्रताप।

એટલામાં ધર્મરાજાએ એક અનુપમ યક્ષને ત્યાં ઊભેલો જોયો, રાજા બહુજ (પ્રાણાન્ત થવા જેવો) તરસ્યો થયેલો હોવાથી તે જલાશય પર જળપાન કરવા જતાં તેને યક્ષે કહ્યુ કે હે રાજા! જળપાન ન કરીશ, સાંભળ! મારા પ્રશ્નનો ઉત્તર કર્યા વિના જળપાન કરીશ તો આ ચારે ભાઈઓની પેઠે મૃત્યુ પામીશ, રાજાએ કહ્યું કે હે યક્ષ! આપ પ્રશ્ન કરો, હું ગુરૂ પ્રતાપથી પ્રત્યુત્તર કરીશ.

## यक्ष उवाच चार प्रश्न

### दोहा

कौन मोदयुत जगत में ? का आचर्ज लखाय ? ।
कौन पंथ ? वार्ता कहा ? कहि पुनि बंधु जिवाय ॥ ८४ ॥

યક્ષે કહ્યું કે હે રાજા ! આ જગતમાં આનંદયુક્ત કોણ છે ? અચરજ (આશ્ચર્ય) શું જોવામાં આવે છે ? પંથ કયો ? અને વાર્તા કઈ છે ? એ કહીને પછી તું તારા ભાઈઓને જીવાડ.

## धर्म उवाच प्रथमोत्तर

पंचम दिन अथवा छठे, शाक पचत निज गेह ।
बिन प्रयास बिन करज जग, मोदजुत नरदेह ॥ ८५ ॥

રાજાએ કહ્યું કે હે યક્ષરાજ ! પાંચમે અથવા છઠ્ઠે દિવસે જેના ઘરમાં શાક થતું હોય બાકી હમેશાં લૂખું સૂકું ભોજન કરવામાં આવતું હોય પણ તે પ્રયાસ વિનાનું અને બિન કરજાઉ હોય તે મનુષ્યદેહ જગતમાં આનંદયુક્ત કહેવાય.

## द्वितीयोत्तर

दिन–दिन प्रानी मात्र जे, जम के आलय जात ।
थिरता चाहत पाछले, फिर का अचरज तात ? ॥ ८६ ॥

પ્રાણીમાત્ર જે છે તે સર્વ દિન પ્રતિદિન જમરાજાના ઘરમાં જાય છે અર્થાત મરણ પામે છે અને પાછળ રહેનારાં પ્રાણીઓ પોતાની સ્થિરતા ચાહે છે, એનાથી વધુ હે તાત ! બીજું શું આશ્ચર્ય કહેવાય ?

## तृतीयोत्तर

वेद त्रिधा षटधा स्मृती; मुनि मत भये अनेक ।
धर्मतत्त्व अति गुप्त है, पथ सत पुरुष विवेक ॥ ८७ ॥

ત્રણ વેદ અને છ સ્મૃતિઓમાં મુનિઓના અનેક મત છે, પરંતુ ધર્મનું રહસ્ય અત્યંત ગુપ્ત છે, સત્પુરૂષનો વિવેક એ જ પંથ કહેવાય.

### चतुर्थोत्तर

मोह कटाह रु अग्नि रवि, निशिदिन इंधन जानि ।
काल पचावत भूत सव, यहै बारता मानि ॥ ८८ ॥

મોહ રૂપી કઢાયું છે, સૂર્ય રૂપી અગ્નિ છે, રાત્રિ દિવસ રૂપી ઇંધણાં છે, જે વડે કાળ સર્વ પ્રાણીઓને પચાવે છે એ વાર્તા માની લો. (આમાં એક દેશ વિવર્ત સાવયવ રૂપકાલંકાર છે.)

### परस्पर वचन

### पद्धरी छंद

तें दये उतर सत्र जुक्त तात, तू कहै सोइ इक जिये भ्रात ।
युधिष्टीर कह्यो नकुलहि जिवाय, जो माद्रि वंश नहिं नष्ट जाय ॥८९॥
कहि जक्ष भीम अर्जुन बिसारि, नकुल कौं जिवावत कुमति धारि ।
जिहिको प्रभाव तिहुं पुर प्रसिद्ध, जुरि करहिं पराजय शत्रु जुद्ध ॥९०॥
इन दोउ विषे कोउ जाचि एक, करिहै जु राज हति शत्रु केक ।

ધર્મના ઉત્તર સાંભળીને યક્ષે પ્રસન્ન થઈને કહ્યું કે હે તાત ! તેં તમામ યોગ્ય ઉત્તરો આપ્યા છે, માટે તું કહે તે એક ભાઇ જીવતો થાય. યુધિષ્ઠિરે કહ્યું કે નકુળને જીવાડો જેથી માદ્રીનો વંશ નષ્ટ ન થાય. યક્ષે કહ્યું કે ભીમ તથા અર્જુનને વિસારીને કુબુદ્ધિ ધારણ કરીને નકુળને જીવાડવાનું તું કહે છે પણ વિચાર કર ! જેઓનો પ્રભાવ ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે, વળી જેઓ યુદ્ધમાં જોડાઈને શત્રુઓનો પરાજય કરશે, માટે એ એઉમાંથી એકને જીવાડવાની માગણી કર કે જે વડે તું કેટલાક શત્રુઓને મારીને રાજ્ય કરીશ.

### धर्म उवाच

### दोहा

पृथा वंश में हौं प्रगट, चहिये माद्री वंश ।
धर्म विरोधक वात कौं, कहत न महत प्रशंस ॥ ९१ ॥

ધર્મરાજાએ કહ્યું કે કુંતાના વંશમાં હું પ્રગટ છું; અને

માદ્રીનો વંશ જોઈએ, માટે ધર્મ વિરૂદ્ધની વાત કરનારને મહાત્માઓ વખાણતા નથી.

यक्ष उवाच

जक्ष कह्यौ मैं तव पिता, धर्मराज मोहि जानि ।
होय हिरन अरनी हरी, परख काज तोहि मानि ॥ ९२ ॥
पुत्र लेहु वरदान अव, तूं अति धर्म सधीर ।
अरनी ले चहुँ भ्रात जुत, गमन कर बर वीर ॥ ९३ ॥

રાજા ધર્મની ધર્મપરાયણતા જાણીને યક્ષે કહ્યું કે હે ધર્મ ! હું તારો પિતા, મને તું ધર્મરાજ (યમરાજ) જાણ, તારી પરીક્ષા કરવા માટે મેં હરણ થઈને અરણીનું હરણ કર્યું છે.

માટે હે પુત્ર ! હવે તું વરદાન માગી લે, કારણકે તું ધર્મ ધારણ કરવામાં અત્યંત ધૈર્યવાન છે, અને હે શ્રેષ્ઠ વીર ! અરણી લઈને ચારે ભાઈઓ સહિત તું તારા આશ્રમમાં જા.

धर्म उवाच

दीजैं पितु वरदान मोहि, कठिन वर्ष यह आहि ।
प्रगट न ह्वै त्रिय वंधु जुत, तथा अस्तु कहि ताहि ॥ ९४ ॥

ધર્મરાજાએ કહ્યું કે હે પિતા ! આ તેરમું વર્ષ અમારે ગુપ્ત રહેવા રૂપે અત્યંત કઠણ છે, માટે મને એવું વરદાન આપો કે દ્રૌપદી સહિત અમે પાંચે ભાઈઓ આ તેરમા વર્ષમાં પ્રગટ ન થઈએ. તે સાંભળીને ધર્મરાજે ધર્મને તથાસ્તુ કહ્યું.

(પછી ચારે ભાઈઓને જીવાડીને અરણી લઈ બ્રાહ્મણને આપીને યુધિષ્ઠિર ભાઈઓ સહિત આશ્રમમાં આવ્યા અને વિચારવા માંડ્યા કે આપણે કયા પ્રકારે અને કયે ઠેકાણે ગુપ્ત રહેવું ? પછી તેઓ કેવી રીતે અને કયે સ્થળે ગુપ્ત રહ્યા તે કથા હવે પછી વિરાટ પર્વમાં છે.)

इति षष्टम मयूख ।

## सप्तम मयूख

### विराटपर्व

### इंद्रसेन कृपापात्र से युधिष्ठिर उवाच

#### दोहा

जित पूछै तित कहहु तुम, गये सु विपिन विहार ।
पांच हु द्रुपदकुमारि जुत, वहुरि न पाई सार ॥ १ ॥

વશંપાયન ઋષિ કહે છે, હે જનમેજય રાજા! પાંડવોને વનમાં રહ્યે બાર વર્ષ પૂરાં થયાં ત્યાર બાદ તેઓ ગુપ્ત રહેવાનો વિચાર નક્કી કરીને પોતાના કૃપાપાત્ર (સારથિ) ઇંદ્રસેનને અશ્વ-રથાદિ અન્ય સેવકો સાથે દ્વારિકા તરફ રવાના કરતાં કહેવા લાગ્યા કે હે ઇંદ્રસેન! તને જ્યાં જે કોઈ અમારી ખબર પૂછે ત્યાં તેને એમ કહેજે કે દ્રૌપદી સહિત પાંચે ભાઈઓ વનવિહાર કરવા ગયા હતા ત્યાર પછી તેઓની ફરીથી ખબર મળી નથી.

### पांडवों का विराट नगर में आना

#### छंद पद्धरी

करि बिदा इंद्रसेनादि साथ, चहुँ भ्रात द्रौपदी जुक्त पाथ ।
धौम्य कौं सौंपि निज अग्निहोत्र, किय गमन भूप छिपवाय गोत्र ॥२॥
मछदेश आय वैराट तीर, द्रुपदाहि निभावत चले बीर ।
बिच समी सघन के अस्त्र बांधि, मृतदेह जुक्त धरि रज्जु सांधि ॥३॥

એ રીતે પોતાની સાથે રહેનાર ઇંદ્રસેન વિગેરે જે જે સાથ હતો તે તેને વિદાય કરીને દ્રૌપદી અને અર્જુન સહિત ધર્મરાજા વિગેરે ચારે ભાઇઓ પોતાનું અગ્નિહોત્ર સાધન પુરોહિત ધૌમ્યઋષિને સોંપીને નામ છુપાવીને ત્યાંથી આગળ ચાલતાં તે શૂરવીરો દ્રૌપદીને નિભાવતા થકા મચ્છદેશના વિરાટનગર નજીક આવી પહોંચ્યા, ત્યાં એક ખીજડાના મધ્ય ભાગમાં પોતાનાં શસ્ત્ર એક મડદા સાથે દોરડું સાંધીને બાંધી રાખ્યાં.

## राज्यगृह में प्रवेश करना

वनि भीम सूद भट कंक भूप, आप तैं विजय बृहनटा श्रूप ।
साल्होत्रि नकुल सहदेव गोप, सैरंध्रि द्रौपदी रहित कोप ॥४॥
अनुक्रमहि कियो नृप पै प्रवेस, चित आदर जुत राखे विशेष ।
सौंपी अर्जुन कौं नृत्यशाल, वहु दाक्षिन जुत निज सुता बाल ॥५॥
उतराहि शिखावत नित सँगीत, वादित्र गान जुत नाट्य रीत ।

પછી ધર્મરાજાએ[1] બ્રાહ્મણ થઈ "કંક ભટ" નામ ધારણ કર્યું, ભીમસેને રસોઈયો થઈને "વલ્લવ" નામ ધારણ કર્યું, આપને લીધે અર્જુને વ્યંઢળ[2] થઈને "બૃહન્નટા" નામ ધારણ કર્યું, નકુળે શાલિહોત્રિ ( ઘોડાઓની પરીક્ષા કરનાર ) થઈને "ગ્રંથીકાર" નામ ધારણ કર્યું, સહદેવે ગોવાળ થઈને "તંત્રીપાળ" નામ ધારણ કર્યું, અને દ્રૌપદીએ શાંતપણે શિલ્પજ્ઞ એવું "સૈરંધ્રી"[3] પદ ધારણ કર્યું. એ પ્રમાણે સૌએ પોત પોતાનું

(૧) પાંડવોનાં છુપાં નામ :—
જય, જયંત, વિજય, જયત્સેન, જયદ્બળ, ( મ. ભા. વિરાટપર્વ અ. ૫. )

(૨) વ્યંઢળ વેશવાળા અર્જુને કહ્યું મારૂં નામ બૃહન્નલા છે તે સાંભળી મત્સ્ય રાજાએ નૃત્યમાં, સંગીતમાં અને વાજિંત્ર વગાડવામાં સારી રીતે તેની પરીક્ષા લીધી. પછી તેને કન્યાના અંતઃપુરમાં રાખવો કે નહિ ? એ વિષે પોતાના જુદા જુદા મંત્રીઓ સાથે વિચાર કરીને કેટલીક તરૂણ સ્ત્રીઓ દ્વારા તેના વ્યંઢળપણાની પરીક્ષા કરાવી, ત્યાર પછી રાજાએ તેને કન્યાના અંતઃપુરમાં મોકલ્યો. ( મ. ભા., વિરાટ પર્વ, અ. ૧૧ )

(३) सैरन्ध्री परवेश्मस्था स्ववशा शिल्पकारिका ॥१७॥
(अमरकोश, मनुष्यवर्ग)

સૈરન્ધ્રી=પોતાની ઇચ્છાને આધીન પરાયા ગૃહમાં રહી શિલ્પકાર્ય કરવા વાળી.

સૈરંધ્રી વેશે આવેલી દ્રૌપદીએ રાણી સુદેષ્ણા પ્રત્યે કહ્યું કે હું ઘેર દાસીપણું કરનારી સૈરંધ્રી છું, મને કેશપાશ ઓળતાં, અંબોડા વાળતાં આવડે છે, અંગરાગ ( ચંદન વિગેરે ) સારી રીતે ઘસી જાણું છું તથા માલતી, ઉત્પલ, પદ્મ, અને ચંપાની મનોહર વિચિત્ર માળાઓ ગુંથી જાણું છું, મારૂં નામ માલિની છે. ( મ. ભા., વિરાટ પર્વ, અ. ૯ )

કાર્ય તથા નામ નક્કી કરીને એક પછી એકે અનુક્રમે વિરાટ રાજા પાસે પ્રવેશ કર્યો, એટલે રાજાએ તેઓથી માહિતગાર થઈને તેઓને વિશેષ આદર પૂર્વક મહેનતાણા રૂપ વેતન (પગાર) બાંધી આપી રાખી લીધાં, અને કાર્ય દરજ્જે ગોઠવી દીધાં, તેમાં અર્જુનને બહુ દાસીઓ ભેગી પોતાની બાળપુત્રી સાથે નૃત્યશાળા સોંપી, એટલે અર્જુન તે રાજપુત્રી ઉત્તરાને હંમેશાં સંગીત વાજિંત્ર સાથે નાટ્યકળા શિખવાડવા માંડ્યો.

## भीम का जीमूत मल्ल को मारना

कछु दिवस गये यक विप्र गेह, उपवीत महोत्सव भो अछेह ।
तहँ नाट्यकार मल्लादि केक, अति देशन तैं आये अनेक ॥६॥

सब जीते यक जीमूत मल्ल, इत भीम जुर्यो तिन तैं अचल्ल ।
सोइ भीम पटकि मार्यो सक्रुद्ध, जग कौं भो बिस्मय देखि जुद्ध ॥७॥

કેટલાક દિવસો વીત્યા પછી એક બ્રાહ્મણને ત્યાં ઉપવીત (જનોઈ) મહોત્સવ સારી રીતે થયો, ત્યાં ઘણા દેશોના અનેક નાટ્યકારો (નાટક કરવાવાળા) અને કેટલાક મલ્લ વિગેરે આવ્યા હતા, તેમાં એક જીમૂત નામના મલ્લે સર્વ મલ્લોને જીત્યા, ત્યાં તે જીમૂત મલ્લથી કુસ્તી કરવામાં અચળ એવો ભીમસેન કુસ્તી કરવા જોડાયો, તેમાં તે જીમૂત મલ્લને તેણે ક્રોધસહિત પટકી માર્યો, એ કુસ્તીયુદ્ધ એવું હતું કે તે જોઈને દુનિયાને આશ્ચર્ય થયું.

## कामान्ध कीचक

### दोहा

सालभद्र नृप मच्छ को, कीचक मुख्य प्रधान ।
सैरंध्री को रूप लखि, भो कामांध अयान ॥ ८ ॥

પાંડવોને[1] વિરાટ નગરમાં વસતાં દશ માસ વીત્યા બાદ

(૧) પાંડવોને વિરાટમાં રહેતાં દશ માસ વીત્યા એ હકીકત અધ્યાય ૧૪માં છે.

એક દિવસ મચ્છરાજાનો સાળો કીચક, રાજ્યનો મુખ્યપ્રધાન હતો તે મૂર્ખપણાથી સૈરંધ્રીનું રૂપ જોઈ કામાંધ થયો.

रति जाची केउ वार तिहि, कह्यो द्रौपदी ताहि ।
मैं गरीब विपदा सहित, करत दुष्टता काहि ॥ ९ ॥

તે કીચકે પોતાની દુષ્ટ વિષય વાંચ્છના પૂરી પાડવા દ્રૌપદી પાસે કેટલીક વાર માગણી કરી એટલે દ્રૌપદીએ કહ્યું કે મારા જેવી દુઃખથી ઘેરાયેલી ગરીબ સ્ત્રી જાતિ પર તું દુષ્ટતા કેમ કરે છે?

फिर मेरे भरतार हैं, पांच प्रबल गंधर्व ।
गुप्त रहे ते जानिहैं, हतहिं वंश तव सर्व ॥ १० ॥

વળી તને માલુમ નથી માટે સાંભળ! પ્રબળ ગાંધર્વ રૂપ મારા પાંચ પતિ ગુપ્ત રહે છે તેઓ તારી દુષ્ટતા જાણશે તો તારા સોત તારા સર્વ વંશનો નાશ કરશે.

## कीचक वचन

दश हजार गज बल सहित, ते कहा करिहैं मोर ।
पूर्व त्रिया मेरो सकल, करिहौं दासी तोर ॥११॥

દ્રૌપદીનું ભયાનક વચન સાંભળી, કીચકે ગર્વયુક્ત કહ્યું કે હું દશ હજાર હાથીઓના બળવાળો છું, મને તેઓ (પ્રબળ ગાંધર્વો) શું કરી શકશે? વળી તું મારી માગણીનો સ્વીકાર કરીશ તો મારી તમામ પૂર્વસ્ત્રીઓને હું તારી દાસીઓ કરીશ.

कियो अनादर द्रौपदी, गयो सुदेष्णा गेह ।
भगनी प्रति अति नीचमति, कारन प्रगट्यो एह ॥१२॥

કીચકની અયોગ્ય માગણીનો ઈન્કાર કરી દ્રૌપદીએ તેને અનાદર કર્યો એટલે તે અતિ નીચ બુદ્ધિવાળા કીચકે પોતાની સુદેષ્ણા નામની બહેનને ઘેર જઈને તેની પ્રત્યે સૈરંધ્રીને પ્રાપ્ત થવા રૂપ કાર્યનું પોતાની દુષ્ટ વાંચ્છના રૂપ કારણ પ્રગટ કર્યું.

कोउ कारन सैरंधि कौं, पठवहु मेरे पास ।
इन्ह तन बिन प्रापत भये, मम तन हहै नाश ॥ १३ ॥

કીચકે [1]કહ્યું હે બહેન! કોઈ પણ કારણના અંગે તારી "સૈરંધ્રી" સેવિકાને મારી પાસે મોકલ, એનું શરીર મને પ્રાપ્ત ન થતાં મારૂં શરીર નાશ પામશે.

## सुदेष्णा वचन

कहै सुदेष्णा भ्रात तैं, करहु गोठ तुम प्रात ।
मदिरा लैवे मेलिहौं, सैरंध्री कौं तात ॥ १४ ॥

તે સાંભળી સુદેષ્ણાએ ભાઈને કહ્યું કે હે ભાઈ! તું આવતી કાલે સવારે ગોઠ (રાજમંડળને મિજમાની રૂપ જમવાનું નિમંત્રણ) કર, એટલે હું સૈરંધ્રીને મદિરા[2] (દારૂ) લેવા મોકલીશ.

तथा अस्तु कहि गोठ को, कियो सीघ्र सामान ।
प्रात भये सैरंध्रि प्रति, राज्ञी कहत बखान ॥ १५ ॥

---

(૧) કીચકે કહ્યું કે હે કૈકેયી! સૈરંધ્રી મારે વશ થાય એવો ઉપાય તું યોજ. "એના વિના હું પ્રાણ ખોઈશ" એ વચન કીચકનું ભાવી વિનાશ સૂચક છે. (વિરાટપર્વ, અધ્યાય ૧૫)

(૨) મદિરાનું પર્યાય નામ "બુદ્ધિહા" અર્થાત્ બુદ્ધિનો નાશ કરનાર છે. દારૂના વ્યસનને વશ થતાં સારાસારનો વિચાર નાશ પામે છે, ભાઈ-બ્હેનની મર્યાદા લોપાય છે.

कवित्त

झूल गयो दारू में कुदृष्टि करि माता पर,
मूल गयो पावापत्ति रावल पताई को ।
जादव जुराने "जयसिंह" मद छाके जंग,
प्रान खोये आपस भुलाने भाई भाई कौं ॥
छाके मद थाके नर और हू अनेक ऐसे,
काके कों भतीजे मार बैठे पुत माई कौं ।
पैठे मधुशाला में कुबैठे जेब टाला करैं,
काला[1] नर पिये हाला[2] हेत हरुवाई को ॥
(व्यसन विमर्दनी)

૧. મૂર્ખ મનુષ્ય. ૨ મદિરા (દારૂ)

તે સાંભળી કીચકે તથાસ્તુ કહીને ત્યાંથી વિદાય થઈ પોતાને ત્યાં જઈને ગોઠનો સર્વ સામાન જલ્દી તૈયાર કર્યો, પછી સવાર થયું એટલે રાણી સુદેષ્ણા સૈરંધ્રી પ્રત્યે વખાણ કરીને કહેવા માંડી.

मम हित मदिरा लैन कौं, जाहु भ्रात मम गेह।

सैरंध्री वचन

बहु दासी पठवहु अवर, मोहि उपजत संदेह ॥ १६ ॥

સુદેષ્ણાએ કહ્યું કે હે સૈરંધ્રી! મારા માટે મદિરા લેવા તું મારા ભાઈને ઘેર જા, તે સાંભળીને દ્રૌપદીએ કહ્યું કે બીજી બહુ દાસીઓ છે તે પૈકી ગમે તેને મોકલો, મને તમારા ભાઈને ત્યાં જવામાં સંદેહ થાય છે.

पुनः द्रौपदी वचन

तोर भ्रात अति दुष्टमति, करहि मोर अपमान।
करत ससुझि कुल को कदन, यह धौं कवन सयान ॥ १७ ॥

વળી પણ દ્રૌપદીએ કહ્યું કે તારો ભાઈ અત્યંત નીચ બુદ્ધિવાળો છે, તેથી તે નક્કી મારૂં અપમાન કરશે, તું સમજણી થઈને ભાઈના વંશનો નાશ કરાવે છે આ તે તારૂં કેવું ડહાપણ કહેવાય?

## सुदेष्णा की आज्ञा से सैरंध्री का मदिरा लेने को जाना

छंद पद्धरी

नहिं करहि तोर अपमान भ्रात, मैं पठवहु यह कारन विख्यात।
द्रौपदी चली लै सुरापात्र, करि अर्ज सूर्य तैं ध्यान मात्र ॥१८॥

દ્રૌપદીનું કહેવું સાંભળીને રાણીએ કહ્યું કે હે સૈરંધ્રી! હું તને મોકલું છું એ પ્રસિદ્ધ કારણને લીધે મારો ભાઈ તારૂં અપમાન નહિ કરે. ગ્રંથકર્તા કહે છે કે રાણીની આજ્ઞાને આધીન થઈને દ્રૌપદી ધ્યાનમાત્રથી સૂર્યદેવને અર્જ કરીને પછી પોતાના હાથમાં સુરાપાત્ર (દારૂનું વાસણ) લઈને કીચકના ઘેર તરફ વિદાય થઈ.

विभाकर दियो राकस पठाय, रह्यो गुप्त द्रौपदी हित सहाय ।
कीचक पै जाची सुरा ज्ञाय, वह कह्यो देखि गृह वीच आय ॥१९॥
तव काज रत्न विध विध तयार, मोहि दास जानि कर अंगिकार ।
धरि सुरापात्र फिरि चली वास, कुटिल भो गैल चित विकल काम ॥२०॥

દ્રૌપદીની અરજ ધ્યાનમાં લઈ સૂર્યદેવે એક રાક્ષસ મોકલ્યો તે ગુપ્ત રીતે દ્રૌપદીની સહાયતા માટે તત્પર રહ્યો, દ્રૌપદીએ કીચક પાસે જઈને મદિરા માગી, કીચકે તેને જોઈને કહ્યું કે હે સૈરંધ્રી ! તું ઘરમાં આવ, તારા માટે આ વિવિધ પ્રકારનાં (આભૂષણ) રત્નો તૈયાર છે, મને દાસ જાણીને અંગીકાર કર, કીચકનું કુદૃષ્ટિયુક્ત વચન સાંભળીને દ્રૌપદી સુરાપાત્રને ત્યાં જ મૂકી પાછી વળી, એટલે વિષય વાંચ્છના વડે વ્યાકુળ થયેલો તે કુટિલ કીચક દ્રૌપદીની પૂંઠે દોડ્યો.

## द्रौपदी के दुख से भीम का कुपित होना

वस्त्र कौं हाथ डार्यो कुचार, सो फट्यो गिर्यो भजि चली नार ।
भट कंक जुक्त जहँ मच्छ भूप, करि रहे अक्षक्रीडा अनूप ॥२१॥
तिन्ह लखत लात को करि प्रहार, चाल्यो फिर घर कौं दुराचार ।
भीम कौं लख्यो प्रलयाग्नि रूप, अग्रज अंगुष्ठ चांप्यो अनूप ॥२२॥

અને તે દુરાચારીએ દ્રૌપદીના વસ્ત્ર પર હાથ નાંખ્યો કે તરત (તે રાજકન્યા દ્રૌપદીએ તે પાપી કીચકને ધક્કો માર્યો તેથી) તે પડી ગયો, અને દ્રૌપદી દોડી જવાથી તેનું વસ્ત્ર તણાઈને ફાટી ગયું. તે વખતે વિરાટ રાજા કંક ભટ સાથે જ્યાં અનુપમ અક્ષક્રીડા (ચોપટ પાસાની રમત) કરી રહ્યા હતા, ત્યાં તે ગઈ, તેમના દેખતાં તે દુરાચારી કીચક દ્રૌપદીને લાત મારીને પોતાને ઘેર ચાલતો થયો, તેવામાં ભીમસેન યુધિષ્ઠિરની પાસે હતો તેને પ્રલય કાળના અગ્નિરૂપે જોઈને યુધિષ્ઠિરે તેનો અંગૂઠો દાબ્યો.

વિરાટ રાજા તથા કંક ભટને દેખતાં કીચકે દ્રૌપદીને લાત

મારી[1] તે વખતે સૂર્યનારાયણે દ્રૌપદીની પાછળ જે રાક્ષસને અદૃશ્ય રૂપે રક્ષણ માટે નીમ્યો હતો તેણે કીચકને જમીન પર પટકી લોટપોટ કરી નાંખ્યો.

### राजा मच्छ से द्रौपदी का नेष्ट वचन

अब रही मास इक अवधि और, थिर रहहु पराक्रम नहिंन ठौर ।
नृप मच्छ तैं द्रौपदि कहत नेष्ठ, तव राज बीच त्रियराज श्रेष्ठ ॥२३॥
बिपदा दिन त्रितवत निरपराध, तुहि लखत लात मारी असाध ।
मम रक्षक पांचहु पती मूढ, गांधर्व रहै क्यों होइ गूढ ॥२४॥

પછી યુધિષ્ઠિરે ભીમને ઈસારા માત્રથી મર્મમાં કહ્યું કે હવે એક મહિનો જ બાકી છે, અહીં અત્યારે પરાક્રમ કરવાનું સ્થળ નથી. એમ કહ્યા પછી દ્રૌપદી મચ્છ રાજાને નેષ્ટ (ન ગમતાં) વચન કહે છે કે હે રાજા ! તારા રાજ્યમાં સ્ત્રી (સુદેષ્ણા)ના રાજ્યનું ઉપરીપણું છે. હું નિર્દોષપણે દુઃખના દિવસો વિતાવી રહી છું, તેમાં તારા સાળા કીચકે પોતાની બહેનની મદદથી તારા દેખતાં જ મને દુષ્કર લાત મારી છે, અને મારૂં રક્ષણ કરનારા મારા પાંચ પતિ ગાંધર્વ મૂઢ બની ગયા છે, નહિતો તે મારી વિપત્તિના વખતમાં છૂપા થઈને કેમ બેસી રહે ?

### कंक भट कथन

भट कंक कह्यो कर अक्ष डार, त्रिय करत है अन्तःपुर पुकार ।
रक्षकन कहत दुर्वाद न्याय, करिहैं तव रक्षा समय पाय ॥२५॥

દ્રૌપદીનું વચન સાંભળીને કંક ભટે હાથમાંથી પાસા નાંખી દઈને કહ્યું કે સ્ત્રીજાતિ પોતાના દુઃખનો પોકાર અંતઃપુરમાં કરી, રક્ષકોને દુર્વાક્ય કહે છે તે ન્યાય છે, પરંતુ તેઓ સમય પામીને તારૂં રક્ષણ કરશે.

---

(૧) દ્રૌપદીની અતિ રોમાંચક કરૂણ કથા વિશેષે મહાભારત, વિરાટ પર્વ, અધ્યાય ૧૬ માં જુઓ.

## महानिशि में द्रौपदी का भीम के पास जाना

बिन खानपान सोइ दिन विहाय, पुनि उठी अर्ध निशि वखत पाय।
रसोइ थान चलि ढरत नैन, दुख करन प्रगट ढिग भीमसेन ।२६॥

કંક ભટનાં વચનો સાંભળી દ્રૌપદી મનવાળીને અંતઃપુરમાં ચાલી ગઈ, અને એ મહા દુઃખમય આખો દિવસ ખાનપાન વિનાનો વિતાવીને પછી સમય પામીને અર્ધરાત્રિએ ઊઠીને આંસુથી ઢળતાં નેત્રે પાકશાળામાં (રસોડામાં) ભીમસેન પાસે પોતાનું દુઃખ પ્રગટ કરવા ગઇ.

### दोहा

बीच महा निशि निंद बिन, भीमसेन जुत क्रोध ।
मनहुँ गुफालय सिंह कौं, सिंहनि करत प्रबोध ॥ २७ ॥

અર્ધ રાત્રિમાં નિદ્રા વિનાનો ભીમસેન કીચકના દુષ્કૃત્ય પર ક્રોધાયમાન હતો ત્યાં દ્રોપદી આવીને ભીમને સંબોધવા માંડી તે જાણે ગુફાલયમાં સિંહણ સિંહને પ્રબોધ કરતી હોય નહિ ?

આમાં ઉત્પ્રેક્ષા અલંકાર છે.

### छंद पद्धरी

कहि भीम अर्ध निशि कवन काज, आई तूं निद्रा समय आज ।
कहि त्रिया युधिष्ठिर पती पाय, क्यों सुवै होइ निरशोच काय ॥२८॥
सब राज तज्यो तिहि कुमति चाल, मदमस्त करी ज्यों फूलमाल ।

ભીમસેને દ્રૌપદીને કહ્યું કે તું આજે અર્ધ રાત્રિએ નિદ્રાનો સમય ત્યાગીને અહીં કેમ આવી છે ? તે સાંભળીને દ્રૌપદીએ કહ્યું કે યુધિષ્ઠિર જેવા પતિને પામીને નિશ્ચિંત દેહે શી રીતે સુવાય ? તેણે પોતાની કુબુદ્ધિથી વર્તીને અર્થાત ન રમવા યોગ્ય જુગાર રમીને જેમ મદોન્મત હાથી ફૂલની માળાને ફેંકી દે તેમ સર્વ રાજ્ય બેપરવાઇથી પરિત્યાગ કર્યું છે.

## द्रौपदी वचन (व्याघातालंकार)

### कवित्त

सहस्र अठासी स्वर्णपात्र में ज़िमावत सो,
युधिष्ठिर और के अधीन अन्न पावे है ।
अर्जुन त्रिलोक को जितैया वेष बनिता के,
नाटकसदन बीच बनिता नचावे है ।
राजा तूं वकासुर हिडंब को करैया वध,
पाचिक विराट को ह्वै रसोई पचावे है ।
माद्री के सुजशकार दोनों ही स्वरूप मनि,
एक अश्वशाल एक गोधन में धावे है ॥ २९ ॥

દ્રૌપદી ભીમસેન પ્રત્યે કહે છે કે જે યુધિષ્ઠિર પોતાના રાજ્યવૈભવના સમયે અઠયાસી હજાર ઋષિઓને સોનાનાં વાસણોમાં જમાડતો હતો તે અત્યારે પરાધીનપણે અન્ન પામે છે. ત્રિલોકને જીતનાર અર્જુન સ્ત્રીના વેષમાં નાટકશાળામાં સ્ત્રીઓને નૃત્યકળા શિખવવા માટે નચાવે છે. વળી હે રાજા ! તું બકાસુર તથા હિડંબાસુરનો વધ કરનાર છે તે વિરાટ રાજાનો રસોઈઓ થઈને રસોઈ પકાવે છે, અને સુજશને ઉત્પન્ન કરનારા માદ્રીના મણિસ્વરૂપ બે પુત્ર તેમાં એક અશ્વશાળા ( ઘોડાર–પાયગા )માં રહે છે અને એક ગાયોના ધણમાં (ગોવાળ થઈને) દોડે છે.

### असंगति अलंकार

जाके शीष सोहत हो इन्द्र को किरीट तापै,
गुही बैनी जारै ही पचाऊं दुख कौन सो ।
गांजिव की मुरवी तें अंकित जे पूंचे भये,
चूरिन तें ढंकित कुभा तें भानु भौन सो ।
जुद्ध रंगभूमि बीच देत हो अरीन शिक्षा,
नृत्य रंगभूमि मैं शिखावै दासि जौन सो ।
आसमुद्र पृथ्वीश की पाटरानी दासी हौं मैं,
तापै दुख कीचक को दावे पर लौन सो ॥ ३० ॥

વળી જે અર્જુનને માથે ઇન્દ્રનો આપેલો મુકુટ શોભતો હતો તેણે તે સ્થળે વેણી ગુંથી છે જે મારૂં હૈયું બાળે છે, એ દુઃખ હું શી રીતે સહન કરૂં? જેના પૂંચા ગાંડીવ ધનુષ્યની પણચથી અંકિત થયા હતા તે ચૂડીઓથી ઢંકાયેલા પૃથ્વીની છાયાથી ઢંકાયેલા સૂર્ય ગ્રહ જેવા માલુમ પડે છે. જે યુદ્ધની રંગભૂમિમાં શત્રુઓને શિક્ષા આપતો હતો તે નાટકની રંગભૂમિમાં જે દાસીઓ વિગેરે છે તેમને પણ નૃત્ય શિખવે છે, અને હું સમુદ્ર પર્યંત સત્તા ધરાવનાર પૃથ્વીપતિની પટરાણી હતી તે દાસી થઈને રહી છું, તદુપરાંત દાઝયા પર લૂણની પેઠે કીચકનું દુઃખ છે.

### पुनर्यथा

कवच की ठाहर पै कंचुकी कसी है देखि,
तलत्रान ठाहर पै चूरिन को वृंद है ।
कृपा कोप पुंज को निवास दोउ नैनन में,
कजरा भरानो ऐसो महा शोक फंद है ।
शिरत्रान तहां शीषफूल दोउ हाथन में,
गांजिव की घोष ना मृदंगन के छंद हैं ।
कौन देश कौन काल कौन दुख कापै कहौं,
कैसे निद्रा लगै मोकौं कौनसो अनंद है ॥ ३१ ॥

વળી જે અર્જુને બખ્તરને ઠેકાણે કસોથી કાંચળી કસેલી દેખાય છે, પહુંચાના બખ્તરને ઠેકાણે ચૂડીઓનો સમૂહ છે, વળી જેના એક નેત્રમાં કૃપાસમૂહનો અને એક નેત્રમાં કોપસમૂહનો નિવાસ હતો ત્યાં કાજળ ભરાયું છે એ મહા શોકનો ફંદ છે. જ્યાં શિરનો બખ્તર (ટોપ) હોવો જોઈએ ત્યાં શિરફુલ (સ્ત્રીના શિરનો દાગીનો) છે. બેઉ હાથોમાં ગાંડીવ ધનુષ્યનો ટંકાર થાય તે થતો નથી અને મૃદંગનો ટંકાર થાય છે. દ્રૌપદી કહે છે કે હે ભીમસેન! સાંભળો, આ દેશ કયો છે? આ સમય કયો

છે? અને મારૂં કયું દુઃખ હું કોની પાસે કહું? મને કયો આનંદ છે? તથા નિદ્રા પણ શી રીતે આવે?

## द्रौपदी अश्रुपात

ऐसी राजरानी मेरी चाहती कृपा की दीठ,
ताकी कृपा–दीठ काज दासी ह्वै रह्यो करौं ।
चंदन घिसत फाले फूटिकै कठोर कर,
भये ऐसे देखि दुख मन में दह्यो करौं ।
एते ही पै कीचक लग्यो है मेरी गैल ताकी,
लात को प्रहार सभा देखत सह्यो करौं ।
रोय लपटाय गरे द्रौपदी पुकार करै,
कष्ट भीम कृष्ण विना कौन पै कह्यो करौं ॥ ३२ ॥

દ્રૌપદી કહે છે કે હે ભીમસેન! જ્યાં આવી (સુદેષ્ણા જેવી) રાજરાણી મારી કૃપાદષ્ટિ ઈચ્છતી હોય ત્યાં (દેશ, કાળ અને સ્થિતિને અંગે) તેની કૃપાદષ્ટિ મેળવવા માટે હું દાસી થઈને રહ્યા કરૂં છું, અને ચંદન ઘસવાથી ફોલ્લા ફૂટીને છાલા પડેલા એવા મારા કઠોર હાથ જોઈને હું મનમાં જ બળ્યા કરૂં છું, એટલા દુઃખ ઉપરાંત કીચક મારી પૂંઠે પડ્યો છે જેની લાતનો પ્રહાર વિરાટરાજાની સભાના દેખતાં હું સહન કરી રહી છું, કવિ કહે છે કે દ્રૌપદી રોઈને ભીમને ગળે લપટાઈને પોકાર કરે છે કે હું મારૂં કષ્ટ ભીમસેન અને શ્રીકૃષ્ણ વિના કોની પાસે જઈને કહ્યા કરૂં!

## भीम की प्रतिज्ञा

### दोहा

निज पट द्रौपदि अंशु मलि, निज अंशुन कौं रोक ।
त्रियहि वृकोदर लाय उर, करत नियम जुत शोक ॥ ३३ ॥

પોતાના વસ્ત્રથી દ્રૌપદીનાં આંસુ મસળી (લૂંછી) નાંખીને પોતાનાં આંસુને રોકીને વૃકોદર (જેના પેટમાં વૃક નામનો

જઠરાગ્નિ છે એવો ભીમસેન) દ્રૌપદીને ભેટીને શોક સહિત પ્રતિજ્ઞા કરે છે.

सवैया

मेरो तो कोप समुद्र असाध्य, अगस्त युधिष्ठिर को पन पी गयो।
वाडव कोप पै भ्रात को नेम, सरस्वति कुंडल तातैं दबी गयो।
दाह विराट में कोप पै कौल, गोपाल तैं ज्वाल को पुंज पची गयो।
काहि तैं प्रात लौं जीहै सबांधव, जाहि तैं आज लौं कीचक जी गयो॥३४॥

ભીમસેન કહે છે કે હે દ્રૌપદી? મારો કોપ દુર્લંઘ્ય સમુદ્ર રૂપી છે, તેને અગસ્ત રૂપી યુધિષ્ઠિરનું બિરદ પી ગયું છે. મારો કોપ વાડવાગ્નિ રૂપ છે, પણ મારા ભાઈ (યુધિષ્ઠિર) ના નિયમ રૂપી સરસ્વતી કુંડળથી દબાઈ ગયો છે, વળી મારો કોપ વિરાટને (બ્રહ્માંડને) બાળવામાં દાવાગ્નિ રૂપ છે. પરંતુ મારા ભાઈના વચન રૂપી કૃષ્ણે તેનું પાન કરવાથી તે દાવાગ્નિ પચી ગયો છે અર્થાત્ શાંત પડી ગયો છે, તેથી જ અત્યાર સુધી કીચક જીવી ગયો છે, પરંતુ હવે આવતા સવાર સુધી એ કીચક બાંધવો સાહિત પણ કેમ કરીને જીવી શકશે? અર્થાત્ નાશ પામશે.

दोहा

कहहु प्रात वा दुष्ट कौं, करि नृतशाल सँकेत।
मैं बैठिहौं ता भवन मैं, प्रथमहि मारन हेत॥ ३५॥

વળી ભીમસેને કહ્યું હે દ્રૌપદી! તું આજે સવારે તે દુષ્ટ (કીચક)ને આવતી રાત્રે નૃત્યશાળામાં આવવાનો સંકેત કરીને કહેજે, હું તેને મારવા માટે તે નૃત્યશાળામાં અગાઉથી આવીને બેસીશ.

कीचक के विनाश रूप संकेत निमंत्रण

कह्यो भीम त्यों ही कह्यो, प्रात द्रौपदी ताहि।
निशि ऐहूँ नृतगृह गुपत, देखत थी तव चाहि॥ ३६॥

ભીમસેને પાછલી રાત્રે દ્રૌપદીને જેમ કહ્યું હતું તેમ જ સવાર થતાં દ્રૌપદીએ કીચકને કહ્યું કે હે કીચક! તમે આજે રાત્રે ગુપ્ત રીતે નાટક શાળામાં આવજો, તમારી મારા પ્રત્યે કેવીક ચાહના છે? તે હું જોતી હતી. (હવે તમારી તીવ્ર ઈચ્છા જાણીને હું કહું છું.)

सुनि हुलस्यो नृप मच्छ को; कीचक दुष्ट प्रधान ।
नव नव पट भूषन सजत, दिन भो वरष समान ॥ ३७ ॥

દ્રૌપદીનું વચન સાંભળી મચ્છરાજાનો દુષ્ટ પ્રધાન કીચક હર્ષાયમાન થયો, અને નવાં નવાં વસ્ત્ર તથા ઘરેણાં સજતાં તેને દિવસ વરસ જેવો થઈ પડ્યો.

सैरंध्री के लोभ निशि, नृतगृह गयो सहेट ।
पूरव कर्म प्रभाव तैं, भई भीम की भेट ॥ ३८ ॥

સૈરંધ્રીને મળવાના લોભને વશ થઈને પૂર્વ સંકેત પ્રમાણે કીચક રાત્રે નાટકશાળામાં ગયો, ત્યાં તેને પૂર્વ કર્મના પ્રભાવથી ભીમસેનની ભેટ થઈ. (આમાં વિષાદાલંકાર છે.)

## भीम का कीचक को मारना

### सवैया

भूषन अंबर तैं भयो भूषित, शांति की बेर ज्यौं दीपक कि द्युति ।
चाहत हो जिन अंगन तें जु, अलिंगन ते वपु भार दिये अति ।
आध लौं थंभन बीच अधोमुख, भीम की भेट तें ऐसि बनी रति ।
बीर कि बाम कौं दुष्ट कटाक्ष तें, देखियो देखिकै कीचक की गति ॥३९॥

કીચક દ્રૌપદીને ભેટવાના ઈરાદાથી વસ્ત્રાભૂષણોથી ભૂષિત થયો હતો પણ તે ઓલાઈ જતા દીવાની કાંતિ જેવો (જગમગાટ) દેખાતો હતો, જે અવયવોથી તે દ્રૌપદીનું આલિંગન (ભેટવું) ઈચ્છતો હતો તે અવયવોના ઉપર ભીમસેને અત્યંત ભાર દીધો અને બે થાંભલાની[1] અધવચાળે ઊંધે મસ્તકે ઘાલી દીધો, તેને

(૧) સુથાર લોકો ઈમારતના થાંભલા આડા, મોરાવાળા નેજવા મૂકે છે તેને હૈયા મહોરૂં કહે છે, તે ૈયા (કીચક)ના અપકૃત્યનું એંધાણ છે.

દ્રૌપદીની ભેટ તો ન થઈ પણ ભીમની ભેટથી તેની એવી (વિપરીત પરિણામવાળી) વિષય વાંચ્છના પૂરી પડી. કવિ કહે છે કે શૂરવીર પુરૂષની સ્ત્રીને વિષયવાંચ્છના વડે જોવી હોય તો પ્રથમ કીચકની અવદશા જોઈને પછી જોજો.

दोहा

भीम उठाइ पछारि भुव, कियो गांठ मचकाय ।
कीचक कौं लागे कठिन, भूषन दूषन भाय ॥ ४० ॥

ભીમસેને કીચકને આવતો જ ઉઠાવી લઈને પૃથ્વી પર પછાડીને મારી મચરડીને ગાંઠડી જેવો કરી નાંખ્યો તે કીચકને બહુજ કાઠું પડ્યું અને પહેરેલાં ભૂષણ (ઘરેણાં) દૂષણ રૂપ થઈ પડ્યાં.

इन्द्र दशानन बालि गृह, भयो नहीं कछु क्षेम ।
सद्य फल्यो कीचक सदन, परदारा को प्रेम ॥ ४१ ॥

પરસ્ત્રીના પ્રેમથી ઈન્દ્રને (અહલ્યાથી), વાલીને (સુગ્રીવની સ્ત્રીથી) અને રાવણને (સીતાના હરણ માત્રથી જ) પોતાના ઘરમાં કાંઈ કુશળ થયું ન નહોતું, અર્થાત્ અમુક કાળે કુકર્મનું ફળ મળ્યું હતું, પણ કીચકના ઘરમાં તો પરસ્ત્રીના પ્રેમનું ફળ તુર્તજ ફળ્યું.[1]

## शत पंच कैयक संहार

### पद्धरी छंद

भयो प्रात एक शत पंच ओर, कीचक के बांधव अति कठोर ।
मृत भ्रात देखि द्रुपदकुमारि, लइ पकरि जरावहु भ्रात लारि ॥४२॥

ભાઈને મરેલો જોઈ સવારે કીચકના બીજા એક સો પાંચ ભાઈ જે અત્યંત કઠોર હૃદયના હતા તે દ્રુપદાને પકડી લઈને "કીચકની પૂંઠે એને બાળી મૂકો" એમ કહેવા માંડ્યા.

---

(૧) રાણી સુદેષ્ણા કેકયદેશની રાજકન્યા હોવાથી કૈકેયી કહેવાતી હતી. ભરતની માતા કૈકેયીએ દશરથ રાજાના પ્રાણ પુત્ર (રામ)ના પ્રેમમાં ખોવડાવ્યા હતા અને આ સુદેષ્ણા કૈકેયીએ કીચકના પ્રાણ પરસ્ત્રીના પ્રેમમાં ખોવડાવ્યા. એ રીતે બેઉ કૈકેયીઓ હિતશત્રુ થઈ.

द्रौपदा करी करुणा पुकार, सुनि भीम रसोई के अगार ।
आकार ढहावत चल्या धीर, विनु पंथ गुप्त काज के वीर ॥४३॥
सब कीचक को करि कुल सँहार, द्रुपदा छुड़ाय आयो उदार ।

એ સાંભળીને દ્રૌપદીએ કરુણા પોકાર (આક્રંદ) કર્યો, તે ભીમસેને રસોડામાં સાંભળ્યો; એટલે તે મહા ધૈર્યવાન વીર, રસોડા આડો ગઢ હતો તેને ઉથલાવી નાંખીને ગુપ્ત કાર્ય કરવા માટે માર્ગને મૂકી દઈને (આડ વાટે) ચાલ્યો, અને કીચકના સર્વ કુળનો સંહાર કરીને એ ઉદાર ભીમસેન દ્રૌપદીને છોડાવીને આવ્યો.

इहि वात न जानी पुरुष और, गंधर्व हि जाने प्रबल घोर ।
द्रौपदी कहूँ जो परै दीठ, दै रहै पुरुष जे प्रगट पीठ ॥४४॥

એ વાત કોઈ અન્ય પુરૂષે ન જાણી, પરંતુ સૌએ એમ જાણ્યું કે દ્રૌપદીનું રક્ષણ કરનારા મહા પ્રબળ ગાંધર્વ જ છે. એટલે દ્રૌપદી કોઇ પણ પુરૂષની નજરે પડે તો તે પુરૂષ દ્રૌપદીને પ્રત્યક્ષ રીતે પૂંઠ આપીને ઊભો રહેવા લાગ્યો.

## दूतों द्वारा दुर्योधन को पांडवों का पता न पाना

### दोहा

प्रेरि सुयोधन दूत केउ, प्रगट करन सुत धर्म ।
दश दिशि तैं पीछे फिरे, कहूँ न पायो मर्म ॥ ४५ ॥

પાંડવોને વનગમન કર્યે તેર વર્ષ પૂરાં થતાં થોડા દિવસો બાકી રહેવા અગાઉ દુર્યોધને તેઓની શોધ માટે કેટલાક દૂતોને મોકલેલા, તેઓ યુધિષ્ઠિરને પ્રગટ કરવાના કાર્યાર્થે દશે દિશાઓમાં ફર્યા પણ ક્યાંય પાંડવોનો પત્તો તેઓને મળ્યો નહિ તેથી તેઓ પાછા ફર્યા.

## पांडवों के लिये भीष्मजी का अनुमान

सभा वीच भये एकठे, सुनि दूतन के वैन ।
गंगासुत कहि सब्बन तैं, तर्क बांधि यह सैन ॥ ४६ ॥

"પાંડવોનો ક્યાંય પણ પત્તો મળતો નથી," એવાં દૂતોનાં વચન સાંભળી તમામ કૌરવો રાજસભામાં એકઠા થયાં હતા તેમાં ભીષ્મપિતામહે તર્ક બાંધીને સર્વને આ પ્રમાણે અનુમાન પ્રમાણ રૂપ એંધાણ કહેવા માંડયાં.

छप्पय छंद

जहां युधिष्ठिर होइ, तहां दुर्भिक्ष न पावै ।
जहां युधिष्ठिर होइ, सप्त ईती न लखावैं ॥
जहां युधिष्ठिर होइ, वरन चहुं परम धर्म पर ।
जहां युधिष्ठिर होइ. सु तरु खट रितू फूल फर ।
जित होइ युधिष्ठिर नृपति तित, जग्य महोत्सव होत नित ।
कहि भीष्म लच्छ वरतत सकल, मच्छदेश वैराट जित ॥४७॥

ભીષ્મ કહે છે કે જ્યાં યુધિષ્ઠિર (ધર્મરાજા) હોય ત્યાં દુષ્કાળ ન પડે, જ્યાં યુધિષ્ઠિર હોય ત્યાં સાત ઈતિઓ (અતિવૃષ્ટિ, ઉંદર, ટીડ, કાતરા, પોતાના રાજ્યનો ભય, પર રાજ્યનો ભય) જોવામાં ન આવે, જ્યાં યુધિષ્ઠિર હોય ત્યાં ચારે વર્ણ સદ્ધર્મમાં પ્રવર્તે, જ્યાં યુધિષ્ઠિર હોય ત્યાં છએ ઋતુઓમાં વૃક્ષો ફૂલે તથા ફળે, વળી જ્યાં યુધિષ્ઠિર રાજા હોય ત્યાં હમેશાં યજ્ઞ મહોત્સવ થયા કરે, એ બધાં લક્ષણો મચ્છદેશમાં વિરાટ નગર છે ત્યાં વર્તે છે ( માલુમ પડે છે ).

दोहा

दश सहस्र गज बल प्रबल, कीचक मच्छ प्रधान ।
मल्ल जीमूतादिक हतक, भीम बिना को आन ॥ ४८ ॥

વળી જેમાં દશહજાર હાથીઓનું જોર હતું એવા મહાપ્રબળ મચ્છ રાજાના પ્રધાન કીચકનો તથા જીમૂત મલ્લ વિગેરેનો નાશ કરનાર ભીમસેન વિના બીજો કોણ હોય ?

करण उवाच

देश सुशर्मा को लियो, कीचक छीन त्रिगर्त ।
चलहु करैं गो ग्रहण तित, सजहु सैन्य अब त्वर्त ॥ ४९ ॥

પછી કર્ણે કહ્યું કે હે દુર્યોધન ! સુશર્મા રાજાનો ત્રિગર્તદેશ કીચકે પડાવી લીધો છે તે બહાને ચાલો હવે તુર્ત સેના સજો, ત્યાં જઈને ગોધણ (ગાયો વાછડા વિગેરે પશુધન)નું હરણ કરીએ.

अर्जुन सुनि गो ग्रहण कौं, पौरुष करहि प्रकाश ।
मानि सुयोधन कर्ण मत, चलियो सहित हुलास ॥ ५० ॥

ગાયોનું હરણ થયું સાંભળીને અર્જુન પોતાનું પરાક્રમ પ્રગટ કરશે, એ પ્રમાણે કર્ણનો મત માનીને દુર્યોધન આનંદ સહિત સૈન્ય સજીને રવાના થયો.

## सुशर्मा का गो ग्रहण करना

### छंद पद्धरी

सप्तमी प्रथम सज्जि सैन्य क्रूर, गो ग्रहण सुशर्मा कियो सूर ।
सुनि कूक चल्यो वैराटभूप, युधिष्ठीर भ्रात त्रय जुत अनूप ॥५१॥
भो उभय सैन्य संग्राम घोर, जीत्यो जु सुशर्मा प्रबल जोर ।
मच्छ कौं पंकरिकैं चल्यो मूढ, भीम तैं युधीष्ठिर कह्यो गूढ ॥५२॥

પ્રથમ સપ્તમીને દિવસે ક્રોધાયમાન સૈન્ય સજીને શૂરવીર સુશર્માએ ગાયોનો હેરો કર્યો,[1] એ કિકિયારી સાંભળીને ત્રણ ભાઈઓ (ભીમ, નકુળ, સહદેવ) સહિત અનુપમ યુધિષ્ઠિરને લઈને વિરાટ રાજા વહારે ચડ્યા, બેઉ સૈન્ય વચ્ચે ભયંકર યુદ્ધ થયું, તેમાં મહા બળવાન સુશર્મા જીત્યો અને તે મૂઢ

---

(૧) વૈશંપાયન કહે છે કે હે રાજા! પછી ત્રિગર્તના રાજા સુશર્માએ તેના મહા બળવાળા સર્વ રથીઓ અને પાળાઓને સજ્જ કરાવ્યા, અને પછી મત્સ્ય રાજાની ગાયોનું હરણ કરવા માટે તથા પૂર્વનું વેર વાળવા કૃષ્ણ પક્ષની સાતમે અગ્નિ ખૂણા તરફથી ચડાઇ કરી. ( મ. ભા., વૈરાટ પર્વ, અધ્યાય ૩૦ )

કર્ણ દુર્યોધનને કહે છે કે આપણે પરદેશમાં (મત્સ્ય દેશમાં) આવ્યા છીએ. આ મહા અરણ્ય છે, ઋતુ ગ્રીષ્મ ચાલે છે, અને અત્યારે શત્રુના તાબામાં આવી ગયા છીએ એટલે આપણી સેનામાં ભંગાણ ન પડે તેવી જાતની નીતિનો ઉપયોગ કરો. ( મ. ભા., વિરાટ પર્વ, અધ્યાય ૪૭ )

સુશર્મા મચ્છરાજાને પકડીને ચાલ્યો તે જોઈ યુધિષ્ઠિરે ગુપ્ત રીતે ભીમસેનને કહ્યું.

## सुशर्मा का भीम से पकड़ा जाना

वपती निकारि जाके निवास, ताकौं छुड़ाहु करि शत्रु नाश ।
जो भई प्रथम नृप मच्छ रीत, ज्यों करी भीम जामातु जीत ॥५३॥
शिर काटन लाग्यो भीमसेन, निवार्यो युधिष्ठिर सदय नैन ।
लखि जीव दान को सुजश लेहु, दासोस्मि कहत छुटकाय देहु ॥५४॥
चित कुरु कुल को जामातु चाहि, तजि दिय किय मुंडन अर्ध ताहि ।
किय विजय कियो उतही मुकाम, अति दई मच्छ भीमहि इनाम ॥५५॥

હે ભીમસેન! જેના રાજગૃહમાં રહીને વિપત્તિના દિવસો આપણે વટાવ્યા છે, તેને શત્રુનો નાશ કરી છોડાવ. મોટા ભાઇનું વચન માનીને જેમ મચ્છરાજાને સુશર્માએ બાંધ્યો તેમ જ ભીમસેને દુર્યોધનના જમાઇ સુશર્માને પકડીને તાણી બાંધ્યો. પછી ભીમસેન સુશર્માનું માથું કાપવા તૈયાર થયો તેને યુધિષ્ઠિરે દયાની દૃષ્ટિથી જોઈને ભીમસેનને વાર્યો, અને ફરીથી પણ કહ્યું કે હે ભીમસેન! હવે તેની દીનતા સામું જોઈને તેને જીવતદાન આપવાનો જશ લે, અને "તમારો દાસ છું" એમ કહે એટલે તેને મુક્ત કર. પછી સુશર્માએ કહ્યું કે "હું તમારો દાસ છું," એ સાંભળીને તથા કુરૂવંશીઓ (કૌરવો)નો જમાઇ છે, એમ ચિત્તમાં ચાહીને તેનું અર્ધમુંડન કરાવીને તેને મુક્ત કર્યો, એ દિવસે વિજય કરીને ત્યાં જ મુકામ કર્યો, પછી મચ્છરાજાએ ભીમસેનને ભારે ઈનામ આપ્યું.

## दूसरे दिन दुर्योधन का गो ग्रहण करना

अष्टमी सुयोधन भूप आप, पुनि कियो उतर गो ग्रहण पाप ।
पुर वीच करी ग्वालन पुकार, कटु वचन कहे उत्तरकुमार ॥५६॥
मोकौं का अर्जुन गिन्यो मूढ, धन हरै सुयोधन रथारूढ ।
करौं सारथी मोर नाहिं, मरि गयो प्रथम सोइ जुद्ध माहिं ॥५७॥

यह बचन द्रौपदी सुनि अकाज, कुँवर तैं कह्यो बृहनटा काज ।
यह होय सारथी तोर आज, रन कुरु कहा जीतहि देवराज ॥५८॥
यह सारथि युत अर्जुन उदार, इंद्रादि समर जीते अपार ।

પછી આઠમને દિવસે રાજા દુર્યોધને પોતે ઉત્તર દિશા તરફથી ગાયોનું હરણ કરવા રૂપ પાપ કર્મ કર્યું, એટલે શહેરમાં આવીને ગોવાળિયાઓએ પોકાર કર્યો. તે સાંભળી ઉત્તરકુમાર[1] પરોક્ષવાદ (પાછળ કહેવું તે) રૂપ કડવાં વચન કહેવા માંડચો કે તે મૂર્ખ દુર્યોધને મને શું અર્જુન ગણ્યો કે જે રથમાં બેસીને ધણ (ગોધણ) હરણ કરે છે? મારો સારથિ નથી કેમકે તે પ્રથમના યુદ્ધમાં મરણ પામ્યો છે, એટલે હું શું કરૂં? (કોને સારથિ કરૂં?) એ અકાર્ય (નકામાં) વચન સાંભળીને દ્રૌપદીએ ઉત્તરકુમારને બૃહન્નટા માટે કહ્યું કે આજ આ (બૃહન્નટા) તમારો સારથિ થાય તો યુદ્ધમાં કૌરવોને તો શું? પરંતુ ઇંદ્રને પણ જીતી શકાય, આ સારથિ યુક્ત ઉદાર એવા અર્જુને ઇંદ્ર વિગેરે અપાર યોદ્ધાઓને જીત્યા છે.

---

(૧) સ્ત્રીઓના અન્ત:પુરમાં બેઠેલો ઉત્તરકુમાર મહાગોપ (વડા ગોવાળ) પ્રત્યે કહે છે કે, આગળ એક મહીના સુધી યુદ્ધ થયું હતું તેમાં મારો સારથિ મરણ પામ્યો છે, માટે મને જો કોઈ બીજો ઘોડાઓની ગતિ જાણનારો અને રથને હાંકી જાણનારો સારથિ મળે તો હું કૌરવી સૈનાને પાછી હરાવી એક મુહૂર્તમાં પશુઓને પાછાં લાવી આપું. કૌરવો યોદ્ધા વિનાના શૂન્ય પ્રદેશમાં આવી ગાયોનાં ધણ લઈ જાય છે, પરંતુ તે સમયે હું ત્યાં હતો નહિ માટે હવે મારાથી શું થઈ શકે? આ પ્રમાણે બોલતા રાજપુત્રની વાણી સાંભળીને પોતાનો ગુપ્ત રહેવાનો સમય પૂરો થવા આવ્યો જાણીને અર્જુને છુપી રીતે દ્રૌપદીને કહ્યું કે હે કલ્યાણી! તું ઉત્તરકુમારને કહે કે "આ વૃહન્નલાને સારથિ કરો." રાજપુત્ર ઉત્તર સ્ત્રીઓ વચ્ચે અર્જુનનું નામ લઈને અકાર્ય વચન કહેવા લાગ્યો ત્યારે દ્રૌપદીએ કહ્યું કે આ વૃહન્નલા ધનુર્વિદ્યામાં અર્જુનનો શિષ્ય હોઈને પૂર્વે તેનો સારથિ હતો, એના જેવો બીજો કોઇ પણ સારથિ નથી. (મ. ભા., વિરાટપર્વ, અધ્યાય ૩૬)

## वृहन्नटा ( अर्जुन ) का सारथि होना

### दोहा

कुँवर कहै सुन वृहनटा, तूं रथ हांकहि मोहि ।
ऐहूँ शत्रुन जीति अब, देहुँ वहुत धन तोहि ॥ ५९ ॥

દ્રૌપદીનું વચન સાંભળીને ઉત્તરકુમાર કહે છે કે હે વૃહન્નટા! જો તું મારો રથ હાંકે તો હું હમણાં શત્રુને જીતીને આવું એટલે તને અપાર ધન બક્ષિશ આપું.

रथारूढ ह्वै कढे, कवच कसे दोउ वीर ।
समी जाय भाथा अखय, धनु गांडिव लिय धीर ॥ ६० ॥

અર્જુને રથ હાંકવાનું કબૂલ કર્યું એટલે એ બેઉ શૂરવીરો બખ્તર કસીને રથમાં બેસીને યુદ્ધમાં જવા નીકળ્યા, પછી ધૈર્યવાન અર્જુને સમી પાસે જઈને અક્ષય ભાથો અને ગાંડીવ ધનુષ્ય લીધાં.

लखि आवत सामीप रथ, कहत परस्पर चाहि ।
आज सुयोधन सैन्य पै, एकरथी को आहि ॥ ६१॥ (१)

પછી તે શૂરવીરોનો રથ નજીક આવતો દે. ને સામાવાળા યોદ્ધાઓ પરસ્પર ચાહે તેમ કહે છે કે આજે દુર્યોધનના સૈન્ય પર એક રથી કોણ આવે છે?

### शकुनी उवाच

कालि सुशर्मा धन हर्यो, अपन हर्यो धन आज ।
भय संयुत नृप मच्छ ने, कन्या दइ नृप काज ॥ ६१ ॥ (२)

શકુનિ કહે છે કે ગઈ કાલે સુશર્માએ ગોધનનું હરણ કર્યું અને આપણે આજે ગોધનનું હરણ કર્યું, તેથી મચ્છ રાજાએ ભય યુક્ત થઈને રાજા દુર્યોધન માટે કન્યા મોકલી આપી હોય એમ જણાય છે.

## द्रोण उवाच

### कवित्त

मामा तेरो कहै कन्या भेजी है विराट भेट,
ता विवाह हू के गारी गीत जे सुनो ही गे ।
रोवैं अश्व ध्वजा गिरै शस्त्र जे खिसल परै,
बोये बीज ताके फल मिलिकैं लुनो ही गे ।
त्रिया ना किरीटी है है धूजत निहारो धरा,
कपी की गरज सुनि शिर कौं धुनो ही गे ।
मानत न बात चारों दिशा उतपात होत,
जातबेद गांजिव तैं गात कौं भुनो ही गे ॥ ६२ ॥

દ્રોણાચાર્ય કહે છે કે હે દુર્યોધન ! આ તારો મામો કહે છે કે વિરાટરાજાએ કન્યા ભેટ મોકલી છે, તો હવે તેના વિવાહના ટાણાનાં ગાણાં તમે સાંભળશો જ. જુઓ તો ખરા ! તમારા રથના ઘોડા રૂવે છે, ધ્વજા પડે છે, અને શસ્ત્રો છે તે પણ ખસી પડે છે, માટે જે વાવેલાં બીજ છે તેનાં ફળ તમે બધા મળીને લણશો જ. વળી જુઓ ! એ સ્ત્રી નથી પરંતુ અર્જુન છે, કેમકે તેના રથના ધમકારાથી પૃથ્વી ધ્રૂજે છે, તેની ધ્વજા પર વાનરની ગર્જના સાંભળીને તમે માથાં ધુણાવશો જ, મારી વાત તમે માનતા નથી પણ જુઓ ! ચારે તરફ ઉત્પાત થાય છે, તેથી ગાંડીવ રૂપી અગ્નિથી તમે તમારાં શરીર શેકશો જ.

### पुनर्यथा

कहै द्रोण आवत ही देखिकै अकेलो रथ,
उर्ध्व ध्वजदंड ताको तेज अद्भूत है ।
चिक्करत वाहन चलाकी चित चूर भई,
चारू भट चारू सुत अपने कुसूत हैं ।
धुक्कत है धरनी औ धूंधरो दिखात नभ,
होत अनमित्त धीर त्यागै रिनधूत हैं ।

गांजिव सरासन धर्यो है शत्रु नाशन कौं,
त्रास न तनक पाकसासन को पूत है ॥ ६३ ॥

એકલો રથ આવતો જોઈને દ્રોણાચાર્ય કહે છે કે હે દુર્યોધન! તેનો ધ્વજદંડ ઊંચો છે અને તેજ અજબ પ્રકારનું છે, આપણાં વાહન (ઘોડા વિગેરે) ચિત્કાર કરે છે (ચીસો પાડે છે) વળી આપણા ચિત્તની ચાલાકીનું ચૂર્ણ થયું છે, એ તો યોદ્ધો પણ સારો છે અને સારથિ પણ સારો છે, અને આપણા સારથિ કુસારથિ અર્થાત્ હિમ્મત વિનાના છે, પૃથ્વી ધ્રૂજે છે અને આકાશ ધૂંધળા રંગનું (ધૂળકોટ ચડ્યા જેવું) દેખાય છે, અપશુકન થાય છે, રણ નિર્ભય એવા યોદ્ધાઓ ધૈર્ય તજી દે છે, માટે જેણે શત્રુઓનો નાશ કરવા માટે ગાંડીવ ધનુષ્ય ધારણ કર્યું છે અને જેને જરા પણ ભય નથી એવો એ ઇંદ્રનો પુત્ર અર્જુન આવે છે.

### करण उवाच

### सवैया

का उतपात बतावत हो हम एक हु बात न जीय पै आनत ।
द्रौण तैं कर्ण कहै करि कोप ज्यों विंद कौं जीमत बीर बखानत ।
एक कहा कपिकेतु अनेक पितामह सैन्य कौं का न पिछानत ।
जो हमतैं दुरजोधन तैं नहिं षोडस भाग पराक्रम जानत ॥६४॥

(કવિકથન) દ્રોણાચાર્ય પ્રત્યે કર્ણ કોપ કરીને કહે છે કે હે દ્રોણાચાર્ય! તમે અમને શું ઉત્પાત બતાવો છો? અમે એકે વાત મનમાં નથી લાવતા, એમ તો ગાણાં ગાવામાં સ્ત્રીઓ વરરાજાને જમતી વખતે વીર કહીને વખાણે છે. એક અર્જુન તો શું પણ અનેક અર્જુન હોય તો પણ શું? તમે ભીષ્મ પિતામહના સૈન્યને શું નથી જાણતા? આપ જેને વખાણો છો તે અર્જુન મારા અને દુર્યોધનના સોળમા ભાગનું પણ પરાક્રમ જાણતો નથી.

का कुषमांड को वालक है फल तर्जनि देखत ही गिरि जैहै ।
ज्यों जुजुवा कौं दिखाय डरावत बाल कौं यों कहा सैन त्रसै है ।
नाम सुनायके पारथ को तुम देत हो क्लीवता कोउ न पैहै ।
द्रौन वा एक्क किरीटी के गौन तैं कौन जो पीठ बताय पलै है ॥६५॥

વળી હે દ્રોણાચાર્ય ! શું આ કોળાનું નાનું ટીસું છે કે જે અંગૂઠા પાસેની આંગળીને જોઈને ખરી પડશે ? જેમ બાળકને હાઉ દેખાડીને ડરાવે તેમ (અર્જુનને જોઈને) કોઈ વીર ડરશે કે ? તમે અર્જુનનું નામ સંભળાવીને કાયરતા આપો છો તે કોઈ લે તેમ નથી, એ એક અર્જુનના આવવાથી અહીં એવો કોણ છે કે જે પીઠ બતાવીને નાસી જાય ?

अश्वत्थामा उवाच

द्रौण को पुत्र कहै सुनि सूत का पावत गाल वजाय वड़ाई ।
एक गांजीव तैं इंद्र कौं रुद्र कौं तोषि लिये जग कीरति गाई ।
कालखंजादिक वर्म निवात रु गंधर्व जापै अजै तुम पाई ।
द्रौपदि प्रापत देखि है आपने एकले को न विजै उपजाई ॥६६॥

અશ્વત્થામા કહે છે કે હે કર્ણ સાંભળ ! તું ગાલ વગાડીને અર્થાત્ બહુ બોલીને મોટાઇ શું લે છે ? જેણે એક ગાંડીવથી ઇંદ્રને અને શંકરને સંતોષ પમાડયો, જેની કીર્તિ જગતે ગાઈ છે, વર્મ, નિવાત અને કાળખંજ વિગેરેને જેણે માર્યા છે, તમે જે ગાંધર્વ (ચિત્રકેતુ)થી પરાજય પામ્યા હતા હતા તે જેને વશ હતો, વળી જેણે દ્રૌપદી પ્રાપ્ત કરી છે તે તમે જોયું છે, એવે એકલે અર્જુને વિજય કયાં ઉપજાવેલ નથી ? અર્થાત્ સર્વ સ્થળે તેનો વિજય જ છે. (આમાં સ્વર વડે વક્રોક્તિ અલંકાર છે.)

वाहु तैं क्षत्रिय सूर सवै द्विज वाक्य तैं सूर सदैव लखावत ।
भीम महा वल तैं धनु तैं कपिकेतु कि सूरता देखहु गावत ।
है छलसूर यहै सकुनी रु सुयोधन कौं हठसूर वतावत ।
नीति तैं सूर युधिष्ठिर है तुम कर्न मनोरथसूर कहावत ॥६७॥

બાહુથી ( હાથ વડે ) સર્વ ક્ષત્રિયો શૂરવીર છે, બ્રાહ્મણો હંમેશાં વાક્યશૂરા ( બોલવામાં વીર ) દેખાય છે, ભીમની શૂરવીરતા પોતાના મહાબળથી અને અર્જુનની શૂરવીરતા જુઓ ધનુષ્યથી ગવાય છે. આ શકુનિ કપટશૂર ( દગો કરવામાં શૂરો ) છે, અને દુર્યોધન હઠ શૂરવીરતા બતાવે છે, નીતિથી ધર્મરાજા શૂરવીર છે, અને હે કર્ણ ! તમે મનોરથ શૂરા ( વિચારો ઘડવામાં શૂરા ) કહેવાઓ છો. ( આમાં આવૃત્તિ દીપકાલંકાર છે. )

## कविकथन

### कवित्त

उत्तर गो ग्रहण पुकार सुनि ग्वालन तैं,
उत्तर कुँवर वोल्यो कोप वेशुमार मैं ।
मैं हौं का किरीटी राज खोसिकै निकार दीनो,
सारथी जो होय तो दिखाऊंगो प्रहार मैं ।
देखि व्योम चुंवित ध्वजा हू कुरु वंशन की,
स्वेद कंप अंशु ते भये हैं ताहि वार सें ।
सबकौं दिखानो तहां पद जो निपुंसक को,
स्वांग मात्र अर्जुन में लक्ष तें कुमार में ॥ ६८ ॥

કવિ કહે છે કે ઉત્તર દિશાને દરવાજે ગાયોના ગ્રહણનો ગોવાળિયાઓએ કરેલો પોકાર સાંભળીને અતિશય જ કોપ કરીને ઉત્તરકુમાર પ્રથમ બોલ્યો હતો કે હું શું કાંઈ અર્જુન છું કે રાજ ખુંચાવી લઈને જેને કાઢી મૂક્યો ? પરંતુ જો મારો કોઇ સારથિ થશે તો હું ઘા બતાવીશ, અને હવે અહીં તો કૌરવોના રથની ધ્વજાઓ આકાશથી ચુંબન કરી રહેલી ફરકતી જોઈને શરીરમાં કંપ તથા પસીનો છૂટ્યો અને આંખોમાં આંસુ આવ્યાં, એટલે એ ઠેકાણે એ લક્ષણોવડે સર્વને નપુંસકપણાનું પદ ઉત્તરકુમારમાં જોવામાં આવ્યું, અને અર્જુનમાં તો નપુંસકપણાનો સ્વાંગ ( વેષ ) માત્ર હતો.

देखि चमू भाग्यो बाल पकर्यो विलोम दौरि,
कह्यो राजपुत्र मेरो प्रान उड़ि जावेगो ।
जान देहु तोकौं रथ बाज करी द्रव्य देहुँ,
जुद्ध तूं करेगो मेरो जीव अकुलावेगो ।
पार्थ कहै अर्जुन हौं गाढो रहि भाजै मति,
अद्भुत बनेगो जुद्ध सीघ्र विजै पावेगो ।
अर्जुन हो आप तो सुनावो दश नाम अर्थ,
यथा योग्य सुने तैं बिश्वास दृढ आवेगो ॥ ६९ ॥

કૌરવોની સેના જોઈને ઉત્તરકુમાર નાઠો તેને અર્જુને પાછે પગે દોડીને પકડ્યો, એટલે રાજકુમારે કહ્યું કે હે બૃહન્નટા! મને મૂકી દે, નહિ તો મારો પ્રાણ ઊડી જશે, મને જવા દે. હું તને રથ ઘોડા, હાથી અને દ્રવ્ય આપું, ભલે યુદ્ધ તું કરીશ, પણ મારો જીવ અકળાશે. અર્જુને કહ્યું કે હું અર્જુન છું, તું દૃઢતાથી રહે, નાસીશ નહિ, અદ્ભુત યુદ્ધ થશે અને જલ્દી વિજય પામીશ. અર્જુનનાં વચનો સાંભળીને ઉત્તરકુમાર બોલ્યો કે આપ અર્જુન હો તો આપનાં દસ નામના અર્થ સંભળાવો, કે જે યથા યોગ્ય રીતે સાંભળવાથી મને દૃઢ વિશ્વાસ આવશે.

अर्जुन उवाच

शत्रु जीतिबे विजै शुक्ल कृत्य अर्जुन मैं,
इंद्र दियो क्रीट तातैं किरीटी कहायो हौं ।
फालगुन उत्तरा औ पूरवा के मध्य जन्म,
कृष्ण पांडु कृपा जिष्णु वासव को जायो हौं ।
जुद्ध मैं गिलान काम करौं ना बिभत्सु तातें,
स्वेत अश्व ही तैं श्वेतवाह पद पायो हौं ।
सव्यसाची वाम पानि है सहाय तातैं जानि,
धनंजै रसा को द्रव्य सबै जीति लायो हौं ॥ ७० ॥

અર્જુન કહે છે કે શત્રુઓને જીતવાથી મારૂં નામ "વિજય" છે અને ઉજળાં કાર્યો વડે હું "અર્જુન" છું, ઇંદ્રે કિરીટ (મુકુટ) આપ્યો છે તેથી "કિરીટી" કહેવાઉં છું, પૂર્વા ફાલ્ગુન અને ઉત્તરા ફાલ્ગુનની વચ્ચે મારો જન્મ હોવાથી મારૂં નામ "ફાલ્ગુન" છે, પાંડુ રાજાની કૃપાથી "કૃષ્ણ"[1] નામ છે, ઇન્દ્રનો પુત્ર છું તેથી "જીષ્ણુ" નામ છે, યુદ્ધમાં હું વિભત્સ કાર્ય કરતો નથી તેથી "વિભત્સુ" નામ છે, યુદ્ધમાં મારા રથના ઘોડા ધોળા થાય છે તેથી "શ્વેતવાહન" એ નામનું પદ પામ્યો છું, અને યુદ્ધમાં ડાબો હાથ (જમણા હાથ જેવો જ) સહાયકારક હોવાથી "સવ્ય સાચી" નામ જાણી લે, વળી પૃથ્વીનું સર્વ ધન જીતી લાવ્યો છું તેથી મારૂં નામ "ધનંજય" છે. ( આમાં પ્રત્યેક નામ સાભિપ્રાય હોવાથી પરિકરાંકુરાલંકાર છે )

### कुमार कथन

#### दोहा

अर्जुन हो तो भ्रात चहुं, कित हैं द्रुपदकुमारि ।

#### अर्जुन उवाच

भूप युधिष्ठिर कंक भट, वल्लव भीम विचारि ॥ ७१ ॥

ઉત્તમકુમારે કહ્યું કે તમે અર્જુન છો તો તમારા બીજા ચાર ભાઇ તથા દ્રૌપદી કયાં છે ? અર્જુને કહ્યું કે કંક ભટ છે તે રાજા યુધિષ્ઠિર છે, અને વલ્લવ (રસોઈયો) છે તે ભીમ છે એમ વિચારી લે.

ग्रंथिकार हयविद निकुल, तंत्रिपाल सहदेव ।
है सैरंध्री द्रौपदी, तजि विषाद लहि भेद ॥ ७२ ॥

---

(૧) અર્જુન ઉજ્વળ-કૃષ્ણ રંગના બાળક હોઈ તેઓ શિશુવયમાં પિતાને અતિ પ્રિય હોવાથી પિતાએ તેમનું હુલામણાનું "કૃષ્ણ" નામ રાખ્યું હતું, અર્જુનનો જન્મ હિમાચળ પર્વત પર થયો હતો.

( જુઓ મહાભારત, વિરાટપર્વ, અ. ૪૪, શ્લો. ૧૬ તથા ૨૨ )

ઘોડાઓનો પરીક્ષક ગ્રંથિકાર કહેવાય છે તે નકુળ છે, તંત્રીપાળ (ગાયોનો ગોવાળ) છે તે સહદેવ છે, અને સૈરંધ્રી કહેવાય છે તે દ્રૌપદી છે, માટે ભેદ જાણીને ખેદ તજી દે.

होहु कुँवर मम सारथी, जुद्ध समय कौं लेखि ।
जानि अतीरथि वृहनटा, वीर नाट्य अब देखि ।। ७३ ।।

હે ઉત્તરકુમાર! આ યુદ્ધનો સમય છે એમ જાણીને તું મારો સારથિ થા અને હવે આ અતિરથી એવા બૃહન્નટાને જાણીને વીર નાટક જો. (રથી તથા અતિરથી માટે જુઓ આગળ મયૂખ ૯, દોહા ૬૦ થી ૬૨)

जानि वाद्य तलत्रान मम, पनच करहि पुनि गान ।
नृत्य करहिं मम उभय कर, लेहि रीझि रिपु प्रान ।। ७४ ।।

મારા હાથના પૂંચાના અન્તરને વાજિંત્ર જાણ, ધનુષ્યની દોરી તે પછી ગાયન કરશે, અને મારા બેઉ હાથ નાચ કરશે એટલે શત્રુઓના પ્રાણ રૂપી રીઝા મોજ લેશે. (આમાં સાવયવ રૂપકાલંકાર છે.)

## अर्जुन की तत्परता

### छंद पद्धरी

करि समी परिक्रम ग्रहण कीन, तेइ धनुष बान कर उभै लीन ।
गो ध्वजा सिंघ लच्छन बिलाय, भो चिंतित बानर विकट भाय ।।७५।।
गंधर्व अश्वविद्या प्रभाव, स्वेताश्व भयो रथ मन स्वभाव ।
करि कोप धनुष टंकार कीन, भो शब्द भूमि आकाश लीन ।।७६।।
दिय वहुरि देवदत्तहि बजाय, किय हाक ध्वजा कपि महाकाय ।
त्यों धड़धड़ाट रथ नेमि घोर, चकि रहे शत्रु नहिं सुनत ओर ।।७७।।
यह रूप सैन्य परिक्रमा दीन, कहि शब्द भीष्म प्रति नियम कीन ।

પછી અર્જુને સમી (ખીજડા)ના વૃક્ષને પ્રદક્ષિણા કરીને તેના ઉપર રાખેલાં ધનુષ્ય-બાણ ગ્રહણ કરીને પોતાના બેઉ હાથોમાં લીધાં, એટલે રથ પર ધ્વજામાં જે સિંહનું નિશાન

હતું તે મટી ગયું અને સ્મરણ માત્રથી ભયંકર પ્રકારનું વાનરનું નિશાન પ્રગટ થયું, અને ગાંધર્વની આપેલી અશ્વવિદ્યાના પ્રભાવથી સ્વાભાવિક રીતે રથ ધોળા ઘોડાઓવાળો થયો, પછી ક્રોધ કરીને અર્જુને ધનુષ્યનો ટંકાર કર્યો, એ અવાજ પૃથ્વી તથા આકાશમાં વ્યાપ્ત થયો, પછી દેવદત્ત નામનો શંખ વગાડયો, અને વિશાળ અંગવાળા વાનરે ધ્વજામાં પ્રગટ થઈને વીરહાક વગાડી, તેમજ રથના આરાઓનો ધડધડાટ ભયંકર અવાજ થવાથી શત્રુઓ ચકિત થઈ ગયા અને અન્ય અવાજ સાંભળી શક્યા નહિ, એવે સ્વરૂપે અર્જુને સૈન્યને પ્રદક્ષિણા આપીને ભીષ્મ પ્રત્યે શબ્દ કહીને પ્રતિજ્ઞા કરી.

## अर्जुन उवाच

### दोहा

क्षत्रिधर्म प्रतिकूल तुम, सानुकूल मैं तात ।
मैं छुड़ात गो ग्रहण तुम, अकरस तैं न लजात ॥ ७८ ॥

અર્જુન કહે છે કે હે પિતામહ ! તમે ક્ષત્રિયધર્મથી અવળા છો અને હું સવળો છું, હું ગાયોને છોડાવું છું જ્યારે તમો ગાયોનું ગ્રહણ કરવા રૂપ અકર્મથી શરમાતા નથી.

तातें ह्वैहै विजय मम, ह्वैहै अजय तुह्मार ।
मैं अर्जुन मुख का कहौं, शकुन हि कहत पुकार ॥ ७९ ॥

તેથી મારો વિશેષે જય થશે અને તમારો અજય થશે, હું અર્જુન મારે મોઢે શું કહું ? શુકન જ પોકારીને કહે છે.

## युद्धारंभ

### पद्धरी छंद

कहि इतो जुद्ध आरंभ कीन, मिलि अमर व्योम देखत अधीन ।
गांजीव बान घन अभ्र छाय, जिन बीच पवन नहिं गवन पाय ॥८०॥
हनि प्रथम भूप रिपुतप अभीत, पुनि कर्न अनुज संग्रामजीत ।
द्रोणा को काट्यो ध्वजादंड, पुनि धनुष कवच किय खंड खंड ॥८१॥

એટલું કહીને અર્જુને યુદ્ધ શરૂ કર્યું, અર્જુનની વીરતાને વશ થયેલા દેવગણો આકાશમાં એકઠા થઈને યુદ્ધ જુએ છે, ગાંડીવ ધનુષ્યથી છૂટેલાં બાણોનો સમૂહ વાદળાંની માફક આકાશ માર્ગે છવાઈ ગયો, જેની અંદર પવન પણ સંચાર કરવા પામતો નથી. પ્રથમ નિર્ભયપણે શત્રુતપ નામના રાજાને માર્યો, પછી કર્ણના નાના ભાઈ સંગ્રામજિત (રાધાપુત્ર)ને માર્યો, અશ્વત્થામાનો ધ્વજાદંડ કાપી નાંખ્યો, પછી તેના ધનુષ્યના અને બખ્તરના ટુકડે ટુકડા કરી નાંખ્યા

गुरुपुत्र जानि नहिं करी घात, करनहि भगाय द्वै बेर तात ।
भीष्म के भाल बिच मारि बान, मूर्छित करि दीनो असहमान ॥८२॥
तिहुँलोक विजेता तरुण अंग, गांडीव धनुष अक्षय निखंग ।
अर्जुन सोइ रोक्यो रिन अजेव, द्रौन के करत बाखान देव ॥८३॥
सोइ द्रौन कृपाचारय सधीर. दोउ जीति छुड़ाई गाय वीर ।

ગુરૂપુત્ર (દ્રોણાચાર્યનો દીકરો) જાણીને અર્જુને અશ્વત્થામાને માર્યો નહિ, કર્ણને બે વાર નસાડી મૂકચો, ભીષ્મપિતામહના કપાળમાં બાણ મારીને ન વેઠી શકાય તેવી પીડાથી મૂર્છિત કરી નાંખ્યા, ગાંડીવ ધનુષ્ય અને અક્ષય ભાથા વડે ત્રણે લોકને જીતનાર જુવાન શરીરવાળા એ અજીત અર્જુનને યુદ્ધમાં દ્રોણાચાર્યે રોકી રાખ્યો તેથી દેવગણો દ્રોણાચાર્યનાં વખાણ કરવા માંડચા, એવા ધૈર્યવાન દ્રોણાચાર્ય તથા કૃપાચાર્ય એ બેઉને જીતીને વીર અર્જુને ગાયોને છોડાવી.

दुर्योधन कौं इक वान मारि, दिय छत्र रु उष्णिष भूमि डारि ॥८४॥
कृप द्रौन करन अरु भीष्म बान, पाथ कौं लगे केउ भेदि त्रान ।
इक चल्यो पाथ को मोह अस्त्र, सब गिरे वीर गिर परे शस्त्र ॥८५॥
भीष्म की ध्वजा बिच रुधिर अंक, नर आप हाथ लेखे निशंक ।
लै जात सबनकी छीनि लाज, करि तजे जियत मृत दया काज ॥८६॥

તેમાં અર્જુને દુર્યોધનને એક બાણ મારીને તેનાં છત્રમુકુટ પૃથ્વીપર નાંખી દીધાં. કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, કર્ણ અને ભીષ્મ

પિતામહનાં કેટલાંક બાણુ બખ્તર છેદીને અર્જુનને વાગ્યાં, પછી અર્જુનનું એક મોહાસ્ત્ર શત્રુઓ પર ચાલ્યું, તેથી તે તમામ શૂરવીરો પડી ગયા અને તેઓનાં શસ્ત્રો પણ પડી ગયાં, પછી અર્જુને ત્યાં આવી ભીષ્મના રથની ધ્વજામાં પોતાના હાથે લોહીના અક્ષરો લખ્યા કે મને દયા આવી તેથી મેં તમને જીવથી ન મારતાં જીવતા મૃતક ( મડદા ) જેવા કરીને મૂકી દીધા છે, અને તમો સર્વની લાજ પડાવીને લઈ જાઉં છું.

## नगर में उत्तरकुमार का विजय सुनाना

पुर पठय दूत गौवन छुड़ाय, सब कुँवर विजय कहियो सुनाय ।
नृप हू निज पुर तिहिं दिवस आय, सुनि पुत्र विजय चौसर रचाय ॥८७॥
भट कंक ताहि प्रतिषेध कीन, नल भयो दुखित यह व्यसन लीन ।
कुरु भूप युधिष्ठिर द्यूत काज, कित गयो न जानै भ्रष्ट राज ॥८८॥
मंगल के समय न रमहु आप, गर्विष्ठ भूप दुहुँ जय प्रताप ।
नहिं गन्यो वचन खेल्यो निशंक, क्रीडत हि कह्यो भट सुनहु कंक ॥८९॥

અર્જુને ગાયોને છોડાવીને ગોવાળિયાઓને શહેરમાં મોકલ્યા અને કહ્યું કે તમે બધા ઉત્તરકુમારનો વિજય કહી સંભળાવજો, રાજા પણ એ જ દિવસે પોતાના શહેરમાં આવ્યો, અને પુત્રની જીત સાંભળીને તેણે ચોસર બાજીની રમત રચાવી. કંક ભટે ચોસર ખેલવા માટે ના કહી અને રાજાને કહ્યું કે આ વ્યસન (જુગાર)માં ડૂબીને નળ રાજા દુઃખી થયો, વળી કુરૂરાજા યુધિષ્ઠિર જુગારના કાર્યથી જ રાજભ્રષ્ટ થઈને ક્યાં ગયો તે કોઈ જાણતું જ નથી. માટે હે રાજા ! આપ આ શુભ સમયે જુગાર ન રમો, એમ કહેવા છતાં પણ બે દિવસના જયના પ્રતાપે અભિમાની થયેલા રાજાએ કંક ભટનું કહેવું ન માન્યું અને નિશંકપણે રમ્યો, રાજાએ બાજી રમતાં કહ્યું કે હે કંક ભટ ! સાંભળ.

### दोहा

कहि बिराट भट कंक तैं, अहो उतर समराथ ।
जीत्यो देवन तैं अजय, कुरुवंशन को साथ ॥ ९० ॥

વિરાટ રાજા કંક ભટ પ્રત્યે કહે છે કે અહો ! (ઈતિ આશ્ચર્યે) ઉત્તરકુમાર કેવો સમર્થ છે કે દેવગણોથી પણ ન જીતાય એવો કુરુવંશીઓનો સમૂહ જીત્યો !

कंक कहै नृप बृहनटा, जाके सारथि होय ।
सो जीतै सुरराज कौं, तउ का अचरज सोय ॥ ९१ ॥

કંક ભટે કહ્યું હે રાજા ! જેને વૃહન્નટા સારથિ હોય તે ઈન્દ્રને જીતે તો પણ તે શું આશ્ચર્ય છે ?

सुनत स्तुती मम पुत्र की, रोधत है हठ ठानि ।
करत स्तुती वा षंढकी, रे द्विज तूं अज्ञानि ॥ ९१ ॥

રાજાએ કહ્યું કે હે બ્રાહ્મણ ! તું મૂર્ખ છે, કેમકે મારા પુત્રનાં વખાણ સાંભળીને વખાણ કરવા માટે તું મને હઠ કરીને રોકે છે અને પેલા ફાતડાનાં વખાણ કરે છે.

कवित्त

भीष्म द्रोण कर्ण द्रोणी कुरुराज दुशासन,
जिनको विशेष तेज देवन तैं मान्यो है ।
उनके प्रताप ही तें पांडव विलाय गये,
इंद्रादिक अंशन तैं जनम बखान्यो है ।
तेउ जीति एकरथी गाय जे छुराय लायो,
उत्तर को पौरष मैं आज दिन जान्यो है ।
धन्य माता पिता देश वंश औ सुपुत्र ऐसो,
बाल वय हू मैं अद्भूत जश आन्यो है ॥ ९२ ॥

વળી રાજા ફરીથી પણ કંક ભટને કહેવા માંડ્યો કે હે કંક ભટ ! ભીષ્મ, દ્રોણ, કર્ણ, અશ્વત્થામા, દુર્યોધન, દુઃશાસન કે જેઓનું વિશેષ તેજ દેવગણોથી પણ મનાયું છે. જેઓનો જન્મ ઈન્દ્ર વગેરે દેવોના અંશથી વખાણવામાં આવ્યો છે એવા પાંડવો પણ જેઓના પ્રતાપથી પરાસ્ત પામ્યા છે, મારો પુત્ર એકરથી એવાઓને જીતીને ગાયોને છોડાવી લાવ્યો છે, એ ઉત્તમકુમારનું પરાક્રમ આજે મેં જાણ્યું, બાળક અવસ્થામાં અદ્ભુત જશ

લાવ્યો છે એવા મારા સુપુત્રને તથા તેના દેશને, વંશને, માતાને અને પિતાને ધન્ય છે.

कंक उवाच

दोहा

जाके ऐसे सारथी, सो क्यौं बालक मित्र ।
तीन लोक हू जीति ले, तो पुनि कहा विचित्र ॥ ९३ ॥

કંક ભટે કહ્યું કે હે મિત્ર! જેને એવા (વૃહન્નટા જેવા) સારથિ હોય તે બાળક કેમ કહેવાય? અને તે ત્રણ લોકને જીતી લે તો પછી તેમાં પણ શું આશ્ચર્ય કહેવાય?

सुनत रीस करी शीष पै, पासो कर्यो प्रहार ।
चली युधिष्ठिर भाल तैं, सीघ्र रुधिर की धार ॥ ९४ ॥

એ સાંભળીને રાજાએ રીસ કરીને મસ્તક પર પાસાનો ઘા કર્યો, તે યુધિષ્ઠિરના કપાળમાં વાગવાથી ત્વરિત લોહીની ધારા ચાલી.

स्वर्णपात्र में द्रौपदी, झेलि लियो रत सोइ ।
मति भीमार्जुन देखि ले, जिन तैं वचै न कोइ ॥ ९५ ॥

તે જોઈને દ્રૌપદીએ તે લોહી[1] સોનાના વાસણમાં ઝીલી લીધું, અને મનમાં વિચારવા લાગી કે યુધિષ્ઠિરના કપાળનો ઘા ભીમ અને અર્જુન ન જુએ તો સારૂં, નહિ તો જેઓનાથી રાજ્યનું કોઈ પણ માણસ બચવા પામશે નહિ.

(૧) લોહી જો પૃથ્વી પર પડશે તો રાજાનો તથા દેશનો નાશ થશે, એમ જાણતા ધર્મરાજાએ તે લોહી પડવા પહેલાં જ પોતાના ખોબામાં ઝીલી લીધું, અને પડખે ઊભેલાં દ્રૌપદી સામે જોયું, ધર્મરાજાના મનને આધીન હોવાથી અભિપ્રાય સમજીને એક પાણીથી ભરેલું સોનાનું વાસણ લાવીને તેમાં પવિત્ર ચરિત્રવાળાં દ્રૌપદીએ ધર્મરાજાના ખોબાનું લોહી ઝીલી લીધું.

એટલામાં દ્વારપાળે ત્યાં આવીને વિરાટ રાજાને વિનંતિ કરી કે હે મહારાજ! ઉત્તમકુમાર વૃહન્નલા સાથે દોઢી ઉપર આવાને ઊભા છે. રાજાએ બન્નેને અંદર લાવવાનું કહ્યું તે સાંભળી ધર્મરાજાએ દ્વારપાળને કાનમાં કહ્યું કે એકલા ઉત્તરકુમારને લાવ, કેમકે અર્જુન મારી સ્થિતિ જોશે તો સર્વેનો વિનાશ કરશે. (મહાભારત, વિરાટપર્વ, અધ્યાય ૬૮)

## कुमार आगमन

### छंद पद्धरी

नृप कन्या सैन्य वेश्या पठाय, लाये सु उतर कुँवरहि बधाय ।
कहि प्रथम हि नर तिहि कुँवर काज, पांडवन प्रगट मत करहु आज ।
प्रतिहार कह्यो आवत कुमार, भट कंक गुप्त वरज्यो सँभार ॥९६॥

ઉત્તરકુમારનું આવવું જાણીને રાજાએ કન્યાઓ, સેના તથા વેશ્યાઓ મોકલી તેઓ ઉત્તરકુમારને વધાવી લાવ્યાં, અર્જુને ઉત્તરકુમારને પ્રથમથી જ કહી રાખ્યું હતું કે આજે પાંડવોને પ્રગટ કરશો નહિ, પછી દ્વારપાળે રાજાને કહ્યું કે ઉત્તરકુમાર પધારે છે. કંક ભટે દ્વારપાળને "અર્જુન અહીં ન આવે" એમ ગુપ્ત રીતે ખબર આપી.

### दोहा

मिल्यो आय पितु तैं कुँवर, लख्यो युधिष्ठिर भाल ।
कह्यो मच्छ तैं किन कि[illegible] चँडाल ॥ ९७ ॥

પછી કુંવર આવીને પોતાના પિતાને મળ્યો અને યુધિષ્ઠિરનું કપાળ જોઈને તેણે મચ્છરાજાને કહ્યું કે આવું ચંડાળનું કાર્ય કોણે કર્યું છે?

### मच्छ उवाच

करत प्रशंसा तोर सुत, षंढ प्रशंसत मूढ ।
तातैं अक्ष प्रहार मैं, कियो सीघ्र हठ रूढ ॥ ९८ ॥

મચ્છરાજાએ કહ્યું કે પુત્ર! હું તારાં વખાણ કરતો હતો તેમાં આ (કંક ભટ) મૂર્ખ પેલા ફાતડા (વૃહન્નટા)નાં વખાણ કરવા માંડ્યો તેથી મેં તુર્તજ હઠ પર આવીને તેને પાસાનો ઘા કર્યો છે.

### कुमार उवाच

द्विज पै घात अनर्थ यह, क्षमा करावहु याहि ।
देवदूत जीत्यो समर, प्रात दिखैहौं ताहि ॥ ९९ ॥

કુંવરે કહ્યું કે હે પિતા ! બ્રાહ્મણ ઉપર ઘા કરવો એ પાપ છે, માટે એની પાસે અપરાધની ક્ષમા કરાવો, અને યુદ્ધ તો કોઈ દેવનો દૂત જીત્યો છે તે હું આપને સવારે બતાવીશ.

### कुमार-परिषद

प्रात सभा कीनी कुँवर, पांडव भूषित आय ।
श्रेष्टासन पै धर्मसुत, प्रथम हि बैठो जाय ॥ १०० ॥

પછી સવારે ઉત્તરકુમારે સભા કરી ત્યાં પાંડવો શોભાયમાન થઈને આવ્યા, તેમાં ઉત્તમ આસન ઉપર પ્રથમ ધર્મરાજા બેઠા.

देखि दूर तैं मच्छ नृप, कह्यो कंक भट मूढ ।
मुँह लाग्यो तातैं भयो, मम आसन आरूढ ॥ १०१ ॥

તે જોઈને છેટેથી મચ્છરાજાએ કહ્યું કે હે મૂર્ખ કંક ભટ ! તને મોંઢે ચડાવ્યો તેથી તું મારા આસન ઉપર ચઢીને બેઠો છે ?

### अर्जुन उवाच

याके अनुचर हैं सदा, इंद्रासन अनुरूप ।
तेरो तुच्छासन कहा, यहै युधिष्ठिर भूप ॥ १०२ ॥

એ સાંભળીને અર્જુને કહ્યું કે હે રાજા ! એના સેવકો પણ ઈન્દ્રાસનને યોગ્ય છે, તો પછી તારૂં તુચ્છ આસન શું ? આ તો રાજા યુધિષ્ઠિર છે.

कही सकल उत्तर कुँवर, निज पितु तैं समुझाइ ।
गुप्त रहे जब तैं कथा, जुधं परजंत जिताइ ॥ १०३ ॥

ત્યાર પછી ઉત્તરકુમારે પાંડવો જ્યારથી છૂપા રહ્યા હતા ત્યારથી યુદ્ધ જીત્યા સુધીની સર્વ કથા પોતાના પિતાને સમજાવીને કહી.

### विराट उवाच

मोर सुता अति गुनन जुत, करैं ग्रहन सुत इंद्र ॥
तब उरून होहूं कछुक, तुम तैं धर्म नरेंद्र ॥ १०४ ॥

પાંડવોની હકીકત સમજીને વિરાટ રાજાએ કહ્યું કે હે ધર્મરાજ ! મારી પુત્રી અત્યંત ગુણયુક્ત છે તેને અર્જુન સ્વીકૃત કરે તો હું કાંઈક તમારા દેવામાંથી મુક્ત થાઉં.

अर्जुन उवाच

मेरे तो यह पुत्रि सम, गुरु करि जानत मोहि ।
कलंक लगे मिश्रित कहै, जो ऐसी गति होहि ॥ १०५ ॥

તે સાંભળી અર્જુને કહ્યું કે હે રાજા ! મારે તો તે પુત્રી જેવી છે, કેમકે તે મને ગુરૂ કરીને જાણે છે. જો હું એવું કાર્ય કરૂં તો કલંક લાગે અને મને લોકો વર્ણસંકર કહે.

कह्यो युधिष्ठिर विजय को, पुत्र सुभद्रानंद ।
अभिमन कौं दीजै सुता, करहु व्याह सुखकंद ॥ १०६ ॥

યુધિષ્ઠિર રાજાએ કહ્યું કે હે વિરાટરાજા ! અર્જુનનો પુત્ર સુભદ્રાનંદન અભિમન્યુ છે તેને તમારી પુત્રી અર્પણ કરો અને સુખ સ્વરૂપ વિવાહ કરો.

तथा अस्तु कहि न्यूतबै, दूतन दिये पठाय ।
संबंधी दोउ नृपन के, मिले कृष्ण लौं आय ॥ १०७ ॥

વિરાટરાજાએ તેમ કરવાનું કહીને નોતરાં માટે સેવકોને મોકલીદીધા, એટલે બેઉ રાજાઓના સંબંધીઓ શ્રીકૃષ્ણસહિત આવીને મળ્યા.

भयो व्याह आनंद तैं, दिये करी रथ वाज ।
पठय सुयोधन दूत इत, किये प्रगट तिहि काज ॥ १०८ ॥

ત્યાર પછી ઉત્તરાનો તથા અભિમન્યુનો આનંદથી વિવાહ થયો તેમાં રાજાએ હાથી, ઘોડા તથા રથ આપ્યા, એટલે દુર્યોધને પાંડવોને જાહેર કર્યા તે માટે તેણે પાંડવો પાસે દૂત મોકલી કહેવડાવ્યું કે અમે તમને જાહેર કર્યા છે.

गये सप्त दश अधिक दिन, अधिक मास तैं आज ।
त्यों ही भीषम द्रौन कहि, ना मानी कुरुराज ॥ १०९ ॥

પાંડવોએ દૂતો સાથે કહાવી મોકલ્યું કે અધિક માસ વડે આજ સત્તર દિવસો અધિક થયા છે, એ જ પ્રમાણે ભીષ્મ અને દ્રોણે કહ્યું પણ દુર્યોધને માન્યું નહિ.

इति सप्तम मयूख ।

## अष्टम मयूख

### उद्योगपर्व (पूर्वार्द्ध)

#### छंद पद्धरी

वैराटसुता उतरा विवाह, अभिमन किय करग्रह जुत उछाह ।
विच सभा प्रात सब नृप पधारि, वसुदेव तनय को सुनि विचारि ॥१॥
शिष्टासन बैठे नृप सधीर, वैराट द्रुपद वपुवृद्ध बीर ।
तिन्ह अग्र युधिष्ठिर बासुदेव, भीमादिक तिन्हके अग्र भेव ॥२॥

વૈશંપાયન મુનિ કહે છે કે હે જન્મેજય! વિરાટરાજાની પુત્રી ઉત્તરાકુમારીના વિવાહમાં અભિમન્યુએ ઉત્સાહ સહિત પાણિગ્રહણ (હસ્તમિલન) કર્યું. શ્રીકૃષ્ણનો વિચાર સાંભળીને ત્યાર પછી સવારે સર્વ રાજાઓ સભામાં આવ્યા, તેમાં વયોવૃદ્ધ વીર વિરાટરાજા અને દ્રુપદરાજા ધીરતાયુક્ત શ્રેષ્ઠ આસને બેઠા, અને તેઓની પાસે શ્રીકૃષ્ણ તથા યુધિષ્ઠિર બેઠા, અને તેઓની પાસે ભીમસેન (અર્જુન, સહદેવ તથા નકુલ) વગેરે અગ્ર અગ્ર ભેદે બેઠા.

#### श्रीकृष्ण कथन

श्रीकृष्ण कहत भूपन सुनाय, लघु वृद्ध सुनहु सब चित लगाय ।
संपूर्ण नीति विद्या सुजान, सब कहहु मंत्र बुद्धि बल समान ॥३॥
कीन्हो दुर्योधन नृप अकाज, रचि कपट द्यूत हरि लियो राज ।
नृप धर्म धर्मपथ सावधान, पन कियो जथा कीन्हो प्रमान ॥४॥
बन बीच त्रयोदश वर्ष वास, तिहिमें सहि लीनी विविध त्रास ।
अब चहत नृपति अपनो विभाग, पथ धर्म तथा विन भये त्याग ॥५॥
सगपन अपने इत उत समान, दोउ और कुशल चाहत निदान ।

પછી શ્રીકૃષ્ણ રાજાઓને કહી સંભળાવે છે કે નાના તથા મોટા સર્વે ચિત્ત દઈને સાંભળો! તમે સંપૂર્ણ રીતે નીતિ તથા વિદ્યામાં સુજાણ છો, માટે બુદ્ધિબળ પ્રમાણે સર્વે પોતપોતાનો મત (વિચાર) કહો. જુઓ, રાજા દુર્યોધને કપટ વડે જુગારની

આજી રચીને પાંડવોનું રાજ્ય પડાવી લઈને ન કરવા જેવું કાર્ય કર્યું છે, ધર્મરાજાએ ધર્મના માર્ગમાં સાવધાન રહીને કરેલી પ્રતિજ્ઞા યથાર્થ રીતે પાળી છે, અને તેર વર્ષના વનવાસમાં વિવિધ પ્રકારની પીડા વેઠી લીધી છે, તેમ જ ધર્મનો રસ્તો તજ્યા વિના ધર્મરાજા હવે પોતાનો અર્ધ રાજ્યનો ભાગ ઇચ્છે છે. આપણું સગાપણું અહીં અને ત્યાં બેઉ સ્થળે સરખું છે, માટે બેઉ તરફ નિશ્ચયપણે સરખું કુશળ ઇચ્છીએ છીએ.

## बलभद्र कथन

यह सुनि बोले शेषावतार, सतकारि अनुज वच बहु प्रकार ॥६॥
प्रठवहू दूत कुल बुधि पुनीत, राजा अचक्षु प्रति विनय रीत ।
सब कहे बात बिनती सुनाय, सुयोधन आदि सबकौं सुहाय ॥७॥
युधिष्ठीर द्यूत त्रिच प्रमत होय, सहि लियो आज लौं कष्ट सोय ।
अब पिता आप वह पुत्र आहि, ताको विभाग दीजैं सु ताहि ॥८॥
नहिं दोष आपको है नृपाल, चल भयो युधिष्ठिर द्यूत चाल ।
यौं जोर बताये बिन अराध, अन्यथा सुयोधन है असाध ॥९॥

એ સાંભળીને શ્રીકૃષ્ણનાં વચનોને સારી રીતે માન આપીને બળભદ્રજી બોલ્યા કે રાજા ધૃતરાષ્ટ્ર પ્રત્યે નમ્રતાની રીતથી કુલીન તથા પવિત્ર બુદ્ધિવાળો દૂત મોકલાવો, કે જે ત્યાં જઈને દુર્યોધન વિગેરે સર્વને રુચે એવી વાતની વિનંતિ કહી સંભળાવે, અને તે એ કે ધર્મરાજાએ જુગારમાં ઉન્મત્ત થઈને એ દુઃખ આજ સુધી વેઠી લીધું, વળી હે ધૃતરાષ્ટ્ર! આપ પિતા છો અને યુધિષ્ઠિર પુત્ર છે, માટે માટે તેનો ભાગ તેને આપો, જુગારની રમતમાં યુધિષ્ઠિર પોતે જ હારી ગયો છે, હે રાજા! એમાં કાંઈ આપનો દોષ નથી, એમ જોર દાખવ્યા વિના પ્રાર્થના કરવી ઠીક છે. નહિ તો અન્ય ઉપાયથી દુર્યોધન વશ થાય તેમ નથી.

## युयुधान कथन

यह सुनत वचन युयुधान आप, परजर्यो हुतासन घृत प्रताप ।
वालिभद्र सुनहु मम सत्य वात, तुम कहे वचन निंदत न तात ॥१०॥
वचन ये क्लीव जे सुनैं वीर, उनकौं मैं निंदत हौं अधीर ।
इक वृच्छ शाख ताकी अनेक, इक बांझ सुमन फल जुक्त एक ॥११॥
वसि एक उदर इक सूरवीर, इक महा कुमति कातर अधीर ।
ऐसो न युधिष्ठिर वीच आहि, तन-मन अपलच्छन कहै ताहि ॥१२॥
अपलच्छ सुयोधन के अपार, वैठे सु आप तिनकौं विसार ।
इनको जो दूषन कहत आप, पापिष्ठ सखा ताको प्रताप ॥१३॥
धर्म कौं नमावत कौन नीति, पग परहि सुयोधन सहित प्रीति ।
नहिं नमै दुष्ट मद अंध नीच, (तो) बसवाहु सीघ्र जमलोक वीच ॥१४॥
सात्यकी धनंजय धनुषधारि, महि करैं निकंटक दुष्ट मारि ।
तिहुँलोक जीतबो सुलभ तात, बपुरो दुर्योधन कितिक वात ॥१५॥
परिहै कि युधिष्ठिर नृपति पाय, कै भक्षहिं गृध-शृंगाल काय ।

આ વચન સાંભળીને યુયુધાન (સાત્યકિ) પોતે જેમ ઘી પડવાથી અગ્નિ પ્રજળે તેમ પ્રજળ્યો, અને કહેવા માંડ્યો કે હે બળભદ્ર ! મારી સત્ય વાત સાંભળો, હે તાત ! તમે કહેલાં વચનો હું નિંદતો નથી, પરંતુ આ કાયરતાનાં વચન જે વીર સાંભળે તેને હું ઉતાવળો થઈને નિંદું છું. જેમ એક ઝાડની અનેક ડાળીઓ હોય છે, તેમાં એક ફૂલ ફળ વિનાની હોય છે અને એક ફૂલ ફળવાળી હોય છે, અને એક જ પેટમાં રહીને જન્મેલ એક શૂરવીર હોય છે અને એક અધીર, કાયર તથા મહા કુબુદ્ધિવાન હોય છે. યુધિષ્ઠિરમાં એવું વર્તન નથી કે તેમને કોઈ તન મનથી અપલક્ષણવાળા કહે. પરંતુ દુર્યોધનનાં અપ-લક્ષણો તો અપાર છે, તેને આપ વિસારી બેઠા છો. વળી આપ જે આ યુધિષ્ઠિરનો દોષ કહો છો તે પાપિષ્ઠ દુર્યોધનના આપ મિત્ર છો તેના પ્રતાપે કહો છો. આપ ધર્મરાજાને કઈ નીતિથી

નમાવરાવો છો? ઉલટો દુર્યોધન પ્રીતિ સહિત આવીને ધર્મરાજાને પગે પડે અને તે નીચ મતિનો દુષ્ટ અભિમાનમાં આંધળો થઇને જો ન નમે તો એને જલદી જમલોકમાં વસાવો. વળી અર્જુન અને (હું) સાત્યકિ જેવા ધનુષ્યધારીઓ દુષ્ટોને મારીને પૃથ્વી શત્રુ રહિત કરશે, હે તાત! ત્રણે લોક જીતવાં સુલભ છે તો પછી બિચારા દુર્યોધનની કેટલીક મોટી વાત છે? કાં તો તે યુધિષ્ઠિરને પગે પડશે કે કાં તો તેના શરીરનું ગૃદ્ધ તથા શિયાળિયાં ભક્ષણ કરશે.

## द्रुपद कथन

यह सुनत बोलि नृप द्रुपद येह, सात्यकी कहत तुम निःसंदेह ॥१६॥
नमनता किये मदअंध नीच, बल गिनहि अधिक निज सैन्य बीच ।
जड़ काष्ट तपै बिन नमत नाहिं, महासार दंड पशुबृंद माहिं ॥१७॥
करियो तथापि सामादि काज, रहै प्रसन जथा बिध धर्मराज ।

આ (સાત્યકિનાં) વચન સાંભળીને દ્રુપદરાજા બોલ્યા કે હે સાત્યકિ! આ તમે કહો છો તે વાત સંદેહ વિનાની છે, કેમકે નમનતા (નમ્રતા, વિનય) કરવાથી અભિમાનમાં આંધળો થયેલો નીચ દુર્યોધન પોતાના સૈન્યમાં અધિક બળ ગણશે, અર્થાત અમે બળવાન છીએ એમ માનશે, વળી જુઓ જેમ જડ પદાર્થ લાકડું તપાવ્યા વિના નમતું (વળતું) નથી, અને ઢોરના ટોળામાં માર વસ્તુ મહા સાર રૂપ છે. (તેમ શત્રુને નમાવવો અને દંડ દેવો એ વાત ખરી છે,) તો પણ ધર્મરાજા જે રીતે પ્રસન્ન રહે તે રીતે સામ ધર્મ વિગેરેથી કામ કરવું.

## राजपुरोहित का दूतत्व निर्णय

निज राजपुरोहित कौं बुलाय, सव कही रीत ताकौं सुनाय ॥१८॥
जग चतुर खानि चतुरासि लक्ष, तिनमें वर जंगम है प्रतक्ष ।
बुधिजीव तिनहि में अति विशेष, नरदेह तिनहिमें अधिक देख ॥१९॥

तिहिमें द्विज जन्म है श्रेष्ठ तात, वेदाध्यय नीतिन सो विख्यात ।
तिनमें वर कहियत कर्मकार, तिनमें अद्वैतवादी विचार ॥२०॥
तिनमें अध्ययनी आप तात, वेत्ता कुरु पांडव केरि वात ।
विद्या तप कुल वय चतुर वृद्ध, सब नीति निपुण अरु मंत्र सिद्ध ॥२१॥
पधारहु सीघ्र कुरु वृद्ध पास, सुनावहु मिष्ट अरु कटुक भास ।

પછી પોતાના રાજ્યપુરોહિતને બોલાવીને તેને બધી રીત સંભળાવીને કહ્યું કે હે તાત ! જગતમાં ચારખાણી[1]ના ચોરાસી લાખ[2] જીવોમાં પ્રત્યક્ષ રીતે જંગમ જીવો શ્રેષ્ઠ છે. તેમાં બુદ્ધિથી આજીવિકા કરનારા જીવો અતિ શ્રેષ્ઠ છે, તેમાં વળી જુઓ, મનુષ્ય દેહ અધિક શ્રેષ્ઠ છે, તેમાં બ્રાહ્મણનો જન્મ શ્રેષ્ઠ છે, તેમાં વેદનું અધ્યયન કરનાર તથા નીતિ પ્રસિદ્ધ હોય તે શ્રેષ્ઠ છે, તેમાં કર્મકાંડી[3] શ્રેષ્ઠ છે, તેમાં અદ્વૈતવાદી શ્રેષ્ઠ છે, અને તેમાં પણ હે તાત ! આપ અધ્યયનવાળા અતિ શ્રેષ્ઠ છો, તથા કૌરવો અને પાંડવોની વાતના જાણનારા છો, અને વિદ્યામાં, તપમાં, કુળમાં તથા ઉંમરમાં એ ચારે પ્રકારે વૃદ્ધ (મોટા) છો, વળી વિચારસિદ્ધ તથા સર્વ નીતિમાં સુજાણ છો, તેથી આપ જલ્દી ધૃતરાષ્ટ્ર અને ભીષ્માદિ પાસે જાઓ અને તેમને મીઠાં તથા કડવાં વચન સંભળાવો.

द्विज वंश वृद्ध तुमकौं न दोष, फिर दूत जानि करिहै न रोष ॥२२॥

---

(૧) પિંડજ ( ઓરમાંથી ઉત્પન્ન થનાર ), અંડજ (ઇંડામાંથી ઉત્પન્ન થનાર), સ્વેદજ ( પસીનામાંથી ઉત્પન્ન થનાર ), ઉદ્‌ભિજ ( જમીન ફાડીને ઉત્પન્ન થનાર ).

(૨) વીશ લાખ વૃક્ષાદિ, નવ લાખ જળચર, અગિયાર લાખ કૃમિ, દશ લાખ પક્ષી, ત્રીશ લાખ પશુ, ચાર લાખ વાનર.

(૩) " વેદ ભણવો અને ભણાવવો, યજ્ઞ કરવો અને કરાવવો, દાન લેવું અને આપવું " એ ષટ્ કર્મકાર કર્મકાંડી બ્રાહ્મણ કહેવાય છે વિગેરે, છંદ ૧૯ તથા ૨૦ ના દ્રઢીકરણ માટે જુઓ, મનુ૦, અ૦ ૧, શ્લો૦ ૮૮, ૯૬, ૯૭ અથવા ઉદ્યોગપર્વ, અધ્યાય ૬.

पुनि भीष्म द्रौण विदुर हि प्रधान, मिलि करहिं आपके बचन मान ।
दुस्यासन सकुनी करण दुष्ट, सुनि वचन अनादर करहिं सुष्ट ॥२३॥
इतने हम पठवहिं दूत और, निमंत्रण काज नृप ठौर ठौर ।
सुयोधन करहि फूटे सँधान, जुध साज करहिं हम समय जान ॥२४॥
करता जुध सैन्या सानुकूल, महा कोश शस्त्र साहित्य मूल ।
तीन हू बात जाके तयार, महि राज करहि सोइ शत्रु मार ॥२५॥

તમે બ્રહ્મવંશી છો વળી વૃદ્ધ છો, તેથી તમને કોઈ જાતનો દોષ નહિ લાગે, વળી તમને દૂત જાણીને કોઈ તમારા પર ક્રોધ કરશે નહિ, વળી ત્યાં ભીષ્મ, દ્રોણ તથા વિદુર એ પ્રધાનો (મુખ્ય આગેવાનો) છે; તે સર્વે મળીને આપનું વચન માન્ય કરશે. અને દુષ્ટ દુઃશાસન, શકુનિ અને કર્ણ તમારાં શ્રેષ્ઠ વચન સાંભળીને પણ માનશે નહિ, એટલામાં અમે અહીંથી બીજા દૂતો ઠેકાણે ઠેકાણે રાજાઓને આમંત્રણ કરવા માટે મોકલીશું, વળી તમારાં વચનોથી કદાપિ ત્યાં પ્રધાનો (ભીષ્માદિ) ફૂટાઇ જશે તેઓને દુર્યોધન મેળવી લેશે તો સમય જાણીને અમે અહીં યુદ્ધનો સાજ સજીશું, એમાં અનુકૂળતા યુક્ત યુદ્ધ કરનારી સેના (ફોજ), દ્રવ્યનો મોટો ખજાનો અને શસ્ત્રો એ મૂળ સાધન રૂપ ત્રણે વાતો જેની પાસે તૈયાર હશે એ જ શત્રુને મારીને પૃથ્વીનું રાજ્ય કરશે.

## श्रीकृष्ण कथन

श्रीकृष्ण कहै तुम गुरु समान, आज्ञावश हम सब शिष्य मान ।
करिहो विचार जोइ आप काज, सब करहिं मान हम जुत समाज ॥२६॥
हम हू अब द्वारापुरी जात, पुरोहित नागपुर कौं प्रभात ।
मानै न सुयोधन संधि मूढ, हमकौं बुलाइ पठवहु अगूढ ॥२७॥
कहि कृष्ण द्वारिका गमन कीन, द्रुपद कौं निमंत्रण भार दीन ।

પછી શ્રીકૃષ્ણે કહ્યું કે હે મહારાજ! આપ ગુરૂ સમાન છો, અને અમે બધા આપની આજ્ઞાને વશ રહેનારા શિષ્ય છીએ

એમ માનશો, વળી આપ જે કાર્યનો વિચાર કરશો તે અમે સર્વ સમાજ સહિત માન્ય કરીશું, હું હવે દ્વારકાપુરી જાઉં અને પુરોહિત સવારે હસ્તિનાપુર જાય. જો મૂર્ખ દુર્યોધન સંધિ કરવાનું ન માને તો જાહેર રીતે મને બોલાવવા માટે મોકલશો; એમ કહીને દ્રુપદરાજાને આમંત્રણનો ભાર આપીને શ્રીકૃષ્ણ દ્વારિકાપુરી ગયા.

## दूतरूप पुरोहित का हस्तिनापुर जाना

पुरोहित कियो गजपुर प्रवेश, सतकार कियो वुधिचख विशेष ॥२८॥
वैचित्रवीर्य परिषद बनाय, विप्र कौं लियो सादर बुलाय ।
इत कुशल पूछि उत की सुनाय, पूरन कुल वय सनमान पाय ॥२९॥
पुनि वचन कहन प्रारंभ कीन, द्रुपदादि नृपन संदेश दीन ।
भीम कौं दियो तुम विष अभीत, लाखागृह रचि अतिशय अनीत ॥३०॥
रचि कपटद्यूत तुम हर्यो राज, लीनी त्रिय की विच सभा लाज ।
अपराध सबनको ढकन येहु, दुहुँ लोक सधे अध राज देहु ॥३१॥
इते पर लोभवश नटहु आप, पुनि लखिहौ गांजिव को प्रताप ।
ऐसो न देव नर हैं अनेक, अर्जुन तैं जीतै समर एक ॥३२॥
अर्जुन रु भीम तैं जुर्यो आन, कोउ बच्यो सुन्यो अब लौं न कान ।

પુરોહિતે હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો, ત્યાં પ્રજ્ઞાચક્ષુએ (ધૃતરાષ્ટ્રે) તેનું વિશેષ સન્માન કર્યું, પછી ધૃતરાષ્ટ્રે સભા ભરીને તે આવેલા બ્રાહ્મણને આદરપૂર્વક ત્યાં બોલાવી લીધો. પુરોહિતે સભામાં આવીને અહીં (ધૃતરાષ્ટ્ર)નું કુશળ પૂછ્યું, અને ત્યાં (યુધિષ્ઠિર)નું કુશળ કહી સંભળાવીને કુળ તથા ઉંમરના પ્રમાણમાં સન્માન પ્રાપ્ત કર્યું, પછી વચનો કહેવાની શરૂઆત કરીને દ્રુપદ વિગેરે રાજાઓનો સંદેશો આપ્યો, તે એ કે તમે નિર્ભયપણે ભીમસેનને ઝેર આપ્યું, પછી લાખાગૃહ બનાવીને ત્યાં પાંડવોને બાળી નાંખવાના ઈરાદા રૂપ અતિશય અનીતિ કરી, વળી કપટવાળા જુગારની રમત

રચીને પાંડવોનું રાજ્ય લઈ લીધું, અને ભર સભામાં દ્રૌપદીની લાજ લીધી. એ તમામ અપરાધોનું એ જ ઢંકાણ છે કે પાંડવોને તેઓનું અર્દ્ધ રાજ્ય પાછું સોંપો, કે જેથી આ લોક તથા પરલોકમાં તમારો જશ થાય. એટલા ઉપર પણ લોભને વશ થઈને તમે જો ના પાડશો તો પછી ગાંડીવ ધનુષ્યનો પ્રતાપ જોશો, વળી જુઓ, દેવ તથા ધનુષ્યો અનેક છે પણ તેમાં અર્જુનને યુદ્ધમાં જીતે એવો એકે નથી, અર્જુન અને ભીરાની સાથે આવીને જે લડ્યો છે તે કોઈ બચ્યો હોય એવું આજ સુધીમાં કાને સાંભળ્યું નથી.

### करण कथन

जिन सुनत करन कहि बचन जोर, वन द्वादशाब्द बसिहैं बहोर ॥२३॥
परिहैं दुर्योधन के जु पाय, लैहैं सु तिन्हैं छतियहि लगाय ।
किय प्रगट त्रयोदश वर्ष माहिं, बिन न्याय ग्राम इक मिलै नाहिं ॥२४॥
बोलत भीमार्जुन भय बताहि, ऐसे न फूंक तैं गिरि उड़ाहि ।

એ સાંભળી કર્ણ જોર વડે વચન કહે છે કે પાંડવો ફરીથી બાર વર્ષ વનમાં વસીને પછી દુર્યોધનને પગે પડશે એટલે તે તેઓને છાતી સાથે લગાવશે, પાંડવોને અમે તેરમા વર્ષની અંદર પ્રગટ કર્યા છે માટે ન્યાય વિના એક ગામ પણ નહિ મળે, ભીમ અને અર્જુન ભય બતાવીને બોલે છે તે એવી રીતે ફૂંકથી કાંઈ પર્વત ઊડી જશે નહિ.

### भीष्म कथन

गांगेय कहत प्रज्ञा गँभीर, बिसरे बहु दिन की बात वीर ॥२५॥
द्रौपदी स्वयंवर घोष जात, तुम करो याद मति करो तात ।
माजनो खोय बांधव मराय, जुत सैन्य विजय तैं अजय पाय ॥२६॥
वैराट अबहि वीती विसारि, महिपन बिच बोलत गाल मारि ।
ऐसे कि शिखावनि सुनि असाध, त्रिहुँ लोक करत तव पुत्र बाध ॥२७॥

करै जोइ पुत्र तूं गिनत काज, रहिहै धृतराष्ट्र न बंश राज ।
पितामह वचन कौं करि प्रमान, नृप हटकि करन निज मुख निदान ॥३८॥

કર્ણનાં વચન સાંભળીને ગંભીર બુદ્ધિવાળા ભીષ્મ પિતામહ કહે છે કે હે વીર! તું બહુ દિવસની વાત વીસરી ગયો, દ્રૌપદી સ્વયંવર અને ઘોષયાત્રા હે પુત્ર! તમે યાદ કરો કે ન કરો, પરંતુ આબરૂ ગુમાવીને દુર્યોધનને માર ખવડાવીને સેના (ફોજ) સહિત અર્જુનથી પરાજય પામ્યા છો, વળી વિરાટનગરમાં હમણાંની જ વિપત્તિ વીતી તે ભૂલી ગયો અને રાજાઓની વચ્ચે ગાલ ફુલાવીને બોલે છે. હે ધૃતરાષ્ટ્ર! તારો હઠીલો પુત્ર આવા (બેવકૂફ) ની શિખામણ સાંભળીને આ લોકમાં તથા પરલોકમાં પોતાને માટે દુઃખ ઉત્પન્ન કરે છે, તારો પુત્ર જે કરે (અકાર્ય કરે) તેને તું કાર્ય ગણે છે તેથી તારો વંશ તથા તારૂં રાજ્ય રહેવાનું નથી. પિતામહનાં એ વચનોને પ્રમાણ યુક્ત ગણીને ધૃતરાષ્ટ્ર રાજાએ પોતાના મુખથી ચોક્કસ વચનો કહીને કર્ણને હોકોટચો.

दुर्योधन उवाच

दोहा

तुम बहुयौं जीहौ वहुत, द्रौणादिक गांगेय ।
भूमि न देहूँ पैंड़ भर, ठाढो करन अजेय ॥ ३९ ॥

દુર્યોધને કહ્યું કે હે પિતામહ! તમે અને દ્રોણ વિગેરે ઘણું જીવવાની ઇચ્છા રાખો છો તો ભલે જીવો, પરંતુ જ્યાં સુધી અજીત કર્ણ મારા પક્ષમાં ઊભો છે ત્યાં સુધી એક ડગલું ભરવા જેટલી પૃથ્વી પણ પાંડવોને હું નહિ જ આપું.

भीष्म उवाच

कवित्त

मेरो तो है वांच्छित सो चोथेपन कुरुक्षेत्र,
शस्त्रतीर्थ मृत्यु गुनी कीरत कौं गुनि हैं ।

तेरे लोभ–मोह–मान–मत्सर–कपटताई,
ताके बीज वहे फल नीकी विधि लुनि है,
याद करि मेरे द्रौन विदुरादि हू के बोल,
गांजिव को तेज देखि पीछे शीष धुनि है ।
मेरे वैन नीति के निवास नाहिं सुनिहै तो,
करनादि[1] बीर को विनास वेगि सुनिहै ॥ ४० ॥

પછી ભીષ્મ બોલ્યા કે હે દુર્યોધન! મારી તો એ ઇચ્છા છે કે આ ઉત્તરાવસ્થામાં (વૃદ્ધપણામાં) શસ્ત્રરૂપી તીર્થે મૃત્યુ થાય કે જેથી ગુણવાન પુરૂષો કીર્તિ ગણશે (ગાશે); પરંતુ તારે તો લોભ, મોહ, માન, મત્સરતા, અને છળતા છે, જેનાં બીજ એવાં ફળ સારી રીતે તું લણીશ. મારાં, દ્રોણનાં અને વિદુર વિગેરેનાં વચનો સ્મરણમાં લાવ, નહિ તો પછી ગાંડીવ ધનુષ્યનું તેજ જોઈને માથું ધુણાવીશ. નીતિના સ્થાન રૂપ મારાં વચનો નહિ સાંભળે તો કર્ણ વિગેરે શૂરવીરોનો તું જલ્દી નાશ સાંભળીશ.

### करन उवाच

### दोहा

जौ लौं सेनापति रहै, यहै भीष्म दुर्वाद ।
तौ लौं शस्त्र न कर ग्रहौं, कर्न जुक्त आल्हाद ॥ ४१ ॥

કર્ણ કહે છે કે હે દુર્યોધન! આ દુર્વાક્ય કહેનાર ભીષ્મપિતામહ જ્યાં સુધી સેનાપતિ રહે ત્યાં સુધી હું આનંદ યુક્ત શસ્ત્ર ધારણ નહિ કરૂં.

(૧) દુર્યોધન પ્રત્યે ભીષ્મ બોલ્યા, હે ભારત! તારો વહાલો મિત્ર મંત્રી, નાયક તથા બંધુ એવો કર્ણ અભિમાની, અત્યંત ઊંચાઈ (બડાઈ) વાળો, પોતાની પ્રશંસા કરવાવાળો અને નીચ છે તથા નિત્ય તને પાંડવોની સાથે યુદ્ધ કરવાનું ઉત્તેજન આપ્યા કરે છે. તે કર્ણ રથી કે અતિરથી કંઇ પણ નથી. એ મૂર્ખ અને હમેશાં કૃપાપ્રસન્ન હોવાથી જન્મતી વખતે જ શરીર પર રહેલાં દિવ્ય કવચ અને દિવ્ય કુંડળને પરશુરામના શાપને લીધે તથા બ્રાહ્મણના વચનને લીધે ગુમાવી બેઠો છે. ( મ. ભા૦, ઉદ્યોગ પર્વ, અધ્યાય ૧૬૮ )

जा दिन गंगासुत मरहिं, टरहि परस्पर बाद ।
ता दिन पांडुन मारि नृप, हरिहौं तोर विषाद ॥ ४२ ॥

વળી જે દિવસે ભીષ્મ પિતામહ મરશે અને એક બીજાનો વાદ વિવાદ ટળશે તે દિવસે પાંડવોને મારીને હે દુર્યોધન! હું તારો ખેદ મટાડીશ.

## पुरोहित का विदा होना

### पद्धरी छंद

पुरोहित विदा कीनो सप्रीत, राजन तैं जा बिध बनत रीत ।
तुम पीछे पठवहु सीघ्र तात, विधि सुनिहै संजय कहहि बात ॥४३॥
उपलव्य जाय नृप के अगार, सब कहे पुरोहित समाचार ।

ત્યાર પછી ધૃતરાષ્ટ્રે રાજાઓથી જે પ્રકારે બને તે રીતે પુરોહિતને પ્રીતિ સહિત વિદાય કર્યો, અને કહ્યું કે હે તાત! તમારા જવા બાદ હું અહીંથી સંજયને સર્વ રીત સંભળાવીને મોકલીશ તે ત્યાં આવીને વાત કહેશે, પછી પુરોહિતે વિરાટ નગરથી નજીક "ઉપલવ્ય" ગામમાં પાંડવો રહેતા હતા તે સ્થળે આવીને હસ્તિનાપુરના સર્વ સમાચાર કહ્યા.

## अर्जुन का द्वारिका गमन

गयो अर्जुन न्योंतन वासुदेव, उत दुर्योधन आयो अजेव ॥ ४४ ॥
पुरि बीच कियो दोउ सँग प्रवेश, कुरुराज उतै इत गुडाकेश ।
पौढे तहां रुकमणिकांत पाय, वह समय बीर दोउ निकट आय ॥ ४५ ॥
इक उर्ध्व वैठ इक अधोभाग, अभिमानी इक इक सहित राग ।
वंदीजन बोलत विमल बानि, गायक मिलि भैरव कियो गान ॥ ४६ ॥
वह समय जागि श्रीकृष्ण आप, सिप भये प्रथम पारथ मिलाप ।

પછી અર્જુન શ્રીકૃષ્ણને આમંત્રણ આપવા દ્વારિકા ગયો, અને ત્યાં (હસ્તિનાપુર)થી અજીત એવો દુર્યોધન પણ આવ્યો. અહીંથી અર્જુન અને ત્યાંથી દુર્યોધન એમ બેઉએ પુર (નગર)માં સાથે પ્રવેશ કર્યો, ત્યાં ( શયનભવનમાં આવીને તેઓએ )

શ્રીકૃષ્ણને પોઢેલા જોયા. તે વખતે એ બેઉ વીર નજીક આવ્યા અને એક અભિમાની (દુર્યોધન) ઓશીકા તરફ બેઠો, અને એક પ્રીતિયુક્ત (અર્જુન) પાંગોઠ તરફ બેઠો, બંદીજનો (સ્તુતિપાઠકો) નિર્મળ વાણી રૂપ બિરદ બોલે છે અને ગવૈયાઓ મળીને ભૈરવી રાગ ગાઈ રહ્યા છે. એ વખતે શ્રીકૃષ્ણ પોતે જાગ્રત થયા, તે મિષે પ્રથમ અર્જુનનો મેળાપ થયો.

## दुर्योधन कथन

सुयोधन कहत हम प्रथम आय, निमंत्रण काज ह्वैजै सहाय ॥४७॥
संबंध सखापन हैं समान, दोउ तरफ आप जानत निदान ।

પછી દુર્યોધને કહ્યું કે આપને નિમંત્રણ કરવા માટે અમે પહેલાં આવ્યા છીએ માટે સહાયક થાઓ, વળી બેઉ તરફથી સંબંધ અને મિત્રતા બરાબર છે તે આપ ચોક્કસ જાણો છો.

## श्रीकृष्णोवाच

इक लेहु मोहि विन सस्त्र एक, इक लेहु शस्त्रजुत बल अनेक ॥४८॥
लिय सैन सुयोधन प्रीति लाय, विन सस्त्र कृष्ण अर्जुन सहाय ।
मिलि सप्त अक्षोहिनि इत सुभाय, एकादश गजपुर मिली आय ॥४९॥

શ્રીકૃષ્ણે કહ્યું કે એક જણ મને શસ્ત્ર વિના એકલો જ લો, અને એક જણ શસ્ત્રો સહિત મારી અનેક સેના (ફોજ) લો, તે સાંભળીને દુર્યોધને પ્રેમ લાવીને સેના લીધી અને અર્જુને સહાય માટે શસ્ત્ર વિના એકલા શ્રીકૃષ્ણને જ લીધા. અહીં (પાંડવોની પાસે) સાત અક્ષૌહિણી સેના એકઠી થઈ અને હસ્તિનાપુરમાં અગિયાર અક્ષૌહિણી સેના એકઠી થઈ.

## संजय का दूत होकर पांडवों के पास जाना

संजय नृप प्रेर्यो सावधान, हित कियो युधिष्ठिर पुज्य जान ।
करि कुशल प्रश्न नृप की सुनाई, पुनि कहन लगो सतकार पाई ॥५०॥
आपकों युद्ध करिवो न आज, भिक्षान्न श्रेष्ठ नहिं श्रेष्ठ राज ।
गुरुजन को कुल को करि सँहार, तुम से नहिं वांच्छत राजभार ॥५१॥
सब गुरुजन करिवो चहत संध, मानत न सुयोधन नृप मदंध ।

પછી ધૃતરાષ્ટ્રે સાવધાનપણે સંજયને પાંડવો પાસે મોકલ્યો. સંજય ત્યાં આવ્યો એટલે તેને પૂજ્ય જાણીને યુધિષ્ઠિરે તેના પર હેત કર્યું, પછી સંજયે કુશળ પ્રશ્ન કરીને ધૃતરાષ્ટ્રની કુશળતા કહી સંભળાવી, પછી સત્કાર પામીને તે કહેવા લાગ્યો કે હે ધર્મરાજા! આપને હવે યુદ્ધ કરવું યોગ્ય નથી. ભિક્ષાનું અન્ન ઉત્તમ છે, પરંતુ આવું (કુળઘાતક) રાજ્ય ઉત્તમ નથી, કુટુંબનો અને વડીલોનો સંહાર કરીને આપ જેવા રાજા રાજ્યનો ભાર (પાપરૂપી બોજો) ઇચ્છતા નથી. ત્યાં સર્વ વડીલો સંધિ (સુલેહ) કરવા ઇચ્છે છે, પરંતુ અભિમાનમાં આંધળો થયેલો રાજા દુર્યોધન માનતો નથી.

## श्रीकृष्ण कथन

यह सुनत कृष्ण करि कोप आप, पुनि कहत दूत सों जुत प्रताप ॥५२॥
नहिं देत ग्राम इक सहित नीत, फिर भीख मँगावत कौन रीत ।
केहि नीति मँगावत इनहिं भीख, क्यों दुष्ट सुयोधन कौं न सीख ॥५३॥
दैत हो भये असमर्थ दीन, नहिं कारागृह विच करत लीन ।
दिन पांच सात तित रह्यो दूत, सब कहि सँदेश किय बिदा सूत ॥५४॥

એ સાંભળીને પછી શ્રીકૃષ્ણ પોતે કોપ કરીને દૂત પ્રત્યે પ્રતાપ યુક્ત કહેવા માંડ્યા કે તમે નીતિયુક્ત એક ગામ પણ આપતા નથી .અને પાછીકઈ રીતે ભીખ મંગાવો છો? આમને (પાંડવોને) કઈ નીતિથી ભીખ માંગવો છો? એ દુષ્ટ દુર્યોધનને શિખામણ કેમ આપતા નથી? અને તમે કંગાલ તથા શક્તિહીણ થયા છો તેથી તેને કેદમાં રૂંધી રાખતા નથી, (ઇત્યાદિ વચનો દૂતે સાંભળ્યાં) પછી પાંચ-સાત દિવસ દૂત ત્યાં રહ્યો, એટલામાં સર્વ સંદેશો કહીને તે સૂત (સંજય)ને વિદાય કર્યો.

## संजय का हस्तिनापुर में आना

### दोहा

उत विराट सों आयके, संजय परम सयान ।
मतिचक्षू नृप तें मिल्यो, लिय आयस प्रति थान ॥ ५५ ॥

ત્યાં વિરાટ નગરથી આવીને અત્યંત સુજાણ સંજય, પ્રજ્ઞાચક્ષુ (ધૃતરાષ્ટ્ર) રાજાથી મળ્યો, અને પોતાને સ્થાને જવા રજા લીધી.

### संजय उवाच

श्रमजुत पथ रथ खेद तैं, अब मैं निज गृह जात ।
पांडुन के संदेश सब, कहौं सभा बिच प्रात ॥ ५६ ॥
धिक नृप तेरी बुद्धि कौं, त्यागे बिन अपराध ।
पांडुपुत्र निज पुत्र कौं, गिनत असाधहि साध ॥ ५७ ॥

સંજયે કહ્યું હે ધૃતરાષ્ટ્ર! રથના પંથમાં શ્રમયુક્ત (થાકેલો) હોવાના ખેદથી હવે હું મારે ઘેર જાઉં છું, પાંડવોનો સર્વ સંદેશો સભામાં સવારે આવીને કહીશ. પરંતુ હે રાજા! પાંડવોને તમે વિના વાંકે તજ્યા છે, અને તમારો પુત્ર (દુર્યોધન) જે અસાધુ (દુર્જન) છે તેને તમે સાધુ (સજ્જન) ગણો છો તે તમારી બુદ્ધિને ધિક્કાર છે.

### विदुरागमन

गो संजय स्वस्थान निशि, नृप बुलाय लघु भ्रात ।
कह्यो सुनावहु नीति कौं, निद्रा लगत न तात ॥ ५८ ॥

પછી સંજય રાત્રે પોતાને ઘેર ગયો, એટલે રાજા એ (ધૃતરાષ્ટ્રે) નાનાભાઇ (વિદુર)ને બોલાવ્યા. વિદુરના આવ્યા પછી રાજાએ કહ્યું કે હે ભાઈ! મને નિદ્રા આવતી નથી માટે કાંઇક નીતિ (બોધ) સંભળાવ.

### धृतराष्ट्र उवाच

दै अवलंबन मोहिकौं, गो संजय निज गेह ।
कहिहै संदेशो कहा, उपजत भय संदेह ॥ ५९ ॥

વળી પણ ધૃતરાષ્ટ્રે કહ્યું કે પાંડવોનું કહેણુ સવારે કહેવા રૂપ મને આધાર આપીને સંજય પોતાને ઘેર ગયો છે, હવે તે સવારે આવીને શો સંદેશો કહેશે તે બાબતનો મને ભય તથા સંશય ઉપજે છે.

## विदुर प्रजागर ( नीति वाक्य)

परत्रिय रत परद्रव्य हर, तिनहि प्रजागर होय ।
आप अबल रिपु प्रबल तैं, करै बैर पुनि सोय ॥ ६० ॥

મહાત્મા વિદુરજી કહે છે કે હે રાજા! સાંભળો, જે પારકી સ્ત્રીમાં પ્રીતિ કરવાવાળો હોય, પારકું દ્રવ્ય પડાવી લેવાવાળો હોય અને પોતે નિર્બળ હોઈ પ્રબળ શત્રુથી વેર કરે તેને ઉજાગરો થાય.[1]

इतै कहा ? नित दोष तैं, बंधन हो महाराज ! ।
निद्रा लगत न आपकौं, इहै कौन गति आज ? ॥ ६१ ॥

માટે હે મહારાજા! ઉપર કહેલા એટલા દોષોથી શું આપ હંમેશાં બંધાયેલા છો ? આજે આપને નિદ્રા નથી આવતી એની કઈ સ્થિતિ છે?

इक तैं दोय विचार करि, जीति चार तैं तीन ।
पांच रोकि षट जानि करि, सात तजै सुख लीन ॥ ६२ ॥

વળી સાંભળો, એક વડે બે પ્રકારનો વિચાર કરીને, ચાર ભેદ વડે ત્રણ જણને જીતીને અને પાંચને રોકી છને જાણીને સાતને તજે તે સુખમાં લીન થાય.

### कवित्त

एक बुद्धि वृत्त ही तैं कारज अकारज को,
नीके कै विचार, शत्रु मित्र उदासीन को ।

---

(૧) કહેવાનું તાત્પર્ય એ છે કે, દુર્યોધને દ્રૌપદીને જંઘા પર બેસાડવાની ઈચ્છા જાહેર કરી હતી, પાંડવોની રાજ્યસંપત્તિ કપટ (જુગાર) વડે હરી લીધી છે, અને પોતે અબળ હોવા છતાં સબળ પાંડવોથી વૈર કર્યું છે.

कोप्यां साम लोभ्यां दाम भीतै भेद हीनै दंड,
चार[1] तैं या रीत जीते पूर्व कहै तीन कौं ।
पांच इन्द्रि वेग रोकि संधि बिग्रहादि पट[2],
जानि सप्त[3] व्यस्न तजै और संग हीन को ।

---

(૧) સામ, દામ, (દાન), દંડ અને ભેદ, એ ચાર ઉપાય રાજનીતિના છે.

૧ તારે અને મારે પરસ્પર કોઈનું ભૂંડું કરવાનો વિચાર કરવો નહિ, પણ પરસ્પર સારી રીતે સહાયતા કરવી, આ પ્રમાણે શત્રુની સાથે થયેલા કરારને સામ નામનો ઉપાય કહેવામાં આવે છે.

૨ સર્વે શત્રુઓમાં બળવાન શત્રુને વર્ષે વર્ષે અમુક કર અથવા ગામો આપીને પ્રસન્ન કરવો તે ઉપાયને દાન (દામ) કહેવામાં આવે છે.

૩ લુંટારાઓ દ્વારા શત્રુને પીડવો, તેનાં ધન ધાન્ય છીનવી લેવાં, તેનાં છિદ્રો જોઈને નીતિશાસ્ત્ર પ્રમાણે તેનાથી અધિક બળવાન શત્રુદ્વારા તેને ભય ઉપજાવવો, તથા યુદ્ધ સમયે પાછા હઠે નહિ તેવા લોકો દ્વારા તેને ત્રાસ આપવો તે ઉપાયને દંડ કહેવામાં આવે છે.

૪ પોતાથી અધિક બળવાન શત્રુઓનો પરાજય કરવા માટે તથા તેઓનું બળ ઓછું કરવા માટે તેમનાથી અધિક બળવાન રાજાનો આશ્રય કરીને અને તેમનાથી ઓછા બળવાળા રાજાઓને ઉશ્કેરી શત્રુઓમાં ભેદ પાડવો તે ઉપાયને ભેદ કહેવામાં આવે છે. (શુક્રનીતિ અધ્યાય, ૪)

(૨) संधिर्ना विग्रहो यानमासनं द्वैधमाश्रयः ।
સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધ અને આશ્રય એ ૭ ગુણ કહેવાય છે.
૧ સુવર્ણાદિ આપીને શત્રુને મિલાવી લેવો તેનું નામ સંધિ.
૨ શત્રુની સાથે બગાડવાનું નામ વિગ્રહ.
૩ શત્રુ પર ચઢાઈ કરવાનું નામ યાન.
૪ પોતાના સ્થાન પર તૈયાર થઈને રહેવું તેનું નામ આસન.
૫ શત્રુના અધિકારીઓમાં ફૂટ પડાવવાનું નામ દ્વૈધ.
૬ બીજાનો આશરો લેવાનું નામ આશ્રય.

(અમરકોશ)

(૩) द्यूतं च मांसं च सुरा च वेश्या–, पापर्द्धि चौर्यं परदार सेवनम् ।
एतानि सप्त व्यसनानि लोके, घोरातिघोरं नरकं नयंति ॥

द्यूत सुरा मृगया स्त्री तंद्रा छल क्रूरताई,
दोनों लोक भ्रष्ट जानि सात के अधीन को ॥ ६३ ॥

ઉપર્યુક્ત દોહાનાં વાક્યોનો વિશેષ ભાવાર્થ એ છે કે એક બુદ્ધિ વડે કાર્ય તથા અકાર્ય એ બે પ્રકારનો સારી રીતે વિચાર કરવો અને શત્રુ, મિત્ર તથા ઉદાસીનમાં કોપેલાને સામ-પણે (સામ ધર્મ વડે), લોભીને દામ (ધન)થી, ભયવાળાને ભેદ (ભિન્નત્વ)થી, અને નીચને દંડ (શિક્ષા)થી, એમ રાજ-નીતિના ચાર પ્રકાર વડે પૂર્વે (પ્રથમ) કહેલા શત્રુ, મિત્ર, અને ઉદાસી (સમ વૃત્તિવાળા) એ ત્રણ જણને જીતવા, પાંચ ઇન્દ્રિયો (કાન. ત્વચા, નેત્ર, જીહ્વા, નાક)ના વેગ (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ)ને નિયમમાં રાખીને સંધિ અને વિગ્રહ વિગેરે છ ગુણોને જાણીને સાત વ્યસન તથા નીચનો સંગ તજી દેવો, વિશેષે જુગાર, મદ્યપાન (દારૂ પીવો), મૃગયા (શિકાર કરવો), પર સ્ત્રી, આળસ, કપટ અને ક્રૂરપણું એ સાત વ્યસનને વશ થનાર આ લોક તથા પરલોકમાં ભ્રષ્ટ થાય છે એમ જાણવું.

दोहा

जा दिन विद्या धर्म को, यश को लाभ न होय ।
विदुर कहै धृतराष्ट्र सों, वंध्य काल है सोय ॥ ६४ ॥

વળી વિદુર ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહે છે કે જે દિવસ વિદ્યાનો, ધર્મનો અને યશનો લાભ ન થાય તે દિવસ વાંઝિયો (નિષ્ફળ) છે.

उत्पति विद्या न्याय धन, करहु अमर तन मान ।
खरचहु आतुर होय मनु, काल ग्रसे कच आन ॥ ६५ ॥

શરીર અમર છે એમ માનીને વિદ્યા, ન્યાય અને ધનની કમાણી કરવી અને જાણે કાળે આવીને ચોટલો પકડયો હોય નહિ? એમ જાણી ઉતાવળા થઈને તેનો સદ્વ્યય કરવો.

मनसा वाचा कर्मणा, राजनीति की रीति ।
विदुर कहै धृतराष्ट्र सों, सुनहू लाय प्रतीति ॥ ६६ ॥

મન, વચન, અને કર્મ એ ત્રણ પ્રકારે રાજનીતિની રીત વિદુર ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહે છે કે હે રાજા! તમે વિશ્વાસ લાવીને સાંભળો.

## मनसा उदाहरण

### कवित्त

केतिक उपत मेरे खरच कितोक आहि,
केतो पुन्यदान केतो कीरति को दान है।
केती चढ़ो प्यादी सैन केते शत्रु केते मित्र,
कैसो देश कैसो काल वैभव निधान है।
कौन सामखोर को हरामखोर मेरे पास,
कौन कृपापात्र कौन साधारन श्यान है।
जहां तहां जबै तबै नृपति विचार्यो करै,
विदुर बखानै राजनीति को विधान है॥ ६७॥

મારે આવક કેટલી છે? ખરચ કેટલું છે? પુણ્યનું દાન કેટલું છે? કીર્તિનું દાન કેટલું છે? ઘોડેસવાર વિગેરે વાહનો વાળી સેના કેટલી છે? પેદળ (પગે ચાલનારું લશ્કર) કેટલું છે? શત્રુ કેટલા છે? મિત્ર કેટલા છે? મારો દેશ કેવો છે? સમય કેવો છે? વૈભવ ભંડાર કેવો છે? મારી પાસે સામખોર (સામધર્મ સાચવનારા સેવકો) કોણ છે? હરામખોર (ખોટી રીતે ખાનારા) કોણ છે? કૃપાપાત્ર (મારી કૃપાને લાયક) કોણ છે? સામાન્ય જન અને સુજાણ જન કોણ છે? એ રાજનીતિની રીત વિદુર વખાણે છે તે રાજા જ્યારે ને ત્યારે જ્યાં હોય ત્યાં વિચાર્યા કરે.

### दोहा

तीनहु राखै दृष्टि में, तीन न विगरन देत।
तीन पिछानै विमलमति, सबकौं बश करि लेत॥ ६८॥

જે ત્રણ[1] (પેદાશ, ખર્ચ, ખજાનો) નજરમાં રાખે,

(૧) દોહરા—સેવક ૧, નિજનો ભક્ત ૨ને, તમારો છું" કે'નાર ૩;
વિપત્તિએ નહિ ત્યાગવા, ત્રણ શરણાગત સાર. ૧

ત્રણ[1] (ધર્મ, અર્થ, કામ) બગડવા ન દે. અને નિર્મળ બુદ્ધિથી ત્રણ[2] (વેદરીતિ, લોકરીતિ, કુળરીતિ)ને ઓળખે તે સર્વને વશ કરી લે છે.

वाचा उदा०

सत्य और उपकारमय, मिष्ट वचन अविरुद्ध ।
श्रूपदास हरिभक्ति जुत, सोइ वाणि है शुद्ध ॥ ६९ ॥

કવિ સ્વરૂપદાસજી કહે છે કે જે વાણી સત્ય, ઉપકારમય, મીઠી, વિરૂદ્ધતા વિનાની અને શ્રીહરિની ભક્તિ સહિત હોય એ જ વાણી શુદ્ધ છે.

कर्मणा उदा०

सत्य शील शम दम दया, विद्या सकुलता दान ।
जगवल्लभता सूरता, पावत दश पुन्यवान ॥ ७० ॥

સત્ય, શીલત્વ (સરળતા), શમ (મનોનિગ્રહ), દમ (ઇંદ્રિયનિગ્રહ), દયા, વિદ્યા, શ્રેષ્ઠ કુળત્વ, દાન, જગપ્રિયતા અને શૂરવીરપણું એ દશ વાનાં પુણ્યવાન પુરૂષ પામે છે.

पुनर्यथा

छिमा मानुषी विपति में, दैवापदि संतोष ।
औगुन तिनमें एक नृप, गिनत अशक्त सदोष ॥ ७१ ॥

મનુષ્ય તરફની વિપત્તિમાં ક્ષમા રાખવી, અને દૈવાધીન વિપત્તિમાં સંતોષ રાખવો, પરંતુ હે રાજા! એમાં અશક્તપણાના દોષયુક્ત એક અવગુણ ગણાય છે.

---

(१) નારી ૧ સુત ૨ સેવક ૩ ત્રણે, છે પરતંત્ર પ્રમાણ;
એ જેની સમિપે વસે, તેને વશ તે જાણ. ૨

(२) ઉત્તમ ૧ મધ્યમ ૨ ને અધમ ૩, ત્રણ વિધિના નર હોય;
યથાયોગ્ય સૌ કામમાં, સમજિ લગાડો સોય. ૩

(વિશેષ જુઓ ઉદ્યોગ પર્વ, અધ્યાય ૩૩)

वार्ता–धुनि तें युधिष्ठिर में दोनूं द्रष्टान्त घटावे हैं ।
ઉપર્યુક્ત બેઉ દ્દષ્ટાંતો યુધિષ્ઠિરમાં ઘટિત થાય છે.

सर्व चर्म आच्छन्न भुव, जाके पद पदत्रान ।
आतपत्र जिहि शीप पर, नभ आछन्न वितान ॥ ७२ ॥

વિદુર કહે છે કે હે ધૃતરાષ્ટ્ર! જેના પગમાં પગરખાં હોય તે સર્વ પૃથ્વીને ચામડાથી મઢેલી જાણે છે, અને જેના શિર પર છત્ર હોય તેને સર્વ આકાશ માંડવા વડે ઢંકાયેલું માલુમ પડે છે.

## शृंखला अलंकार

### कवित्त

पुत्र त्रिया काज धन रक्षा नीके कीजतु है,
पुत्र त्रिया रक्षा सोहि आत्मा के सु काज है ।
पुत्र त्रिया नासत ही आपकौं बचाय लीजै,
पुत्रादिक फेर ह्वै न अंग को इलाज है ।
द्रव्य जातां राखै कुल कुल जातां राखै जीव,
जीव जातां राखि लीजै जाको नाम लाज है ।
लाज गये गई कीर्ति कीर्ति गये गयो मान,
मान गये जीवत ही मृत्यु को समाज है ॥ ७३ ॥

પુત્ર અને સ્ત્રી માટે સારી રીતે ધન સાચવવું, પુત્ર અને સ્ત્રીનું રક્ષણ કરવું એ પોતાને જ માટે છે, પુત્ર તથા સ્ત્રીનો નાશ થતાં પોતાના આત્માને બચાવી લેવો, કેમકે પુત્ર વિગેરેની તો ફરીથી પણ પ્રાપ્તિ થાય, પરંતુ શરીરનો નાશ થયા પછી તેનો ઈલાજ (ઉપાય) નથી. દ્રવ્ય જતાં કુળનું રક્ષણ કરવું, કુળ જતાં પોતાના જીવનું રક્ષણ કરવું અને જીવ જતાં જેનું રક્ષણ કરીએ એનું નામ લાજ કહેવાય છે. લાજ જવાથી કીર્તિ જાય છે, કીર્તિ જવાથી સ્વમાન જાય છે, અને માન જવાથી જીવવા છતાં પણ મૃત્યુનો સમાજ છે અર્થાત્ જીવવું મરવા જેવું જ છે.

पुनर्यथा

सो न सभा जामें कोउ वृद्ध को प्रवेश नाहिं,
सो न वृद्ध होय समै पाय नीति बोलै ना ।
सो न नीति जामें कुल-लोक-वेद की न रीति;
सो न रीति जामें सांच-जूठ नीके तोलै ना,
सो न तोलिबो है जामें पक्षपात बोलै छल,
स्वारथ बिचारि जैसी होय तैसी खोलै ना ।
सोइ भूमिपाल एते दोष विन बानी सुनि,
ताको अंगिकार करै ह्वै उतै डोलै ना ॥ ७४ ॥

જેમાં કોઈ વૃદ્ધજનનું આવવું ન થાય એ સભા ન કહેવાય, સમયને પામીને જે વૃદ્ધ નીતિનાં વચનો ન બોલે તે વૃદ્ધ ન કહેવાય, જે નીતિમાં કુળની, લોકની, અને વેદની મર્યાદા ન હોય તે નીતિ ન કહેવાય, જેમાં સત્યની તથા જૂઠની યથાર્થ પણે તુલના ન થાય તે મર્યાદા ન કહેવાય, જેમાં પક્ષપાતવાળાં છળનાં વાક્ય બોલે અને સ્વાર્થ વિચારીને જેવી હોય તેવી વાત ન કહે તે તુલના થઈ ન કહેવાય, એટલા દોષ વિનાની વાણી સાંભળીને તેનો સ્વીકાર કરે અને આમથી તેમ (આડો અવળો) ન ફરે એ જ રાજા કહેવાય છે. (આમાં પણ શ્રૃંખલા અર્થાત એકાવળી અલંકાર છે.)

दोहा

कारागृह दे पुत्र कौं, धर्मपुत्र कौं राज ।
टरै प्रजागर आपको, कुलको, ह्वै न अकाज ॥ ७५ ॥

એ રીતે નીતિનાં વાક્ય સંભળાવી વિદુરજી કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! તમે તમારા પુત્રને કારાગૃહ (જેલખાનું) આપો, અને ધર્મપુત્ર (યુધિષ્ઠિર) ને રાજ્ય આપો તો તમારો ઉજાગરો મટે અને વંશનું અકાર્ય ન થાય.

त्याग एक हित ग्राम के, ग्राम त्याग हित देश ।
देश त्याग हित प्रान के, बानी विदुप विशेप ॥ ७६ ॥

વળી હે રાજા! આખા ગામના ભલા માટે એક જણુ નીચ હોય તો તેને તજવો જોઈએ, તેમ જ દેશના ભલા માટે ગામ તજવું, અને એક પોતાના પ્રાણને માટે આખા દેશનો પણ ત્યાગ કરવો, એ વિશેષે વિદ્વાનની વાણી છે.

### धृतराष्ट्र उवाच

विदुर कहत तूं सत्य सब, सुहृद रीत समझाय ।
जथा भविष ह्वै है तथा, पुत्र न त्यागो जाय ॥ ७७ ॥

વિદુરનાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્ર કહે છે કે હે વિદુર! તું બંધુ (મિત્ર)ની રીતે સમજાવીને સર્વ સત્ય કહે છે, તથાપિ જેવું ભવિષ્ય હશે તેવું થશે, પરંતુ પુત્રને ન તજાય.

### भीष्मादि का सभा में मिलना

भीष्म द्रोण कर्णादि सब, सत पुत्रन जुत भूप ।
मिले सभा बिच प्रात भये, बाल्हिक आदि अनूप ॥ ७८ ॥

પછી સવાર થતાં ભીષ્મ, દ્રોણ, કર્ણ વિગેરે સર્વ અને સો પુત્રો સહિત રાજા ધૃતરાષ્ટ્ર તથા અનુપમ બાલ્હિક રાજા વિગેરે સભામાં એકઠા થયા.

### संजय का सभा में आना

बोलि पठायो दूत सोइ, संजय तिन्ह ढिग आय ।
भीम किरीटी के वचन, सबकौं कहत सुनाय ॥ ७९ ॥

ત્યાર બાદ ધૃતરાષ્ટ્રે દૂતને બોલાવવા મોકલ્યો, તે સંજય તેઓ પાસે આવીને ભીમસેન તથા અર્જુનનાં વચન સભામાં સર્વને કહી સંભળાવે છે.

### भीम कथन

#### कवित्त

भीमसेन कह्यो सूत कहियो सुयोधन तैं,
जेते शत्रु तो से तेते केते मारि डारे हैं ।

द्रोपदी के क्लेश सभा बन के विराट हू के,
कैसे सहै जात धर्मराज काज धारे हैं ।
युधिष्ठिर साम हू तैं मागे बिना जुद्ध किये,
दैन कौं न पंच ग्राम हम ना विचारे हैं ।
मान लैनवारे, नांहि आन लैनवारे हम,
दान लैनवारे नाहिं प्रान लैनवारे हैं ॥ ८० ॥

તે એમ કે ભીમસેને મને કહ્યું છે કે હે સંજય! તું દુર્યોધનને કહે જે કે તારા જેવા જેટલા શત્રુ હતા તેટલા કેટલાયે અમે મારી નાંખ્યા છે, વળી દ્રૌપદીના સભાના, વનના, તથા વિરાટના કલેશ શી રીતે વેઠયા જાય! તેમ છતાં ધર્મરાજાને માટે એ કલેશ ઉઠાવવા પડયા છે. યુધિષ્ઠિર યુદ્ધ કર્યા વિના સામધર્મપણે પાંચ ગામ માગે છે તે તું આપવાનો નથી અને અમે એ ગામ એમ લેવાં વિચાર્યાં પણ નથી કેમકે અમે માનથી લેવાવાળા છીએ; બીજી રીતથી લેવાવાળા નથી, અને અમે તારૂં દાન લેવાવાળા નથી, પરંતુ તારા પ્રાણ લેવાવાળા છીએ.

दोहा

हिडँब जटासुर बक असुर, जरासंध पुनि जान ।
कोचकादि बल कुबुधि तैं, सब भये तोर समान ॥ ८१ ॥

વળી હે દુર્યોધન! હિડંબ અથવા જટાસુર, બકાસુર, જરાસંધ અને કીચક વિગેરે બળ તથા કુબુદ્ધિ વડે તમામ તારા જેવા થયા હતા, અર્થાત તેઓ જેમ માર્યા ગયા છે તેમ તું પણ માર્યો જઈશ.

कवित्त

द्यूतक्रीड़ा ही में कालक्रीड़ा सी दिखाय देतो,
अग्रज को धर्म राखिबे कौं नाहिं मारे हैं ।
लाखागृह वन के विराट द्रौपदी के क्लेश,
ऐसे दुख भीम निशा द्योंस ना विसारे हैं ।

करिये विलोम वास तिहारो युधिष्ठिर को,
प्रान रखै चाहै तो निदान तोकौं प्यारे हैं ।
क्लीव लेनवारे हैं सदीव दान भिक्षा हम,
सींव लेनवारे नाहिं जीव लेनवारे हैं ॥ ८२ ॥

હે દુર્યોધન ! હું તને જુગારની રમતમાં જ કાળની રમતની પેઠે બતાવી આપત, પરંતુ મોટા ભાઈ (યુધિષ્ઠિર) નો ધર્મ સાચવવા માટે મેં તમને માર્યા નથી, વળી લાખાગૃહના, વનના, વિરાટના તથા દ્રૌપદીના ક્લેશ, એવાં એવાં દુઃખ ભીમસેને રાત્રિ દિવસ વિસાર્યાં નથી, વળી હે દુર્યોધન ! તને અવશ્ય પ્રાણ વહાલા છે માટે તે રાખવા ઇચ્છતો હોય તો તને તથા યુધિષ્ઠિરને સ્થાનફેર કરીએ અર્થાત તને વનમાં રાખીએ અને યુધિષ્ઠિરને રાજ્યાસન પર બેસાડીએ. શું અમે હમેશાં કાયરતાથી ભિક્ષાનું દાન લેવાવાળા છીએ ? અમે કાંઈ તારો સીમાડો લેવાવાળા નથી, પરંતુ તારો જીવ લેવાવાળા છીએ.

कुटुम त्रिया की लीनी लाज और राज साज,
पाजी है स्वभाव ताके एही वात ताजी है ।
हम तो चंडाल तोकौं केद तैं छुराय दीनो,
अग्रज की आज्ञा क्षात्रधर्म ही तैं राजी हैं ।
तोकौं तो भयो त्रिदोष राज सैन्य वैभव को,
ऐसो रोग काटिवे कौं किरीटी इलाजी है ।
स्थान न छुड़ावैं सव कानन पठावैं नाहिं,
वानन के पासे अव प्रानन की वाजी है ॥ ८३ ॥

વળી તેં કુટુંબની સ્ત્રી (દ્રૌપદી) ની લાજ લીધી અને રાજ્યનો ઠાઠ પણ પડાવી લીધો, એવો તારો પાજી સ્વભાવ છે એ વાત હજી તાજી જ છે. હે ચંડાળ ! અમે તો તને મોટા ભાઈની આજ્ઞાથી કેદમાંથી છોડાવી દીધો, કેમકે અમે ક્ષાત્રધર્મથી પ્રસન્ન છીએ. તને તો રાજ્ય, સેના, અને વૈભવનો સન્નિપાત

થયો છે, માટે એવો રોગ કાપવા માટે અર્જુન ઈલાજ જાણવા-વાળો છે. તેં જેમ અમોને સ્થાનેથી છોડાવીને વનમાં મોકલ્યા છે એમ અમે તમો સર્વને કરવાના નથી, હવે તો અમારા બાણોના પાસા છે, અને તારા પ્રાણોની બાજી છે, અર્થાત તું બાણો વડે પ્રાણોને ખોઈશ.

दोहा

दै टँकार गाँजीव को, कहे बचन फिर पाथ ।
इंद्र अशनि रव दशहु दिशि, भो पूरित इक साथ ॥ ८४ ॥

વળી પણ સંજય કહે છે કે હે દુર્યોધન ! અર્જુને ગાંડીવ ધનુષ્યનો ટંકાર દઈને મને કહ્યું ત્યારે તે અવાજ ઈન્દ્રના વજ્રની પેઠે દશે દિશાઓમાં એક સાથે પુરાઈ ગયો.

अर्जुन कथन

कवित्त

तेरो बंधु तुही तेरो मातुल औ सूतपुत्र,
चंडाल चौकरी ज्यों ही और मिले सारे हैं ।
धर्मराज लोक बीच धर्मराज याद कीने,
धर्मराज कोप भरे लोचन उघारे हैं ।
ब्रह्म हू के रुद्र हू के शरन वचोगे नाहिं,
गांजिव कौं धारिकै किरीटी यों वकारे है ।
ढाल कर्नवारे हम ख्याल कर्नवारे नाहिं,
साल कर्नवारे हम काल कर्नवारे हैं ॥ ८५ ॥

અર્જુને કહ્યું છે કે હે સંજય ! તું દુર્યોધનને કહે જે કે તારો ભાઈ (દુઃશાસન), તું, તારો મામો (શકુનિ) અને સૂતપુત્ર (કર્ણ) એ ચંડાળ ચોકડી અને એના જેવા બીજા પણ બધા એકઠા થયા છો, તેથી તમને ધર્મરાજા (યમરાજા) ના લોકમાં ધર્મરાજા (યમરાજા)એ યાદ કર્યા છે, કેમકે અહીં ધર્મરાજે (યુધિષ્ઠિરે) ક્રોધ ભરેલાં નેત્રો ઉઘાડયાં છે, તેથી તમે બ્રહ્મા અને મહાદેવના

શરણે પણ બચશો નહિ. ગાંડીવ ધનુષ્યને ધારણ કરી અર્જુને પણકારીને કહ્યું છે કે અમે કાંઈ તરવાર આડી ઢાલ કરવાવાળા કે બનાવટી ખેલ કરવાવાળા નથી, અમે તો તમને સાલ કરવાવાળા તથા તમારો કાળ કરવાવાળા છીએ.

छप्पय छंद

जबहि भीम रन जुरहि, प्रान तिहि बंधुन हरता ।
जबहि भीम रन जुरहि, करी सेना क्षय करता ।
जबहि भीम रन जुरहि, त्रसहि बल भजहि जित हि तित ।
जबहि भीम रन जुरहि, कहहिं सब सरन लहहिं कित ।
रन जुरहि भीम दुर्जय दुसह, समझ कष्ट परिहै सबहि ।
मदभ्रष्ट दुष्ट धृतराष्ट्र सुत, तपिहै दुर्योधन तबहि ॥ ८६ ॥

વળી તે દુર્યોધનના ભાઈઓના પ્રાણ હરનાર ભીમસેન જ્યારે યુદ્ધમાં જોડાશે, અને હાથીઓની સેનાનો નાશ કરનાર ભીમસેન જ્યારે યુદ્ધમાં જોડાશે, તેથી સેના ત્રાસ પામીને જ્યાં ત્યાં (આમથી તેમ) ભાગશે, અને જ્યારે ભીમસેન યુદ્ધમાં જોડાશે ત્યારે સૌ કહેશે કે તે દુર્યોધન કોનું શરણ લેશે? વળી ન જીતી શકાય એવો દુઃસહ ભીમસેન જ્યારે યુદ્ધમાં જોડાશે ત્યારે સૌને દુઃખની સમજ પડશે, અને મદમાં ભ્રષ્ટ થયેલો ધતરાષ્ટ્રનો દુષ્ટ પુત્ર દુર્યોધન ત્યારે જ તપશે.

जबहि सात्यकी जुरहि, कठिन गन शत्रु निकंदन ।
जबहि अभीमन जुरहि, पांडु सुभद्रा कुल नंदन ।
जबहि शिखंडी जुरहि, भीष्म के मर्म भिदारहि ।
धृष्टद्युम्न रन जुरहि, प्रबल भट द्रौन प्रहारहि ।
सुशर्मा शकुनि के प्रानहर, जुरहिं माद्रि के पुत्र जबहि ।
मतिभ्रष्ट दुष्ट धृतराष्ट्र सुत, तपिहै दुर्योधन तबहि ॥ ८७ ॥

કઠણ શત્રુ સમૂહનું નિકંદન કરનાર સાત્યકિ જ્યારે યુદ્ધમાં જોડાશે, પાંડુવંશનો સુભદ્રાપુત્ર અભિમન્યુ જ્યારે યુદ્ધમાં જોડાશે, વળી જ્યારે શિખંડીકુમાર યુદ્ધમાં જોડાશે અને ભીષ્મનાં મર્મ-

સ્થાન ભેદશે, ધૃષ્ટદ્યુમ્ન રણમાં જોડાશે, અને પ્રબળ શૂરવીર દ્રોણને પ્રહાર (ઘા) કરશે, અને સુશર્મા તથા શકુનિના પ્રાણને હરનારા માદ્રીના પુત્રો જ્યારે રણમાં જોડાશે ત્યારે જ બુદ્ધિનો ભ્રષ્ટ એવો ધૃતરાષ્ટ્રનો દુષ્ટ પુત્ર દુર્યોધન તપશે અર્થાત બળશે.

स्वेत अस्व रथ जुरहिं, ध्वजा वातात्मज गर्जहिं ।
देवदत्त गांजीव, घोष गन शत्रुन तर्जहिं ।
वात वेग तिहि रथहि, कृष्ण संगर विच प्रेरहिं ।
कहां जाइ का करहि, सूर मिलि इत उत हेरहिं ।
गन बान छुटहिं गांजीव तैं, जीव अमित हरिहिं जबहि ।
मतिभ्रष्ट दुष्ट धृतराष्ट्र सुत, तपिहै दुर्योधन तबहि ॥ ८८ ॥

વળી જ્યારે અર્જુનના રથ સાથે ધોળા ઘોડા જોડાશે અને ધ્વજામાં હનુમાનની ગર્જના થશે, દેવદત્ત શંખ તથા ગાંડીવ ધનુષ્યના અવાજથી શત્રુના સમૂહો નાસવા માંડશે, અને એ પવનવેગી રથને શ્રીકૃષ્ણ રણમાં હાંકશે, ત્યારે શૂરવીરો મળીને ક્યાં જશે અને શું કરશે? આમથી તેમ તેઓ જોશે (ફાંફાં મારશે). અને જ્યારે ગાંડીવ ધનુષ્યથી બાણોનો સમૂહ છૂટશે, અને અપાર જીવોનું હરણ કરશે ત્યારે જ બુદ્ધિનો ભ્રષ્ટ એવો ધૃતરાષ્ટ્રનો દુષ્ટ પુત્ર દુર્યોધન તપશે અર્થાત આકુળ વ્યાકુળ થશે.

## सुयोधन कथन

### दोहा

कहत सुयोधन मोर तैं, देव हु समरथ नाहिँ ।
जुरन जुद्ध विच नरन तैं, कहु डर उपजै काहि ॥ ८९ ॥

પાંડવોનો કહેવડાવેલો સંદેશો સાંભળી દુર્યોધન કહે છે કે મારાથી દેવતાઓ પણ સમર્થ નથી, તો પછી કહો કે મનુષ્યોથી યુદ્ધમાં જોડાવાનો મને શાનો ડર ઉપજે?

जौ लौं शिर धर पै रहैं, तौ लौं मिलै न क्यारि ।
जब ही शिर धर पै रहैं, तब सब लेहि सँभारि ॥ ९० ॥

વળી જ્યાં સુધી અમારૂં માથું ધડ ઉપર રહે ત્યાં સુધી એક ક્યારો જમીન પણ ન મળે, પરંતુ જ્યારે અમારૂં માથું પૃથ્વી પર પડે ત્યારે ભલે તેઓ સર્વ રાજ્ય સંભાળી લે.

## धृतराष्ट्र कथन

भो गांधारी तोर सुत, करत भरत कुल नाश ।
गुरुजन की शीख न गिनत, है नित कुमति हुलास ॥ ९१ ॥

દુર્યોધનનાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્ર ગાંધારીને કહે છે કે આ તારો છોકરો ભરત કુળનો નાશકર્ત્તા છે, વડીલોની શિખામણ માનતો નથી, અને હમેશાં કુબુદ્ધિથી હર્ષાયમાન રહે છે.

गांडिव जुत प्रतिकूल ह्वै खांडिव दियो जराय ।
सानुकूल पांडव सकल, सुर अरि दिये मिटाय ॥ ९२ ॥

અર્જુને ગાંડીવ ધનુષ્ય યુક્ત વિરોધી થઈને ખાંડવવનને બાળી નાંખ્યું, વળી પાંડવોએ તરફેણમાં થઈને દેવતાઓના સર્વ શત્રુઓનો નાશ કર્યો.

सहस्र अर्जुन पांच शत, छोरत इक छिन बान ।
सोइ द्वै भुज तैं पांडुसुत, को तिहि पुरुष समान ॥ ९३ ॥

સહસ્રાર્જુન એક ક્ષણ વારમાં પાંચસો બાણ છોડતો હતો એજ (એવાંજ પાંચ સો બાણ), અર્જુન બે હાથ વડે છોડે છે, એના જેવો બીજો કયો પુરૂષ છે?

## गांधारी वचन

वृद्ध अंध माता पिता, भो सुत हमकौं देख ।
पुत्र शोक को दुसह दुख, जीव मात्र विच लेख ॥ ९४ ॥

ગાંધારી કહે છે કે હે દુર્યોધન! અમે તારાં માતા પિતા વૃદ્ધ અને અંધ છીએ, તું અમારો પુત્ર છે, માટે અમારા સામું જો. અને પુત્રશોકનું ન વેઠી શકાય એવું દુઃખ તમામ પ્રાણીઓમાં છે એમ જાણ અર્થાત અમને એવું દુઃખ ન થાય એમ કર.

### सुयोधन कथन

#### कवित्त

अहो महा कष्ट धृतराष्ट्र हू कहत ऐसे,
ह्वैहै वंश नाश या समर्थता का भ्रष्ट है ? ।
पृष्ठ है सदैव राधापुत्र तैं गरिष्ठ हूं मै,
जातैं कोउ शूरवीर जेष्ट ना कनिष्ट है ।
कर्ण मामा दुःसासन इष्ट हैं हमारे तेउ,
शत्रुनकौं मारिकै अभीत भये तिष्ठ हैं ।
औरन की बानी कटु नेक न सुहानी मोहि,
बानी तीन हू की तीन काल हू में मिष्ट है ॥ ९५ ॥

દુર્યોધન કહે છે કે અહો ( ઈત્યાશ્ચર્યે ) ! મહા દુઃખની વાત છે, કેમકે ધૃતરાષ્ટ્ર પણ કહે છે કે વંશનો નાશ થશે. તે શું અમારૂં પરાક્રમ નાશ પામ્યું છે ? સારી બાજુ હમેશાં કર્ણ છે તેથી હું મગરૂર છું, જે કર્ણથી કોઈ પણ શૂરવીર મોટો નથી પરંતુ નાનો જ છે. વળી હું એમ જ જાણું છું કે કર્ણ, શકુનિ, દુઃશાસન એ અમારા મિત્રો શત્રુઓને મારીને નિર્ભય થઈને ઊભા છે, મને બીજાઓની કડવી વાણી ગમતી નથી, ફક્ત એ ત્રણ જણાની જ વાણી ત્રણે કાળમાં મને મીઠી લાગે છે.

### कवि बचन

#### दोहा

नैंक हु मानी नाहिँ नृप, संजय जुत यह शीख ।
भावी नासक नृपन की, परी सबन कौं दीख ॥ ९६ ॥

સંજય યુક્ત રાજા ( ધૃતરાષ્ટ્ર )ની આ પ્રમાણેની શિખામણ દુર્યોધને જરા પણ માની નહિ, ત્યારે રાજાઓનો નાશ થવાનું ભાવી સર્વને માલુમ પડયું.

## इति अष्टम मयूख ।

સંપાદક, ટીકાકાર :
કવિ શંકરદાન જેઠીભાઈ દેથા, લીંબડી (સૌરાષ્ટ્ર)

## नवम मयूख

### उद्योगपर्व (उत्तरार्द्ध)

### युधिष्ठिर उवाच

**दोहा**

सूत गये बहु दिन भये, पीछे नाहि सँदेश ।
तृतिय बसीठी कृष्ण तुम, गजपुर करहु प्रवेश ॥ १ ॥

વૈશંપાયન કહે છે કે હે જન્મેજય! યુધિષ્ઠિર શ્રીકૃષ્ણને કહે છે કે સંજયને અહીંથી વિદાય થયે ઘણા દિવસ થયા, પરંતુ ત્યાર પછી કાંઈ સમાચાર આવ્યા નહિ, તેથી હે કૃષ્ણ! હવે ત્રીજી વિષ્ટિ માટે આપ હસ્તિનાપુર પધારો.

मात पिता बृध अंध मम, सोइ मोहि शोक असाध्य ।
तीजे उ माने नाहिं तो, का मेरो अपराध ॥ २ ॥

મારાં માતા પિતા (ગાંધારી તથા ધૃતરાષ્ટ્ર) વૃદ્ધ અને અંધ છે, એ શોક મને અસાધ્ય (મટે નહિ તેવો) છે, હવે જો આ ત્રીજી વિષ્ટિ પણ ન માને તો પછી મારો શો દોષ?

कहै युधिष्ठिर कृष्ण तैं, करियो साम उपाय ।
कुल विनाश को दास के, अंक लगे नहिं आय ॥ ३ ॥

શ્રીકૃષ્ણને યુધિષ્ઠિર કહે છે કે હે મહારાજ! સામધર્મ-પણાનો (સમાધાન થવા રૂપ) ઉપાય કરજો, જેથી આ સેવકને વંશનાશનું કલંક ન લાગે.

### भीम कथन

त्यों हि वृकोदर ने कह्यो, यों मृदु बोलहु आप ।
संधि करे मद अंध नृप, लगे न कुल वध पाप ॥ ४ ॥

યુધિષ્ઠિરનાં વચનોને સમ્મત થઈને ભીમસેને કહ્યું કે હે મહારાજ! આપ એવાં મીઠાં વચન કહેજો કે એ મદાંધ રાજા (દુર્યોધન) સુલેહ કરે, જેથી અમને ગોત્રઘાતનું પાપ ન લાગે.

ऐसे इ अर्जुन नकुल के, बचन सुने यदुवीर ।
कहि सहदेव रु सात्यकी, जुध थापहु रनधीर ॥ ५ ॥

એ જ પ્રમાણે અર્જુન તથા નકુળનાં વચનો શ્રીકૃષ્ણે સાંભળ્યાં, ત્યાર પછી સહદેવે અને સાત્યકિએ કહ્યું કે હે રણધીર શ્રીકૃષ્ણ ! યુદ્ધની જ સ્થાપના કરજો,

द्रौपदी कथन

ढरत जुगल पद्माक्ष तें, जुगल कुचन पर नीर ।
कहत द्रौपदी कृष्ण तैं, धिक पांडुन की धीर ॥ ६ ॥

એ સમયે બેઉ નેત્રકમળથી ઉર: સ્થળ પર બેઉ બાજુ આંસુ ઢળતાં, શ્રીકૃષ્ણને દ્રૌપદી કહે છે કે પાંડવોની ધીરજને ધિક્કાર છે.

कवित्त

मेचक मृदुल लंबे बार को सुगंध सिंच्यो,
वाम पान लेकै जुरा कृष्ण कौं बतायो है ॥
याकों जिन्ह हाथन तैं एंच्यो ते छिदैं न जौ लौं,
तौ लौं द्रौपदी को कोप नेंक न सिरायो है,
पुत्रवधू भीपम अचक्षु की कहाऊँ नाहिं,
जिन्हके समीप सभा बीच दुख पायो है,
गांडीव के गदा के धरैया कौं धिकार जो पै,
एते ही पै संधि को उपाय मन भायो है ॥७॥

સુવાસિત તેલથી સીંચેલા પોતાના કોમળ લાંબા અને કાળા શિરકેશનો જુડો (ચોટલો) ડાબા હાથમાં લઈને દ્રૌપદીએ શ્રીકૃષ્ણને બતાવીને કહ્યું કે આ (જુડા)ને જે હાથોથી ખેંચવામાં આવ્યો છે, તે (હાથ) જ્યાં સુધી છેદવામાં આવ્યા નથી ત્યાં સુધી મારો કોપ જરા પણ શાંત થયો નથી, હું શું ભીષ્મ તથા ધૃતરાષ્ટ્રના દીકરાની વહુ ન કહેવાઉં ? અર્થાત કહેવાઉં, તો પણ જેઓની નજીક (રૂબરૂ) સભામાં હું દુ:ખ પામી, તેથી

ગાંડીવ અને ગદાના ધરનારાઓ (અર્જુન અને ભીમસેન)ને ધિક્કાર છે કે આટલું વીત્યા ઉપરાન્ત પણ જેઓને સુલેહ કરવાનો ઉપાય મનમાં ભાવ્યો છે.

बंधु धृष्टद्युम्न पिता द्रुपद स्वयंभुवि मैं,
स्वसुर भो पांडु पांडुपुत्र भरतार हैं ।
ताको भयो हाल सभा वीच ज्यों कँगाल को है,
तापै भीमसेन हू के संधि को विचार है ।
रहो पांचों, गंगापुत्र द्रौन हू के काल रूप,
और कुरु वंशिन के करता सँघार हैं ।
मेरो पिता मेरो बंधु मेरे पुत्र महावीर,
सुभद्रा को नंद एते जुद्ध कौं तयार है ॥८॥

મારો ભાઈ ધૃષ્ટદ્યુમ્ન, પિતા દ્રુપદરાજા, હું પોતાની મેળે જ ઉત્પન્ન થયેલી, વળી પાંડુરાજા સસરા થયા અને તેઓના દીકરા (પાંડવ) પતિ થયા છે, એવી જે હું, તેની, સભામાં કંગાલની પેઠે સ્થિતિ થઈ એટલા ઉપર પણ ભીમસેનને સુલેહ કરવાનો વિચાર છે, માટે ભલે તેઓ પાંચે (પતિ) રહ્યા, ભીષ્મ તથા દ્રોણના કાળરૂપ અને કૌરવ કુળનો સંહાર કરનારા મારા પિતા, મારા ભાઈ, અને મારા પુત્ર, તથા મહા શૂરવીર સુભદ્રાનો પુત્ર (અભિમન્યુ) એટલા યુદ્ધ કરવા માટે તૈયાર છે.

( अप्रस्तुत प्रशंसा विशेष निबंधना )

दोहा

अति शीतल तन इन्दु को, होत ग्रहन बहु वेर ।
उग्र तेज रवि कोउ समय, होत न तदपि अँधेर ॥९॥

ચંદ્રમાનું અંગ અત્યંત શીતળ છે તેથી તેનું ઘણી વખત ગ્રહણ થાય છે, જ્યારે સૂર્ય પ્રચંડ તેજવાન હોવાથી તેનું કોઈક જ વખત ગ્રહણ થાય છે, તો પણ સાવ અંધારૂં થતું નથી, અર્થાત પાંડવો શીતળ રહેવાથી ઘણી વખત ક્લેશ-ગ્રસ્ત થયા છે, માટે હવે ક્યાં સુધી શીતળ રહેશે ?

### श्रीकृष्ण कथन

निज पीतांबर पौंछि करि, अंशु द्रौपदी केर ।
कहत कृष्ण तिहि वेर पुनि, अंशु जुक्त मुख हेर ॥ १० ॥

પછી શ્રીકૃષ્ણ દ્રૌપદીનાં આંસુ પોતાના પીતાંબરથી લૂછી નાંખીને, ફરીથી દ્રૌપદીનું આંસુયુક્ત મુખ જોઇને તે વખતે કહે છે.

ज्यौं तव शोक न मिटत है, सुनि नृप द्रुपद कुमारि ।
त्यौं निमग्न मणात लौं, ह्वैहैं केउ नृप नारि ॥ ११ ॥

હે દ્રૌપદી ! સાંભળ, જેમ તારો શોક મટતો નથી, તેમ કેટલાયે રાજાઓની રાણીઓ મૃત્યુ થવા સુધી શોકમાં ડૂબી રહેશે.

### श्रीकृष्ण का हस्तिनापुर गमन

यों कहि कीनो गमन पुनि, कृष्ण नागपुर ओर ।
प्रसन भयो धृतराष्ट्र सुनि, विदुरहि कहत बहोर ॥ १२ ॥

એમ કહીને શ્રીકૃષ્ણ હસ્તિનાપુર તરફ રવાના થયા, તેઓનું ત્યાં આવવું જાણીને ધૃતરાષ્ટ્ર પ્રસન્ન થયો અને વિદુરને કહે છે કે.

### धृतराष्ट्र[1] उवाच

करिहौं आतिथ्य कृष्ण को, विदुर सुनहु मम बात ।
विना प्रसव सत दासिका, करी अष्ट रथ सात ॥ १३ ॥
दैहौं अष्टादश सहस, उत्तम अजिन दुशाल ।
चीन देश के उर्ण पट, द्वै सहस्र तिहि काल ॥ १४ ॥

---

(૧) રાજા ધૃતરાષ્ટ્ર વિદુરને કહે છે કે શ્રીકૃષ્ણે આજે વૃકસ્થલીમાં વાસ કર્યો છે. આવતી કાલે પ્રભાતમાં અહીં આવશે, તેઓને બાહ્લિક દેશમાં ઉત્પન્ન થયેલા ઊંચી જાતના ચાર ચાર ઘોડાઓથી જોડેલા સોનાના સોળ રથો હું ભેટ આપીશ. વળી પહાડી લોકોએ મને ભેટ કરેલાં અઢાર હજાર ઘેટાંઓ (ઊર્ણ પટ માટે) આપીશ તેમજ ચીન દેશમાં તૈયાર થયેલાં એક હજાર મૃગચર્મો પણ આપીશ, કારણ કે શ્રીકૃષ્ણ તે સર્વ ગ્રહણ કરવા યોગ્ય છે. (બીજી પણ બહુ બહુ કીમતી વસ્તુઓ ગણાવી છે. ઉદ્યોગપર્વ, અ૦૮૬)

હે વિદુર! મારી વાત સાંભળ, કૃષ્ણનો આતિથ્ય સત્કાર (મહેમાનાચાર) કરીશું, અને પ્રસવ થયા વિનાની સો દાસીઓ, આઠ હાથી, સાત રથ, અને તે વખતે અઢાર હજાર ઉત્તમ મૃગચર્માંબરો તથા ચીનદેશના દુશાલા અને ઊનનાં વસ્ત્ર એ હજાર આપીશું.

दुःशासन के महल जे, षट रिपु सुखद स्वरूप ।
तहँ डेरा पुनि अवर हू, दैहौं रतन अनूप ॥ १५ ॥
अष्ट गुनौ सब साथ कौं, खान पान सुख दैन ।
बिन दुर्योधन जायहैं, सनमुख तिन्हकों लैन ॥ १६ ॥

વળી દુઃશાસનના મહેલ કે જે છ એ ઋતુઓમાં સુંદર સુખદાયક છે, ત્યાં તેઓને ઉતારો આપીશું, અને બીજાં અનુપમ રત્નો આપીશું, વળી તેઓના તમામ સાથવાળાઓને આઠ આઠ ગણું સુખદાયક ખાનપાન આપીશું અને એક દુર્યોધન વિના બીજા બધા તેઓને લેવા માટે સામા જશે.

## विदुर वचन

आप बुद्धि वय वृद्ध व्है, करत लरकई बात ।
अर्जुन प्यारो प्रान तैं, तजै कृष्ण क्यों तात ॥ १७ ॥

વિદુર કહે છે કે હે ભાઈ! આપ બુદ્ધિવૃદ્ધ તથા વયોવૃદ્ધ થઈને બાળકના જેવી વાત કરો છો, કેમકે પ્રાણપ્રિય અર્જુન (એને) શ્રીકૃષ્ણ કેમ તજે?

सर्व राज के लोभ तैं, होय न तेरे कृष्ण ।
अर्ध राज दे धर्म कौं, क्षत्रिय हरि कुल प्रस्न ॥ १८ ॥

વળી હે ભાઈ! તમારા સર્વ રાજ્યના લોભ વડે પણ શ્રીકૃષ્ણ તમારા ન થાય, પરંતુ ધર્મને અર્ધ રાજ્ય આપવાથી શ્રીકૃષ્ણ વિગેરે ક્ષત્રિય કુળ પ્રસન્ન થશે.

पाय[1] धुवावै अर्घ बिन, बिन जल कुंभन आन ।
ग्रहन करैं सतकार नहिं, कृष्ण अभक्ष समान ॥ १९ ॥

હે રાજા! પાદ પ્રક્ષાલન અર્થે પાદ્ય (જળ) વિના, પૂજાને અર્થે અર્ઘ્ય (જળ) વિના અને તે નિમિત્તે જળના ભરેલા ઘડાઓ વિના તમારો બીજો કોઈ પણ સત્કાર અભક્ષ્ય સમાન (ન ગ્રાહ્ય કરવા જેવો) માનીને શ્રીકૃષ્ણ ગ્રહણ કરશે (સ્વીકારશે) નહિ.

कवि कथन

विदुर कह्यो त्यों ही कृषण, पूजा ग्रहण न कीन ।
रात विदुर के घर रहे, ताके इ भोजन लीन ॥ २० ॥

કવિ કહે છે કે ધૃતરાષ્ટ્રને વિદુરે કહ્યું તેમ જ લાલચ બતાવવા રૂપ ધૃતરાષ્ટ્રની પૂજા શ્રીકૃષ્ણે સ્વીકારી નહિ અને રાત્રે વિદુરને ઘેર રહ્યા અને તેના જ ઘરમાં ભોજન લીધાં.

विदुर वचन

विदुर कहै चहिये न इत, तव आगम व्रजराज ।
दुष्ट सुयोधन ना डरत, करत सुकाज अकाज ॥ २१ ॥

વિદુરે કહ્યું કે હે વ્રજરાજ (શ્રીકૃષ્ણ)! આપે અહીં (હસ્તિનાપુરમાં) ન આવવું જોઈએ, કેમકે દુષ્ટ દુર્યોધન સુકાર્યનું કુકાર્ય કરતાં ડરતો નથી.

श्रीकृष्ण कथन

अपनो कहै सु तुम कही, जथा विदुर धीमंत ।
इन्हतैं मोकौं न नेक भय, समझहु अति मति संत ॥ २२ ॥

---

[1] विष्वर्घ्यमर्घार्थे पाद्यं पादाय वारिणि ॥ (अमरकोश, ब्रह्मवर्ग)

પૂજાર્થે પાણી રેડવા આપવાનું નામ અર્ઘ્ય (અર્ઘ્યજળ), પગ ધોવા રેડવા આપવા યોગ્ય પાણીનું નામ પાદ્ય.

વિદુરજી ધૃતરાષ્ટ્રને કહે છે કે હે રાજા! શ્રીકૃષ્ણ પાણીથી ભરેલા ઘડા સિવાય, હાથ પગ ધોવામાં ઉપયોગી પાણી સિવાય, અને કુશળ પ્રશ્ન સિવાય તમારી કોઈ પણ વસ્તુને અંગીકાર કરશે નહિ. (મ૦ ભા૦, ઉદ્યોગપર્વ, અ૦ ૮૭, શ્લો૦ ૧૩)

શ્રીકૃષ્ણ કહે છે કે હે બુદ્ધિમાન વિદુર! જેમ સ્વજન કહે તેમ તમે મને કહ્યું, પરંતુ હે મહા બુદ્ધિમાન સજ્જન! તમે નક્કી જ જાણો કે મને તે (દુર્યોધન)થી જરા પણ ભય નથી.

## सभा में श्रीकृष्ण का आगमन

प्रात सभा बिच नृपति सब, आये पुनि ऋषिराय ।
त्यों आगम भो कृष्ण को, सबतैं आदर पाय ॥ २३ ॥

પછી સવારે ધૃતરાષ્ટ્રે સભા કરી તેમાં તમામ રાજાઓ અને ઋષિરાજો આવ્યા, તેમજ શ્રીકૃષ્ણનું પણ ત્યાં પધારવું થતાં તેઓ સહુથી સત્કાર પામ્યા.

कृष्ण कहैं धृतराष्ट्र सुनि, न करि भूप कुल नष्ट ।
दुष्टमती सोइ होत है, गिनै दिनन में भ्रष्ट ॥ २४ ॥

શ્રીકૃષ્ણ કહે છે કે હે ધૃતરાષ્ટ! સાંભળો, તમે રાજાઓના કુળનો નાશ ન કરો, વળી જે દુષ્ટ બુદ્ધિવાળો હોય છે તે ગણ્યા ગાંઠ્યા દિવસોમાં જ ભ્રષ્ટ થાય છે. ( આમાં અર્થાંતર ન્યાસ અલંકાર છે. )

देखि युधिष्ठिर की छमा, तव सुत को अपराध ।
बिगरी सुधरै धर्म कौं, अबहु राज दै आध ॥ २५ ॥

વળી યુધિષ્ઠિરની ક્ષમા (સબૂરી) જુઓ! અને તમારા પુત્રનો અપરાધ (દોષ) જુઓ! માટે હમણાં જ ધર્મને અર્ધરાજ્ય આપો તો બગડેલી વાત સુધરે.

## सुयोधन उवाच

विद्या धन कुल विभव को, दान सूरता जोर ।
मेरे सो उन्हके कहां, छिमत तवहि दुख घोर ॥ २६ ॥

દુર્યોધન કહે છે કે વિદ્યા, ધન, કુળ, વૈભવ, અને દાન–વીરતાનું બળ મારે છે તે એઓ (પાંડવો) ને ક્યાં છે? માટે જ તેઓ ભયંકર દુઃખ સહન કરે છે.

श्रीकृष्णोवाच

सवैया

वंश तैं नाहिं महानता है न महानता लाखन ग्रंथ पढ़े तैं ।
उम्मर तैं न महानता है न महानता कोटिक द्रव्य बढ़े तैं ।
दान तैं नाहिं महानता है न महानता सूरता जुद्ध चढ़े तैं ।
जो मग धर्म धनंजय को सु महानता ता मग बीच कढ़े तैं ॥ २७ ॥

શ્રીકૃષ્ણુ કહે છે કે વંશ (કુળ)થી મોટાપણું નથી, લાખ ગ્રંથો ભણુવાથી મોટાપણું નથી, ઉંમરથી મોટાપણું નથી, કરોડ સંખ્યાનું દ્રવ્ય વધવાથી મોટાપણું નથી, દાનથી મોટાપણું નથી, અને શૂરવીરતાથી તથા યુદ્ધમાં ચડવાથી પણ મોટા-પણું નથી, પરંતુ જે રાહ ધર્મ તથા અર્જુનનો છે તે રાહે અનુસરવાથી મોટાપણું છે. (આમાં આવૃત્તિ દીપકાલંકાર છે.)

सुयोधन उवाच

सुयोधन कहै पिता और हू सभासद कौं,
बातें या गुवाल की भुवाल कैसे मानो हो ।
ऐहो श्याम द्रौणादिक सब ही भ्रमाये आप,
इनके भरोसे कहा एहु चित आनो हो ।
सुची अग्र दबै एती भूमि कौन दैन कहै ?
कर्नादिक चार हू को मत ना पिछानो हो ।
गोरस की जानो कृष्ण तो कैसे वसीठी करो,
गोरस की जानो हो कै गोरस की जानो हो ? ॥ २८ ॥

દુર્યોધન, પિતા (ધૃતરાષ્ટ્ર) ને તથા સભાસદોને કહે છે કે, આ ગોવાળની વાતો તમે રાજાઓ કેમ માનો છો ? એ કૃષ્ણે અહીં આવીને દ્રોણુ વિગેરે સર્વને ભોળવ્યા છે, માટે તમે એઓને ભરોસે ચિત્તમાં ભ્રમણા કેમ લાવો છો ? સોયની અણી દબાય એટલી પણ પૃથ્વી આપવા કોણુ કહે છે ? કર્ણ, (દુઃશાસન, શકુનિ તથા હું) વિગેરે ચારેનો મત (વિચાર)

જાણતા નથી ? માટે હે કૃષ્ણ ! પૃથ્વીના રસની વાત જાણતા હો તો વિષ્ટિ કેમ કરો છો ? તમે પૃથ્વીના રસની વાત જાણો છો કે, માત્ર દહીંની જ વાત જાણો છો ? ( આમાં છેવટે ચમકાલંકાર છે. )

### श्रीकृष्णोवाच

कृष्ण कहै सुयोधन मानत न मेरी तातैं,
भई परतीत भीम वांच्छित कौं पावैगो ।
अजश तिहारो त्यों ही सुजश जुधिष्ठिर को,
रहिहै अखंड खंड खंड में कहावैगो ।
आय रंगभू में मोकौं नाहिंन दिखाय ऐसो,
जाकी ओट जाय निज प्रान तू बचावैगो ।
जावैगो समूल गर्व भीम की गदा तें धुनि,
विजैधारी मारि बिजै विजय बजावैगो ॥ २९ ॥

શ્રીકૃષ્ણ કહે છે કે હે દુર્યોધન ! તું મારી વાત માનતો નથી તેથી મને ખાતરી થઈ છે કે, ભીમસેન પોતાના મનનું ઇચ્છેલું પામશે, તેમાં તારો અપયશ થશે, અને યુધિષ્ઠિરનો સુયશ કાયમ રહેશે, તથા ખંડ પ્રતિખંડમાં કહેવાશે. યુદ્ધની રંગભૂમિમાં આવીને મને કોઇ એવો દેખાતો નથી કે, જેની ઓથે જઈને તું તારા પ્રાણનું રક્ષણ કરીશ. ભીમની ગદાથી મૂળ સહિત તારો ગર્વ નાશ પામશે, તેમ જ વિજય ધ્વનિને ધારણ કરનાર અર્જુન, શત્રુઓને મારીને વિજયનો અમલ બજાવશે.

### दोहा

अहो सुयोधन अहर्निशि, सेवत हठहि सदीव ।
तजि रन कौं जैहै तथा, जैहैं भूमि रु जीव ॥ ३० ॥

હે દુર્યોધન ! તું રાત દિવસ સદાય હઠનું સેવન કરે છે, પણ તું યુદ્ધથી ભાગી જઈશ, તેમજ તારી પૃથ્વી તથા તારો જીવ પણ જશે.

## सुयोधनोवाच

### कवित्त

जादौन को मान मोरि किरीटी सुभद्रा लैगो,
तुमने निहोर्यों तैसे मैं तो ना निहोरिहौं ।
वैर बांधि करै प्रीति राजनीतिकी न रीति,
शत्रु सेन नाव सिंधु आहव में बोरिहौं ।
मेरी या गदा तैं जमराज लोक वृद्धि पैहैं,
भीमादिक सूरन के कंधन कौं तोरिहौं ।
छोरिहौं न टेक एक कहिहै अनेक मेरो,
नाम रनछोर नाहिं कैसे रन छोरिहौं ॥ ३१ ॥

દુર્યોધન કહે છે કે હે કૃષ્ણ! યાદવોનું માન મરડીને અર્જુન સુભદ્રાને લઈ ગયો અને તમે વિનય કર્યો તેવો વિનય હું તો નહિ કરૂં, વેર બાંધીને પ્રીતિ કરવી તે રાજનીતિની રીત નથી, હું તો શત્રુની સેનારૂપી નૌકાને યુદ્ધરૂપી સુમુદ્રમાં બોળીશ (ડુબાવી દઈશ). મારી આ ગદાથી ભીમસેન વિગેરે શૂરવીરોનાં કાંધોને તોડી નાંખીશ, જેથી જમરાજાના લોકો વૃદ્ધિ પામશે, મને અનેક જણ કહેશે અથવા તમે અનેક રૂપે થઈને અનેક રીતે કહેશો તો પણ હું મારી એક ટેક (દૃઢ હઠ) છોડવાનો નથી, વળી હે કૃષ્ણ! (તમારી પેઠે) મારૂં નામ રણછોડ નથી, માટે હું રણને કેમ છોડીશ? (આમાં છેવટે રણછોડ નામમાં વક્રોક્તિ મૂલક પરિકરાંકુરાલંકાર છે.)

## श्रीकृष्णोवाच

आन थान हाटक को कोमल स्वभाव सदा,
अग्नि नीरफेट तहां कठिन महान है ।
आन धातु आन थान कठिन महान है पै,
नीरसोर यंत्र तहां सबही की हान है ।

साचवान धर्मवान पांडुपुत्र कोमल हैं,
युद्ध के प्रयान इन्द्र रुद्र के समान हैं ।
आन धातु के समान जान तेरे बंधु तूं ही,
प्रान हान ह्वैहै मान वचन निदान है ॥ ३२ ॥

શ્રીકૃષ્ણુ કહે છે કે હે દુર્યોધન ! બીજે ઠેકાણે ( વાળવા ખેંચવા વિગેરેમાં ) સોનું સ્વાભાવિક રીતે સદા કોમળ હોય છે, પરંતુ અગ્નિ નીરક્ષેટમાં (તાવવાની આંચમાં) ટક્કર ઝીલનાર તરીકે તે અત્યંત કઠણુ છે, બીજી ધાતુઓ બીજે ઠેકાણે અત્યંત કઠણુ હોય છે, પરંતુ નીરસોર યંત્રમાં (તેજાબ સાથે ગાળવાની આંચમાં) નાશ પામે છે, જ્યારે સોનું કાયમ રહે છે, અર્થાત કુંદન (ચોખા સોનું) બને છે. તેવીજ રીતે સત્યવાન અને ધર્મનું રક્ષણ કરવાવાળા પાંડવો કોમળ છે, પરતું યુદ્ધમાં પ્રયાણુ કરતાં તેઓ ઇંદ્ર અને રૂદ્ર જેવા પરાક્રમી છે, અને તું તથા તારા ભાઈઓ સોના સિવાય બીજી ધાતુઓની પેઠે નાશ પામનારા જાણુ, માટે તમારા પ્રાણુની હાનિ થશે એ મારૂં વચન નક્કી માનો.

## सुयोधनोवाच

कहै कुरुवीर वृष्णिवीर तैं कहो हो तुम,
देव अंश पांडव तैं जीतिवेको लाग ना ।
धर्मराज वायु इन्द्र अश्वनीकुमार पांचौं,
होत अवतार तो तो होतो राज त्याग ना ।
ह्वैहै होनहार राज करिहैं भरतवंशी,
जीव को रु जीविका को मोकौं अनुराग ना ।
नर के संघार ह्वैहैं नर के जुरे तैं तो हू,
धर के विभाग ह्वैहैं धर के विभाग ना ॥ ३३ ॥

દુર્યોધન શ્રીકૃષ્ણુને કહે છે કે હે કૃષ્ણુ! તમે કહો છો કે દેવાંશી પાંડવોથી જીતવાનો લાગ નથી, પરંતુ યમરાજ,

વાસુદેવ, ઇંદ્ર અને અશ્વનીકુમારોથી પાંચે (ધર્મરાજા, ભીમસેન, અર્જુન અને નકુળ તથા સહદેવ) નો અવતાર હોત તો તો તેઓના રાજ્યનો ત્યાગ ન હોત, માટે હવે થવાનું હશે તેમ થશે, આખરે ભરતવંશી જે હશે તે રાજ્ય કરશે, મને મારા જીવનો તથા જીવનનિર્વાહનો પ્રેમ (મોહ) નથી. અર્જુનના યુદ્ધમાં જોડાવાથી મનુષ્યોનો સંહાર થશે તો ભલે, વળી આ મારા ધડના વિભાગ થશે પણ ધરા (પૃથ્વી)ના વિભાગ નહિ જ થાય. (આમાં છેલ્લા પદમાં યમકાલંકાર છે.)

जीव जीविका तैं मान प्यारो मोकौं बासुदेव,
जेते देहधारी ते ते काल को अहार है ।
भीष्म–कर्ण–द्रोनी–द्रोन–मद्रपति–दुसासन,
सबै शत्रु सैन्य को संघार करतार है ।
हारिहैं तौ आप तैं न ह्वैहै उपहास मेरो,
याहि तैं न और कछु चित्त को बिचार है ।
यो तौ है जयौं अहार लोक परलोक ही को,
गदा के प्रहार ही तैं सुख के विहार है ॥ ३४ ॥

વળી હે કૃષ્ણ ! જીવથી અને જીવિકાથી મને માન વધારે વહાલું છે, અને જેટલા દેહધારીઓ છે તેટલા તમામ કાળનો ખોરાક છે. ભીષ્મ, કર્ણ, દ્રોણ, અશ્વત્થામા, શલ્ય અને દુઃશાસન એ સર્વ શત્રુઓની સેનાનો નાશ કરવાવાળા છે, તેમ છતાં તમારાથી હું હારીશ તો મારી મશ્કરી નહિ થાય, એટલે યુદ્ધ વિના મારા મનનો બીજો કોઈ પણ વિચાર નથી, આ તો આ લોક તથા પરલોકનો ખોરાક મળ્યો છે, (કેમકે આ લોકમાં લડવું અને પરલોકમાં સ્વર્ગનું સુખ ભોગવવું એ ક્ષત્રિયોનો બેઉ લોકનો ખોરાક છે;) એટલે ગદાના પ્રહારથી સુખનો વિહાર છે.

धृतराष्ट्र उवाच

भीम भीम वात है धनंजय धनंजय सो,
गांजिव अखय तून इन्धन को ढारि है ।
कर्नादिक जरिहैं उखरिहैं दुसासनादि,
युधिष्ठिर छमा शील मही दबि मारिहै ।
जल है नकूल सहदेव व्योममंडल है,
नाव पंथ कौन तोकौं पार जो उतारिहै ।
पांच महा तत्व जेसे पांचौं भ्रात तेजपुंज,
छठे वासुदेव मेरो मूल छेदि डारिहैं ॥ ३५ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે કે હે દુર્યોધન! ભીમસેન ભયંકર પવન સમાન છે, અર્જુન અગ્નિ સમાન છે, ગાંડીવ ધનુષ્ય અને અક્ષય ભાથો એ લાકડાંનો ઢગલો છે, તેથી દુઃશાસન વિગેરે નિર્મૂળ થશે અને કર્ણ વિગેરે બળશે, વળી યુધિષ્ઠિરની ક્ષમા રૂપી પૃથ્વી તને દાબી મારશે, નકુળ જળ તથા સહદેવ આકાશમંડળ રૂપ છે, એટલે તારી નૌકાનો પંથ કયો છે કે જે તને પાર ઉતારશે? એ પ્રમાણે પાંચ મહાતત્ત્વ જેવા તેજના સમૂહ પાંચે ભાઈઓ તથા છઠ્ઠા વાસુદેવ (શ્રીકૃષ્ણ) મારૂં મૂળ કાપી નાંખશે.

श्रीकृष्णोवाच

फेरि जदुराज कुरुराज समुझावे काज,
कहत समाज बीच हित की सुवानीं है ।
मेरे कहिबे की सुनि लीजै नीके श्रोत्र देकै,
पांडुन कौं देबो भाग नीति की निशानी है ।
ना तौ सब छिति हू के छत्रिन को ह्वैहै नाश,
होनहार होनी सो तो जाहर ही जानी है ।
एक घरहानी दूजी धन हू की हानी जानि,
महा प्रानहानी ए कहानी की न हानी है ॥ ३६ ॥

ફરીથી શ્રીકૃષ્ણ દુર્યોધનને સમજાવવા માટે સમાજમાં

હિતની વાણી કહે છે કે હે દુર્યોધન! મારે કહેવાની વાત સારી રીતે કાન દઈને સાંભળી લે, પાંડવોને તેઓનો અર્ધ ભાગ આપવો એ નીતિની નિશાની છે, નહિતો સર્વ પૃથ્વીના ક્ષત્રિયોનો નાશ થશે, અને થવાની વાત થશે તે જાહેર રીતે તું જાણીશ, વળી તારી હઠમાં એક રાજગૃહની હાનિ છે, બીજી ધનની હાનિ છે, અને મોટી હાનિ પ્રાણની છે. આ કાંઇ વાતની હાનિ નથી, અર્થાત સર્વ પ્રકારની હાનિ છે.

सभासद भीषम से द्रोण कृपाचार्य जैसे,
भूप धृतराष्ट्र जैसे विदुर निहारिये ।
पांतीदार शीतल सुभाव है युधिष्ठिर सो,
पांच ग्राम मागे तौ सँतोष को बिचारिये,
मो सो है बसीठी समुझाइवे कौं कृष्ण कहृ,
चाहत हौं जसे तैसे भू सँघार टारिये ।
एते ही पै मेरो कह्यो वायु के वघूरे वह्यो,
हैहै भावी चह्यो ताहि कैसे कै निवारिये ॥ ३७ ॥

વળી ભીષ્મ જેવા, દ્રોણ તથા કૃપાચાર્ય જેવા અને રાજા ધૃતરાષ્ટ્ર તથા વિદુર જેવા હે સભાસદો! તમે જુઓ, શાંત સ્વભાવવાળો ભાગદાર યુધિષ્ઠિર એ પાંચ ગામ માગે છે તેના સંતોષનો વિચાર કરો, શ્રીકૃષ્ણ કહે છે કે મારા જેવો તમને વિધિથી સમજાવનાર છે. જેમ તેમ કરીને પણ પૃથ્વીનો સંહાર ન થાય એમ હું ઇચ્છું છું, એટલા ઉપર પણ મારૂં કહેવું વાયરાના વંટોળિયે વહ્યું જાય તો પછી ભાવીનું ઇચ્છેલું થશે તેને કેમ કરીને મટાડી શકીએ?

कवि कथन

दोहा

कैद कर्यो चहै कृष्ण कौं, धर्यो चँडालन घाट ।
डर्यो सुयोधन देखि हरि, धर्यो रूप वैराट ॥ ३८ ॥

શ્રીકૃષ્ણનાં ઉપર્યુક્ત વચન સાંભળીને તેઓને કેદ કરવાની ઇચ્છાથી ચંડાળોએ ઘાટ ઘડ્યો, તે જાણી શ્રીકૃષ્ણે વિરાટ સ્વરૂપ ધારણ કર્યું, તે જોઈ દુર્યોધન ત્રાસ પામ્યો. ( આમાં શબ્દાલંકાર વૃત્યાનુપ્રાસ છે. )

कह्यो सुयोधन कृष्ण को, गन्यो न आगम मर्न ।
कृष्ण चले नृप शीख लै, गो पँचावन कर्न्न ॥ ३९ ॥

પોતાનું મોત આવવાનું છે તેથી દુર્યોધને શ્રીકૃષ્ણનું કહેવું ગણકાર્યું નહિ, પછી રાજા (ધૃતરાષ્ટ્ર)ની રજા લઈ શ્રીકૃષ્ણ વિદાય થયા, તેઓને વળાવવા માટે કર્ણ ગયો.

श्रीकृष्ण कथन

तूं क्षेत्रज गुरु पांडुसुत, होहु द्विरदपुर नाथ ।
परे युधिष्ठिर तोर पग, तजहु सुयोधन साथ ॥ ४० ॥

શ્રીકૃષ્ણે કહ્યું કે હે કર્ણ ! તું પાંડુરાજાનો મોટો ક્ષેત્રજ[1] (એક ઉદરથી ઉત્પન્ન થયેલ) પુત્ર છે, માટે તું હસ્તિનાપુરનો માલિક થા; યુધિષ્ઠિર તને નમે અને તું દુર્યોધનનો સંગ છોડી દે.

करणोवाच

कहो आप जैसे हि करौं, निर्लोभी सुत धर्म ।
तजौं सुयोधन रन समय, कहा बनै इह कर्म ॥ ४१ ॥

કર્ણ કહે છે કે હે કૃષ્ણ ! આપ કહો છો એમ જ હું કરૂં અને ધર્મપુત્ર (યુધિષ્ઠિર) નિર્લોભી છે, પરંતુ હવે યુદ્ધની વખતે હું દુર્યોધનને તજું એ કર્મ શું મારાથી બને ? અર્થાત ન જ બને.

खुल्यो मिल्यो क्षत्रीन कौं, दुलभ स्वर्ग को द्वार ।
फिर हरि संधि कपाट दै, मत रोकहु यह वार ॥ ४२ ॥

વળી ક્ષત્રિયોને દુર્લભ એવું જે સ્વર્ગનું દ્વાર તે ખુલ્લી

1 "હું યુધિષ્ઠિરનો મોટો ભાઈ છું," એ અહીં શ્રીકૃષ્ણે કહેવાથી કર્ણને જાણ થઈ.

રીતે મળ્યું છે, તેને હે કૃષ્ણ! તમે હવે ફરીથી સુલેહરૂપી કમાડ દઈને ન રોકશો. (આમાં રૂપકાલંકાર છે)

> कहि इतनी पीछो फिर्यो, करत सदन नित नेम ।
> पृथा आइ ताहि समय, दिय आशिष जुत क्षेम ॥ ४३ ॥

એટલું કહી કર્ણ રસ્તામાંથી પાછો વળ્યો, અને પોતાને ઘેર આવી નિત્ય નિયમ કરવા માંડ્યો, તે વખતે કુંતાએ ત્યાં આવીને કુશળતાયુક્ત કર્ણને આશીર્વાદ આપ્યો.

## कुन्ती कथन

> कुंता[1] जाच्यो कर्न कौं, तूं मम पुत्र प्रधान ।
> पांच अनुज जुत करहु सुत, राज नागपुर थान ॥ ४४ ॥

---

૧. કુંતાને જોઈને, કર્ણ બેઉ હાથ જોડીને બોલ્યો, "હું અધિરથનો પુત્ર કર્ણ છું, અને મારી માતાનું નામ રાધા છે." હું તમને પ્રણામ કરૂં છું. તમે શા માટે અહીં આવ્યાં છો? બોલો! હું તમારૂં શું પ્રિય કરૂં?

કુંતી બોલ્યાં, તું રાધાનો પુત્ર નથી, પણ કુંતાનો પુત્ર છે. તારો પિતા અધિરથ નથી તેમ હે કર્ણ! તું સૂતના કુળમાં ઉત્પન્ન થયો નથી. એમ કહીને કુંતીએ કર્ણને તેના જન્મ વિષેની ગુપ્ત હકીકત સર્વ કહી સંભળાવી જેની ખાતરી માટે સૂર્યમંડળમાંથી અદૃશ્ય વાણી થઈ તે કર્ણે સાંભળી.

પછી કુંતીએ કહ્યું કે હે પુત્ર! તું પાંડવોના હિતમાં રહે, તેઓથી પ્રીતિ જોડ અને દુર્યોધનનો ત્યાગ કર, તે સાંભળી કર્ણે કહ્યું કે, હે ક્ષત્રિયાણી! તમે મને જે કહ્યું તેના ઉપર હું વિશ્વાસ રાખતો નથી, કારણ કે મારે તમારી આજ્ઞા ઉઠાવવી તે કામ તથા ધર્મનો નાશ કરવા જેવું છે.

તમે મારૂં ભૂંડું કર્યું છે, અર્થાત્ તમારા કર્મથી મારી ક્ષત્રિય જાતિનો નાશ થયો છે. અને તેથી મને મોટું નુકશાન થયું છે. હે માતા! તમે જનની થઈ મને ફેંકી દીધો છે તેથી સત્પુરૂષોએ મારી કીર્તિ ગાઈ નથી.

કર્ણને ક્રોધિત થયેલો જોઈને કુંતાને ખાતરી થઇ કે, કર્ણ કોઇ પણ રીતે પાંડવોના પક્ષમાં રહેશે જ નહિ, એમ જાણી પાંડવોને ન મારવાનું તેણે કર્ણ પાસે વરદાન માગ્યું.

કર્ણે વિચાર કર્યો કે મારા ગર્ભની તેણે હત્યા ન કરતાં માતાની પેઠે

"તું મારો મોટો પુત્ર છે," એમ કહી કુંતાએ કર્ણપ્રત્યે માગણી કરી કે હે પુત્ર! તારા પાંચ નાના ભાઈઓ સહિત તું હસ્તિનાપુરનું રાજ્ય કર.

करण कथन

मात करन इक छत्र बिन, कियो आज लौं राज ।
कीन्हे जज्ञादीक पुनि, ब्याह महोत्सव साज ॥ ४५ ॥

કર્ણે કહ્યું હે માતા! એક છત્ર (ચક્રવર્તી) વિના મેં આજ સુધી રાજ્ય કર્યું છે, અને યજ્ઞ વિગેરે લગ્ન મહોત્સવ પણ સારી રીતે કર્યા છે.

नृपति सुयोधन प्रीति तैं, ताहि तजौं क्यौं आज ।
माता गांधारी पिता, धृतराष्ट्र महाराज ॥ ४६ ॥

એ બધું મેં રાજા દુર્યોધનની પ્રીતિ વડે કર્યું છે તેનો આજ હું કેમ ત્યાગ કરૂં? મારે તો ગાંધારી માતા છે અને મહારાજા ધતરાષ્ટ્ર પિતા છે.

कुन्ती कथन

तजै सुयोधन कौं न तो, पांच पुत्र दे मोहि ।
हते न तूं तव वश परै, तिन्ह हित जाचत तोहि ॥ ४७ ॥

કુંતાએ કહ્યું કે હે કર્ણ! જો તું દુર્યોધનને ન તજે તો પાંચ પુત્રો માટે મને વરદાન આપ કે તેઓ તારા કબજામાં આવી પડે તો તું તેઓને મારે નહિ, તેમના માટે હું યાચના કરૂં છું.

करण कथन

हतौं विजय कौं वश परै, तव सुत बनिहौं वहोर ।
हते किरीटी करन कौं, तउ रहै पांचहु और ॥ ४८ ॥

મને ગર્ભમાં સાચવ્યો છે તેથી મારે પણ પુત્રની પેઠે તેનું વચન પાળવું જોઈશે તેથી તેણે કુંતાને કહ્યું કે, ભલે અર્જુન સિવાય ચાર ભાઈઓને હું મારીશ નહિ. (ઉદ્યોગ પર્વ, અધ્યાય ૧૪૫-૧૪૬)

કર્ણે કહ્યું હે માતા! અર્જુન મારા કબજામાં આવી પડશે અને એને હું મારીશ તો પછી હું તમારો પુત્ર થઈશ, એટલે તમારે તો પાંચે પુત્રો છે એમ જાણવું, અને અર્જુન મને મારશે, તો પણ તમારે પાંચે પુત્રો કાયમ જ રહેશે.

## श्रीकृष्ण का पांडवों के समीप आना

हथनापुर तैं आयके, कृष्ण कहत जुत रोष ।
तीन वसीठी हो चुकी, अब तुमकों नहिं दोष ॥ ४९ ॥

શ્રીકૃષ્ણે હસ્તિનાપુરથી આવીને ક્રોધયુક્ત કહ્યું કે હે પાંડવો! ત્રણ વખત વિષ્ટિ થઈ ચૂકી, હવે તમને જરા પણ દોષ નથી.

अंधपुत्र मतिअंध नृप, दै नहिं पैंड प्रमान ।
जुरहिं भीम अर्जुन जबहि, दैहि भूमि अरु प्रान ॥ ५० ॥

એ આંધળાનો પુત્ર અને બુદ્ધિનો આંધળો દુર્યોધન એક ડગલું ભરવા જેટલી જમીન પણ આપશે નહિ, અને જ્યારે ભીમસેન તથા અર્જુન યુદ્ધમાં જોડાશે ત્યારે પ્રાણ અને જમીન બેઉ સાથે આપશે.

## भीमोवाच

### कवित्त

कृष्ण को कहाव दुष्ट मान्यो ना सुयोधन ने,
क्षत्रिकुल नाश काज ग्रह के अदिन कौं ।
किरीटी को जेठी ऐसे बोलि उठ्यो ठोकि भुजा,
करिहौं गदा तैं सीघ्र अरि के कदन कौं ।
बड़े बड़े भूपन के हीय हहराय देहौं,
माला पहराय देहौं पंच ही वदन कौं ।
महा स्यंह आसन पै अग्रज बिठाय देहौं,
कौरव पठाय हौं जम के सदन कौं ॥ ५१ ॥

ક્ષત્રિય કુળનો નાશ થવા રૂપ ગ્રહના અદા'ડા માટે,

શ્રીકૃષ્ણનું કહેવું દુષ્ટ દુર્યોધને માન્યું નહિ, એમ જાણીને અર્જુનનો મોટો ભાઈ ભીમસેન પોતાની ભુજાઓ ઠોકીને એમ બોલી ઊઠયો કે હું મારી ગદાથી જલ્દી શત્રુઓનો નાશ કરીશ, મોટા મોટા રાજાઓનાં હૃદય હચમચાવી નાંખીશ અને મહાદેવને મુંડમાળા પહેરાવી દઈશ. મોટા રાજસિંહાસન પર ધર્મરાજાને બેસાડી દઈશ, અને કૌરવોને જમરાજાને ઘેર પહોંચાડી દઈશ.

## पांडवों के पास दूत का भेजना

### दोहा

इतनै चौथे दूत करि, मातुल पुत्र सिखाय ।
पठय सुयोधन धर्म प्रति, कहि कटु घूक सुनाय ॥ ५२ ॥
तूं तपसी मांजार गति, कुल–कुठार मति नीच ।
अन्तर्कपटी धर्मसुत, बन्यो साधु जग बीच ॥ ५३ ॥

એટલી વારમાં તો દુર્યોધને ચોથો દૂત મોકલવો નક્કી કરીને શકુનિના પુત્ર (ઉલૂક)ને શિખવાડીને યુધિષ્ઠિર પ્રત્યે મોકલ્યો, તે ઉલૂક[1] ત્યાં આવીને કડવાં વચન કહી સંભળાવે છે કે હે ધર્મપુત્ર! દુર્યોધને કહ્યું છે કે તું બિલાડાની ચાલ જેવો નીચ બુદ્ધિવાળો તથા કુળના કુહાડારૂપ મનના કપટવાળો જગતમાં સાધુ રૂપ તપસ્વી બન્યો છે.

जो नाच्यो बैराट विच, वेणी शीष गुहाय ।
सो अर्जुन कर्नादि कौं, बोलत भीत बताय ॥ ५४ ॥

---

(૧) દુર્યોધનના સંદેશો લઈને ઉલૂક પાંડવોની છાવણીમાં દાખલ થયો. પાંડવોને મળીને તે યુધિષ્ઠિરને કહેવા લાગ્યો કે, તમે દૂતોનાં વાક્યો જાણનારા છો. માટે હું તમને દુર્યોધનનો સંદેશો કહું તે સાંભળીને તમારે ક્રોધ કરવો ઘટિત નથી.

યુધિષ્ઠિર બોલ્યા, ઓ ઉલૂક! તને ભય નથી, તું નિર્ભય થઈને લોભી અને ટૂંકી દૃષ્ટિવાળા દુર્યોધનનો જે વિચાર હોય તે મને કહે. એ રીતે યુધિષ્ઠિરનું અભય વચન સાંભળી તે દુર્યોધનનો કડવો સંદેશો કહેવા માંડ્યો. ( ઉદ્યોગ પર્વ, અધ્યાય ૧૬૧ )

दुर्योधन के शिर सदधि, बँधी भूमि इह बेर ।
डर दिखाय कोउ खोसि लै, ऐसो कहा अँधेर ॥ ५५ ॥

વળી જે અર્જુન માથે વેણી ગુંથાવીને વિરાટનગરમાં નાચ્યો છે તે કર્ણ વિગેરેને દહેશત બતાવીને બોલે છે. પરંતુ આ વખતે દુર્યોધનના મસ્તકે પૃથ્વી સમુદ્ર સહિત બાંધેલી છે, તે બીક બતાવીને કોઈ પડાવી લે એવું શું અંધારૂં છે?

प्रत्युत्तर

सवैया

नित प्यास दुसासन श्रोणित की चित भीम को यों अकुलावत है ।
छिन जाम लौं बीतत जाम जे द्यौप लौं द्यौष ते मास लौं जावत है ।
फिर मातुलपूत उलूक कौं मेलिकै क्यों कटु वाद सुनावत है ।
नृप तेरि अनीति को नाक लौं नीर बढ्यो अब स्वास न आवत है ॥५६॥

યુધિષ્ઠિર દૂતને કહે છે, હે દૂત! તું દુર્યોધનને કહેજે કે દુઃશાસનના લોહીની તરસ હમેશાં ભીમસેનના ચિત્તને અકળાવે છે, તે એવી રીતે કે એક ક્ષણ વાર પહોર જેટલી, પહોર દિવસ જેટલો અને દિવસ મહિના જેટલો મહા મુશીબતે વીતી જાય છે, તે પર વળી તું મામાના છોકરા ઉલૂકને અહીં મોકલીને કડવાં વચન કેમ સંભળાવે છે? હે રાજા! તારી અનીતિનો પાણીનું પૂર હવે નાક સુધી વધ્યું છે જેથી શ્વાસ પણ આવતો (લેવાતો) નથી.

दोहा

पुत्रहीन ह्वैहैं पिता, मात अंध मम शोक ।
मरतो मारे अवध कौं, आवहि शीष अलोक ॥ ५७ ॥

મને શોક થાય છે કે મારાં આંધળાં માવતર પુત્ર વિનાનાં થશે, પોતે મરતો જાય છે અને ન મારવા યોગ્ય તે (સ્નેહી સંબંધી)ઓને પણ મારતો જાય છે, એ અપયશ મારે માથે આવશે.

## अर्जुनोवाच

नच्चि छोरे बैराट मैं, करनादिक के प्रान ।
गांजिव जुत नचि रीझ मैं, अब हरि लैहौं निदान ॥ ५८ ॥

અર્જુન કહે છે કે દૂત! તું દુર્યોધનને કહેજે કે વિરાટ-નગરમાં નાચીને તમો કર્ણ વિગેરેને છોડી મૂકયા હતા, હવે ગાંડીવ ધનુષ્યયુક્ત નાચીને તેની રીઝમાં નક્કી તમારા પ્રાણ હરી લઈશ.

## कवि कथन

इतै सात ग्यारह उतै, मिलि अक्षोहणि आन ।
कुरुक्षेत्र डेरा किया, लखि निर्दूषण थान ॥ ५९ ॥

અહીં પાંડવોની સાત અક્ષૌહિણી[1] અને ત્યાં કૌરવોની અગિયાર અક્ષૌહિણી સેના આવી મળી, અને કુરુક્ષેત્રમાં નિર્દોષ સ્થળ જોઈને મુકામ કર્યો.

(૧) (સામાન્ય અથવા વિશેષમાન્ય 'અક્ષૌહિણી' નામ સંખ્યા ( અમરકોશ, ક્ષત્રિય વર્ગ, શ્લો૦ ૮૦)

| નામ | રથ | હાથી | ઘોડા | પાયદળ | જોડ |
|---|---|---|---|---|---|
| પત્તિ | ૧ | ૧ | ૩ | ૫ | ૧૦ |
| સેનામુખ | ૩ | ૩ | ૯ | ૧૫ | ૩૦ |
| ગુલ્મ | ૯ | ૯ | ૨૭ | ૪૫ | ૯૦ |
| ગણ | ૨૭ | ૨૭ | ૮૧ | ૧૩૫ | ૨૭૦ |
| વાહિની | ૮૧ | ૮૧ | ૨૪૩ | ૪૦૫ | ૮૧૦ |
| પૃતના | ૨૪૩ | ૨૪૩ | ૭૨૯ | ૧૨૧૫ | ૨૪૩૦ |
| ચમૂ | ૭૨૯ | ૭૨૯ | ૨૧૮૭ | ૩૬૪૫ | ૭૨૯૦ |
| અનીકિની | ૨૧૮૭ | ૨૧૮૭ | ૬૫૬૧ | ૧૦૯૩૫ | ૨૧૮૭૦ |
| અક્ષૌહિણી | ૨૧૮૭૦ | ૨૧૮૭૦ | ૬૫૬૧૦ | ૧૦૯૩૫૦ | ૨૧૮૭૦૦ |

## रथी

रथी रथी तैं युद्ध करि, राखै परिकर सोय ।
घृद्ध जोइ वल पुरन तैं, ताहीको जय होय ॥ ६० ॥

રથી સામે યુદ્ધ કરીને જે રથી પોતાના પરિવાર (પાદ રક્ષકો)ને બચાવી લે, તેમાં જે બળની પૂર્ણતામાં વધે તેનો જય થાય તેને રથી જાણવો.

## महारथी

एक लरै दश सहस तैं, राखि लेत रथ साज ।
सारथि हय उपसारथी, चक्र रक्ष निज काज ॥ ६१ ॥

એકલો દશ હજારથી લડે, અને પોતાનો રથ, સારથિ, ઘોડા, ઉપસારથિ, રથનાં પૈડાં તથા પોતાનું રક્ષણ કરનાર વિગેરે સાજને બચાવી લે તેને મહારથી ગણવો.

## अतिरथी

राखि लेत निज रथहिं कौं, करि अगणित तैं युद्ध ।
कहत ताहिकौं अतिरथी, जे हैं वुद्धि विशुद्ध ॥ ६२ ॥

અસંખ્ય યોદ્ધાઓ સાથે યુદ્ધ કરીને પોતાનો રથ વિગેરે સર્વ સાજ બચાવી લે તેને વિશુદ્ધ બુદ્ધિવાળા વિદ્વાનો અતિરથી કહે છે.

## पांडवों के वीरों की गणना
### सोरठा (डिंगळ भाषा)

लाखांइ लशकर लार, धर्मपुत्र जिसड़ो धणी ।
भारतवाळो भार, भीमा अर्जुन रै भुजां ॥ ६३ ॥

જેની પછવાડે લાખો સંખ્યાનું લશ્કર છે, અને ધર્મરાજા જેવો ધણી છે, પણ ભારતનો ભાર, ભીમસેન તથા અર્જુનની ભુજાઓ પર છે.

है महारथी हजार, जुजुधान शिखंडी जिसा ।
भारतवाळो भार, भीमा अर्जुन रै भुजां ॥ ६४ ॥

યુયુધાન (સાત્યકિ) અને શિખંડી જેવા હજારો મહારથી છે, પણ ભારતનો ભાર, ભીમસેન અને અર્જુનની ભુજાઓ પર છે.

धृष्टद्युम्न धनुधार, श्रुतिकीर्ति श्रुतिवरम सा ।
भारतवाळो भार, भीमा अर्जुन रै भुजां ॥ ६५ ॥

ધનુષ્ય ધારણ કરનાર ધૃષ્ટદ્યુમ્ન, શ્રુતિવર્મા જેવા યોદ્ધાઓ છે, પણ ભારતનો ભાર ભીમસેન તથા અર્જુનની ભુજાઓ પર છે.

उत्तर कुँवर उदार, द्रोपद नकुल विराट द्रढ ।
भारतवाळो भार, भीमा अरजुन रै भुजां ॥ ६६ ॥

ઉદાર એવો ઉત્તરકુમાર, દ્રુપદરાજા, નકુળ અને વિરાટરાજા જેવા અડગ યોદ્ધા છે, પણ ભારતનો ભાર, ભીમસેન તથા અર્જુનની ભુજાઓ પર છે.

परगह असुर अपार, कँवरां मुगट घटोतकच ।
भारतवाळो भार, भीमा अरजुन रै भुजां ॥ ६७ ॥

કુંવરોમાં શિરોમણિ ઘટોત્કચ છે કે જેની પાસે અસુરોની અપાર સેના છે તો પણ ભારતનો ભાર, ભીમસેન તથા અર્જુનની ભુજાઓ પર છે.

अभिमन तेज अपार, सुभद्रानंदन विजयसुत ।
भारतवाळो भार, भीमा अरजुन रै भुजा ॥ ६८ ॥

સુભદ્રા અને અર્જુનનો પુત્ર અભિમન્યુ અપાર પરાક્રમી છે, તો પણ ભારતનો ભાર, ભીમસેન અને અર્જુનની ભુજાઓ પર છે.

श्रुतीसोम हुँशियार, प्रतिविंध सहदेव सु प्रगट ।
भारतवाळो भार, भीमा अरजुन रै भुजा ॥ ६९ ॥

હોશિયાર શ્રુતિસોમ, સહદેવ અને સુપ્રસિદ્ધ પ્રતિવિંધ છે, તો પણ ભારતનો ભાર, ભીમસેન અને અર્જુનની ભુજાઓ કરે છે.

सतानीक ग्रहसार, धृष्टकेतु चिकितान धृत ।
भारतवाळो भार, भीमा अरजुन रै भुजां ॥ ७० ॥

વજ્રઅધારી વિરાટરાજાનો ભાઈ શતાનીક, શિશુપાળનો

પુત્ર ધૃષ્ટકેતુ અને ચેકિતાન એ રણધીર યોદ્ધાઓ છે, તો પણ ભારતનો ભાર, ભીમસેન અને અર્જુનની ભુજાઓ પર છે.

जुद्ध सहदेव जुझार, जरासंधसुत जोमरद ।
भारतवाळो भार, भीमा अरजुन रै भुजां ॥ ७१ ॥

જરાસંધનો પુત્ર સહદેવ કે જે રણમાં મરણિયો થાય એવો મહા મર્દ લડવૈયો છે, તો પણ ભારતનો ભાર, ભીમસેન અને અર્જુનની ભુજાઓ પર છે.

केकय नृपति कुमार, कुंतीभोज पुरुजित कहर ।
भारतवाळो भार, भीमा अर्जुन रै भुजा ॥ ७२ ॥

કેકયરાજાના કુમારો, પુરૂજીત એવો કુંતીભોજ યુદ્ધમાં સામેલ છે, તો પણ ભારતનો ભાર, ભીમસેન અને અર્જુનની ભુજાઓ પર છે.

## कौरवों के वीरों की गणना

सल्य भूरिश्रव सार, दुरजोधन सल सोमदत ।
भारतवाळो भार, करण द्रोण भीपम करां ॥ ७३ ॥

શલ્ય, ભૂરિશ્રવા, દુર્યોધન, શલ અને સોમદત્ત, એ સારામાં સારા યોદ્ધાઓ છે, તો પણ ભારતનો ભાર, કર્ણ, દ્રોણ, અને ભીષ્મની ભુજાઓ પર છે.

कृपाचार्य युधकार, जैद्रथ भट द्रोणी जिसा ।
भारतवाळो भार, करण द्रोण भीषम करां ॥ ७४ ॥

કૃપાચાર્ય, જયદ્રથ, અશ્વત્થામા જેવા યુદ્ધ કરનારા યોદ્ધાઓ છે, તો પણ ભારતનો ભાર, કર્ણ, દ્રોણ અને ભીષ્મની ભુજાઓ પર છે.

नृप वाल्हिक निरधार, कृतवर्मा भगदत विकट ।
भारतवाळो भार, करण द्रोण भीषम करां ॥ ७५ ॥

બાલ્હિકરાજા, કૃતવર્મા, અને ભગદત્ત, એ નિશ્ચય ભયંકર

યોદ્ધાઓ છે, તો પણ ભારતનો ભાર, કર્ણ, દ્રોણ અને ભીષ્મની ભુજાઓ પર છે.

अलमासुर आधार, दुःसासन विकरण दुसह ।
भारतवाळो भार, करण द्रोण भीषम करां ॥ ७६ ॥

અલમાસુર, દુઃશાસન, અને વિકરણ, એ અસહ્ય યોદ્ધાઓ આધાર રૂપ છે, તો પણ ભારતનો ભાર, કર્ણ દ્રોણ અને ભીષ્મની ભુજાઓ પર છે.

अलायुधी इक तार, व्रषकेतू कांबोज विंँद ।
भारतवाळो भार, करण द्रोण भीषम करां ॥ ७७ ॥

અલાયુધ, વૃષકેતુ, કાંબોજરાજા, વિંદ, એ બધા એક જ ધ્યાન વડે લડનારા યોદ્ધાઓ છે, તો પણ ભારતનો ભાર, કર્ણ, દ્રોણ, અને ભીષ્મની ભુજાઓ પર તે.

कृत दुर्मुख जयकार, चित्रसेन अनुविंद विचित्र ।
भारतवाळो भार, करण द्रोण भीषम करां ॥ ७८ ॥

દુર્મુખ, ચિત્રસેન અને અનુવિંદ, એ જયકાર કરનારા વિચિત્ર યોદ્ધાઓ છે, તો પણ ભારતનો ભાર, કર્ણ, દ્રોણ અને ભીષ્મની ભુજાઓ પર છે.

सुदक्षण ग्रहिया सार, चित्रकेत जसड़ा अचळ ।
भारतवाळो भार, करण द्रोण भीषम करां ॥ ७९ ॥

વજાસ્ત્ર (તરવાર) ધરનાર (કાંબોજરાજાનો પુત્ર) સુદક્ષણ અને ચિત્રકેતુ જેવા અચળ યોદ્ધાઓ છે, તો પણ ભારતનો ભાર, કર્ણ, દ્રોણ, અને ભીષ્મની ભુજાઓ પર છે.

सकुनी जुध साधार, सूशर्मा सरखा सुभट ।
भारतवाळो भार, करण द्रोण भीषम करां ॥ ८० ॥

યુદ્ધના આધાર રૂપ શકુનિ અને સુશર્મા જેવા યોદ્ધાઓ છે, તો પણ ભારતનો ભાર, કર્ણ, દ્રોણ અને ભીષ્મની ભુજાઓ પર છે.

दुर्धर चित्त उदार, कुळ भूषण लछमण कँवर ।
भारतवाळो भार, करण द्रोण भीषम करां ॥ ८१.॥

પ્રબળ, ઉદાર ચિત્તવાળો અને વંશના ઘરેણા રૂપ લક્ષ્મણ કુમાર લડવૈયો છે છતાં ભારતનો ભાર, કર્ણ, દ્રોણ અને ભીષ્મની ભુજાઓ પર છે.

जे वांकाह जुझार, सलसुत दुःसासन सुवन ।
भारतवाळो भार, करण द्रोण भीषम करां ॥ ८२ ॥

શલ્યપુત્ર અને દુઃશાસનનો પુત્ર એ રણબંકા મરણિયા યોદ્ધાઓ છે, તો પણ ભારતનો ભાર, કર્ણ, દ્રોણ અને ભીષ્મની ભુજાઓ પર છે.

धख कुरु पांडव धार, आझा साझा ऊलझिया ।
भिड़ सेना दुइ भार, भीष्म द्रोण अरजुन भुजां ॥ ८३ ॥

ક્રોધ ધારણ કરીને કૌરવો અને પાંડવો પરસ્પર લડવા માંડયા એટલે એઓની લડાયક બેઉ સેનાનો ભાર, ભીષ્મ, દ્રોણ, અને અર્જુનની ભુજાઓ ઉપર આવીને ખડો થયો.

---

## અક્ષૌહિણી સેના લગતનું ટિપ્પણ

મહાભારત, આદિ પર્વ, અધ્યાય ૨, શ્લોક ૧૯ થી ૨૭માં બતાવ્યા પ્રમાણે અક્ષૌહિણી સંખ્યા (જુઓ મયૂખ ૯ છંદ ૫૯ ની નોટ).

## પાંડવ સેનાની છાવણી

મહર્ષિઓના આશ્રમો, તીર્થો, દેવમંદિરો, તથા શ્મશાનોનો ત્યાગ કરીને, પુષ્કળ ઘાસચારો તથા કાષ્ટોથી ભરપૂર મનોહર રસકસવાળા પવિત્ર અને પુણ્ય પ્રદેશ (કર્મભૂમિ) માં મહામતિવાળા રાજા યુધિષ્ઠિરે પોતાનો પડાવ કર્યો હતો. ત્યાં શ્રીકૃષ્ણે સુંદર વહન કરતી પવિત્ર હિરણ્યવતી નદીના પાડોશમાં પોતાના રક્ષણ માટે એક ખાઈ ખોદાવીને રક્ષા માટે આજ્ઞા કરીને એક લશ્કરી થાણું થાપ્યું, શ્રીકૃષ્ણે પાંડવો માટે પણ છાવણીઓ તૈયાર કરાવી હતી, તેમજ બીજા રાજાઓ માટે પણ હજારો છાવણીઓ તૈયાર કરાવી હતી. તે સેંકડો અને હજારો છાવણીઓ અત્યંત કીમતી હોઈ ભક્ષ્ય ભોજ્યાદિ અન્નપાનથી ભરપૂર હતી. પ્રત્યેક છાવણીમાં મોટાં યંત્રો, ધનુષ્યની દોરીઓ,

કવચો, શસ્ત્રો, ભાથાઓ, તોમરો, પરશુઓ, ઋષ્ટિઓ, મદ, ઘી, જળ, ઘાસ, ફોતરાં, અગ્નિ તથા લાખનો ભૂકો વિગેરે પદાર્થોના પર્વતો જેવડા ઢગલાઓ કરી રાખ્યા હતા. અર્થાત સંપૂર્ણ યુદ્ધ સામગ્રી અગાઉથી જ જમાવી દીધી હતી. ( મ૦ ભા૦, ઉદ્યોગ પર્વ, અધ્યાય ૧૫૨ )

## કૌરવ સૈન્યની ગોઠવણી

દુર્યોધને પોતાની અગિયાર અક્ષૌહિણી સેનાને નિયમ પ્રમાણે છૂટી છૂટી વહેંચી દીધી. મનુષ્યો, હાથીઓ, રથો, અને ઘોડાઓમાંથી ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠને જુદા જુદા તારવી કાઢીને તેઓને સેનાના ભાગમાં યથા ક્રમે ગોઠવવા આજ્ઞા કરી. તૂણીર ( રથથી ખેંચી જવાય તેવાં મોટાં ભાથાં ), ઉપાસંગ ( ઘોડા તથા હાથીઓથી ઉપાડી જવાય તેવાં ભાથાં ), નિખંગ ( પાળાઓ ઉપાડી શકે તેવાં ભાથાં ), શક્તિ (સાંગ), ઋષ્ટિ ( મોટી લાકડી ), સરાસન, તોમર ( ધનુષ દ્વારા ફેંકવાનાં તોમરો ), પાશ ( શત્રુના ગળામાં નાંખવાની ફાંસી ), તોમર ( હાથથી ફેંકવાના શલ્ય યુક્ત દંડ ) વિગેરે અને બીજા અનેક પ્રકારનાં ( બાણો જેવાં કે અસ્તરા જેવાં 'ક્ષુરો,' ઘોડાંની ખરી જેવા માથાવાળાં 'ક્ષુરપ્રો', પહોળા અગ્ર ભાગવાળાં 'ભલ્લ', અગ્ર ભાગ શૃંગાકૃતિવાળાં અંજલિક ) આયુધો સહિત એક એક રથની પાછળ દશ દશ હાથીઓ, એક હાથીની પાછળ દશ દશ ઘોડાઓ અને એક એક ઘોડાની પાછળ દશ દશ પાળાઓ અને પાદરક્ષકો તરીકે ચારે તરફ યોજવામાં આવ્યા હતા, અર્થાત દશ હાથીઓ, સો ઘોડાઓ, અને એક હજાર પાળાઓ, એક રથનો પરિવાર ગણાતો હતો.

સેનામાં પડેલા ભંગાણને સાંધવા માટે એક રથની પાછળ પચાસ હાથીઓ, એક હાથીની પાછળ સો ઘોડાઓ, અને એક ઘોડાની પાછળ સાત પુરૂષોની યોજના કરવામાં આવી હતી. અર્થાત પચાસ હાથીઓ, પાંચ હજાર ઘોડાઓ, અને પાંત્રીશ હજાર પાળાઓ એક રથનો પરિવાર ગણાતો હતો.

## અક્ષૌહિણી નામ તથા સંખ્યા

પાંચ સો રથો અને પાંચ સો હાથીઓની એક સેના થાય છે. દશ સેનાની એક પૃતના થાય છે, અને દશ પૃતનાની એક વાહિની થાય છે. સેના, વાહિની, પૃતના, ધ્વજની, ચમૂ તથા વરૂથિની એ અક્ષૌહિણીનાં જ નામ છે.

અઢી સો મનુષ્યોની એક પત્તિ કહેવાય છે. ત્રણ પત્તિનું એક સેનામુખ

અથવા ગુલ્મ કહેવાય છે. અને ત્રણ ગુલ્મનો એક ગણ કહેવાય છે. દુર્યોધનની સેનામાં એવા લાખો યુદ્ધ કરનારા યુદ્ધની ઈચ્છાથી આવ્યા હતા.

## દુર્યોધનના સેનાપતિઓ

૧ કૃપાચાર્ય ૨ દ્રોણાચાર્ય ૩ શલ્ય ૪ જયદ્રથ ૫ સુદક્ષિણે ૬ કૃતવર્મા ૭ અશ્વત્થામા ૮ કર્ણ ૯ ભૂરિશ્રવા ૧૦ શકુનિ અને ૧૧ બાહ્લિક રાજા, તે સૈનિકોના અગ્રેસર સેનાનાયક ભીષ્મ પિતામહ હતા (ઉદ્યોગ પર્વ, અધ્યાય ૧૫૫).

## પાંડવી સેનાના સેનાપતિ

૧ દ્રુપદરાજા ૨ વિરાટરાજા ૩ ધૃષ્ટદ્યુમ્ન ૪ શિખંડી, ૫ સાત્યકિ ૬ ચેકિતાન અને ૭ ભીમસેન (ઉદ્યોગ પર્વ, અધ્યાય ૧૫૧).

## પાંડવી સેનામાં સેનાનાયકોની યોજના

દ્રોણની સામે ધૃષ્ટદ્યુમ્ન, કર્ણની સામે અર્જુન, દુર્યોધનની સામે ભીમસેન, શલ્યની સામે ધૃષ્ટકેતુ, કૃપની સામે ઉત્તમૌજા, અશ્વત્થામાની સામે નકુળ, કૃતવર્માની સામે શૈબ્ય, જયદ્રથની સામે યુયુધાન, ભીષ્મની સામે શિખંડી, શકુનિ સામે સહદેવ, શલયની સામે ચેકિતાન, ત્રિગર્તોની સામે દ્રૌપદીના પાંચ પુત્રો, અને વૃષસેન તથા બીજા સર્વ રાજાઓની સામે અભિમન્યુની યોજના કરવામાં આવી હતી (ઉદ્યોગ પર્વ, અધ્યાય ૧૬૪).

## મહારથી, અતિરથી, રથી અને અર્દ્ધરથીનાં લક્ષણ

જે એકલો દશ હજાર ધનુર્ધરોની સાથે લડે અને શસ્ત્રવિદ્યામાં કુશળ હોય તેને મહારથી જાણવો. જે ઘણા યોદ્ધાઓની સાથે લડે તેને અતિરથી જાણવો, જે એક સાથે લડે તેને રથી જાણવો અને તેનાથી જે ન્યૂન હોય તેને અર્ધરથી જાણવો (ભીષ્મ પર્વ, અધ્યાય ૨૪ ની નોટ).

## સવડ પ્રમાણે સૈન્ય ગોઠવણી વિષે

પત્તિથી માંડીને અક્ષૌહિણી સુધીની સંખ્યા કક્ષા, વિભાગ અને ગણતરી માટે આપવામાં આવી છે. યુદ્ધ વખતે એવા વિભાગો રહેતા નથી, સૈન્યના વિભાગની ગોઠવણી જુદા જુદા ઢંગની છે. સૈન્યના પ્રમાણના દોર પર સૈન્યની ગોઠવણી થાય છે. કુરૂક્ષેત્રના યુદ્ધની વ્યૂહ રચનામાં જે ઢંગથી જે પ્રકારે જેટલી સેના જ્યાં જ્યાં જોડવી ઉચિત જણાતી હતી ત્યાં ત્યાં તે ઢંગથી તે પ્રકારે તેટલી સેના જોડવામાં આવતી હતી. તે પ્રમાણે સેનાપતિઓ કદી આગળ અને કદી મધ્યમાં થતા હતા. અને એઓના ડાબા જમણા બે

વિભાગોમાં સેનાના બે વિભાગ, અન્ય બે પ્રધાન સેનાપતિઓ અથવા મહારથીઓના આધિપત્યમાં થતા હતા, અને પાછળના વિભાગમાં રાજા અને અન્ય મહારથીઓ સેનાધિપતિની રક્ષા માટે રથોનાં પૈડાં પાસે બે અથવા ચાર મહારથી અથવા રથી અને એજ પ્રમાણે પાછળ એક બે અથવા ચાર મહારથી થતા હતા. ઘોડેસવાર અને પાળા પણ બેઉ બાજુ આગળ પાછળ રહેતા હતા. પ્રધાન મહારથીઓ એ પ્રમાણે રથો ઉપર રહીને યુદ્ધ કરતા હતા; જે કોઇ પોતે પ્રવીણ હોઈ મહારથી થતો હતો તેની બરાબરની બેઠક રથમાં સારથિ પણ રહેતો હતો, બે પૈડાંવાળા રથને ચાર ઘોડા જોડવામાં આવતા હતા. એક જોડ આગળ અને એક જોડ એની પાછળ, એવી રીતે ચોકડી કરવામાં આવતી હતી. એક એક જોડી પર એક એક સવાર પણ રહેતો હતો પરંતુ તે કાયમ તેના પર બેસતો નહોતો. પાળાઓ પણ બખ્તર પહેરતા હતા, અને તરવાર, ઢાલ, ફરસા અથવા ભાલા રાખતા હતા. ઘોડે-સવારોની પણ એજ સ્થિતિ હતી. હાથીઓ ઉપર પણ બખ્તર રહેતાં હતાં. અને એના પર ૭ ૭ યોદ્ધાઓ બેસતા હતા. (પાં૦ ચં૦ (દિલ્લી સંસ્કરણ), મયૂખ ૯ ના અંતિમ ટિપ્પણ વિભાગનો અનુવાદ)

## કૌરવી સેનાની જુદી જુદી છાવણીઓ

દુર્યોધને પોતાની છાવણીને બીજા હસ્તિનાપુર રૂપે શણગારીને તૈયાર કરાવી હતી, નાગરિક જનો (વેપારીઓ અને કારીગરો વિગેરે) તે છાવણીમાં અને નગરમાં કોઈ પણ જાતનો ભેદભાવ જાણી શકતા નહોતા. તેમજ બીજા રાજાઓ માટે પણ સેંકડો અને હજારો દુર્ગમ છાવણીઓ બનાવરાવી હતી. તે રણભૂમિ પર પાંચ જોજન જેટલા ગોળાકાર પ્રદેશમાં સેંકડો સેનાના પડાવો નાંખવામાં આવ્યા હતા. નાના પ્રકારના પદાર્થોથી ભરપૂર હજારો છાવણીઓમાં દાખલ થયેલા રાજાઓને તથા તેઓના તમામ રસાલાને રાજા દુર્યોધન ઉત્તમોત્તમ ભક્ષ્યભોજ્ય (ખોરાક) આપવાની વ્યવસ્થા કરતો હતો. તે ઉપરાંત કળા કૌશલ્ય પર આજીવિકા કરનારા, સૂત, માગધ, સ્તુતિપાઠકો, વૈશ્યો, વેશ્યાઓ, દૂતો અને પ્રેક્ષક જનો ત્યાં આવ્યા હતા તે તે સર્વની પણ દુર્યોધને ન્યાય પૂર્વક સંભાળ લીધી હતી. અર્થાત તેઓને પણ ઉતારાની તથા ભોજનની વ્યવસ્થા કરાવી આપી હતી; તે પહેલાં યુદ્ધના મુકરર દિવસે પ્રભાતમાં રાજા દુર્યોધને સહાયતામાં આવેલા રાજાઓને પાંડવો પર ચડાઈ કરવાની આજ્ઞા કરી હતી (ઉદ્યોગ પર્વ, અધ્યાય ૧૯૫).

## પાંડવ સેનાની ચડાઈ

બીજી તરફ કુંતાપુત્ર યુધિષ્ઠિર રાજાએ પણ પોતાની મદદે આવેલા શૂરવીર રાજાઓને રણભૂમિ પર જવાની આજ્ઞા કરી હતી, યુદ્ધમાં આવેલા રાજાઓને તથા તેઓના રાજરસાલાને ઊંચામાં ઊંચાં ભક્ષ્યભોજ્ય મળે તેવો બંદોબસ્ત કર્યો હતો. તેમજ શિલ્પ ઉપર આજીવિકારનારા તથા સૂત, માગધ અને બંદીજન વિગેરેનાં ભક્ષ્ય ભોજ્ય માટે પણ સર્વ વ્યવસ્થા કરી હતી. લાખો મહારાથીઓનું સૈન્ય અને તે ઉપરાંત વાસણ કુસણ તથા બીજી યુદ્ધ સામગ્રી ભરેલાં ગાડાંઓ, વ્યાપારીઓનાં ટોળાં, યુદ્ધમાં ઉપયોગી વાહનો, સાધારણ વાહનો, હજારો હાથીઓ, લાખો ઘોડાઓ, બાળકો, સ્ત્રીઓ, ઘરડાંઓ, દુર્બળ અને કૃશ શરીરવાળાં માણસો, ધનના ભંડારો ઉંચકનારાં વાહનો સાથે ધનના ભંડારો, અનાજના કોઠારો, આ સર્વ વસ્તુઓને હાથીની સેના સાથે રાખીને યુધિષ્ઠિર રાજા ધીરે ધીરે કુરૂક્ષેત્ર તરફ કૂચ કરતા હતા. (ઉદ્યોગ પર્વ, અધ્યાય ૧૯૬).

### સૈન્ય લઈને મદદે આવેલા અક્ષૌહિણીના માલિકો

| (પાંડવો તરફના) | (કૌરવો તરફના) |
|---|---|
| સાત્યકિ (યુયુધાન) | ભગદત્ત |
| ચેદી રાજાઓ | ભૂરિશ્રવા |
| ધૃષ્ટકેતુ (ચેદીરાજનો પુત્ર) | શલ્ય |
| જયત્સેન (જરાસંધનો પુત્ર) | કૃતવર્મા (હૃદિકનો પુત્ર) |
| પાંડ્ય રાજા | જયદ્રથ |
| દ્રુપદ રાજા | કાંબોજ રાજા (સુદક્ષિણ) |
| વિરાટ રાજા | નીલરાજા (મહિષ્મતીનો) |
| | વિંદ, અનુવિંદ } અવંતિના રાજા |
| | કેકય કુમારો |

(ઉદ્યોગ પર્વ, અધ્યાય ૧૯)

इति नवम मयूख ।

## दशम मयूख

## भीष्मपर्व

## वैशंपायन उवाच

### दोहा

द्वैपायन रिख नागपुर, सुत समुझावन आय ।
कहत सभा बिच शांतिहित, जो उत्पात लखाय ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા, હે જન્મેજય ! કૌરવો તથા પાંડવો જ્યારે પરસ્પર લડવા તૈયાર થયા ત્યારે વેદવ્યાસ મુનિ હસ્તિનાપુરમાં આવ્યા, અને જે ઉત્પાત જણાતા હતા તે સભામાં આવીને કહેવા માંડ્યા તથા સુલહ શાંતિ માટે ધૃતરાષ્ટ્રને સમજાવવા માંડ્યા.

### व्यास वचन

### कवित्त

द्यौषचारी कूकै निशा निशाचारी कूकै द्यौष,
वनचारी नग्र नग्रचारी बन धावै हैं ।
आम बीच फूलै कंज कंज मैं लगे है केरी,
काल देश वस्तु को विरोध सो लखावै हैं ।
बिना पौन तूटै ध्वजा जलै ना आहूति होम,
गृद्धन के झुंड कुरुक्षेत्र ही पै जावै हैं ।
होत उतपात क्षत्रिवंश के अदन काज,
कुल को कदन पुत्र क्यों न समुझावै हैं ॥ २ ॥

વ્યાસમુનિ કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! જે દિવસે ફરવાવાળાં જાનવરો છે તે રાત્રે કિકિયારી કરે છે, અને રાત્રે ફરવાવાળાં દિવસે કિકિયારી કરે છે, અને વનમાં ફરનારાં ગામમાં તથા ગામમાં ફરનારાં વનમાં દોડે છે, આંબાઓમાં કમળ ફૂલે છે અને કમળોમાં કેરીઓ લાગે છે; એટલે સમય, દેશ, અને

વસ્તુસ્થિતિનું પ્રમાણ વિરૂદ્ધ જેવું માલુમ પડે છે, વળી પવન વિના ધ્વજાઓ તૂટી પડે છે; અને હોમની આહુતિ બળતી નથી, તથા ગીધ પક્ષીઓનાં ટોળાં કુરૂક્ષેત્ર ઉપર જાય છે, ક્ષત્રિય વંશના અદા'ડા (ખોટા દિવસ) માટે એ પ્રમાણે ઉત્પાત થાય છે, માટે વંશનો નાશ કરનાર તારા પુત્રને તું કેમ સમજાવતો નથી.

### धृतराष्ट्र वचन

#### दोहा

भवतव्य ऊपर जतन कछु, मेरो चलै न तात ।
करिये आप उपाय कछु, सुनौं युद्ध की बात ॥ ३ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે કે હે પિતા ! ભવિષ્ય ઉપર મારો કાંઈ પણ પ્રયત્ન ચાલે નહિ, માટે હવે તો એવો ઉપાય કરો કે હું યુદ્ધની વાત સાંભળી શકું.

### व्यास वचन

गुप्त प्रगट जुध की कथा, कहिहै संजय तोहि ।
देवादिक हू पै प्रबल, जो भवतव्य सु होहि ॥ ४ ॥

વ્યાસમુનિ બોલ્યા કે હે ધૃતરાષ્ટ્ર ! દેવતાઓ વિગેરે ઉપર પણ જે ભાવી પ્રબળ છે તે થયા કરે છે, પરંતુ યુદ્ધની જાહેર તથા છાની વાત તને સંજય કહેશે.[1]

### कवि कथन

दश दिन बीते जुद्ध के, संजय नृप ढिग आय ।
पूछी नृप जैसी भई, तैसी कहत सुनाय[2] ॥ ५ ॥

ત્યાર પછી યુદ્ધના દશ દિવસ વીત્યા એટલે સંજય ધૃતરાષ્ટ્ર પાસે આવ્યો, ત્યારે ધૃતરાષ્ટ્રે સંજયને યુદ્ધની વાત

(૧) વ્યાસની કૃપા રૂપ સંજયને દિવ્યચક્ષુ (દિવ્યજ્ઞાન)ની પ્રાપ્તિ થઈ હતી.
(૨) दोहा–धर्मक्षेत्र कुरुक्षेत्र में, मिलै रच्यो रन साज ।
मम अरु पांडु सुतन ने, किय संजय कहा काज ॥ १ ॥
(गीता अनुवाद)

પૂછી, એટલે સંજય જેવી બની તેવી, યુદ્ધની વાત ધતરાષ્ટ્રને કહી સંભળાવે છે.

संजय उवाच

छत्रिन को गुरु छत्रधर, छत्रि धर्म नर रूप ।
सांतनु गंगा तैं प्रभव, गिर्यो पिता तव भूप ॥ ६ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! ક્ષત્રિયોના મોટા છત્રધારી તથા ધર્મના છત્ર રૂપ નરભૂષણ શાંતનુ તથા ગંગાથી ઉત્પન્ન થયેલા તમારા પિતા જે ભીષ્મ તે આજે રણસંગ્રામમાં પડયા.

धतराष्ट्र

सुनि पितुवध मूर्छित भयो, ह्वै सचेत क्रिय प्रश्ण ।
कैसे छल करि मम पिता, कहहु गिरायो कृष्ण ॥ ७ ॥

પિતાનો વધ થયો સાંભળી ધતરાષ્ટ્ર મૂર્છિત થયા, પછી સચેત થઈને તેમણે પ્રશ્ન કર્યો કે હે સંજય ! કૃષ્ણે કપટ કરીને મારા પિતાને રણમાં કેવી રીતે પાડયો ?

संजय उवाच

कार्तिक शुक्ल त्रयोदशी, जुध आरंभ सहेत ।
मच्छव्यूह भीपम रची, अर्धचंद्र कपिकेत ॥ ८ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! કાર્તિક સુદિ તેરસને દિવસે પ્રીતિ સહિત યુદ્ધનો આરંભ થયો, તેમાં ભીષ્મે મચ્છ વ્યૂહ (માછલાની આકૃતિમાં લશ્કર સમૂહ) ની ગોઠવણ કરી અને અર્જુને અર્ધ ચંદ્ર (અર્ધા ચંદ્રની આકૃતિમાં લશ્કર સમૂહ) ની ગોઠવણ કરી.

पश्चिम पांडव पूर्व कुरु, जुरी सैन्य यह भाय ।
मानहु लोप मृजाद कौं, सिंधु मिले दो आय ॥ ९ ॥

તેમાં પશ્ચિમ (પૂર્વાભિમુખ) દિશાએ પાંડવોની અને પૂર્વ (પશ્ચિમાભિમુખ) કૌરવોની સેના એ રીતે એકઠી થઈ, તે જાણે મર્યાદા મૂકી દઈને બે સમુદ્રો આવી મળ્યા હોય નહિ ? (આમાં વસ્તૂત્પ્રેક્ષા અલંકાર છે.)

कह्यो युयुत्सू तिहि समय, अग्रज कौं उपदेश ।
जाके बल गर्जत नृपति, सैन्य न रहिहै शेष ॥ १० ॥

હે ધૃતરાષ્ટ્ર ! તે વખતે તમારા પુત્ર યુયુત્સુએ તેના મોટાભાઈ (દુર્યોધન)ને પ્રબોધ્યો કે હે રાજા ! (દુર્યોધન) તું જે સૈન્યના બળ વડે ગાજી રહ્યો છે, તે સૈન્યમાંથી કોઈ પણ બાકી રહેશે નહિ.

भूप जुधिष्ठिर धर्मनिधि, उपदिष्टा जगदीश ।
भीम धनंजय भट जहां, है जय बिसवा वीश[1] ॥ ११ ॥

જ્યાં ધર્મના ભંડાર રૂપ ધર્મરાજા છે, ભગવાન કૃષ્ણ ઉપદેશક ને સારથિ છે, અને ભીમ તથા અર્જુન જેવા યોદ્ધા છે ત્યાં વીસ વશા જયકાર છે.

कहे सुयोधन कटु वचन, मिल्यो धर्म तैं जाय ।
अर्ध क्षोहणी सैन्य लै, लियो पार्थ उर लाय ॥ १२ ॥

એ સાંભળીને દુર્યોધને તેને કડવાં વચન કહ્યાં તેથી તે પોતાની અર્ધ અક્ષૌહિણી સેના લઈને રાજા ધર્મને મળ્યો, એટલે અર્જુને એને હૃદય સાથે લગાડ્યો.

कहि अर्जुन दोउ सैन्य बिच, रथ थापहु यदुवीर ।
जौ लौं जुध करता पुरुष, लखौं मोर सम धीर ॥ १३ ॥

પછી અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કે હે યદુવીર ! જ્યાં સુધી હું યુદ્ધ કરનારા મારા સમોવડિયા ધૈર્યવાન પુરૂષોને જોઉં ત્યાં સુધી આપ બેઉ સેનાની વચ્ચે રથને સ્થાપિત કરો.

रथ थापत अर्जुन लख्यो, दोउ अनीक कर ध्यान ।
बांधव संबंधी समुझि, डारि दिये धनु-बान ॥ १४ ॥

શ્રીકૃષ્ણે રથને ઊભો રાખ્યો એટલે અર્જુને બેઉ સેના તરફ ધ્યાન કરી જોઈને પોતાના ભાઈઓ તથા સંબંધીઓને મરવા તૈયાર થયેલા જાણીને ધનુષ્ય તથા બાણ હાથમાંથી નીચે નાંખી દીધાં.

---

(१) दोहा—जहां सुजनता तहँ दया, जहां दया तहँ धर्म ।
जहां धर्म तहँ कृष्ण जहँ, कृष्ण तहां जय पर्म ॥

## अर्जुन उवाच

### कवित्त

काके औ भतीजे मामे भागनेय साले बंधु,
बहनेउ पितामह गुरू द्विज मारिबो ।
रुधिर के भूने भोग कौन ऐसो राज चहै,
यातैं श्रेय मानत हौं भिक्षा अन्न धारिबो ।
पुलकित भये हैं रोम कंपत शरीर मेरो,
विकल हृदय ताकौं कैसे कल पारिबो ।
कोउ कहो सूर कोउ कायर असाधु कहो,
ऐसे जीतिवे तैं तो सदैव भलो हारिबो ॥ १५ ॥

અર્જુન શ્રીકૃષ્ણને કહે છે કે હે મહારાજ! આમાં ભાઈઓ, કાકાઓ, ભત્રીજા, મામા, ભાણેજો, સાળા, બનેવી, પિતામહ (દાદા), ગુરૂ, અને બ્રાહ્મણોને મારવા રૂપ રૂધિર (લોહી)થી શેકાયેલા ભોગવાળું એવું જે રાજ્ય, તેને ભોગવવાની કોણ ઇચ્છા કરે ? તેથી ભિક્ષાનું અન્ન ખાવું એ જ હું તો ઉત્તમ માનું છું, વળી મારાં રૂંવાટાં માત્ર ઊભાં થયાં છે, શરીર કંપે છે, અને હૃદય વિકળ (આકુળ વ્યાકુળ) થયું છે તેને કેમ કરીને કળ (શાંતિ) પાડવી ? ભલે મને કોઈ શૂરવીર કહો અને કોઈ કાયર તથા દુર્જન કહો, પરંતુ એવી રીતે (સ્નેહી સંબંધીઓને મારીને) જીતવાથી તો હમેશાં હારવું જ ઉત્તમ છે. (આમાં અનુજ્ઞા અલંકાર છે.)

## श्रीकृष्णोवाच

अर्जुन अखंड आतमा को नाश माने मत,
पौन तैं सुषत नाहिं आगि तैं न जरिबो ।
जल तैं गलत नाहिं छिदै नाहिं शस्त्रन तैं,
व्यापक अद्वैत व्योम को सो चित्त धरिबो ।

जातिवे तें राज मरें ही तें लाभ स्वर्ग साज,
क्षत्रि को अनन्य धर्म उत्सव तें लरिवो ।
वारिवो न वरिवो ना गारिवो न गरिवो त्यों,
हारिवो न हरिवो ना मारिबो न मरिवो ॥ १६ ॥

શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે હે અર્જુન! આત્મા અખંડ (વિભાગ વિનાનો) છે, તેનો નાશ (ભાગવું તૂટવું) માનીશ નહિ, વળી તે પવનથી શોષાતો નથી, અગ્નિથી બળતો નથી, પાણીથી ગળતો (દ્રવીભૂત થતો) નથી, શસ્ત્રોથી કપાતો નથી, તેને આકાશની પેઠે વ્યાપક અને દ્વૈત ભાવ વિનાનો અર્થાત એક જ છે એમ જાણીને ચિત્તમાં ધારણ કરવો જોઈએ. જીતવાથી રાજ્યની પ્રાપ્તિ થશે અને મરવાથી સ્વર્ગનો સાજ પ્રાપ્ત થશે, માટે ઉત્સાહથી લડવું એ ક્ષત્રિયનો અનન્ય (એ એક જ) ધર્મ છે, આમાં બાળવું કે બળવું નથી, તેમ જ ગાળવું કે ગળવું પણ નથી, અને હારવું હરવું પણ નથી, તથા મારવું કે મરવું કાંઈ પણ નથી.

## खट आततार्ई

दोहा

अग्निदत्त विषदत्त नर, क्षेत्र दार धन हार ।
वहुरि बकारत शस्त्र गहि, अवध वध्य षटकार ॥ १७ ॥

આગ લગાડનાર, ઝેર આપનાર, જમીન, સ્ત્રી તથા ધનનું હરણ કરનાર, અને મારવાને ઈરાદે સામો આવી શસ્ત્ર ધારણ કરીને પડકારનાર, એ છ પ્રકારનું કામ કરનાર (આતતાયી) પુરુષ, ન મારવા યોગ્ય હોય તો પણ તેને મારવો જોઇએ.

कवित्त

प्रथम हलाहल दियो हो भीमसेन जू कौं,
दूजे लाखागेह वीच अग्नि में जराये हैं ।
त्रीजे द्रौपदी को अभिमर्षन द्वै वार कीनो,
चौथे सब वैभव के अंग ही छिनाये हैं ।

पञ्चम रसा कौं खोसि बन में पठाय दिये,
छठें आत शस्त्र बंध मारिबे कौं आये हैं ।
एक अंग ही तैं वध दोष नहिं कृष्ण कहै,
कुरु पट अंग आततांई त अघाये हैं ॥ १८ ॥

હે અર્જુન ! પ્રથમ ભીમસેનને ઝેર આપ્યું હતું, બીજી વાર લાખાગૃહમાં તમને અગ્નિથી બાળવાનું કામ કર્યું છે, ત્રીજી વખતે દ્રૌપદીનું બે વાર અઘટિત અપમાન કર્યું, ચોથી વખતે સર્વ વૈભવ (સંપત્તિ)નાં અંગો હતાં તે પડાવી લીધાં, પાંચમી વખતે અર્ધ રાજ્યની જમીન પડાવી લઈને તમને વનમાં મોકલ્યા, અને છઠ્ઠી વખત શસ્ત્રબંધ આતતાયી થઈને સામા મારવા આવ્યા હતા. શ્રીકૃષ્ણ કહે છે કે ઉપર કહ્યા પ્રમાણે એક જ અંગનો આતતાયી હોય તેને પણ મારવાનો દોષ નથી, તો પછી કૌરવો તો આતતાયીનાં છએ અંગોથી ભરપૂર છે !

ग्यारमी अध्याय दिव्य चक्षु दै दिखायो रूप,
केउ सीस नेत्र पाय केउ भूजाधारी है ।
सूर्य चंद्र अग्नि जैसे शस्त्र और भूषन हैं,
दांतन की रेख बीच मरी सैन्य सारी है ।
ब्रह्मादिक कोट्यावधि करैं हैं प्रशंसा ताकी,
देखिकै किरीटी देह दशा कौं बिसारी है ।
हूजिये प्रसन्न शांति रूप कौं दिखैये देव,
मेरो हैं निमित्त सबै रचना तिहारी है ॥ १९ ॥

કવિ કહે છે કે ગીતાના અગિયારમા અધ્યાયના વર્ણનમાં શ્રીકૃષ્ણે અર્જુનને દિવ્યચક્ષુ આપીને કેટલાંયે મસ્તક તથા નેત્રો, અને કેટલાયે હાથ ધારણ કરીને તથા પગ વિગેરે અવયવો વાળું વિરાટ સ્વરૂપ દેખાડયું છે કે જે સ્વરૂપમાં સૂર્ય, ચંદ્ર અને અગ્નિ જેવાં શસ્ત્રો અને આભૂષણો છે, અને વિકરાળ દાંતોની રેખાઓમાં સર્વ સેના મરેલી બતાવી છે, અને બ્રહ્મા

વિગેરે દેવતાઓ કરોડો પ્રકારે જેનાં સ્તુતિ રૂપ વખાણ કરે છે તે વિરાટ સ્વરૂપને જોઈને અર્જુને પોતાના શરીરની સ્થિતિને વિસારી મૂકીને વિનંતિ કરી કે હે દેવ! આપ મારા પર પ્રસન્ન થઈને હવે મને આપનું શાંત સ્વરૂપ બતાવો. હે પ્રભુ! મારૂં તો આમાં નિમિત્ત માત્ર છે, અર્થાત હું તો પાઠ ભજવનાર નર્તક છું અને આપ સૂત્રધાર હોઈ સર્વ રચના આપની જ છે.

दोहा

गहि अर्जुन गांजीव कौं, कियो एंचि टंकार[1] ।
तौलौं नृप पद विचरिकै, किय पर दल संचार ॥ २० ॥

સંજય બોલ્યા, હે ધૃતરાષ્ટ્ર! (શ્રીગીતા વાકયોનો બોધ થયા પછી) અર્જુને ગાંડીવ ધનુષ્ય હાથમાં લઈ, તેને ખેંચીને ટંકાર કર્યો, એટલામાં ધર્મરાજાએ પગે ચાલીને શત્રુના સૈન્યમાં પ્રવેશ કર્યો.

भीमादिक बांधव कहत, ए न भरत कुल रीत ।
अधिक देखि रिपु सैन्य कौं, आतुर होन अनीत ॥ २१ ॥

તે જોઈને ભીમસેન વિગેરે ભાઈઓ કહેવા માંડયા કે (આમ ઉતાવળ કરવી) એ ભરતવંશની રીત ન કહેવાય, શત્રુના સૈન્યને અધિક જોઈને આતુર (ઉતાવળું) થવું એ અનીતિ છે.

कृष्ण कह्यो नृप क्लैव्य ना, कोउ शुभ कारन जात ।
भीष्म द्रौन कौं परिक्रमन, करि नृप बूझत बात ॥ २२ ॥

તે સાંભળીને શ્રીકૃષ્ણે કહ્યું કે હે ભીમસેન! રાજા ધર્મ કાંઈ કાયર નથી, પરંતુ કોઈ શુભ કાર્યના કારણથી જાય છે, એટલામાં ધર્મરાજાએ જઈને ભીષ્મ તથા દ્રોણને પ્રદક્ષિણા કરીને વાત પૂછવા માંડી.[2]

---

(૧) दोहा—तुमुल युद्ध आरंभ में, बजे शंख रणतूर ।
गजे उदधि से उमँगिकै, सैन्य उभय के शूर ॥

(૨) યુદ્ધારંભ પહેલાં વડીલોની આજ્ઞા લેવી એ સુનીતિનો શિષ્ટાચાર છે વિગેરે વિશેષ હકીકત માટે જુઓ ભીષ્મ પર્વ, અધ્યાય ૪૫.

(धर्मोवाच)

सवैया

तिह विष्णुपदीसुत तैं विनती, इति भूप युधिष्ठिर यों गुदरावै ।
अब जीत रु हार है राउरै हाथ में, जापै कृपा अकृपा सोइ पावै ।
घर तैं कर प्रीति किधौं वन तैं, द्विविधा मैं अहोनिश जी अकुलावै ।
कुरुभूषण भीषम एक कहो, हम घोर खुदावैं कि काठ सँगावैं ॥२३॥

ત્યાં ગંગાપુત્ર (ભીષ્મ)થી રાજા યુધિષ્ઠિર પોતાની વાર્તારૂપી એટલી વિનંતિ એમ ગુજરાવે છે કે હે પિતામહ! હવે જીતવું અને હારવું એ બે આપના હાથમાં છે. જેના ઉપર આપ કૃપા કરો તે કૃપા પામે અને અકૃપા કરો તે અકૃપા પામે, અમારે હવે રાજ્યગૃહથી પ્રીતિ કરવી કે વનથી? એ ચિંતામાં અહર્નિશ અમારો જીવ અકળાય છે; માટે હે કુરૂવંશના ભૂષણ ભીષ્મ! આપ બેમાંથી એક વાત કહો કે અમે તે ઘોર ખોદાવીએ કે લાકડાં મંગાવીએ? ? અર્થાત અમારે હવે પણ, ઘેર આવવું કે વનમાં જ રહેવું?

---

(૧) એ લોકકથન એમ કહેવાય છે કે પૂર્વે કોઈ એક બ્રાહ્મણની સ્ત્રી નાની વયમાં કર્મ કુયોગે વિધવા થતાં કોઈ પણ આધાર નહિ હોવાથી તે રખડતી થઈ, કેટલાક સમય પછી ભાવીવશાત તેણે કોઈ ગામમાં આવીને પિંજારાનું ઘર માંડ્યું. ત્યાં તેને એક પુત્ર થયા પછી તે ફરીથી પણ વિધવા થઈ. પછી કોઈ એક બ્રાહ્મણે કાશીથી ભણીને આવતાં રસ્તામાં તે ગામે આવીને વિશ્રાંતિ લેવા માટે બ્રાહ્મણનું ઘર પૂછતાં તેને માલુમ પડી કે અહીં એક વિધવા બ્રાહ્મણી રહે છે, બાકી બ્રાહ્મણનું ઘર નથી. એમ જાણી બ્રાહ્મણ તે વિધવા બાઈ પાસે આવ્યો એટલે તેનું તેણે આતિથ્ય કર્યું, પછી તે બાઈને બ્રાહ્મણે પૂછ્યું કે આ તમારા દીકરાનું નામ શું? અને તમારૂં કયું ગોત્ર છે? બાઈએ કહ્યું કે અમે કસ્યપગોત્રી પંડ્યા કહેવાઈએ છીએ અને દીકરાનું નામ દાઉદ છે. તે સાંભળીને બ્રાહ્મણ વિચારમાં પડ્યો! બ્રાહ્મણીએ હાથ જોડીને કહ્યું હે મહારાજ! માફ કરશો, મારી કથની તો આમ છે, માટે આ દીકરાને સુન્નત કરાવું કે જનોઈ અપાવું? તે સાંભળીને બ્રાહ્મણે કહ્યું કે:—

भीष्मोवाच

दोहा

जो यहां आज्ञा मांगवे, नहिं आवत कुरुराज ।
हम प्रसन्न होवत नहीं, होवत तोर अकाज ॥ २४ ॥

ભીષ્મ બોલ્યા, હે યુધિષ્ઠિર ! જો તું અહીં આજ્ઞા માગવા ન આવ્યો હોત તો અમે પ્રસન્ન ન થાત, અને તારૂં અકાર્ય થાત.

अब तेरी जय होइहै, गुरुजन देत अशीष ।
हम तो कारन जीविका, भये अन्याय अनीश ॥ २५ ॥

હવે અમો વડીલો પ્રસન્ન થઈને આશિષ આપીએ છીએ કે તારો જય થશે, અને અમે તો ફક્ત જીવનનિર્વાહના કારણને લઈ અન્યાયના સેનાપતિ થયા છીએ.

धर्मोवाच

जौ लौं भीषम द्रोण दोउ, शस्त्र धरैं जुध न्याय ।
तौ लौं इन्द्रादिकन जुत, मेरी जय न लखाय ॥ २६ ॥

તે સાંભળી યુધિષ્ઠિર બોલ્યા, હે વડીલ ! જ્યાં સુધી આપ તથા દ્રોણાચાર્ય એ બેઉ ગુરૂજન ( વડીલો ) ન્યાય પુરઃસર શસ્ત્ર ધારણ કરો ત્યાં સુધી મારી સાથે ઈંદ્ર વિગેરે દેવતાઓ હોય તો પણ મારો જય જણાય નહિ.

भीष्मोवाच

भीष्म कहै पूरव त्रिया, तिन्हकौं देहौं पृष्ट ।
मारि बान गांजीवधर, गात करहि मम नष्ट ॥ २७ ॥

ભીષ્મ બોલ્યા, હે યુધિષ્ઠિર ! મારી જે પૂર્વની સ્ત્રી છે તે

---

દોહરો—દિકરો તુજ દાઉદ પ્રથમ, પડી હોત પીછાણ;
પંડયાણી પૂછત નહી, ફૂળ તમારૂં કોણ ?

એટલે તારૂં તો જે થવાનું હતું તે થયું અને થશે, પરંતુ મારે માટે હવે "ઘોર કે લાકડાં" તે તુંજ કહે ? (આવાં લોકકથનને લોકોક્તિ અલંકાર કહેવામાં આવે છે.)

(શિખંડી કુમાર)ને સામે થતાં હું પીઠ દઈશ, ત્યારે અર્જુન બાણુ મારીને મારૂં શરીર નાશ કરશે.

द्रोण उवाच

द्रौण कह्यो अप्रिय वचन, कहिहैं सत्य पुकारि ।
ताहि सुनत धनु बान सब, दैहौं कर तैं डारि ॥ २८ ॥

ત્યાર પછી દ્રોણાચાર્યે કહ્યું કે મારા પ્રત્યે સત્યમય અપ્રિય વચન પોકારીને કહેશે તે સાંભળીને હું ધનુષ્ય તથા બાણુ સર્વ હાથમાંથી નાખી દઈશ.

संजय कथन
सवैया

कबहूँ न लखी न सुनी कह संजय, दान कथा अद्भूत नवीनी ।
सुरराज के जाचिवे दानि दधीचि भो, वज्र तैं जीतिवे की विधि चीनी ।
कुरु पांडव सैन्य जुरी तिहि बेर में, भूप युधिष्ठिर वीनति कीनी ।
जिनतैं लरिबो तिन्हैं भीषम द्रोण ने, जीव दियो जय आशिष दीनी ॥२९॥

સંજય કહે છે કે દાનની આવી આશ્ચર્યકારક નવીન કથા કદી પણ જોઈ કે સાંભળી નથી, કેમકે ઇંદ્ર જ્યારે યાચના કરવા આવ્યો ત્યારે વૃત્રાસુરને મારવાની વિધિ જાણીને દધીચિઋષિ દાની થયા હતા,[1] પરંતુ આ તો કૌરવો અને પાંડવોની સેના એકઠી થઈ તે વખતે રાજા યુધિષ્ઠિરે વિનંતિ કરી એટલે ભીષ્મ તથા દ્રોણે જેનાથી લડવું હતું તે (યુધિષ્ઠિર)ને અગાઉથી જ પોતાના પ્રાણ અર્પણ કર્યાં અને જય થવાની શુભાશિષ આપી. (આમાં વ્યાઘાત મૂલક પંચમ વિભાવના અલંકાર છે.)

दोहा

गुरुजन पै वरदान लै, गयो युधिष्ठिर तात ।
घोर भयो द्वै दिवस जुध, तीजे दिन की बात ॥ ३० ॥

---

(૧) દધીચિ ઋષિએ ઇંદ્રને વજ્રાસ્ત્ર બનાવવા માટે પોતાના શરીરને છેદીને અસ્થિ (હાડ)નું દાન આપ્યું હતું એ કથા શ્રીમદ્ ભાગવતમાં વિશેષે જુઓ.

હે તાત ! ( ધૃતરાષ્ટ્ર ) સાંભળો, વડીલો (ભીષ્મ તથા દ્રોણ) પાસેથી વરદાન લઈને ધર્મરાજા પોતાની સેનામાં ગયા, ત્યાર પછી બે દિવસ સુધી ભયંકર યુદ્ધ થયું, હવે ત્રીજા દિવસની વાત કહું છું.

कवित्त

संजय कहत एक गांजिव तैं महावीर,
खांडव प्रजार्यौ तहां सुने हैं बखान मैं ।
देव-दैत्य-नाग कोट्यावधि तैं लराई उतै,
इतै मेघ बुन्दन रुकाई व्योम थान मैं ।
ऐसी चपलाई तापै छाई चपलाई देखि,
तारुन्य पै वृद्ध गंगापुत्र की निदान मैं ।
नैन पिता ध्यान मैं त्यौं सारथी अज्ञान मैं त्यौं,
बान रहैं म्यान मैं पखौवा काटे पान मैं ॥ ३१ ॥

સંજય કહે છે કે એક ગાંડીવ ધનુષ્યથી મહાશૂરવીર અર્જુને ખાંડવ વન બાળ્યું ત્યારે તેનાં વખાણ મેં સાંભળ્યાં છે, ત્યાં દેવ, દૈત્ય અને નાગલોકથી કરોડો પ્રકારે લડાઇ ચાલુ હતી તે વખતે અર્જુને અહીં આકાશ મંડળમાં બારે મેઘોનાં બુંદોની રોકાવટ કરી હતી, એવી જેની યુદ્ધ ચપળતા હતી તે યૌવનાવસ્થાવાળા અર્જુન ઉપર વૃદ્ધ ગંગાપુત્ર ( ભીષ્મ )ની ચપળતા મેં નિશ્ચયપણે જોઇ, વળી જેમ અર્જુનનાં નેત્રો ભીષ્મપિતામહનું ધ્યાન રાખવામાં છે, એટલે કે અર્જુન અન્ય સ્થળે અભાન રૂપ છે, તેમજ સારથિ ( શ્રીકૃષ્ણ ) અજ્ઞાનમાં છે અર્થાત બેભાન સ્થિતિમાં છે, કેમકે અર્જુનનાં બાણ તો ભાથામાં જ રહ્યાં અને હાથમાંનાં પુંખલાં ભીષ્મપિતામહ કાપી નાંખે છે ।

दोहा

कोइ कहैं अज्ञान क्यों, स्वयं ब्रह्म कौं होय ।
तौ क्यों स्यंदन चक्र कर, धर्यों प्रतिज्ञा खोय ॥ ३२ ॥

(પૂર્વોક્ત કવિત્તના છેવટના પદમાં કહેવામાં આવ્યું છે કે શ્રીકૃષ્ણને અજ્ઞાન થયું તે માટે) કોઈ કહેશે કે સ્વયં બ્રહ્મ (શ્રીકૃષ્ણ ભગવાન)ને અજ્ઞાન કેમ થાય ? (તે શંકાના સમાધાનમાં કહેવામાં આવે છે કે) જો અજ્ઞાન ન થયું હોય તો, પોતાની પ્રતિજ્ઞા ખોઈને તેમણે રથનું ચક્ર હાથમાં કેમ ધારણ કર્યું ?

कवित्त

तीजे द्यौष कुरुवृद्ध शत्रुसैन्य कौं हटाय,
किरीटी कौं आपको पराक्रम दिखायो है ।
सारथी महारथी जे दोनौं कृष्ण चक्रित हैं,
प्रेरवे कौं अस्व शस्त्र छिद्र नहिं पायो है ।
आगे पीछे सव्य अपसव्य जो निहारे ताकौं,
रथ ना लखावै सरापंजर यौं छायो है ।
आन वीर बान तैं बचैबे प्रान वासवी के,
गंगापुत्र बान को बितान सो बनायो है ॥ ३२ ॥

હે ધૃતરાષ્ટ્ર ! ત્રીજે દિવસે કુરુવૃદ્ધ ભીષ્મપિતામહે પાંડવોની સેનાને યુદ્ધમાં પાછી હઠાવીને અર્જુનને પોતાનું પરાક્રમ બતાવ્યું; સારથિ અને મહારથી જે બેઉ કૃષ્ણનામવાળા કહેવાય છે તેઓનું ચિત્ત ચક્રવત ભ્રમિત થયું, અને રથના ઘોડા તથા શસ્ત્ર ફેરવવાનો માર્ગ તેઓને મળ્યો નહિ, આગળ તથા પાછળ ડાબી તથા જમણી તરફ જે જુએ તેને રથ જણાતો નથી કેમકે અર્જુનના રથની આજુબાજુ ભીષ્મે શરપિંજર (બાણોનું પાંજરૂં) બનાવ્યું છે, જે બીજા યોદ્ધાઓથી અર્જુનના પ્રાણનું રક્ષણ કરવા માટે બાણના માંડવા જેવું બનાવ્યું છે, કે જેથી અર્જુનને બીજા યોદ્ધાનું બાણ વાગે નહિ.

पितामह पारथ के प्रबल प्रहार पेखि,
पार्थिव अनेक एक एक ना अरो रहो ।

अर्जुन उदार बल अस्त्र को विसारि बैठो,
वाम पान स्थिरीभूत गांजीव धरो रहो ।
पैज कौं निवारि भक्त पैज प्रति पारिवे कौं,
रथ अंग धारि रासि चाबक टरो रहो ।
ता छिन विसंभर वा संमर कौं कीनो कोप,
कम्मर तैं छूटी पीत अंबर परो रहो ॥ ३४ ॥

ભીષ્મપિતામહ અને પાર્થ (અર્જુન)ના પરસ્પર પ્રબળ પ્રહાર (ઘા કરવા) જોઈને અનેક પાર્થિવો (રાજાઓ) એક એકથી કોઈ સામા ટકી શક્યા નહિ, ઉદાર એવો અર્જુન શસ્ત્રનું બળ વિસારી બેઠો, અને ડાબા હાથમાં ગાંડીવ ધનુષ્ય ધરેલું સ્થિરીભૂત (હાલ્યા ચાલ્યા વિનાનું) રહ્યું ! અર્જુનની એવી કઢંગી સ્થિતિ જોઈને શ્રીકૃષ્ણે પોતાની પ્રતિજ્ઞા ટાળીને પોતાના ભક્ત (ભીષ્મ)ની પ્રતિજ્ઞા પાળવા માટે રાસ તથા ચાબખાનો ટાળો કરીને હાથમાં રથનું ચક્ર ધારણ કર્યું. તે વખતે શ્રીકૃષ્ણે ત્યાં યુદ્ધ માટે કોપ કર્યો એટલે પોતાની કમ્મરે બાંધેલું પીતાંબર છૂટીને પૃથ્વી પર પડ્યું રહ્યું.

कवि कथन

करी ही प्रतिज्ञा अस्व प्रेरक प्रतोद विना,
लोह कौं छुवौं न युद्ध आदि किये बानी है ।
ताहिकौं बिसारि चक्र स्यंदन को धारि चले,
भीषम पै ताही बार रसा अकुलानी है ।
ताहि समुझाइवे कौं कटितैं खुलो है पट,
धूजे मति दास की प्रतिज्ञा उर आनी है ।
पट को तथाऽभिप्राय बड़े लोक जूंठे परे,
ताको संग छांडि दैनो नीति की निशानी है ॥ ३५ ॥

કવિ કહે છે કે શ્રીકૃષ્ણે યુદ્ધના આરંભ પહેલાં વચન રૂપ પ્રતિજ્ઞા કરી હતી કે હું રાશ તથા ચાબખાં વિના લોઢાને અડીશ

નહિ અર્થાત કોઈ પણ શસ્ત્ર ધારણ નહિ કરૂં, તેને ભૂલી જઈને રોષેઆ રથનું ચક્ર હાથમાં લઈને ભીષ્મ ઉપર ચાલ્યા તે વખતે પૃથ્વી અકળાણી, એટલે તેને સમજાવવા માટે તેમની કમ્મરનું પીતાંબર છૂટીને પૃથ્વીને કહેવા માંડ્યું કે હે પૃથ્વી! તું કંપાયમાન થઈશ નહિ, કેમકે આતો શ્રીકૃષ્ણે પોતાના ભક્તની પ્રતિજ્ઞા[1] યાદ કરી છે, તથા પીતાંબરનો વળી એ અભિપ્રાય છે કે મોટા લોકો જૂઠા પડે એટલે એઓનો સંગ છોડી દેવો એ નીતિની નિશાની છે, એ માટે છૂટી પડ્યું! (આમાં હેતૂત્પ્રેક્ષા તથા અર્થાન્તર ન્યાસ અલંકાર છે.)

दोहा

आतुर नर रथ तैं उतरि, पकरे हरि के पाय ।
यह अन्याच कहा करत हो, दौरत शस्त्र उठाय ॥ ३६ ॥

શ્રીકૃષ્ણે રથનું ચક્ર ધારણ કર્યું જોઈને તરત જ અર્જુને રથમાંથી ઉતરીને શ્રીકૃષ્ણના ચરણોનો સ્પર્શ કરીને કહ્યું કે આપ શસ્ત્ર ઉપાડીને દોડો છો આ અન્યાય કેમ કરો છો?

हरि आतुर लखि भीष्म हँसि, डारि दिये धनु बान ।
मैं समीप अत्र मारिये, तजिये कोप विधान ॥ ३७ ॥

શ્રીકૃષ્ણને ઉતાવળા થયેલા જોઈને ભીષ્મે હસીને પોતાનાં ધનુષ્ય બાણ હાથમાંથી નાંખી દીધાં, અને કહ્યું કે હું આપની પાસે જ છું, હવે મને મારો અને કોપનું વિધાન તજી દો.

आप कही मैं शस्त्र बिन, भूमि हरिहौं सब भार ।
हमैं छत्रि का ना गिने? बोलहु बचन विचार ॥ ३८ ॥

આપે કહ્યું હતું કે હું શસ્ત્ર ધર્યા વિના પૃથ્વીનો સર્વ ભાર હરીશ, એટલે અમને શું ક્ષત્રિય ન ગણ્યા? માટે હવે વિચાર કરીને બોલજો.

डारि चक्र हरि हँसि दियो, किय उत्तर व्रजराज ।
तजी प्रतिज्ञा मोर मैं, तोर प्रतिज्ञा काज ॥ ३९ ॥

---

(1) ભીષ્મે શ્રીકૃષ્ણને શસ્ત્ર ધારણ કરાવવાની પ્રતિજ્ઞા લીધી હતી.

એ સાંભળીને શ્રીકૃષ્ણે રથનું ચક્ર નાંખી દીધું, અને હસીને ઉત્તર આપ્યો કે હે ભીષ્મ! તમારી પ્રતિજ્ઞા સાચવવા માટે મેં મારી પ્રતિજ્ઞા મૂકી દીધી. (આમાં અભિપ્રાય સૂચક અર્થ રોચક રચના હોવાથી, ઉન્નેય ઉત્તરાલંકાર છે.)

जुद्ध भयो नव दिवस पुनि, घोर परस्पर घात ।
कहत पिता तैं तोर सुत, नवम दिवस की रात ॥ ४० ॥

સંજય કહે છે, કે હે ધૃતરાષ્ટ્ર! પછી પરસ્પર ભયંકર ઘાત (મરણ પ્રહાર) થતાં નવ દિવસ યુદ્ધ ચાલ્યું, એટલે નવમા દિવસની રાત્રે તમારો પુત્ર દુર્યોધન ભીષ્મપિતા પ્રત્યે કહેવા માંડયો.

पिता भरोसे आपके, मैं धार्यों संग्राम ।
चाहत पांडव विजय तुम, करत अकृतसे काम ॥ ४१ ॥

હે પિતામહ! મેં આપને ભરોસે યુદ્ધ આરંભ્યું છે, અને આપ તો પાંડવોનો વિજય ચાહો છો તે ન કરવા યોગ્ય કામ કરો છો.

भीष्मोवाच
छंद पद्धरी

अर्जुन के शर तन कढै भाल, तूं कहत वचन सुत नाटसाल ।
सुयोधन सुनहु पूरव वृतांत, इक भयो भूप जुत मद अशांत ॥४२॥
रिखन तैं कहत दीजे बताय, मोतैं सँग्राम कोउ जुरे आय ।
नर नारायण बद्री निकेत, तिन रिखिन बतावे जुद्ध हेत ॥४३॥
तिन पै जुध जाच्यो नृप मदांध, शीतल तोउ बोले कृपासिंधु ।
हम रिखी तपस्या करत लेख, जुध काज और कउ क्षत्रि देख ॥४४॥

તે સાંભળીને ભીષ્મપિતામહ બોલ્યા, હે દુર્યોધન! અર્જુનના બાણોતાં ભાલડાં (પહોળા ફણાવાળા બાણનો અગ્રભાગ) તો શરીરમાંથી નીકળી જાય છે પણ હે પુત્ર! તું નટસાલ (શરીરમાં પેસી રહે તેવી અવળી દાંતીઓવાળાં બાણ) રૂપ વચન કહે છે તે વધારે સાલે છે. હે દુર્યોધન! એક પૂર્વ વૃતાંત સાંભળ, પૂર્વે કોઈ એક ગર્વયુક્ત ક્રોધી રાજા હતો, તેણે ઋષિઓ

પાસે થઈને કહ્યું કે મારાથી યુદ્ધ કરે એવો કોઈ યોદ્ધો બતાવો, તે સાંભળી ઋષિઓએ યુદ્ધ માટે તેને બદરિકાશ્રમમાં નર-નારાયણ છે એમ કહી બતાવ્યું, તે સાંભળીને તે મદાંધ રાજાએ બદરિકાશ્રમમાં જઈને યુદ્ધની યાચના કરી. એટલે તેઓ કૃપાસિંધુ નરનારાયણ શાંત (મૌન) હતા તો પણ બોલ્યા કે હે રાજા! જો, અમે ઋષિઓ છીએ, અને તપશ્ચર્યા કરીએ છીએ તેથી યુદ્ધ માટે તું કોઈ બીજા ક્ષત્રિયને ગોતી લે.

मान्यो न बचन फिर जुद्ध जाच, नारायण नर तैं कह्यो वाच ।
इक अस्त्र उचारन करहु गूढ़, मद्भ्रष्ट होय यह दुष्ट मूढ ॥४५॥
नर सुनत हँकार्यों भूमिपाल, ह्वै सावधान सजि शस्त्र जाल ।
मंत्र्यो अभल्ल शर कणस मुंज, प्रेर्यों सु रुके सब शस्त्र पुंज ॥४६॥
मुख रुके नैन अरु श्रवन घ्रान, सर कण तैं सबके रुके प्रान ।
निज सैन्य दुखित लखि प्रणत कीन, युत दया नृपहि रिखि अभय कीन॥४७॥

એમ કહ્યા છતાં પણ તે મદાંધ રાજાએ વચન ગણકાર્યું નહિ, અને ફરી વાર યુદ્ધની યાચના કરી, એટલે શ્રીમન્નારાયણે નરને વચન કહ્યું કે હે નર! એક ગુપ્ત શસ્ત્રની પ્રેરણા કરો, જેથી આ દુષ્ટ અને મૂર્ખ રાજા મદભ્રષ્ટ થાય. એ સાંભળીને નરે રાજાને હાકલ કરીને કહ્યું કે હે રાજા! તું તારો શસ્ત્ર સમૂહ સજીને સાવધાન થા, એમ કહીને એક મૂંજની મંજરીનું કણા વિનાનું બાણ મંત્ર્યું, અને તેને ચલાવીને શત્રુનો તમામ શસ્ત્રસમૂહ રોકયો, તથા તે મૂંજની કણિશ રૂપ બાણથી શત્રુની સર્વ સેનાનાં નેત્ર, શ્રવણ અને નાસિકા દ્વાર તથા પ્રાણોનું રૂંધન કર્યું, પછી પોતાનું સૈન્ય દુઃખી થતું જોઈને તે રાજાએ વિનંતિ કરી, એટલે ઋષિએ દયાયુક્ત થઈને રાજાને અભય કર્યો.

भुव भार हरन अवतार धारि, विधि प्रारथना नीके विचारि ।
तेइ अजय सुरासुर तैं अनूप, वसुदेवतनय अर्जुन स्वरूप ।
पन कर्यो न जीतौं तोउ प्रात, तजिहौं रनतीरथ प्रान तात ॥४८॥

सुनि गयो सुयोधन आप थान, सुत धर्म आय बंधुन समान ।
भीष्म तैं मिल्यो हरि जुक्त भूप, आदरहि पाय आसन अनूप ॥४९॥

હે દુર્યોધન! એવા નર નારાયણ કે જેઓએ બ્રહ્માની પ્રાર્થનાનો સારી રીતે વિચાર કરીને પૃથ્વીનો ભાર હરવા માટે અવતાર ધારણ કર્યો છે, એ અનુપમ વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ તથા પાંડુ પુત્ર અર્જુન સ્વરૂપ દેવ તથા દાનવોથી પણ અજીત છે; એમ કહી ભીષ્મે પ્રતિજ્ઞા લઈને કહ્યું કે પુત્ર! હું આવતી કાલે સવારે શત્રુઓથી જીતીશ નહિ તો રણતીર્થમાં પ્રાણ ત્યાગ કરીશ એ સાંભળીને દુર્યોધન પોતાના સ્થાનકે ગયો, ત્યાર પછી રાજા યુધિષ્ઠિર પોતાના ભાઈઓ સહિત શ્રીકૃષ્ણ સાથે આવીને ભીષ્મપિતાથી મળ્યા, અને આદરપૂર્વક અનુપમ આસન પામ્યા.

पुनि कहत पिता तैं जोरि हाथ, सब मरत जात रन मोर साथ ।
वह कौन त्रिया जिनतैं जु दीठ, जोरो न आप रन फेरि पीठ ॥५०॥
कहि भीष्म शिखंडी कुँवर काज, रिन प्रात समुख मम करहु राज ।
तातैं नहिं सन्मुख होऊँ तात, ता समय किरीटी करहि घात ॥५१॥
ज्यों कह्यो पिता त्यों कियो व्याज, गांगेय महाबलि हतन काज ।
इक एक दिवस दश दश हजार, असवार पयादे कर सँहार ।५२॥

ત્યાર પછી ભીષ્મપિતા પ્રત્યે હાથ જોડીને ધર્મ રાજા કહેવા માંડ્યા કે હે પિતા! મારો સર્વ સાથ રણમાં મરતો જાય છે, માટે આપ રણમાં જેની સાથે દૃષ્ટિ ન જોડતાં પીઠ ફેરવો એ કઈ સ્ત્રી છે? તે સાંભળી ભીષ્મે[1] શિખંડી કુમાર

(૧) ભીષ્મ બોલ્યા, હે પાંડુનંદન! જેણે પોતાનાં શસ્ત્ર નાંખી દીધાં છે, જે રણમાં પડેલો છે, જેને કવચ નથી, જેણે પોતાનો ધ્વજ નમાવ્યો છે, જે નાસે છે, જે ભય પામી ગયો છે, જે શરણે આવે, જે સ્ત્રી છે, જેનું નામ સ્ત્રી જેવું છે, જે વિકળ છે, જેને એક જ પુત્ર છે, તથા જે માણસ અપ્રશસ્ત છે તે સર્વેની સાથે હું યુદ્ધ કરવા ઇચ્છતો નથી. હે રાજન્! વળી અમારો પૂર્વનો કરેલો સંકેત પણ તમે સાંભળો. હું અમાંગલ્ય ધ્વજ દેખી કદાપિ યુદ્ધ કરતો નથી. તમારા સૈન્યમાં મહારથી જે દ્રુપદ પુત્ર છે,

માટે કહ્યું કે હે રાજા! સવાર થતાં તું તેને મારી સામે કરજે, એટલે તેનાથી હું સામો નહિ થતાં પીઠ ફેરવીશ તે વખતે અર્જુન મારો ઘાત કરશે. મહાબળવાન ભીષ્મપિતાને મારવા માટે જેમ પિતાએ કહ્યું તેમ કપટ કર્યું, ભીષ્મપિતાએ એક એક દિવસમાં દશ દશ હજાર સવાર તથા પ્યાદાઓનો સંહાર કર્યો.

दोहा

राजपुत्र इक सहस पुनि, नव सत मत मातंग ।
अष्ट सहस मारे रथी, दश दिन बीच अभंग ॥ ५३ ॥

અને એક હજાર રાજપુત્રો, નવ સો મતવાલા હાથી તથા આઠ હજાર અભંગ (નાશ ન પામે એવા) રથીઓને દશ દિવસમાં મારી નાંખ્યા.

इरावान अर्जुन तनय, उत्तर शंख रु स्वेत ।
तीन पुत्र वैराट के, मरे सु दश दिन हेत ॥ ५४ ॥

અર્જુનપુત્ર (નાગકન્યા ઉલૂપીથી ઉત્પન્ન થયેલ) ઈરાવાન, અને ઉત્તર, શંખ તથા શ્વેત, એ ત્રણ વિરાટ રાજાના પુત્ર નિમિત્તકારણ રૂપ, દશ દિવસના યુદ્ધમાં મરણ પામ્યા.

सतरा सुत तेरे सु नृप, भीमसेन के हाथ ।
मरे गये द्वै वार में, भीष्म युद्ध के साथ ॥ ५५ ॥

હે રાજા! (ધૃતરાષ્ટ્ર) ભીમસેનના હાથથી તમારા સત્તર પુત્રો ભીષ્મના યુદ્ધ સાથે બે વખતમાં માર્યા ગયા.

---

તે વિજયશીલ 'શિખંડી' એવા નામવાળો છે. તે પૂર્વે સ્ત્રી હતો પણ પાછળથી પુરૂષ થયો છે. એ શિખંડીને આગળ કરીને શૂરા અર્જુનને તીક્ષ્ણ બાણોથી મારા પર પ્રહાર કરવા દો. વિશેષે કરીને સ્ત્રી રૂપ પુરૂષ આગળ કરી (લડવા આવતા) એ અમાંગલ્ય ચિહ્નને દેખીને હું હાથમાં ધનુષ્ય બાણ લઈ કદી પણ પ્રહાર કરવાની ઈચ્છા કરતો નથી (ભીષ્મ પર્વ અધ્યાય ૧૦૭).

अग्र शिखंडी कौं कियो, रह्यो किरीटी पीठ ।
पूर्व त्रिया अंबा समुझि, भीष्म वचाई दीठ ॥ ५६ ॥

યુદ્ધના છેવટના (દશમા) દિવસે શિખંડીકુમારને આગળ કર્યો અને અર્જુન તેની પાછળ રહ્યો, શિખંડીકુમારને અંબા નાસની પૂર્વ સ્ત્રી સમજીને તેની તરફથી ભીષ્મે પોતાની દૃષ્ટિ બચાવી, અર્થાત્ પીઠ ફેરવી.

दीठ वचाई देखि नर, मेलि दिये धनु बान ।
भये परामुख पित्र कौं, हतिवो पाप पिछान ॥ ५७ ॥

પીઠ ફેરવી જોઈને અવળે મોંઢે થયેલ પિતૃ (પિતામહ) ને મારવા તે પાપ સમજીને અર્જુને ધનુષ્ય બાણ મૂકી દીધાં.

### कृष्णोवाच

भीष्म द्रोण अरु कर्ण कौं, वहुरि सुयोधन केर ।
मुसकल छल विनु मारिबो, करि प्रहार हिय हेर ॥ ५८ ॥

તે જોઈ શ્રીકૃષ્ણ કહે છે કે હે અર્જુન! ભીષ્મ, દ્રોણ, કર્ણ, અને દુર્યોધનને છળ વિના મારવા મુશ્કેલ છે માટે મનમાં વિચારી જોઈને પ્રહાર (ઘા) કર.

लगे वान गांडीव के, इन्द्र वज्र के रूप ।
गिर्यो पिता रन भूमि मैं, सर–सज्जासन भूप ॥ ५९ ॥

શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને અર્જુન પ્રહાર કરવા માંડયો, એટલે તે ગાંડીવનાં બાણ ઈંદ્રના વજ્ર રૂપ થઈને વાગ્યાં ત્યારે હે રાજા! તમારા પિતા રણભૂમિમાં પડ્યા અને બાણ શય્યા પર તેમણે આસન કર્યું.

### छंद पद्धरी

लखि गिर्यो भीष्म कुरु हीन गर्व, पांडवन आदि रहे घेरि सर्व ।
किय आज्ञा भीषम नीर काज, सव लिये कमंडल कुरु समाज ॥६०॥
अवलोक्यो भीपम विजय ओर, किय प्रगट गंग हनि वान घोर ।
आचमन कियो जळपान आप, पुनि कह्यो करन तैं जुत प्रताप ॥६१॥

ભીષ્મપિતા પડ્યા જોઈને કૌરવો ગર્વ હીણ થયા, અને પાંડવો વિગેરે સર્વ તેઓને વિંટાઈ વળ્યા. પછી ભીષ્મે પાણી માટે આજ્ઞા કરી એટલે સર્વ કૌરવ સમાજે કમંડળ (જળપાત્ર) લીધાં, પછી ભીષ્મે અર્જુન સામું જોયું, એટલે અર્જુને વિકટ બાણ મારીને પૃથ્વીમાંથી ગંગાનો પ્રવાહ ઉત્પન્ન કર્યો, ત્યારે ભીષ્મે જળપાન આચમન કર્યું. પછી ભીષ્મે પ્રતાપયુક્ત કર્ણ પ્રત્યે કહ્યું.

सुयोधन तोर आधीन वीर, मैं मर्यो करहु अब संधि धीर ।
तुम लख्यो तेज गांजीव तात, किय बाण मारि गंगा विख्यात ॥६२॥

હે વીર કર્ણ! દુર્યોધન તારે વશ છે, અને હું મર્યો છું, માટે હે ધૈર્યવાન! હવે સુલેહ કર. હે પુત્ર! તેં ગાંડીવનું પરાક્રમ જોયું? જે વડે બાણ મારી પ્રસિદ્ધ એવી ગંગા ઉત્પન્ન કરી.

आधीन भूप मम सत्य बात, ततकाल संधि जब करौं तात ।
इक देहु मोहि बरदान आप, शस्त्र तैं न मरौं ताके प्रताप ॥६३॥

પછી કર્ણે કહ્યું કે દુર્યોધન મારે વશ છે એ ખરી વાત છે, હે પિતા! હું તરત જ સુલેહ કરૂં, પણ ક્યારે કે મને આપ એક વરદાન આપો કે જેને પ્રતાપે હું શસ્ત્રથી મરૂં નહિ.

मृतलोक किरीटी बिना धीर, वधकर्ता तेरो कउ न वीर ।
ऐसी अभिलाषा रहत तोर, तो करहु जुद्ध नृप करम घोर ॥६४॥

તે સાંભળી ભીષ્મે કહ્યું કે હે ધીરજવાન કર્ણ! મૃત્યુલોકમાં અર્જુન વિના તારો વધ કરનાર કોઈ યોદ્ધો નથી, તો પણ તને એવી અભિલાષા રહેતી હોય તો રાજાના ભયંકર કર્મરૂપ યુદ્ધ કર.

भीषम ढिग जामिक नर पठाय, अवहार सैन्य दोउ शिविर आय ।

સંજય કહે છે હે ધૃતરાષ્ટ્ર! પછી ભીષ્મ પિતા પાસે પહેરેગિર પુરૂષો મોકલ્યા અને યુદ્ધ બંધ રાખીને બેઉ સૈન્ય પોતપોતાના તંબૂઓમાં આવ્યાં.

दोहा

करनहि सेनापति कियो, चाहत हो तव पूत ।
कर्ण कह्यो द्विज द्रोन छत, यह नहिँ होय अभूत ॥ ६५ ॥

પછી તમારો પુત્ર દુર્યોધન, કર્ણને સેનાપતિ કરવા ચાહતો હતો, એટલે કર્ણે કહ્યું કે દ્રોણાચાર્ય હોવા છતાં એવું અપૂર્વ (પૂર્વે નહિ થયેલું) કાર્ય નહિ થાય.

भयो द्रोण सेनापती, जुद्ध बनेगो प्रात ।
आज्ञा व्है जुध देखिकें, फेर कहौंगो तात ॥ ६६ ॥

પછી દ્રોણાચાર્ય સેનાપતિ તરીકે નક્કી થયા, એટલે હવે સવારે યુદ્ધ થશે, માટે હે તાત ! મને આજ્ઞા થાય તો ફરીથી યુદ્ધ જોઈને તે પ્રમાણે બીજી વખત કહીશ.

तेरी नव अक्षोहिणी, पांच धर्मसुत पास ।
रही सु मत तेरे नृपति, व्हैहैं वेगहि नास ॥ ६७ ॥

હે રાજા ! તમારી નવ અક્ષૌહિણી અને પાંડવો પાસે પાંચ અક્ષૌહિણી સેના રહી છે તે પણ તમારા મતને લીધે જલ્દી નાશ પામશે.

धृतराष्ट्र उवाच

कवित्त

जाने अश्व तीस अश्वमेघन के बांधि राखे,
जोते निज रथ ना छुराये गये काहु पै ।
राम इकवीश वार नछत्री करैया भूमि,
जुद्ध को सिखैया जुद्ध जीत लीनो जाहु पै ।
काशीराज हू की कन्या तीन हू पकरि लायो,
स्वयंवर जीतिकै न जीत्यो गयो ताहु पै ।
ऐसो मोर पिता वली जुद्ध के निपात भयो,
सुयोधन मूढ बिजै चाहत है याहु पै ॥ ६८ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે કે જેણે અશ્વમેધના ત્રીસ અશ્વ (ઘોડા)

બાંધી રાખ્યા, અને પોતાના રથે જોડયા છતાં કોઈથી પણ છોડાવ્યા ગયા નહિ, વળી એકવીસ વાર નક્ષત્રી પૃથ્વી કરનારા પરશુરામ જેને યુદ્ધ શિખવાડનારા હતા, તેમની પાસેથી યુદ્ધ જેણે જીતી લીધું[1] અને જે કાશીરાજાની ત્રણ કન્યાઓ સ્વયંવર જીતીને પકડી લાવ્યો હતો, તો પણ જે તેનાથી જીત્યો ગયો નહિ, એવો મારો બળવાન પિતા જેનો યુદ્ધમાં વિનાશ થયો, એટલા ઉપર પણ મૂર્ખ દુર્યોધન વિજયની ઇચ્છા રાખે છે!

**दोहा**

जाहु सूत कुरुक्षेत्र में, पूत न मानत रंच ।
जो भविष्य सोइ होइहै, कीजे कहा प्रपंच ॥ ६९ ॥

હે સંજય! તું કુરૂક્ષેત્રમાં જા, દુર્યોધન જરા પણ કહ્યું માનતો નથી માટે જે ભવિષ્ય (થવું) હશે તે થશે, શો ઉપાય કરવો?

## इति दशम मयूख ।

(૧) ભગવાન પરશુરામે કાશીનરેશ અભિમૂના સસરા સંજય રાજથી વાકેફ થઈને રાજ્યકન્યા અંબાને સ્વીકૃત કરાવવા માટે ભીષ્મથી યુદ્ધ કર્યું હતું તેમાં ભીષ્મે પરશુરામને પરાસ્ત કર્યા હતા. (ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૭૮થી૧૮૫)

અધ્યાય ૧૭૭માં પરશુરામજી અંબા પ્રત્યે કહે છે કે હે રાજ્યકન્યા! તું જેમ આ સંજયરાજની દૌહિત્રી થાય છે તેમ જ મારી પણ દૌહિત્રી છે.

## एकादश मयूख

### द्रोणपर्व (पूर्वार्द्ध)

### वैशंपायन उवाच

दोहा

पांच दिवस लखि द्रोण जुध, हथनापुर में आय ।
द्रोण पतन पांडव विजय, संजय कहत सुनाय ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા, હે જન્મેજય ! દ્રોણાચાર્યનું પાંચ દિવસનું યુદ્ધ જોઈને, સંજય હસ્તિનાપુરમાં આવીને, દ્રોણનું મરણ અને પાંડવોનો વિજય, ધૃતરાષ્ટ્રને કહી સંભળાવે છે.

शार्दूल विक्रीडित छंद

गेहे यस्य श्रुतिः पठन्ति नितरां, नाना स्वरैर्ब्राह्मणा ।
वीराणां हि शृणोति घोष मुदितं, ज्याकर्पिता धन्विनां ।
उच्चैर्वेणु रवादि वाद्य विविधै, नृत्यन्ति वाराङ्गना ।
हा हा ! द्रोण कुतोसि तस्य सदने, वाक्यं समुदीर्यताम् ॥ २ ॥

જે (દ્રોણ)ના ઘરમાં વિવિધ પ્રકારના સ્વરોથી બ્રાહ્મણો હંમેશાં વેદ ભણતા હતા, જેના ઘરમાં ધનુષ્યની પ્રત્યંચા (દોરી)ને ખેંચનારા વીર ધનુષ્યધારીઓના આનંદમય શબ્દ સંભળાતા હતા, અને વાંસળીના ઊંચા અવાજ વિગેરેથી વિવિધ પ્રકારનાં વાજિંત્રો સાથે વારાંગનાઓ (નાચ કરવાવાળી વેશ્યાઓ) નાચતી હતી, તેના ઘરમાં હા હા ! (ઇતિખેદે) દ્રોણ કયાં છે ? એ વાકયોચ્ચાર સંભળાય છે.

श्लोकाशय

सवैया

जित जा द्विजराज के गेह विषे, द्विज घोष श्रुती स्मृति के करते ।
फिर सोर धनू मुरवी सुनिकै, कुरुराज के शत्रु सबै डरते ।
बजि वाद्य अनेक हि गायक गान तैं, ही सब श्रोतन के हरते ।
तित हा ! कित द्रोन विदारि गयो, बहु शब्द असंभव से बरते ॥ ३ ॥

જ્યાં જે દ્રોણાચાર્યના ઘરમાં બ્રાહ્મણો વેદ તથા સ્મૃતિઓના અવાજ કરતા હતા, વળી ધનુષ્યની દોરીના અવાજ સાંભળીને દુર્યોધનના તમામ શત્રુઓ ડરતા હતા, અને અનેક વાજિંત્રોના અવાજ સાથે ગવૈયાઓનાં ગાયનોથી જ તમામ શ્રોતા (સાંભળનારા)ઓનાં હૃદય હરાઈ જતાં હતાં, ત્યાં (તેના ઘરમાં) હાય! દ્રોણ ક્યાં માર્યો ગયો? એ અત્યંત અસંભવ જેવા શબ્દો વરતાઈ રહ્યા છે. (આમાં વ્યાઘાત અલંકાર છે.)

दोहा

महा असंभव मीत, द्रोण पतन संजय दुसह ।
माखहु जथा अभीत, जुद्ध कियो दुजराज ने ॥ ४ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે હે મિત્ર સંજય! સાંભળતાં ન સહન થઈ શકે તેવું દ્રોણનું મરણ મહા અસંભવિત (જેનો સંભવ નથી એવું) છે, એટલે એ દ્વિજરાજે (દ્રોણાચાર્યે) જેમ યુદ્ધ કર્યું તેમ તું મને નિર્ભયતાથી કહી સંભળાવ.

संजय उवाच

सवैया

जीति सकै तिन तैं नर को ? जयदायक जो व्है गोपाल सो नाहीं ।
वा द्विजराज के बान समान, करै उपमान पै काल सो नाहीं ।
हाथन में चलचाल अनूपम, है चित मैं चलचाल सो नाहीं ।
द्रोन बराह की दाढन तैं परिकै, कढिबो कछु ख्याल सो नाहीं ॥५॥

સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર! પાંડવોને જય આપનાર જો શ્રીકૃષ્ણ જેવો સહાયક ન હોય તો તે (દ્રોણ)ને કયો પુરૂષ જીતી શકે? એ દ્વિજરાજ (દ્રોણાચાર્ય)ના બાણ જેવો મૂર્તિમાન કાળ કહીએ તો તે ઉપમાન પણ કરાય તેમ નથી. કેમકે તેના બેઉ હાથની ચપળતા એવી અનુપમ (ઉપમા રહિત) છે કે એવી ચિત્તમાં પણ ચપળતા નથી, એટલે દ્રોણ રૂપી વરાહની દાઢોમાં પડીને નીકળવું એ કાંઈ રમત જેવું નથી. (આમાં પ્રતિષેધ

મૂલક પ્રતીપ વિનોક્તિ તથા ઉપમા રૂપક હોવાથી વિચિત્ર સંકરાલંકાર છે.)

**कवित्त**

द्रोन के प्रहारे वात मारे ज्यों बिचारे वृच्छ,
भये मतवारे झूमैं झुककै झुकै झुकै ।
वान को सँधान शत्रु प्रान को प्रयान साथ,
बिझ्ञ कैं जहाँ के तहाँ लखत रुकै रुकै ।
नैन विडराने ऐन बैन तुतराने सबै,
सेन थहराने मुख अधर सुकै सुकै ।
वावरे से व्है रहै उतावरे जितेक तितै,
जावरे के घाले रहैं डावरे लुकैं लुक ॥ ६ ॥

વળી હે ધૃતરાષ્ટ્ર ! યુદ્ધમાં દ્રોણના મારેલા મતવાલા મહારથીઓ પવનના ઝપાટાનાં માર્યાં વૃક્ષોની પેઠે નમી નમીને નમ્યા ને નમ્યા જ રહે છે, દ્રોણના બાણનું સંધાન અને શત્રુના પ્રાણનું છૂટવું સાથે જ બને છે, અને ઝંખવાણા પડેલા યોદ્ધાઓ જ્યાંના ત્યાં જ રોકાઈને આમથી તેમ જોયા કરે છે કે કઈ તરફ દ્રોણનાં બાણ આવશે ? વળી તેઓનાં નેત્રો ત્રાસવા માંડયાં છે, અને જેઓનાં સારાં વેણ હતાં તે તોતડાવા માંડયાં, તમામ સૈન્ય કંપવા માંડયું છે, અને મુખ તથા હોઠ સુકાઈ ગયા, જે યુદ્ધમાં ઉતાવળા હતા તે યોદ્ધા જ્યાંના ત્યાં જ બાવરા જેવા બની ગયા છે, વયમાં જાજરા થયેલા (વૃદ્ધ દ્રોણ)ના ઘાયલ કરેલા રાજકુંવરડા સંતાતા સંતાતા રહે છે. (આમાં સર્વ તુકાન્ત વિપ્સા અલંકાર છે, તથા દ્વિતીય અર્ધપદમાં અક્રમાતિશયોક્તિ અલંકાર છે.)

द्रोन कह्यौ मांगि नृप सुयोधन मांग्यो वर,
जीवत ही धर्मराज मोहि पकराइये ।
अर्जुन छतै यहै कठीन दिगपालन कौं,
द्रौन कहै दोउ को वियोग कैसे पाइये ।

त्रिगर्ताधिपति यों सुशर्मा नेम मरिवे को,
कीनो कही सैन्य कौं ह्यां अर्जुन बुलाइये ।
नेम नर क्लैव्य दैन्य आयु आशा गिनै नाहिं,
शत्रु जुद्ध जाचैं ताके सन्मुख सिधाइये ॥ ७ ॥

એ પ્રમાણે અદ્ભુત પરાક્રમ જોઈને દુર્યોધને દ્રોણની પ્રશંસા કરી, એટલે દ્રોણે કહ્યું કે હે રાજા દુર્યોધન ! વરદાન માગ, તે સાંભળીને દુર્યોધને વરદાન માગ્યું કે હે આચાર્ય ! આપ મને ધર્મરાજા જીવતા પકડાવી આપો. તે સાંભળી દ્રોણાચાર્યે કહ્યું કે અર્જુનની હાજરીમાં તો એ કાર્ય દિગ્પાળોને પણ કઠણ છે, માટે બેઉનો વિયોગ થાય એવો ઉપાય કેવી રીતે પામીએ ? દ્રોણનો વિચાર જાણીને ત્રિગર્તદેશના રાજા સુશર્માએ યુદ્ધમાં મરવાનો નિયમ કર્યો, અને પોતાની સેનાને કહ્યું કે અર્જુનને આપણી સામે યુદ્ધ કરવા બોલાવો, તે જરૂર આવશે જ, કેમકે તેનામાં કાયરતા કે કંગાલપણું નથી અને તે આયુષ્યની આશા પણ રાખતો નથી, વળી તેની સામે જે શત્રુ યુદ્ધની યાચના કરે તેની સામું સિધાવવું તેવો તેનો નિયમ છે.

### दोहा

नहीं क्लीवता दीनता, अर्जुन के यह नेम ।
आयु अनहि दैहै अवसि, आपु राखिहै क्षेम ॥ ८ ॥

વળી પણ સુશર્માએ કહ્યું કે રણમાં કાયરપણું અને કંગાલપણું ન કરવું એવો અર્જુનને નિયમ છે, વળી તે બીજા (સામાવાળા)ને અવશ્ય આયુષ્ય આપીને પણ પોતાપણું અર્થાત પોતાના પણ (નિયમ)નું ક્ષેમ (કુશળ) રાખશે.

### कविकृथन–संजयोवाच

इतै एक गांजीवधर, उतै पचास हजार ।
वहुत रथी इक प्रहर में, कीन्है विजय सँहार ॥ ९ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! સુશર્માએ બોલાવવાથી

અર્જુન તેની સામે યુદ્ધ કરવા આવ્યો, તેમાં આ તરફ એકલો (એક રથી) ગાંડીવ ધનુષ્યને ધારણ કરનાર, અને પેલી તરફ પચાસ હજાર યોદ્ધાઓ હતા, પરંતુ અર્જુને માત્ર એક જ પહોરમાં અનેક રથીઓનો સંહાર કર્યો. (આમાં દ્વિતીય વિભાવના અલંકાર છે.)

मोह अस्त्र तैं सारथी, रथी कृष्ण अरु पाथ ।
लखैं परत अरि परसपर, हतत जात निज साथ ॥ १० ॥

એવી રીતે યુદ્ધ કરતાં અર્જુને શત્રુના સૈન્યમાં મોહાસ્ત્ર ફેંકવાથી તેમાં રથી, સારથિને કૃષ્ણ રૂપે, તથા સારથિ, રથીને અર્જુન રૂપે, એવી રીતે પરસ્પર શત્રુ રૂપે દેખાઈ પડવાથી તેઓ પોતાના જ સાથને હણવા માંડ્યા.

कवित्त

संसप्तक युद्ध कौं किरीटी के गयै तैं करि-
प्रेर्यौ भगदत्त भीम हू के अंत लै रह्यो ।
स्व बल विचल निष्ट शब्द सुनि तिष्ट तिष्ट,
आयो यों उचारत ही गांजीव कौं छ्वै रह्यो ।
मार्यो वान एक ही प्रचारि ढिग आवत सो,
पखऊवा सुंड पै लखावै तुंड च्वै रह्यो ।
धर्मज के विजै के वितान से तनैंगे तो तैं,
महूरत आदि कील रोपिवे को ह्वै रह्यो ॥ ११ ॥

ત્યાર પછી અર્જુન સંસપ્તકો સામે યુદ્ધ કરવા જવાથી ભગદત્તે પોતાનો હાથી ભીમ સામે ચલાવ્યો તે ભીમનો અંત લઈ રહ્યો હતો, એટલામાં પોતાની ચળાયમાન થયેલી સેનાના દુખિત શબ્દો સાંભળીને ઊભા રહો ! ઊભા રહો ! એમ બોલતા અર્જુને ત્યાં આવીને ગાંજીવ ધનુષ્યનો સ્પર્શ કરી પાસે આવીને શત્રુને પડકારીને એકજ બાણ માર્યું તેનું પુંખલું હાથીના માથામાં પેઠેલું દેખાવા લાગ્યું અને માથું લોહીથી નીતરી રહ્યું. કવિ કહે છે કે તે જાણે રાજા ધર્મની વિશેષે જયના

તંબૂઓ તણાશે તેથી તંબૂની ખૂંટી રોપવાનું આગમસૂચી જયમુહૂર્ત થઈ રહ્યું હોય નહિ? (આમાં ગમ્યોત્પદ હેતૂત્પ્રેક્ષા અલંકાર છે.)

भगदत्त ने वैषणव अस्त्र प्रेर्यो अर्जुन पै,
नारायन बीच झेल्यो नर कौं बचाय कै ।

पटका वर्दान को हो दृष्ट काज शत्रु सीस,
कृष्ण ने कटाय गेर्यो कथा समुझाय कै ।

वहै गज मारि सीस डारि भूपै भूप हू को,
विजय उचारि निज वल कौं सुनाय कै ।

जे भिरे हैं आय कै कै आयुध उठाय कै वा
तेज हू कौं पाय केते परे मुरछाय कै ॥ १२ ॥

ત્યાર પછી ભગદત્તે અર્જુન પર વૈષ્ણવાસ્ત્ર ફેંક્યું, તેને શ્રીકૃષ્ણે વચમાં જ ઝીલી લઈને અર્જુનને બચાવ્યો, અને ભગદત્તને વરદાન હતું તે તથા પાટો બાંધી રાખતો હતો તે કથા અર્જુનને સમજાવીને શ્રીકૃષ્ણે તે પાટો કપાવી નંખાવ્યો.[1] અને એના હાથીને મારીને એ રાજા (ભગદત્ત)નું માથું પૃથ્વી પર નાંખી અર્જુને પોતાનું બળ સંભળાવીને વિજયનો ઉચ્ચાર કર્યો, તે વખતે કેટલા કેટલાયે યોદ્ધાઓ જે જે શસ્ત્રો ઉપાડીને લડતા હતા તે તે કેટલાયે યોદ્ધા અર્જુનનું તેજ (પરાક્રમ) પામી (જોઇ)ને મૂર્ચ્છિત થઈને પડી ગયા.

(૧) ભગદત્ત નરકાસુરનો પુત્ર હતો. ભગવાને નરકાસુરને માર્યો ત્યારે તેની માતા (પૃથ્વી)નો પોકાર સાંભળી ભોમાસુરના પુત્ર ભગદત્તનો પ્રયાગ જ્યોતિમાં અભિષેક કર્યો, અને તેને વૈષ્ણવાસ્ત્રનું વરદાન આપ્યું. વળી તે ભગદત્તની પાંપણો ઘણીજ મોટી હોવાથી તે દેખી શકતો નહોતો તેથી પાંપણોને લલાટ સાથે લગાવીને પાટો બાંધી રાખતો હતો તે બેઉ બાબતની કથા શ્રીકૃષ્ણે અર્જુનને સમજાવી. (દ્રોણ પર્વ, અધ્યાય ૨૯)

## दुर्योधन कथन

### दोहा

द्वै दिन अर्जुन बिन रह्यो, धर्म न पकर्यो आप ।
वर घृथा कि अथवा वृथा, भये तोर सर चाप ॥ १३ ॥

તે જોઈને દુર્યોધને દ્રોણને કહ્યું કે હે આચાર્ય ! અર્જુન વિના યુધિષ્ઠિર બે દિવસ સૂનો રહ્યો તોપણ આપે તેને પકડયો નહિ, તે આપનું વરદાન મિથ્યા થયું કે આપનાં ધનુષ્ય બાણ મિથ્યા થયાં ?

## द्रोण कथन

चक्र व्यूह अव रचत हौं, आज पकरिहौं भूप ।
नांतो हतिहौं सूर कोउ, ताही के अनुरूप ॥ १४ ॥

તે સાંભળીને દ્રોણે કહ્યું કે હે દુર્યોધન ! હવે હું ચક્રવ્યૂહ[1] (ચક્રના આકારે ફોજના કોઠા કરવા તે) રચું છું, અને રાજા ધર્મને આજ પકડીશ, જો તે નહિ પકડાય તો તેના રૂપે કોઈ બીજો યોદ્ધો હણીશ.

## संजयोवाच

अर्जुन सो जुध कौं गये, संसप्तक के संग ।
ता पीछे द्विज द्रोण ने, कीनो व्यूह अभंग ॥ १५ ॥

---

(૧) આ નીચે બતાવેલી ચક્રવ્યૂહની આકૃતિ પ્રમાણે કોઠાબંધ સૈન્યની ગોઠવણીમાં, ૧ દ્રોણાચાર્ય, ૨ કૃપાચાર્ય, ૩ અશ્વત્થામા, ૪ કર્ણ, ૫ દુર્યોધન, ૬ શલ્ય, ૭ જયદ્રથ, એ અનુક્રમે સાત આગેવાન યોદ્ધાઓ હતા, એમ વ્યાસ વલ્લભકૃત મહાભારતમાં કહ્યું છે.



આ ચિત્ર માટે એવી લોકવાયકા છે કે જે સ્ત્રી પ્રસવના વિલંબથી પીડાતી હોય તેના હાથે આ ચિત્ર બાંધવાથી જલ્દી પ્રસવ થાય છે.

અર્જુન સંસપ્તકોની સામે યુદ્ધ કરવા ગયો તે પછી દ્રોણાચાર્યે નાશ ન પામે એવો ચક્રવ્યૂહ રચ્યો.

धर्मोवाच

व्यूह वेध पै हार जय, लगी पुत्र विख्यात ।
भेदत है प्रद्युम्न हरि, तूं अथवा तव तात ॥ १६ ॥

યુધિષ્ઠિર અભિમન્યુ પ્રત્યે કહે છે કે હે પુત્ર! ચક્રવ્યૂહ ભેદવા પર પ્રસિદ્ધ હાર જીતનું મંડાણ રહ્યું છે, તે ચક્રવ્યૂહને ભેદનાર પ્રદ્યુમ્ન, શ્રીકૃષ્ણ અને તું અથવા તારો પિતા અર્જુન છે.

तो बिन अभिमन तीन हू, वे तो नहिं यह काल ।
तूं वेधहु तव पृष्ट पै, रहिहैं हम सब लाल ॥ १७ ॥

હે અભિમન્યુ! તારા વિના એ ત્રણ યોદ્ધાઓ તો આ સમયે અહીં નથી, તેથી હે પુત્ર! તે વ્યૂહને તું ભેદ, અને અમે સર્વ તારા રક્ષણ માટે તારી પાછળ રહીશું.

अभिमन्यु का चक्रव्यूह में जाना

चक्रव्यूह के वेधवे, अभिमन कुँवर उदार ।
धर्मराज आदेश तैं, चल्यो कवच धनु धार ॥ १८ ॥

સંજય કહે છે હે ધૃતરાષ્ટ્ર! પછી રાજા ધર્મની આજ્ઞાથી ઉદાર એવો અભિમન્યુકુમાર બખ્તર અને ધનુષ્ય ધારણ કરીને ચક્રવ્યૂહને ભેદવા માટે ચાલ્યો.

कवि कथन

कवित्त

जैद्रथ को मृत्यु और अजय सुयोधन को,
छहूँ वीर धीरन को अजश लखा गयो ।
विजय युधिष्ठिर को सुजश किरीटी जू को,
द्रौन को पतन नाहिं जतन रखा गयो ।

सुभद्रा को शोक अहवात नाश उत्तरा को,
केउ नृप पुत्रन कों काल ज्यों सिखा गयो ।
इतने पदारथ को चक्रव्यूह रंगभू में,
अर्जुनी के आगम " आगम दिखा गयो ॥ १६ ॥

કવિ કહે છે કે જયદ્રથનું મૃત્યુ અને દુર્યોધનનો પરાજય, તથા છ ધૈર્યવાન વીરોનો[1] અપયશ દેખાઈ ગયો, રાજા ધર્મનો વિજય અને અર્જુનનો સુજશ, તથા દ્રોણના મૃત્યુને ટાળવાનો યત્ન રાખ્યો ગયો નહિ, સુભદ્રાનો શોક, અને ઉત્તરાના અહિ-વાતણ (સૌભાગ્ય)નો નાશ અને કેટલાયે રાજાઓના કુંવરોનો કાળ છે એમ સમજાઈ ગયું, અર્જુની (અર્જુનના પુત્ર અભિમન્યુ) ના ચક્રવ્યૂહની રંગભૂમિમાં આવવાથી, ઉપર કહ્યા એટલા પદાર્થોનું આગમ (થવાનું અગાઉથી માલુમ થવું) અથવા આવવું દેખાઈ ગયું. (એમાં છેવટના પહેલા અર્થ વડે અત્યંતાતિશયોક્તિ, અને બીજા અર્થ વડે અક્રમાતિશયોક્તિ અલંકાર થાય.)

द्रौन को द्रढायो दल दुसह दिखात दीर्घ,
दारुन दुसासन से चक्रव्यू बनायो है ।
जाकी भीर भेदिबे कों भर्त वंश भूषन यों,
पाय पितु आज्ञा भुज भार भीम भायो है ।
पारे अवनीशन के शीष अभिषेप कीन्हे,
केते हू कुमार मारे तोउ न अघायो है ।
सुभद्रा की कूख की बलैया लीजै बार बार,
जाके बीच बीर धीर अभेमन्यु जायो है ॥ २० ॥

દ્રોણનું સ્થિર કરેલું સૈન્ય દુઃખે કરીને પણ શત્રુથી સહન ન થઈ શકે તેવું વિશાળ છે, તેનો વિકટ દુઃશાસન વડે ચક્રવ્યૂહ બનાવ્યો છે, જેની ભીડ ભેદવા માટે ભરતવંશનો ભૂષણ અભિ-મન્યુ પિતા (ધર્મ)ની આજ્ઞા પામ્યો છે તેથી તેની ભુજાઓને

(૧) એ છ યોદ્ધાઓનાં નામ આગળ દવાવૈત છંદ ૩૫માં છે.

તે ભયંકર ભાર ભાંગ્યો છે, જેણે તુર્તનાં અભિષેક કરેલાં રાજાઓનાં મસ્તકો પૃથ્વીગત કર્યાં, અને કેટલાયે રાજકુમારોને માર્યા તોપણ જે તૃપ્ત થયો નથી. કવિ કહે છે કે સુભદ્રાની કૂખનાં વારંવાર વારણાં લઈએ કે જેમાંથી ધૈર્યવાન વીર એવો અભિમન્યુ ઉત્પન્ન થયો છે,

बैरी वखानत हैं योधन की सैन्य वारे,
अर्जुन तें जाको तेज लखत सवायो है ।
बडिग्रा के भौंर जसो चक्रव्यूह तापै वेग,
दक्ष जग्य काज वीरभद्र दरसायो है ।
बाप हू को आचारज और सब क्षत्रिन को,
ताके मुख बाप जैसो आप पद पायो है ।
सुभद्रा की कूख की बलैया लीजैं बार बार,
जाके बीच बीर धीर अभिमन्यु जायो है ॥ २१ ॥

વળી જેનું પરાક્રમ અર્જુનથી સંવાયું છે તે જોઈને દુર્યોધનની સેનાવાળા શત્રુઓ વખાણ કરે છે, વાડવાગ્નિના ભ્રમર (ચક્ર) જેવા ચક્રવ્યૂહ પર એ અભિમન્યુનો વેગ (આવેશ) દક્ષ પ્રજાપતિના યજ્ઞ વિધ્વંસ માટે વીરભદ્ર રૂપ દેખાયો છે, તેના પિતાના તથા તમામ ક્ષત્રિયોના આચાર્ય એવા દ્રોણગુરૂને મોંઢે પોતે પોતાના પિતા જેવું પદ પામ્યો છે, કવિ કહે છે કે સુભદ્રાની કૂખનાં વારંવાર વારણાં લઈએ કે જેમાંથી ધૈર્યવાન વીર એવો અભિમન્યુ ઉત્પન્ન થયો છે.

दोहा

काका और भतीज को, भयो युद्ध अदभूत ।
दुस्यासन मूर्छित भयो, ताहि भगो लै सूत ॥ २२ ॥

તે વખતે કાકા (દુઃશાસન) અને ભત્રીજા (અભિમન્યુ)નું અદ્ભુત યુદ્ધ થયું, તેમાં દુઃશાસન મૂર્છિત થયો ત્યારે તેનો સારથિ તેને લઈને નાઠો.

सवैया

मात पिता सुभद्रा रु धनंजय, द्वै पख तेज कदी विसरै ना ।
जेष्ट तो कष्ट में दृष्ट परै न, कनिष्ट की कष्ट में पृष्ट फिरै ना ।
तात को भ्रात डरै बहु शत्रु मैं, भ्रात को तात सदैव डरै ना ।
काके की होड भतीज करै नहिं, काको भतीज की होड करै ना ॥२३॥

જેની માતા સુભદ્રા છે, અને જેનો પિતા અર્જુન છે, એવો જે અભિમન્યુ તે (પિતૃપક્ષ અને માતૃપક્ષ એ) બેઉ તરફનું પરાક્રમ કદી પણ ભૂલે નહિ, જ્યેષ્ઠ (વડીલ દુઃશાસન) તો યુદ્ધ વખતે પોતાના કષ્ટમાં નજરે પડતો નથી, અને કનિષ્ઠ (નાનો અભિમન્યુ) પોતાના કષ્ટમાં પીઠ ફેરવતો નથી, તાત (અભિમન્યુના પિતા અર્જુન)નો ભ્રાત (ભાઈ દુઃશાસન) શત્રુઓમાં બહુજ ડર પામે છે, અને ભ્રાત (દુઃશાસનના ભાઈ અર્જુન)નો તાત (દીકરો અભિમન્યુ) કોઈ પણ વખતે ડરતો નથી, એમ કાકા (દુઃશાસન) ની હોડ ભત્રીજો (અભિમન્યુ) કરતો નથી, અર્થાત કાકાની પેઠે યુદ્ધમાંથી પલાયન થતો નથી, અને ભત્રીજા (અભિમન્યુ)ની હોડ કાકો (દુઃશાસન) કરતો નથી અર્થાત અભિમન્યુની પેઠે વીરત્વ ધરાવી શકતો નથી.

कवित्त

सुयोधन कोप किये सुभद्रानंद पैं चल्यो,
ताकौं देखि सेनापति द्रौन अकुलायो है ।
बार बार बरजौं मैं बरज्यो न मानै शठ,
मेरी दृष्ट बाल प्रलैकाल सो लखायो है ।
अकेले कुमार लाखौं लोक तेरी वाहनी को,
मारिकैं अबार जमलोक में पठायो है ।
आसवी को छक्यो ज्यौं असावधान जात किते ?
आगे देख महावीर वासवी को जायो है ॥ २४ ॥

દુઃશાસનના મૂર્ચ્છિત થવા પછી દુર્યોધન ક્રોધ કરીને

અભિમન્યુના ઉપર ચાલ્યો, તેને જોઈને સેનાપતિ દ્રોણુ અકળાયો, અને દુર્યોધનને કહેવા માંડ્યો કે હે શઠ ! હું તને વારંવાર રોકું છું તો પણુ તું તે રોકાણુને માનતો નથી. મારી નજરે એ બાળક (અભિમન્યુ) પ્રલયકાળ જેવો દેખાયો છે, એ એકલા કુમારે (કિશોર વયવાળાએ) તારી સેનાનાં લાખો માણુસોને હમણાં જ મારીને જમલોકમાં મોકલ્યાં છે, હે દુર્યોધન ! દારૂના છાકેલાની પેઠે ગાફેલ થઈને તું ક્યાં જાય છે ? આગળ જોતો ખરો, મહા શૂરવીર અર્જુનનો પુત્ર અભિમન્યુ છે.

## छंद दवावैत

अर्जुन के पीछे कुरुदल के उमगाये तैं ।
वेधन चक्रव्यूह यमसुत के फुरमाये तैं ।
अभिमन के त्री हाइन, घोरे रथ लागत ही ।
बगतर तन धारत रव शंखन के वागत ही ॥ २५ ॥

અર્જુન સંસપ્તકની સામે યુદ્ધ કરવા ગયા પછી, કૌરવોનું સૈન્ય ઉપડી આવવાથી, યુધિષ્ઠિરની આજ્ઞા થઈ તેથી અભિમન્યુ ચક્વ્યૂહ વેધવા માટે ચાલ્યો, તે વખતે તેના રથે ત્રણ ત્રણ વર્ષના ઘોડા જોડાયા, શરીરે બખ્તર ધારણ કર્યાં, શંખોના અવાજ થવા માંડ્યા,

रुक गो दश दिश हू तैं, वायू दिन रूखो सो ।
भैचक सो कालहि नृपपुत्रन को भूखो सो ।
दिनमणि की रस्मी निर्तेजहि दरसावैं त्यों ।
कंपत भू भूधर अहि, कोलहि कसकावैं त्यों ॥ २६ ॥

દશે દિશાઓથી વાયુ રોકાઇ ગયો; દિવસ ઝાંખા જેવો થયો, વળી તે અભિમન્યુ કાળ જેવો ભેચક (ભયાનક ચક્ષુવાળો) રાજાઓના પુત્રોનો ભૂખ્યો થયો, સૂર્યનાં કિરણો નિસ્તેજ (ઝાંખાં) દેખાવા માંડ્યાં, પૃથ્વી, પર્વતો અને શેષનાગ કંપે છે, તેમ જ કાચબાની પીઠ કસમસે છે.

कायर मुख सूखे तुतराने तन कंपत हैं ।
सूरन के जश की परलोकहि में संपत है ।
व्यूहे करि वेधन गो, कँवरन के झुंडन सैं ।
छत्रन की छाया तकि, मारत सर मुंडन मैं ॥ २७ ॥

કાયરોનાં મુખ સુકાવા માંડ્યાં, વેણ તોતડાં થયાં, શરીર કંપે છે, અને શૂરાઓના જશની પરલોક (સ્વર્ગ)માં સંપત્તિ થાય છે, વ્યૂહને (ચક્રાવાના સૈન્યને) ભેદીને અભિમન્યુ રાજકુંવરોના મંડળમાં ગયો, ત્યાં છત્રોની છાયા જોઈને મસ્તકો પર બાણ મારવા માંડ્યો.

छाई सुघराई दल, अर्जुन के छौने की ।
लाघवता कर की सुघराई मुख लौने की ।
निरखे आचारज छवि, सुभद्रा के नंदन की ।
कर की चल चालन गन शत्रुन निस्कंदन की ॥ २८ ॥

અર્જુનના પુત્ર અભિમન્યુનું શત્રુના સૈન્યમાં ચાતુર્ય ફેલાયું, વળી તેના હાથની ચપળતા, મનોહર મુખની સુઘડતા, અને તે સુભદ્રાના પુત્રની શોભા દ્રોણાચાર્ય જુએ છે, તેના હસ્તચલન (હાથ ચાલવા)ની ચપળતા શત્રુઓના સમૂહનો નાશ કરવાવાળી છે,

पंचन तैं बोलत चख अद्‌भुतता पेखौं हौं ।
अर्जुन ऐसी भइ, सृष्टी कौं देखौं हौं ।
दाये अरु बाये धनु मंडल सर संजुत हैं ।
रस्मी जु सूरज परिवेषहि में रंजत है ॥ २९ ॥

તે જોઈને દ્રોણાચાર્ય સૈન્યના પંચો (સેનાનાયકો)થી વાત કરે છે કે હું મારી આંખે આશ્ચર્યભર્યો દેખાવ દેખું છું, તે એવો છે કે જાણે બે અર્જુનવાળી સૃષ્ટિ થઈ હોય એમ જોઉં છું, વળી તે અભિમન્યુનું જમણી અને ડાબી બાજુએથી બાણ સહિત ધનુષ્ય મંડળ, કિરણો સહિત સૂર્યનારાયણ પોતાના પરિવેષ (કુંડાળા)માં શોભતા હોય તેમ શોભે છે.

कालहि के बालहि से, बानन बरषावै जे ।
सालन नटसालन दरसालहि दरसावै जे ।
अभिमन के सनमुख अजरायल जे अड़ते हैं ।
जमपुर के भर्गल केउ, घायल तड़फड़ते हैं ॥ ३० ॥

વળી જે કાળ (સર્પ)નાં બાળકો જેવાં બાણો વરસાવે છે, સાલ (શરીરે વાગીને નીકળી જાય તે), નટસાલ (શરીરમાં ભાગી રહે તે) અને દરસાલો (શરીરમાંથી આરપાર નીકળી જાય તે) જ દેખાય છે. અભિમન્યુની સામે જે ભરયુવાન યોદ્ધાઓ લડે છે, તેઓ પૈકી જમપુરની તરફે ભાગેલા કેટલાક ઘાયલો તરફડે છે.

वीरन के जुथ्थन बिच, चालन तिह बेरूँ की ।
सीधे मुँह बालन के भालन समसेरूँ की ।
वीरा नृत नचिकै भट, जूटे रुचि रुचि कै त्यों ।
मचके लगि वाहन खचि खचिके धर लचकै त्यों ॥ ३१ ॥

તે વખતે વીરોના સમૂહ વચ્ચે સામે મોઢે આવનારા બાળકુંવરોનાં મસ્તકો પર તરવારો ચાલી રહી છે, શૂરવીરો વીરનૃત્ય નાચીને રૂચિ રૂચિ પ્રમાણે લડે છે, અને રથાદિ વાહનો ખેંચાઈ ખેંચાઈને મચકાઈ જાય છે, તેમજ પૃથ્વી પણ લચકાઈ જાય છે.

गड़गड़ते तूरन बड़बड़ते तेउ लड़ते हैं ।
भिड़ते केउ मुड़ते केउ झड़ते केउ पड़ते हैं ।
किलकैं मिल मिलकै दल बल कै अगवारी पै ।
चलिकै छल बल कै अनजल कै इक तारी पैं ॥ ३२ ॥

રણતૂર (વાજિંત્ર) ગડગડી રહ્યાં છે, બડબડાટ કરતા યોદ્ધાઓ લડે છે, કેટલાક બાથે પડે છે, કેટલાક પાછા હઠે છે, કેટલાક ઝઘડે છે, કેટલાક પડે છે, સૈન્ય બળની આગેવાની પર મળી મળીને કિલકાર કરે છે, અને એક તાળી વાગવા જેટલા સમય પર અન્નજળવડે તથા છળબળવડે નાશ પામે છે.

होलैं केउ डोलैं केउ, तोलैं तरवारन कौं ।
खोलैं नीशानन केउ, बोलैं अरि मारन कौं ।
भूमैं केउ घूमैं केउ, वाहन रथ नागू पै ।
झूमैं केउ टूमैं भड़, अच्छे हय आगू पै ॥ ३३ ॥

કેટલાક ઓલાઈ ગયા, કેટલાક આમથી તેમ ડોલે છે, કેટલાક તરવારોને તોળે છે, કેટલાક નિશાન ખુલ્લાં કરીને શત્રુને મારવા બોલે છે, કેટલાક રણભૂમિ પર પ્યાદા ઘૂમી રહ્યા છે, કેટલાક રથ અને હાથીના વાહન પર છે, કેટલાક યોદ્ધાઓ સારા ઘોડાઓ પર બેઠેલા આગળ થઈ ને ટહેલી રહ્યા છે અને કેટલાક ઝૂમી રહ્યા છે,

क्षत्रन तैं शत्रुन की, सेना झरि परती है ।
जोगनि मिलि रक्तन तैं, पत्रन कौं भरती हैं ।
काका दुस्यासन कौं, मूर्छित करि डार्यो ही ।
द्वै सत नृप पुत्रन जुत, लछमन कौं मार्यो ही ॥ ३४ ॥

ઘાયલ થવાથી શત્રુની સેના વરસાદની ઝડીની પેઠે પડયે જાય છે, ખપ્પર યોગિણીઓ મળીને પોતાનાં પાત્રો (ખપ્પરો) લોહીથી ભરે છે, એ રીતે અભિમન્યુએ પોતાના કાકા દુઃશાસનને મૂર્ચ્છિત કરી નાંખ્યો અને બસો રાજકુંવરો સાથે લક્ષ્મણકુમારને મારી નાંખ્યો,

भानुसुत द्रौनी कृप, भूरीश्रव आचारज ।
सलि जुत मिलि विरथी सो, कीनो जव मारन कज ॥
दीनो शिर शंकर कौं पल रत पलचारी कौं ।
पितु कौं जय मृत्यू भय, जैद्रथ अपकारी कौं ॥ ३५ ॥
लाखन कौं दैकै विधवापन अरि प्यारी कौं ।
उतरा कौं दीनो विधवापन निज नारी कौं[1] ।

(૧) એ છેવટનો છંદ અર્ધો છે, એવી રીતે પદ્ધરી વિગેરે છંદો આગળ પાછળ કેટલેક સ્થળે અર્ધા અર્ધા છે,

પછી કર્ણ, અશ્વત્થામા, કૃપાચાર્ય, ભૂરિશ્રવા, દ્રોણાચાર્ય અને સલ્ય, એ છ જણાઓએ[1] સાથે મળીને અભિમન્યુને મારવા માટે રથ વિનાનો કર્યો, એટલે અભિમન્યુએ પોતાનું મસ્તક શ્રીશંકર ભગવાનને તથા માંસ અને લોહી માંસાહારીઓ (પક્ષી વિગેરે)ને આપ્યું, પોતાના પિતા (અર્જુન)ને જય તથા કૃતઘ્ની જયદ્રથને મૃત્યુનો ભય આપ્યો, વળી લાખો શત્રુઓની સ્ત્રીઓને વિધવાપણું આપીને, પોતાની સ્ત્રી ઉત્તરાકુમારીને વિધવાપણું આપ્યું.

संजय उवाच

दोहा

मर्यो कँवर सँध्या समय, भयो सैन्य अवहार ।
शोक–सिंधु बिच धर्मसुत, परि करि उठत पुकार ॥ ३६ ॥

સંજય કહે છે કે અભિમન્યુ કુમાર સંધ્યા સમયે મરણ પામ્યો, એટલે બેઉ સેન્યની લડાઈ બંધ થઈ, અને ધર્મરાજા શોકરૂપી સમુદ્રમાં પડીને પોકાર કરવા માંડયા.

धर्मोवाच

कवित्त

नृपत गांधार जूकी तनया उछाह करौ,
कुंतीभोज तनया को उछव मिटाये तैं ।
वासुदेव अर्जुन कौं वदन वताऊँ कैसे,
युयुत्सु कौं किते शीख देहौं विचलाये तैं ।
युधिष्ठिर कहै मोकौं वन को गमन श्रेय,
मन को मनोरथ सो मन मैं विलाये तैं ।
भये मन भाये पाये राजपद अंधपूत,
सुभद्रा के जाये वीर स्वरग सिधाये तैं ॥ ३७ ॥

(૧) દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા, બૃહદ્‌બળ, અને કૃતવર્મા એ ૭ મહારથીઓએ અભિમન્યુને ચારે તરફથી ઘેરી લીધો (દ્રોણપર્વ, અધ્યાય ૭૩).

ધર્મરાજા કહે છે કે સુભદ્રાનો પુત્ર (અભિમન્યુ) સ્વર્ગમાં સિધાવવાથી દુર્યોધનનું મનગમતું કાર્ય થયું હોઈ તે રાજ્યપદ પામ્યો છે, એટલે કુંતીભોજની પુત્રી (કુંતા)નો ઉત્સવ મટી જવાથી ગાંધાર રાજાની પુત્રી (ગાંધારી) ભલે ઉત્સવ કરે, હું શ્રીકૃષ્ણ તથા અર્જુનને મારૂં મોઢું શી રીતે બતાવીશ ? વળી પોતાના ભાઈથી વિમુખ થઈને આવેલો જે યુયુત્સુ તેને વ્યાકુળતાથી હું કેમ કરીને શાન્ત્વન આપીશ, મારા મનનો મનોરથ મનમાં જ સમાઈ જવાથી હવે મારે વનમાં જ જવું સારૂં છે. (આમાં હેતુ અલંકાર છે.)

(व्याघातालंकार)

सवैया

मधु भोजन मैं मनि भूषन मैं मृदु सैनन मैं जहँ प्रानप्रिया ।
शिव गौनन मैं शुध भौनन मैं थिर बाहन पै सुत देखि जिया ।
करिये जिनकौं इन ठाहर अग्र सो हाय अबै अकुलात हिया ।
धिक भो धिक क्षत्रन कौं जुध बीच कहा कहौं बालक अग्र किए ॥३८॥

જે પુત્રને મીઠાં ભોજનોમાં, મણિઓ જડિત આભૂષણોમાં, સુકોમળ સેજમાં જ્યાં તેની પ્રાણપ્રિયા (સ્ત્રી) હોય ત્યાં, શુભ-નિવાસોમાં, અને માંગળિક ગમનો (પ્રયાણ)માં સ્થિર વાહન પર જીવિત જોઈને એવે એવે ઠેકાણે આગળ કરવો જોઈએ, તે બાળક (પુત્ર)ને મેં યુદ્ધમાં આગળ કર્યો એ મને તથા મારા ક્ષત્રિયપણાને ધિક્કાર છે, હાય! (ઇતિખેદે) યુધિષ્ઠિર કહે છે કે હવે હું શું કહું ? મારૂં હૃદય અકળાય છે.

संजय उवाच

दोहा

अर्जुन देखे आइकै, सांझ शिविर हरि संग ।
नहिं वादित्र प्रदीप नहिं, नहीं राग नहिं रंग ॥ ३९ ॥

સંજય કહે છે હે ધૃતરાષ્ટ્ર ! અર્જુન સાંજ સમયે શ્રીકૃષ્ણની

સાથે આવીને તંબુઓ તરફ જુએ છે તો ત્યાં દીવા પ્રગટેલા નથી, વાજિંત્રો વાગતાં નથી, અને કોઈ પણ પ્રકારનો રંગ-રાગ નથી.

कवित्त

आयो वीर संसप्तक गन को सँहार करि,
सूने से शिवीर देखि शोक वेशुमार है ।
पूछै है दुसह दशा भ्रातन अमात्यन सों,
केशव के संग यौं किरीटी बेकरार है ।
भर्तवंश भूपन जो दूषन दुसह गन,
कुंता को लड़ैतो मेरे प्रान को अधार है ।
बल-भागनेय कहाँ, सुभद्रा को छावा कहाँ,
कहाँ पांडुनंदन अभिमन्यु कुमार है ॥ ४० ॥

વીર અર્જુન સંસપ્તકના સૈન્યનો સંહાર કરીને જ્યારે આવ્યો, ત્યારે શૂન્યવત તંબૂઓ જોઈને તેને અપાર શોક થયો, એવી રીતે શ્રીકૃષ્ણ સાથે આવેલો અર્જુન બેકરાર (આરામ રહિત) હોઈ, એવી અસહ્ય સ્થિતિમાં ભાઈઓને તથા પ્રધાનોને પૂછે છે કે ભરત વંશનો આભૂષણ, શત્રુઓના સમૂહને દુઃખ દેનારો, કુંતાનો લાડકવાયો, અને મારા પ્રાણનો આધાર એવો જે બળભદ્રનો ભાણેજ તે ક્યાં છે? સુભદ્રાનો પુત્ર ક્યાં છે? પાંડવપુત્ર અભિમન્યુ કુમાર ક્યાં છે?

श्रीकृष्णोवाच

नाना सुरसेन, तेरी माता कुंती वीरसुया,
पितामह शांतनू त्यौं पिता नृप पंडु है ।
कीनो सुरलोक अभै लीनो नरलोक जीति,
वासी नागलोक ही के मानैं बल बंडु है ।
केशव किरीटी जू सौं कहै अभिमन्यु कहाँ,
शत्रु जीतिवे को तेरो बिरद अखंड है ।

देखि ध्वजदंड तजि खंड अरि झुंड जात,
तेरे भुजदंड ही तैं अभय ब्रह्मंड है ॥ ४१ ॥

અર્જુનને શોકયુક્ત જોઈને શ્રીકૃષ્ણ આશ્વાસન રૂપ શ્લાઘ્ય વચનો કહે છે કે હે અર્જુન! તારો નાનો (માતાનો પિતા) સૂરસેન છે, તારી માતા કુંતા વીરપુત્રી છે, પિતામહ (પિતાનો પિતા) શાંતનુ છે, તેમજ પિતા પાંડુરાજા છે, વળી તેં મૃત્યુલોક જીતીને સ્વર્ગલોક નિર્ભય કરેલું છે, અને નાગલોક (પાતાળ) નિવાસી તને મોટો બળવાન માને છે, પછી તું અભિમન્યુ (રણમાં કામ આવ્યો તે) ક્યાં છે એમ કેમ કહે છે? (એવું દીનતાવાળું આક્રંદ ન કર.) કેમકે શત્રુઓને જીતવાનું તારૂં અખંડ બિરદ છે, વળી તારા રથની ધ્વજાનો દંડ જોઈને શત્રુઓનો સમૂહ પોતાનો ખંડ (દેશ) તજીને નાસી જાય છે, વળી તારા ભુજદંડથી બ્રહ્માંડ નિર્ભય છે. (આમાં ઉદાત્તાંતર્ગત સ્વભાવોક્તિ અલંકાર છે.)

## अर्जुन उवाच

### दोहा

क्यों धारत हौ शस्त्र तुम, महावीर चहुँ भ्रात ।
तुम ढिग शिशु कसै मर्यो, यासौं चित अकुलात ॥ ४२ ॥

ત્યાર પછી અર્જુને ભાઈઓ પ્રત્યે કહ્યું કે તમે ચારે ભાઈઓ મહા શૂરવીર છો, તમે પાસે હતા અને અભિમન્યુ કેમ મર્યો? તેથી મારૂં ચિત્ત અકળાય છે; એટલે કહું છું કે તમે શસ્ત્ર કેમ ધારણ કરો છો?

## युधिष्ठिर उवाच

### कवित्त

तेरे गये पीछे द्रोण चक्रव्यूह रच्यो ताकौं,
बेधिबे को कीनो प्रन प्रेर्यो मैं कुमार कौं ।

वेधिहौं मैं व्यूह पीछो आयबे को संशय है,
चारौं भ्रात तेरी पीठ रहिहैं निकार कौं ।
सिंधुराज वर के प्रभाव चारौं जीति रोके,
रुद्र के प्रताप तैं लख्यौ न होनहार कौं ।
ऐसै जी पिराय बैठे शत्रु कौं सिराय बैठे,
लाखौं तैं भिराय कै मराय बैठे बार कौं ॥ ४३ ॥

તે સાંભળીને યુધિષ્ઠિરે અર્જુન પ્રત્યે કહ્યું કે હે અર્જુન! તારા (યુદ્ધ કરવા) જવા પછી દ્રોણે ચક્રવ્યૂહ રચ્યો, તેને વેધવાનું પ્રણ કરીને મેં કુમાર (અભિમન્યુ)ને મોકલ્યો, ત્યારે તેણે કહ્યું કે હું ચક્રવ્યૂહ વેધીશ, પણ પાછો આવવા માટે સંશય છે. તે સાંભળીને મેં તેને કહ્યું કે તને વળતો બહાર કાઢવા માટે અમે ચારે ભાઈ તારી પૂંઠે રહીશું, પરંતુ જયદ્રથે [1]વરદાનના પ્રભાવથી અમો ચારે ભાઈઓને જીતીને રોકી રાખ્યા, શ્રીમહાદેવના એ વરદાનના પ્રતાપથી થવાકાળ ભવિષ્ય હું જાણી શક્યો નહિ, એવી રીતે જીવને પિડાવી બેઠા છીએ, શત્રુને શાંત મન સહિત કરાવી બેઠા છીએ, અને લાખો યોદ્ધાઓથી લડાવીને બાળકને મરાવી બેઠા છીએ!

सल्य छेद्यो सूत, सुतपुत्र धनु, द्रोणी अश्व,
भूरिश्रवा त्रान; द्रोन ढाल करवाल कौं ।
दुस्यासन पुत्र भये विरथ गदा तैं जुर्यौ,
मूर्छित भये कौं देखि प्रहार्यौ बिहाल कौं ।
दंती कै पछारि वीर मारि मर्यौ लाखन कौं,
लछन कुमार लौं विदारि व्यूह जाल कौं ।
मंगल निवारि बैठे विषय विसारि बैठे,
यौं अलोक धारि बैठे मारि बैठे बाल कौं ॥ ४४ ॥

અભિમન્યુ યુદ્ધમાં લડતાં આખરે શલ્યરાજાએ તેનો

(૧) જયદ્રથને મળેલા વરદાનનું વર્ણન, પાછળ વનપર્વ, દોહા ૭૮ માં છે

સારથિ મારી નાંખ્યો, કર્ણે ધનુષ્ય તોડી નાંખ્યું, અશ્વત્થામાએ રથના ઘોડા મારી નાંખ્યા, ભૂરિશ્રવાએ બખ્તર તોડી નાંખ્યું, અને ઢાલ તથા તરવાર દ્રોણે તોડી નાંખ્યાં. પછી અભિમન્યુને રથ વિનાનો થયેલો જોઈ દુઃશાસનનો પુત્ર તેની સાથે ગદાથી લડવા જોડાયો, અભિમન્યુને મૂર્છિત થયેલો જોઈને તે બેહાલ સ્થિતિ વાળાને તેણે માર્યો, તે પહેલાં તો તે અભિમન્યુ કેટલાયે હાથીઓને પછાડી તથા લાખો યોદ્ધાઓને મારી લક્ષ્મણકુમાર સહિત વ્યૂહની જાળને તોડી નાંખીને પછી મરણ પામ્યો. એવી રીતે અમે કુશળતાને વારી બેઠા છીએ, અમારો જે તેને સાચવવાનો ઉદ્દેશ હતો તે વિસારી બેઠા છીએ, અને અપયશને ધારણ કરીને બાળકને મારી બેઠા છીએ.

### सुभद्रा वचन

बार बार वारि दृग धार बहै सुभद्रा के,<br>
कहै पाथ नाथ जू सिरानो बल रावरो ।<br>
भीम आदि भूषन कौं धारत हैं शस्त्र भट,<br>
तिनकौं न प्रेरे भूप भयो मति बावरो ।<br>
कुररी लौं कूकै हूकें उठत करेजे बीच,<br>
देखौं प्यारो पूत कहां युद्ध को उतावरो ।<br>
हो तो सब छत्री; मेरे जाने तो निछत्री; दल–<br>
द्रौनव्यूह दारुन विदारन कौं डावरो ? ॥ ४५ ॥

તે સાંભળીને અર્જુન સખેદ હૃદયે સુભદ્રા પાસે ગયો, ત્યારે જેનાં નેત્રોમાંથી વારંવાર આંસુની ધારા વહે છે એવી સુભદ્રાએ અર્જુનને કહ્યું કે હે સ્વામી! આપનું પરાક્રમ ઠંડું પડી ગયું, વળી ભીમસેન વિગેરે શૂરવીરો શસ્ત્રરૂપ ભૂષણોને ધારણ કરે છે, તેઓને યુદ્ધમાં ન મોકલ્યા, અને રાજા (યુધિષ્ઠિર) બુદ્ધિમાં બાવરા બની ગયા. પુત્રનું મરણ જાણીને સુભદ્રા ટીંટોડીની પેઠે દયામણો પોકાર કરે છે, તેથી કાળજામાં

શૂળ ઉપડે છે, અને કહે છે કે યુદ્ધનો ઉતાવળો એ સારો વહાલો દીકરો હવે હું ક્યાં જોઉં ? તમે બધા છો તો ક્ષત્રી; પરંતુ મારા જાણવામાં પૃથ્વી નક્ષત્રી થઈ ગઈ, અને જો એમ ન હોય તો દ્રોણના સૈન્યનો ભયંકર વ્યૂહ વેધવા માટે નાનો કિશોર વયવાળો કુમાર હોય ?

अर्जुन उवाच

प्रात भये अग्रज तिहारो सो सवारी रथ,
सारथी ह्वै सन्य वीच अभय विहारिहै ।
कपि की गरज घोष दैवदत्त गांजीव की,
रिपु रिपुनारिन के गरव प्रहारिहैं ।
नामांकित बान मेरे पान को सँजोग पाय,
आछे आछे वीरन के प्रान कों अहारिहैं ।
जैसे अत्र रोवै तेरे पुत्र की कलत्र प्यारी,
तैसे शत्रुपुत्र की कलत्र तूं निहारिहै ॥ ४६ ॥

સુભદ્રાનો વિલાપ સાંભળીને અર્જુન કહે છે કે હે ભદ્રે ! સાંભળો, પ્રાતઃસમય થતાં તમારો મોટો ભાઈ (શ્રીકૃષ્ણ) મારા રથને સુધારીને સારથિ થશે, અને સૈન્યમાં નિર્ભયતાથી ફરશે, રથની ધ્વજા પર વાનરરાજ (હનુમાન)ની ગર્જના, દેવદત્ત શંખનો ધ્વનિ તથા ગાંડીવ ધનુષ્યનો ટંકાર એ સર્વ મળીને શત્રુઓનો તથા શત્રુઓની સ્ત્રીઓનો ગર્વ હણશે, વળી મારાં નામાંકિત બાણ, મારા હાથનો સંયોગ પામીને સારા સારા વીરો (યોદ્ધાઓ)ના પ્રાણનાં આહારી થશે. જેમ અહીં તમારા પુત્રની વહાલી સ્ત્રી રૂવે છે, તેમ શત્રુઓના પુત્રોની સ્ત્રીઓને રોતી તમે જોશો.

( अर्जुन की प्रतिज्ञा )

दोहा

प्रात अस्त लौं ना रहैं, जैद्रथ वा मम प्रान ।
दोउ रहैं तै होहु भल, मोकों नर्क निदान ॥ ४७ ॥

शरण युधिष्ठिर कृष्ण की, अथवा भजि नहिं जाय।
तौ इन्द्रादि सहाय तउ, पितृन दैहौं मिलाय ॥ ४८ ॥

પછી અર્જુને પ્રતિજ્ઞા કરી કે આવતી કાલે સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી જયદ્રથ અથવા મારો પ્રાણ ન રહે, અને બેઉ (જણના પ્રાણ) રહે તો ભલે મને નિશ્ચય નર્કની પ્રાપ્તિ થાય, પરંતુ તે (જયદ્રથ) યુધિષ્ઠિર કે શ્રીકૃષ્ણને શરણે ન જાય અથવા નાસી ન જાય તો ઈન્દ્ર વિગેરે સહાય થતાં પણ તેને પિતૃલોકમાં મિલાવી દઈશ.

## जयद्रथ का भागने का विचार

सुनी प्रतिज्ञा पार्थ की, दूतन तैं तिहि वेर।
जैद्रथ नृप भगि जान कौं, मतो कियो हिय हेर ॥ ४९ ॥

અર્જુનની એ પ્રતિજ્ઞા દૂતોદ્વારા સાંભળી તે વખતે જયદ્રથ રાજાએ મનમાં વિચારી જોઈને ત્યાંથી નાસી જવાનો વિચાર કર્યો.[1]

## दुर्योधन वचन

कहै सुयोधन द्रौण तैं, जैद्रथ राखहु आप।
प्रात अस्त मिति भानु लौं, मम जय तोर प्रताप ॥ ५० ॥

તે જાણીને દુર્યોધન દ્રોણ પ્રત્યે કહે છે કે હે આચાર્ય! આપ આવતી કાલે સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધીના સમય પ્રમાણમાં જયદ્રથને રાખો તો આપના પ્રતાપે મારો જય થાય.

(૧) જયદ્રથને શ્રીશિવજીના પૂર્વ વરદાનનું સ્મરણ હતું કે યુદ્ધમાં અર્જુન મને અવશ્ય મારશે તેથી તેણે નાસી જવાનો વિચાર કર્યો.

युद्धमुत्सृज्य यो याति स देवैर्हन्यते भृशम्।

( शुक्र०, अ० ४, श्लो० ३०१ )

જે મનુષ્ય સંગ્રામનો ત્યાગ કરી નાસી જાય છે તેનો દેવતાઓ સમૂળગો નાશ કરે છે.

### द्रोण कथन

द्रोण कहै मृगराज को, करि अपराध असीत ।
जंबुक की मति सिंधु नृप, यह तो परम अनीत ॥ ५१ ॥

તે સાંભળીને દ્રોણે કહ્યું કે હે દુર્યોધન! સિંહનો અપાર અપરાધ કરીને જયદ્રથે શિયાળની બુદ્ધિ કરવી એ તો બહુ જ અનીતિ છે.

त्रिधा प्रात रचिहौं चमू, सकट पद्म सुचि व्यूह ।
ता वेधन समरथ नहीं, सुर इंद्रादि समूह ॥ ५२ ॥

પરંતુ હું આવતી કાલે સવારે ગાડું, કમળ, અને સોય એ ત્રણ પ્રકારના આકારના વ્યૂહમાં સૈન્યની ગોઠવણ કરીશ, તેને વેધવા માટે ઈન્દ્ર વિગેરે દેવસમૂહ પણ સમર્થ નથી,

एते ही पै भवसि बसि, होय सिंधुनृप नाश ।
अखय सुखन कौं भोगिहै, निधि केउ स्वर्ग निवास ॥ ५३ ॥

એટલા ઉપર પણ ભવિષ્યવશાત્ જયદ્રથનો નાશ[1] થશે તો તે સ્વર્ગમાં વસીને કેટલીયે નિધિનાં[2] અક્ષય સુખોને ભોગવશે.

### कवि कथन

भूमि शयन रचि पाथ के, आप हाथ ब्रजनाथ ।
ताहि सुवाय रु स्वप्न मैं, शिवपुर दरसिय साथ ॥ ५४ ॥

તે દરમિયાન કવિ કહે છે કે શ્રીકૃષ્ણે પોતાને હાથે અર્જુન

---

(१) आहवे निहतं शूरं, न शोचेत कदाचन ।
निर्मुक्तः सर्व पापेभ्यः पूतो याति सुलोकताम् ॥

યુદ્ધમાં મરણ પામેલા શૂરાનો કોઈ દિવસ શોક કરવો નહિ, કારણકે તે પાતકમાંથી મુક્ત તથા પવિત્ર થઈને પુણ્યવંતના લોકોમાં જાય છે.
(शुक्र०, अ० ४, श्लोक ३११)

(२) नव निधि के नाम—

दोहा :—महापद्म औ पद्म पुनि, कच्छप मकर मुकुंद ॥
शंख खर्व अरु नील है, इक कहियत पुनि कुंद ॥
(मानमंजरी नाममाला)

માટે ભોંય પથારી કરી તેના ઉપર તેને સુવાડીને સ્વપ્નાવસ્થામાં પોતે સાથે રહી શિવપુરી બતાવી.

शिवहि रिझाय रु पाय तहँ, एक बान अहि रूप ।
जयद्रथ वध हित पाशुपति, दूजो अर्थ अनूप ॥ ५५ ॥

ત્યાં શ્રીશિવજીને રીઝવીને સર્પરૂપી એક બાણુ જયદ્રથના વધ માટે પ્રાપ્ત કરાવ્યું, અને પાંશુપતઅસ્ત્ર પ્રાપ્તિવાળો બીજો અનુપમ અર્થ સધાવરાવ્યો.

अस्त्र सिखायो स्वप्न मैं, हरि निज डेरनि आय ।
कहत कामना अर्धनिशि, दारुक तैं समुझाय ॥ ५६ ॥

શ્રીકૃષ્ણે અર્જુનને સ્વપ્ન વિષે એ અસ્ત્રવિદ્યા શિખવાડી, પછી પોતાના તંબુમાં આવીને અર્ધ રાત્રિએ પોતાના "દારૂક" નામના સારથિને પોતાની ઈચ્છા કહી જણાવે છે.

श्रीकृष्णोवाच

कवित्त

सुनौ मित्र दारुक जयद्रथ वचैवे काज,
द्रौन से असाध्य मिलि व्यूह की बिचारी है ।
प्रात नहिँ छोरौं इन्द्र आदिक सहाय जोपै,
अर्जुन को शत्रु सो हमारो शत्रु भारी है ।
अर्जुन है मेरो प्रान मैं हौं प्रान अर्जुन को,
अर्जुन की जीवनि सो जीवनि हमारी है ।
अर्जुन विना न छिन देखि सकौं विश्व हू कौं,
कहै गिरिधारी मैं सदैव ऐसी धारी है ॥ ५७ ॥

હે મિત્ર દારૂક ! સાંભળ, જયદ્રથને બચાવવા માટે દ્રોણ જેવા અસાધ્ય શત્રુઓએ મળીને વ્યૂહરચનાનો વિચાર કર્યો છે, પરંતુ જો ઇન્દ્ર વિગેરે સહાય કરશે તો પણ જયદ્રથને હું પ્રાતઃસમય થતાં છોડીશ નહિ, કેમકે જે અર્જુનનો શત્રુ છે તે મારો મહાશત્રુ છે, અર્જુન મારો પ્રાણ છે, અને હું અર્જુનનો

પ્રાણ છું. અર્જુનની જિંદગી એ જ મારી જિંદગી છે, અર્જુન વિના હું અખિલ વિશ્વને જરા પણ ન જોઈ શકું, શ્રીકૃષ્ણ કહે છે કે મેં એવી ઈચ્છા હંમેશાં ધારણ કરી છે.

दोहा

मम रथ सज्जीभूत करि, राखहु मोर समीप ।
अर्जुन तैं न मरै तउ, मारिहौं सिंधु महीप ॥ ५८ ॥

માટે મારો રથ તૈયાર કરીને મારી પાસે જ રાખજે, જયદ્રથ જો અર્જુનથી નહિ મરે તો હું મારીશ.

कविवचन

रात प्रतिज्ञा याद करि, चल्यो प्रात कुरु-वीर ।
महि जयद्रथ अकुलात दोउ, थरथरात तजि धीर ॥ ५९ ॥

ત્યાર પછી પ્રભાત થતાં કુરુવંશનો વીર અર્જુન ગઈ રાત્રે કરેલી પ્રતિજ્ઞા યાદ કરીને રણસંગ્રામમાં ચડ્યો, તે વખતે પૃથ્વી તથા જયદ્રથ એ બેઉ અકળાય છે અને ધૈર્ય તજીને થરથર કંપે છે.

कवित्त

कोप की कटाक्ष तैं निहारत ही रिपू ओर,
काम की कटाक्ष वाम तिनकी बितात है ।
मुर्वी गांजीव ताको परस करत अरि,-
नारिन के कज्जल को परस मिटात है ।
डसत है ओठ आप पीर कौं सहत वीर,
शत्रु-वधू ओठन की पीर सो बिलात है ।
बांह उसकारत ही अर्जुन के शत्रुन की,
स्त्रियन की चूरिन को चूरन दिखात है ॥ ६० ॥

અર્જુન પોતે યુદ્ધભૂમિમાં કોપના કટાક્ષથી (વાંકા નેત્રથી) શત્રુઓની સામે જોતાં જ; તેઓની સ્ત્રીઓનાં કામનાં કટાક્ષો નાશ પામે છે, ગાંડીવ ધનુષ્યની પણચનો સ્પર્શ કરતાં, શત્રુઓની

સ્રીઓના નેત્રો પર થયેલો કાજળનો સ્પર્શ મટી જાય છે, વળી એ યુદ્ધવીર અર્જુન શત્રુઓ પર કુપિત થઈને દાંતો વડે પોતાના ઓષ્ઠ (હોઠ) કરડે છે તે પીડાને વેઠતાં શત્રુઓની સ્રીઓના ઓષ્ઠોની (હોઠોની) પીડા નાશ પામે છે, અને બાણો ફેંકવા માટે અર્જુન પોતાના બાહુઓ લંબાવતાં શત્રુઓની સ્રીઓની ચૂડીઓનું ચૂરણ થયેલ દેખાય છે.

આમાં કામકટાક્ષો વિતવામાં ભયની ગૌણુતા છે; કાજળનો સ્પર્શ ટળવામાં અશ્રુપાત (રુદન)ની ગૌણુતા છે, હોઠોની પીડા નાશ પામવામાં પતિ સાથેના ચુંબનાદિની ગૌણુતા છે, અને ચૂડીઓનું ચૂરણ થવામાં વૈધવ્યની ગૌણુતા છે.

द्रोण उवाच

दोहा

रिन बिन जीते शत्रु के, तूं अर्जुन नहिं जात ।
जो मोहि जैहै जीति अब, तव पन साँचो तात ॥ ६१ ॥

યુદ્ધના મામલામાં અર્જુન વ્યૂહના મોરચા આગળ દ્રોણાચાર્યની પાસે આવ્યો ત્યારે તેમણે કહ્યું કે હે અર્જુન! તું રણમાં શત્રુને જીત્યા વિના જતો નથી એવું તારું બિરદ છે, પરંતુ હે પુત્ર! અત્યારે મને જીતીને તું જાય તો તારું બિરદ હું સાચું માનું.

अर्जुन उवाच

तुम मेरे नहिँ शत्रु हो, आचारज द्विज वंश ।
जिन्हतैं हारन जीत सम, छत्रिन कहत प्रशंस ॥ ६२ ॥

તે સાંભળીને રણકુશળ અર્જુને સમયસૂચક પ્રતિવચન કહ્યું કે હે ગુરૂ મહારાજ! આપ મારા શત્રુ નથી, વળી બ્રહ્મવંશી આચાર્ય છો, એટલે જેઓથી હારવું જીતવા જેવું છે, એમ જાણી ક્ષત્રિયો પ્રશંસા કરે છે.

### कवि कथन

दै गुरु कौं परदच्छना, अपसव्य[1] ह्वै पाराथ ।
जय लच्छन दै द्रौन कों, चल्यो नायकै साथ ॥ ६३ ॥

એમ કહીને અર્જુન દ્રોણગુરૂને પ્રદક્ષિણા (પરિક્રમણ) આપીને, અપસવ્ય (જમણે અંગે) થઈને, દ્રોણાચાર્યને જયનું ચિન્હ આપીને, મસ્તક નમાવી આગળ ચાલ્યો.

### कवित्त

कहते किरीटी जू सौं करिहैं कलह क्रूर,
महा सूरवीरन की मन मैं मनी रही ।
वाहन के वेग वासुदेव प्रेरिवे तैं वाजी,
वाह तो भई ना चित्त चाह तो घनी रही ।
दोय कोश आगे शत्रु नाश करैं ऐसे वान,
दोय कोश पीछे परै चक्रत अनी रही ।
पाये हैं नृपति पति अच्छर तृपति हैं पै,
पाथ–शस्त्र–संपति तैं विपति बनी रही ॥ ६४ ॥

કવિ કહે છે કે યુદ્ધારંભમાં અર્જુનને કેટલાક કહેતા હતા કે અમે ઘોર સંગ્રામ કરીશું તે તમામ શૂરવીરોની માન્યતા મનમાં જ રહી. શ્રીકૃષ્ણે રથના ઘોડાઓને પવનને વેગે હાંકવાથી શત્રુઓની વાહ વાહ (જય) તો ન થઈ, પરંતુ તેઓના ચિત્તમાં ચાહના તો બહુ જ હતી, અર્જુનનાં બાણ એવાં હતાં કે આગળ બે ગાઉ સુધી શત્રુઓનો નાશ કરે, અને પાછળ પણ બે ગાઉ સુધી નાશ કરે; તે જોઈ શત્રુની સેના ભ્રમિત થઈ ગઈ, તે વખતે રાજાઓને પતિ તરીકે પામીને સ્વર્ગની અપ્સરાઓ તૃપ્ત થઈ, પરંતુ અર્જુનનાં શસ્ત્રોની

(१) वामं शरीर सव्यं, स्यादपसव्यं तु दक्षिणम् (अमरकोश) ।
ડાબા અંગનું નામ સવ્ય, જમણા અંગનું નામ અપસવ્ય

બાણવર્ષા રૂપી સંપત્તિ વડે શત્રુઓમાં ઠેકાણે ઠેકાણે વિપત્તિ છવાઈ રહી.

चार चार कोश विसतार दिशा चार हू मैं,
कपि चिन्ह लिये व्योममंडल मैं जूटिवो ।
ऐसौ ध्वजदंड रथ वेग है अखंड जाको,
जा रव प्रचंड व्रह्मंड को सो फूटिवो ।
अर्जुन की शीव्रता को कौन पै बखान बनै,
एक साथ दूर पात शत्रु आयु तूटिवो ।
पांच सत वानन को छिन मैं न जान्यो जात,
तौन तैं निकारिवो सँधान एंचि छूटिवो ॥ ६५ ॥

ચારે દિશાઓમાં ચાર ચાર ગાઉના વિસ્તારમાં જેના રથની ધ્વજા પર વાનરરાજ (હનુમાન)ના ચિન્હને લીધે રથનું આકાશ મંડળમાં જોડાવું દેખાતું હતું, એવો જેનો ધ્વજદંડ હતો, અને જેના રથનો વેગ અખંડિત હતો, જેનો પ્રચંડ અવાજ (ઘમઘમાટ) બ્રહ્માંડના ફૂટવા જેવો સંભળાતો હતો, તે અર્જુનની લાઘવતાનું કોનાથી વર્ણન થઈ શકે? તેને છેટેથી જોવાની સાથે જ શત્રુઓના આયુષ્યનું તૂટવું થતું હતું, વળી તેનું પાંચ સો બાણોનું ભાથામાંથી કાઢવું, ધનુષ્યથી સંધાણ કરવું, ધનુષ્યનું ખેંચવું અને બાણોનું છૂટવું, ક્ષણ વારમાં જ થતું હતું તેની કોઈને ખબર પડતી નહોતી.

शुचा हास्य करुण औ रौद्र वीर है बिभत्स,
भयानक अद्भुत औ शान्त लौं बिख्यात है ।
रती हाँसी शोक कोप उत्सव गिलान भीति,
विस्मय निर्वेद थाई कारन कहात है ।
सुरो रिषि शत्रु–त्रि मैं राजा सूरे सकुनी मैं,
कायर दिखैये युधिष्ठिर में सुहात है ।
दोनों अखै भाथन तैं अर्जुन के हाथन तैं,
काढे पृथिनाथन तैं नौ रस दिखात हैं ॥ ६६ ॥

શૃંગાર[1] ૧ હાસ્ય ૨ કરૂણુ ૩ રૌદ્ર ૪ વીર ૫ બીભત્સ ૬ ભયાનક ૭ અદ્દ્ભુત ૮ શાંત ૯ એ નવ રસ પ્રસિદ્ધ છે.

પ્રીતિ ૧ હાંસી ૨ શોક ૩ કોપ ૪ ઉત્સાહ ૫ ગ્લાનિ ૬ ભય ૭ વિસ્મય ૮ નિર્વેદ ૯ એ નવ; નવે રસના સ્થાયીભાવ છે.

અપ્સરાઓમાં ૧ ઋષિઓમાં ૨ શત્રુઓની સ્ત્રીઓમાં ૩ રાજાઓમાં ૪ શૂરાઓમાં ૫ શકુનિમાં ૬ કાયરોમાં ૭ જોવાવાળાઓમાં ૮ અને યુધિષ્ઠિરમાં ૯ એ નવે સ્થાયી ભાવ અનુક્રમે શોભે છે.

અર્જુનનાં બેઉ અક્ષય ભાથાંથી અને તેના બેઉ હાથેથી રાજાઓ કપાઈ જવાથી ઉપર કહેલા નવે રસ દેખાય છે. (આમાં યથાસંખ્યા (ક્રમ) અલંકાર છે.)

उतै वे निकारै वरमाल पुष्प संपुट तैं,
उतै अखै तून तैं निकारत ही बान के ।
उतै देववधू माल ग्रंथि को सँधान करैं,
गांजिव की मुरवी पै होत ही सँधान के ।
इतै जापै कोप की कटाक्ष भरे नैन परैं,
उतै भरे काम की कटाक्ष प्रेम पान तैं ।
मारिवे कौं बरिवे कौं दोनों एक साथ चलै,
इतै पाथ हाथ उतै हाथ अछरान के ॥ ६७ ॥

(૧) યુદ્ધમાં કામ આવેલા શૂરાઓને વરવાની અપ્સરાઓમાં પ્રીતિ હોવાથી શૃંગારરસ ૧, સંસારીઓની મિથ્યા અહંતા મમતા માટે આત્મજ્ઞાની ઋષિઓમાં હાંસી ઉત્પન્ન થવાથી હાસ્યરસ ૨, વૈધવ્યને લીધે શત્રુઓની સ્ત્રીઓમાં શોક ઉત્પન્ન થવાથી કરૂણરસ ૩, રાજાઓમાં પરસ્પર કોપ થવાથી રૌદ્રરસ ૪, શૂરાઓમાં યુદ્ધનો ઉત્સાહ થવાથી વીરરસ ૫, શકુનિનો સ્ત્રીના જેવો સ્વભાવ હોવાથી કપાયેલી લોથો જોઇને તેને ગ્લાનિ થવાથી બીભત્સરસ ૬, જયદ્રથ જેવા રણમાંથી નાસી જનારા કાયરોમાં ભય થવાથી ભયાનક રસ ૭, જોવાવાળાઓને આશ્ચર્ય થવાથી અદ્દ્ભુત રસ ૮, ધર્મપરાયણ ધર્મરાજામાં મુખ્યત્વે વૈરાગ્યભાવ રહેવાથી શાન્તરસ ૯. એ પ્રમાણે નવ સ્થાયીભાવ સહિત નવે રસનાં પાત્ર જાણી લો.

અહીં અર્જુનના અક્ષય ભાથામાંથી બાણ કાઢવાની સાથે જ; ત્યાં (સ્વર્ગમાં) અપ્સરાઓ ફૂલના ડબામાંથી વરમાળા કાઢે છે. અહીં ગાંડીવ ધનુષ્યની દોરી પર બાણનું સંધાન થતાંની સાથે જ; ત્યાં અપ્સરાઓ વરમાળાની ગાંઠનું સંધાણ કરે છે. અહીં જે શત્રુ પર અર્જુનનાં કોપ કટાક્ષ ભરેલાં નેત્રો પડે છે, તે પર ત્યાં અપ્સરાઓ પ્રેમપાનવાળાં કામનાં કટાક્ષ ભરે છે. અહીં અર્જુનના હાથ અને ત્યાં અપ્સરાઓના હાથ શત્રુઓને મારવા માટે અને શૂરાઓ રૂપી ઇચ્છિત વરોને વરવા માટે બેઉ હેતુ રૂપ થઈને એક સાથે જ ચાલ્યા.

(આમાં સહોક્તિ મૂલક અક્રમાતિશયોક્તિ અલંકાર છે.)

जाहि पै सँधान बान गांजिव त अर्जुन को,
ताहि पै अच्छर चख चंचल चलात हैं ।
रूप रंग भूषन जे बसन निहारत ही,
छिन ही मैं और ही के और से दिखात हैं ।
मेरो ही बर्यो है कैंधों और को बर्यो है ऐसो,
अस्त्र विन शस्त्र ही मैं विस्मय विख्यात है ।
याही ख्याल बीच है विहाल सुरबाल डारैं,
स्वेत फूलमाल लाल लाल भई जात हैं ॥ ६८ ॥

અર્જુનનું જે શત્રુ પર ગાંડીવ ધનુષ્યથી બાણ સંધાણ થાય છે; તે પર અપ્સરાઓ પોતાનાં ચપળ નેત્રો ચલાવે છે, વળી તે શૂરાઓનાં રૂપ રંગ અને વસ્ત્રાભૂષણો જોતાંજ ક્ષણવારમાં ઓરનાં ઓર જેવાં (સ્થિતિપલટા જેવાં) દેખાય છે, તેથી અપ્સરાઓ શંકિત થઈને સ્વગત કહે છે કે આ વર મારો વરેલો[1] છે કે બીજાનો વરેલો છે? એમ અસ્ત્ર શસ્ત્ર વિનાના

---

(૧) वराप्सरस्सहस्राणि शूरमायो धने हतम् ।
त्वरमाणाः प्रधावन्ति मम भर्ता भवेदिति ॥
( शुक्र०, अ०, ४ श्लो० ३१२ )

હજારો ઉત્તમ અપ્સરાઓ રણભૂમિ ઉપર મરણ પામેલા યોદ્ધા પ્રત્યે "આ મારો ભરતાર થાઓ" એમ ધારતી ઉતાવળી ઉતાવળી દોડી આવે છે.

શૂરાઓમાં અપ્સરાઓને પ્રત્યક્ષ આશ્ચર્ય થાય છે, એ ખ્યાલમાં બેહાલ બનેલી અપ્સરાઓ જે જે સફેદ ફૂલ માળાઓ શૂરાઓ પર નાંખે છે તે તે તમામ લાલ લાલ થઈ જાય છે. (આમાં તદ્ગુણાલંકાર છે.)

गंगा गति गांजिब विराजित सहित घोष,
रवि तनया के रूप इरखु धार पैनी है।
सरस्वती रूप जाकी पनच उदार सोहै,
लोक-लोक वीच अदभूत जश लैनी है।
नारायन ढिग तैं चली है कुरुखेत वीच,
महा शूरवीरन कौं जोत मैं मिलैनी है।
है तो गति उर्ध्व देनी चतुर्वर्ग श्रैनी पर,
होय न त्रिवैंनी सुरलोक की निसैंनी है ॥ ६९ ॥

અર્જુનના ગાંડીવ ધનુષ્યની ચાલ ધ્વનિયુક્ત ગંગા સ્વરૂપ શોભે છે, બાણની તીખી ધાર યમુના સ્વરૂપ છે, જેની ઉમદા પણચ (ધનુષ્યની દોરી) સરસ્વતી સ્વરૂપ શોભે છે, તે આ લોક તથા પરલોકમાં અદ્ભુત યશ લેવાવાળી છે, તે ત્રિવેણી નારાયણ (શ્રીકૃષ્ણ) પાસેથી કુરૂક્ષેત્રમાં ચાલી છે, કે જે મહા-શૂરવીરોને બ્રહ્મજ્યોતિમાં મેળવવાવાળી છે, ત્રિવેણી તો ચારે વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર)ની પંક્તિને ઉર્ધ્વગતિ (મોક્ષ) આપવાવાળી છે, એટલે આ ત્રિવેણી નથી કિંતુ શૂરાઓની સુરલોક (સ્વર્ગ)ની નીસરણી છે. (આમાં અપહ્નુતિ મિશ્રિત સાવયવ રૂપકાલંકાર છે.)

कौन समै तौन तैं निकारैं द्रौन सैन्य कहै,
करत संधान छोरि और कौं गहत है।
दोय दोय कोस आगे पीछे दाये दसों दिशा,
दस दस कुंजर के पिंजर दहत हैं।

जाके ताके जत्र तत्र जहाँ तहाँ जवै तवैं,
एक आन लगैं फेरि ज्ञान न रहत है।
अर्जुन के वान को प्रमान देखि शत्रुन के,
प्रान को प्रयान निज पानन चहत है॥ ७०॥

અર્જુનના હાથની ચપળતાને જોઈને દ્રોણના સૈન્યવાળા કહે છે કે આ અર્જુન કઈ વખતે ભાથામાંથી કાઢીને સંધાણ કરીને તથા ફેંકીને બીજા બાણને ગ્રહણ કરે છે, કે જે બાણો બે બે ગાઉ સુધી આગળ પાછળ દશે દિશાઓમાં વહ્યાં જાય છે ને દશ દશ કુંજરો (હાથીઓ)નાં પિંજરોને બાળે છે. જેને તેને, જ્યાં ત્યાં, જ્યારે ત્યારે, ફક્ત એકજ બાણ આવીને વાગે તે પછી તન મનનું જ્ઞાન રહેતું નથી, એવી રીતે અર્જુનના બાણનું પ્રમાણ જોઈને શત્રુઓના પ્રાણનું પ્રયાણ શત્રઓ પોતાની મેળે જ ઇચ્છે છે.

पद्धरी छंद

करि प्रथम द्रौन तैं जुद्ध वीर, जय लच्छन पुनि चल्यौ धीर।
दंतिन की सेना सब विदारि, जवनाधीपति अंवष्ट मारि॥७१॥
अवंतीपती व्यंदानुव्यंद, कीनो दो पुत्रन युत निकंद।

વીર અર્જુન ચોથા દિવસના યુદ્ધમાં પ્રથમ દ્રોણાચાર્ય સાથે યુદ્ધ કરીને તેઓને જયનું લક્ષણ આપીને પછી તે રણધીર આગળ ચાલ્યો, ત્યાં હાથીઓની તમામ સેનાને સંહારીને તેણે યવનાધિપતિ (મ્લેચ્છોના રાજા) અંબષ્ટને માર્યો, અને વિંદ તથા અનુવિંદ એ બે પુત્રો સહિત ઉજ્જેણના રાજાનો નાશ કર્યો.

नदिसूत भूप हरि कियो खंड, निज़ अस्त्रहि तैं पायो सु दंड॥७२॥
मूर्छा हरि अर्जुन की मिटाय, हति शत्रु सैन्य परवेस पाय।
केउ रथी और हय गजारोह, कीने विनाश अर्जुन सकोह॥७३॥

પછી વરૂણથી ઉત્પન્ન થયેલ નદિપુત્ર (શ્રુતાયુધ[1]) રાજાને

(૧) પર્ણાશાનદીને વરૂણના સંયોગથી "શ્રુતાયુધ" નામનો પુત્ર થયો હતો, પોતાનો પુત્ર અમર થવા માટે પર્ણાશાએ વરૂણ પાસે વર માગ્યો એટલે

શ્રીકૃષ્ણે નાશ કર્યો; જે પોતાના અસ્ત્ર વડે જ દેહાન્ત દંડ પામ્યો, ત્યાર બાદ શ્રીકૃષ્ણે અર્જુનની યુદ્ધમૂર્છાનું નિવારણ કર્યું[1] એટલે તેણે શત્રુના સૈન્યમાં જઈને કેટલાયે રથી, ઘોડેસવારો તથા હાથી પર બેઠેલા રાજાઓનો કોપ સહિત વિનાશ કર્યો.

वह समय कृष्ण नर तैं उचारि, वहु श्रमित तृषातुर हय बिचारि ।
ततकाल अस्त्र तैं रचहु ताल, साजहु इखुमय पुनि अश्वशाल ॥७४॥

તે વખતે રથના ઘોડાઓને બહુજ થાકી ગયેલા અને તૃષાતુર જાણીને શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે હે અર્જુન ! તું તારા શસ્ત્ર બળથી તરતજ એક સરોવર ઉત્પન્ન કર, અને બાણયુક્ત અશ્વશાળા બનાવ.

निरसल्य करौं अश्वन पिवाय, करि अभय युद्ध तूं सथिर काय ।
ज्यों कह्यौ कृष्ण त्यों कियो पाथ, सरवर हयशाला एक साथ ॥७५॥
हय पाय कियो हरि ग्रह प्रवेश, सो रह्यो पयादो विजय शेष ।

કે જેથી હું ઘોડાઓને પાણી પાઈને તેઓને નિર્શલ્ય (શરીરમાં ભાગી રહેલાં બાણોથી મુક્ત) કરૂં, પછી તું સ્થિરપણે નિર્ભય યુદ્ધ કર, શ્રીકૃષ્ણે કહ્યું તેમ અર્જુને સરોવર અને અશ્વશાળા બેઉ એક સાથે ઉત્પન્ન કર્યાં, પછી ઘોડાઓને જળ-પાન કરાવી શ્રીકૃષ્ણે અશ્વશાળામાં પ્રવેશ કર્યો, એટલે અર્જુન એકલો પગપાળો રહ્યો.

---

વરૂણે કહ્યું કે મનુષ્ય અમર ન થાય, પરંતુ તેને શત્રુ જીતવા માટે હું આ ગદા આપું છું તે વિના શસ્ત્રના યુદ્ધ નહિ કરતા યોદ્ધા પર નાંખશે તો તે પાછી ફરીને તેનું જ મૃત્યુ કરશે. બાકી બીજી કોઈ પણ રીતે તે મરશે નહિ.

(૧) કાંબોજ રાજાના પુત્ર સુદક્ષિણે અર્જુન પર એક ઘોર શક્તિ (સાંગ) ફેંકી હતી તેથી અર્જુનને મૂર્છા થઈ હતી. (બેઉ હકીકત માટે જુઓ દ્રોણપર્વ, અધ્યાય, ૯૨)

दोहा

विधि रथ हरि सारथि विगर, पार्थ भूमिगत पेखि ।
उमंगे अरि फानूस बिनु, दीप सलभ गन देखि ॥ ७६ ॥

તે વખતે બ્રહ્માએ અર્પણ કરેલ રથ અને (શ્રીકૃષ્ણ) સારથિ વિનાના અર્જુનને પૃથ્વી પર ઊભો રહેલો જોઈને, ફાનસ વિનાનો (કાચ વિનાનો) દીવો જોઈને જેમ તેની ઉપર પતંગિયાં ઉપડી પડે તેમ અર્જુન પર શત્રુઓ ઉપડી પડયા.

बिन रथ अर्जुन बहुरथी, रोकि लिये जुत छोभ ।
अगनित गुन गन नरन के, ज्यों रोधत इक लोभ ॥ ७७ ॥

જેમ મનુષ્યના અગણિત ગુણસમૂહને એકલો લોભ રોકીને રાખે (પ્રકાશમાં ન આવવા દે) તેમ રથ વિનાના એકલા અર્જુને અનેક રથીઓને ક્ષોભ પમાડીને રોકી રાખ્યા.

कवित्त

मूरख के वैन मैं न कुलटा के नैन मैं न,
मीन गति लैन मैं न चपलाई ऐसी है ।
तारख के गौन मैं न त्यौं ही पुंज पौन मैं न,
विद्युत के हौन मैं न कौन जाने कैसी है ।
सव्य अपसव्य हू की फुरती न जानी जाय,
किरीटी के हाथन मैं जैसी होय तैसी है ।
जितै जितै जेति जेति शत्रु सैन्य जुरै जबै,
तितै तितै तेति तेति शीघ्रता अनैसी है ॥ ७८ ॥

અર્જુનના ડાબા અને જમણા હાથની જેવી સ્ફૂર્તિ (ચપળતા) છે તેવી કોઈથી પણ કળી શકાતી નથી, કેમકે એવી ચપળતા મૂર્ખના વેણમાં, કુલટા સ્ત્રીના નેત્રોમાં કે માછલીની ચાલ પકડી લેવામાં પણ નથી તેમજ તાર્ક્ષ્ય (ગરૂડ)ના ચાલવામાં, પવનના જુથ્થમાં અને વીજળીના પ્રગટ થવામાં પણ નથી, કોણ જાણે એ બેઉ હાથની ચપળતા તે કેવી છે? જ્યારે જ્યારે જ્યાં જ્યાં

જેટલી જેટલી શત્રુની સેના જોડાય છે ત્યારે ત્યારે ત્યાં ત્યાં તેટલી તેટલી અર્જુનના બેઉ હાથની ચપળતા કોઈ જુદા જ જેવી અથવા અનુપમ છે.

दोहा

श्रेष्ट ग्रही को अतिथ ज्यों, विमुख न कबहू जाय ।
त्यों अर्जुन तैं भिरि समर, बिन छत कोउ न लखाय ॥ ७९ ॥

જેમ ઉત્તમ ગૃહસ્થાશ્રમીને ત્યાં આવેલો અતિથિ (વ્યતીત વેળાએ આવનાર મહેમાન) કદી પણ વિમુખ (નિરાશ) જતો નથી, તેમ અર્જુનથી યુદ્ધમાં જોડાઈને કોઈ પણ શત્રુ ઘાયલ થયા વિનાનો દેખાતો નથી.

कवित्त

व्हैकै प्रतिकूल जाने खांडूबन जारि दीनो,
सानुकूल व्हैकै शत्रु इन्द्र के किये निपात ।
भोजन की वेर और पुत्र त्रिया स्परस कौं,
सबैको दक्षन कर वढत लखावै तात ।
आहव मैं अर्जुन के उभै वाहु एक से हैं,
लखै ताकौं गांजिव अलात–चक्र सो लखात ।
वाम आगे दक्षन त्यों दक्षन के आगे वाम,
वामन भू मापिवे के पैंड सो बढत जात ॥ ८० ॥

જે અર્જુને વિરુદ્ધ થઈને (ઈન્દ્રથી સુરક્ષિત થયેલ) ખાંડવવનને બાળી નાખ્યું,[1] અને તરફેણમાં થઈને ઈન્દ્રના શત્રુઓ (સમુદ્રમાં વસનારાઓ)નો નાશ કર્યો,[2] સંજય કહે છે કે ધૃતરાષ્ટ્ર ! ભોજન સમયે અને સ્ત્રી તથા પુત્રનો સ્પર્શ કરવામાં સહુનો જમણો હાથ આગળ વધતો દેખાય છે, પરંતુ રણસંગ્રામમાં

(૧) ખાંડવવનને બાળી નાંખવાનું વર્ણન પાછળ આદિપર્વ, ચતુર્થ મયૂખ, છંદાંક ૧૫૯ થી જુઓ.

(૨) એ વર્ણન વનપર્વ, ષષ્ઠમ મયૂખ, છંદાંક ૩૧માં જુઓ.

અર્જુનના બેઉ હાથ એક સરખા છે, તેથી ગાંડીવ ધનુષ્યની ગતિને જે જુએ તેને અલાતચક્ર (સળગતા લાકડાના કકડાને બાળકો કુંડાળાની પેઠે ફેરવે છે તે)ના જેવી જણાય છે, વળી અર્જુનનો ડાબા હાથની આગળ જમણો હાથ અને જમણા હાથની આગળ ડાબો હાથ; બળીરાજાની પાસે યાચવા આવેલા વામન ભગવાનના પૃથ્વી માપવાના પગના ડગલાની પેઠે વધ્યે જાય છે.

पार्थ के प्रहार परलोक पृथीनाथन को,
पेखि दुर्योधन पछितात पानि पीस त्यौं ।
दुसह दुराप दीर्घ कपि ध्वजदंड देखि,
दुसासन आदि द्युतिहीन भये दीसैं त्यौं ।
सोहत है शस्त्र सों सराहत सरब वीर,
वाहत किरीटी बाण दश हू दिशी से त्यौं ।
बर के वरीपे रूप सरस शशी से इतै,
कोदँड कसीसे उतै अच्छर असीसे त्यौं ॥ ८१ ॥

અર્જુનના બાણપ્રહારથી રાજાઓ પરલોક (સ્વર્ગ)વાસી થાય છે, તે જોઈને દુર્યોધન પસ્તાઈને હાથ ઘસે છે, તેમજ દુઃસહ તથા ઘોર એવો કપિના ચિન્હયુક્ત અર્જુનના રથનો વિશાળ ધ્વજદંડ જોઈને દુઃશાસન વિગેરે યોદ્ધાઓ તેજહીન થયેલા દેખાય છે, તેમજ શસ્ત્ર વડે શોભાયમાન થયેલો અર્જુન દશે દિશાએ બાણો ફેંકે છે, તે જોઈને તમામ શૂરવીરો તેનાં વખાણ કરે છે, અહીં વરોનાં (રણશૂરા વીરોનાં) રૂપ; સુંદર ચંદ્રમા જેવાં વરસે છે, અને અર્જુન જ્યારે ધનુષ્યને કસકસાવે છે ત્યારે તે વરોને પરવા માટે ઉતાવળી થયેલી અપ્સરાઓ આશીર્વાદ ઉચ્ચારે છે.

सवैया

सिंधु नरेश के मारिबे काज, लयो पन वासवो सद्य गयो चल ।
जाके प्रवेश के पीछे द्विजेश ने, मारि बिदारिकै टारि दिये खल ।
वृद्ध है उम्मर शुद्ध पराक्रम, ताहिके जुद्ध में नाहिँ कछू छल ।
पौन मृगेंद्र के होत गजेंद्र त्यों, द्रौन के पौन तैं पांडव को दल ॥८२॥

સિંધુનરેશ (જયદ્રથ)ને મારવા માટે અર્જુન પ્રતિજ્ઞા લઇને યુદ્ધમાં ચાલ્યો; તેના યુદ્ધમાં પ્રવેશ કરવા પછી દ્રોણાચાર્યે મારીકૂટીને શત્રુઓનો નાશ કર્યો, જેની ઉમ્મર તો વૃદ્ધ છે પણ પરાક્રમ સતેજ છે, અને જેના યુદ્ધમાં જરા પણ કપટ નથી, સિંહની ગંધના વાયુથી જેમ હાથી વ્યાકુળ થાય તેમ દ્રોણના સ્વેદનો પવન આવવાથી પાંડવોનું સૈન્ય વ્યાકુળ થયું.

इति एकादश मयूख ।

# द्वादश मयूख

## द्रोणपर्व (उत्तरार्द्ध)

### युधिष्ठिर उवाच

**कवित्त**

तेरे काज वन ही मैं कहतो किरीटी मोसों,
सात्यकी के जोर ही तैं शत्रुन कौं मारिहौं ।
कृष्ण बलदेव जोपै होहिं न सहाय तो हू,
एक शयनेय ही तैं सवै काज सारिहौं ।
सोई काज आज कोस द्वादश लौं द्रौनव्यूह,
तो बिन तरैया को है ताहितैं पुकारि हौं ।
देवदत्त गांजित्र को घोष ना सुनौंहौं तेरे,
गुरू बिना पृथा कौं मैं का मुख दिखारिहौं ॥ १ ॥

અર્જુન મધ્ય યુદ્ધભૂમિમાં હોઇ તેના શંખનો ધ્વનિ ન સંભળાવાથી યુધિષ્ઠિર સાત્યકિ પ્રત્યે કહે છે કે હે સાત્યકિ ! અમે જ્યારે વનમાં નિવાસ કરતા હતા ત્યારે તારા માટે (તારા બળને માટે) મને અર્જુન કહેતો કે સાત્યકિના બળ વડે હું શત્રુઓને મારીશ, વળી જો શ્રીકૃષ્ણ અને બળભદ્ર સહાય નહિ થાય તો પણ એક શૈનેય[1] (સાત્યકિ) થી જ હું સર્વ કાર્ય સારીશ, આજે એ કામ આવી પડ્યું છે; કેમકે બાર ગાઉ સુધીનો દ્રોણનો વ્યૂહ તારા વિના કોણ તરનાર છે?' તેથી જ કહું છું કે દેવદત્ત (શંખ) અને ગાંડીવ (ધનુષ્ય)નો શબ્દ હું સાંભળતો નથી એટલે તારા ગુરૂ (અર્જુન) વિના પૃથા (કુંતા)ને હું શું મુખ દેખાડીશ ?

(૧) સાત્યકિ શિની રાજાનો પુત્ર હોવાથી શૈનેય કહેવાય છે.

दोहा

जवन सैन्य दश सहस गज, अर्जुन लायो जीति ।
तेउ जुध कौं सनमुख खरे, लखहु काल विपरीति ॥ २ ॥

વળી હે સાત્યકિ ! કાળની વિપરીત અતિ જુઓ ! જે યવનોની સેનાના દશ હજાર હાથી અર્જુન જીતી લાવ્યો હતો તેઓ (યવનો) યુદ્ધ માટે સામે ઊભા છે.

इनहि द्रोन जुत लोपिकै, करन सैन्य कौं घाय ।
दुस्यासन जलसंध हनि, मिलहु विजय तैं जाय ॥ ३ ॥

એઓ (યવનો)ને દ્રોણયુક્ત લોપીને કર્ણની સેનાને ઘાયલ કરીને દુઃશાસન તથા જલસંધને મારીને હે સાત્યકિ ! તું અર્જુનથી મળી જા.

प्रति वचन

कवित्त

व्यूह के उलंघिवे को शोच मोकौं नेंक नाहिँ,
आपको है सोच मैं भरोसे छोरौं कौन के ।
हमैं याहि काज दोउ कृष्ण यहां राखि गये,
जीवित ग्रहन तेरो सुन्यो नेम द्रौन के ।
जुधिष्ठिर कहै मैं का क्षत्रि नाहिं ? भीमादिक,
मेरे हैं सहाय क्यौं न जाहु ? उत गौन के ।
एती सुनि मौन व्है दिवाय दान विप्रन कौं,
व्यूह द्रौन के पै चल्यो रथी वेग पौन के ॥ ४ ॥

તે સાંભળીને સાત્યકિએ કહ્યું કે હે મહારાજ ! વ્યૂહ ઓળંગવાની મને જરા પણ ચિંતા નથી કિંતુ મને આપની ચિંતા છે કે હું આપને કોને ભરોસે તજું ? કેમકે આપને જીવતા પકડી લેવાની દ્રોણની પ્રતિજ્ઞા સાંભળીને જેઓ બેઉ કૃષ્ણ (શ્રીકૃષ્ણ તથા અર્જુન) મને એટલા માટે જ અહીં રખી ગયા છે, તે સાંભળીને યુધિષ્ઠિરે કહ્યું કે શું હું ક્ષત્રિય નથી ?

વળી ભીમસેન વિગેરે મારા સહાયકારક છે, તેમ જાણીને તું ત્યાં કેમ જતો નથી ? અર્થાત જા, એટલું સાંભળીને સાત્યકિ મૌન થઇને બ્રાહ્મણોને દાન અપાવીને દ્રોણના વ્યૂહ પર રથી થઇને પવન વેગે ચાલ્યો.

दोहा

सकट व्यूह धुर द्रौन तैं, प्रथम हि भयो मिलाप ।
द्रौन कहत दुर्धर्ष सों, लखि शैनेय प्रताप ॥ ५ ॥

સાત્યકિ શકટવ્યૂહની (ગાડાના આકારની) ધૂંસરી પર આવ્યો; ત્યાં પ્રથમ તેને દ્રોણથી મિલાપ થયો, ત્યારે પ્રબળ એવા શૈનેય (સાત્યકિ) નો પ્રતાપ જોઈને તેના પ્રત્યે દ્રોણ કહે છે.

द्रोण उवाच

जा मग व्है तव गुरू कढयो, रे सात्वत मदअंध ।
त्यों अपसव्य व्है निकरि तूं, कै तुहि तूटहि कंध ॥ ६ ॥

હે મદાંધ ! સાત્યકિ જે રસ્તે થઈને તારો ગુરૂ (અર્જુન) નીકળ્યો છે તે જમણે રસ્તે થઇને તું નીકળ; નહિ તો તારૂં કાંધ ભાગી જશે.

सात्यकि उवाच

जा मग आचारज कढै, कढत न शिप कौं शोच ।
तिन्हकौं जो दूषित कहै, तिनकी बुधि मँहि पोच ॥ ७ ॥

તે સાંભળીને સાત્યકિએ કહ્યું કે જે રસ્તે થઇને આચાર્ય (ગુરૂ) નીકળે તે રસ્તે થઈને નીકળતાં શિષ્યને કાંઈ પણ ચિંતા ન થાય પરંતુ તે (ગુરૂ) ને જે દૂષિત (કાયર) કહે તેની બુદ્ધિમાં કાયરતા ગણાય.

संजय उवाच

आडो फिर फिर हटि गयो, तीन वेर द्विज द्रौन ।
तिन सात्वत जुध कुशल तैं, कहि जय पावत कौन ॥ ८ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! જેની આડા ફરી ફરીને દ્રોણાચાર્ય ત્રણ વાર પાછા હટ્યા તે યુદ્ધકુશળ સાત્યકિથી કહો કોણ જય પામે ?

मारि सारथी द्रौन को, कृतवर्मा कौं जीति ।
समझाई दुस्यासनहिं, कपटद्यूत की रीति ॥ ९ ॥

ત્યાર પછી સાત્યકિએ દ્રોણના સારથિને મારીને તથા કૃતવર્માને જીતીને દુઃશાસનને કપટ રૂપી જુગારની રીત સમજાવી અર્થાત ભવિષ્યમાં એવું અપકૃત્ય ન કરવા માટે બાણપ્રહારની ભારે શિક્ષા કરી.

सात्यकि बानन तैं बिकल, रन त्याग्यो जुवराज ।
दुस्यासन चित चकित सो, गयो द्रौन पै भाज ॥ १० ॥

તે વખતે સાત્યકિના બાણોથી વ્યાકુળ થઈને યુવરાજ દુઃશાસન યુદ્ધ તજીને ભ્રમિતચિત્ત જેવો થઈને દ્રોણ પાસે નાસી ગયો.

## द्रोण उवाच
### सवैया

शीष के भूषण भूमि परे कटि, सात्यकि बीर के बान के मारे ।
द्रौन कहै हँसिकै कुरुराज जु, आये भले करि मुंड उघारे ।
बीज को बोवत पूत दुसासन, जान्यो नहीं फल लागिहै खारे ।
जो प्रिय होय सो जाहर कीजिये, पाघ मँगावैं कि चूनरि प्यारे ॥११॥

યુદ્ધવીર સાત્યકિના બાણના પ્રહારથી દુઃશાસનના માથાનો મુકુટ કપાઈને ભૂમિપર પડ્યો રહ્યો અને તેને નાસતો આવતો જોઇને દ્રોણે હસીને કહ્યું કે હે કુરુરાજ ! તું ઉઘાડે માથે ભલો આવ્યો ? હે પુત્ર દુઃશાસન ! બીજને વાવતાં તેં ન જાણ્યું કે આનાં ફળ કડવાં લાગશે ? પણ હવે તું ઉઘાડે માથે આવ્યો છે તેથી તને જે પ્રિય વસ્તુ હોય તે જાહેર કર કે તારા માટે હે વહાલા ! પાઘડી મંગાવું કે ચૂંદડી મંગાવું ?

द्रौन कहै भृकुटी करि वंक, भये सुत कायर मंगल गावै ।
राजसभा बिच नाहररूप रु कास परे पर श्याल कहावै ।
क्यों तुम से नृप पूत दुस्यासन, गाल वजायकै वीरता पावै ।
सात्यकि तैं बचै जन्म भयो नयो सूप वजाउँ कि थाल वजावैं ॥१२॥

વળી દ્રોણ વાંકી ભ્રૂકુટિ કરીને કહે છે કે હે પુત્ર ! તું કાયર થઈને કુશળપણે આવ્યાનું ગાણું ગાય છે, વળી રાજ–સભામાં વાઘ રૂપ થઈને અને કામ પડે ત્યારે શિયાળ કહેવાય છે, હે દુઃશાસન ! તારા જેવા રાજકુમારો શા માટે થતા હશે કે જેઓ ગાલ ફુલાવીને (મિથ્યા બકવાદ કરીને) વીરતા પામે છે ? તું સાત્યકિથી બચ્યો છે તેથી તારો નવો જન્મ થયો છે એટલે તેની વધાઈમાં હવે હું સૂપડું વગાડું કે થાળી વગાડું ?

कवित घनाक्षरी

करै ना संधान शर कोप जुत बानी द्रुज,
कहत दुसासन सों भाग्यो लखि बारबार ।
सात्यकी के बानन तैं त्रासत हो मेरे पूत,
किरीटी के बानन सहोगे कैसे प्रलैकार ।
बरजत रच्यो द्यूत कान न पिता की कीन्ही,
द्रौपदी को ऐंच्यो चीर संधि क्यों न लीन्ही धार ।
जानन क्यों खेले हैं अजानन लौं पासन के,
बानन के जुथ्थ व्है हैं प्रानन के लैनहार ॥ १३ ॥

સાત્યકિથી દુઃશાસન ભાગ્યો તે જોઈને દ્રોણાચાર્ય પોતાના ધનુષ્ય પર બાણનું સંધાણ ન કરતાં વારંવાર ક્રોધ સહિત વાણી કહે છે કે હે મારા દીકરા ! સાત્યકિનાં બાણોથી ભય પામો છો તો પછી અર્જુનનાં પ્રલયકારી બાણો શી રીતે સહન કરશો ? પિતાની વાત શ્રવણગત ન કરી, અને ના કહેવા છતાં જુગારની બાજી રચી, વળી દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચ્યાં; એટલા અપરાધો ઉપર પણ પાંડવોની ઇચ્છા પ્રમાણે સુલેહ કેમ ન ધારણ કરી ? તમે

જાણતા હતા છતાં અજાણ્યાની પેઠે પાસાઓના દાવ કેમ ખેલ્યા ? માટે હવે તો બાણોના સમૂહો જ તમારા પ્રાણોના લેવાવાળા થશે.

पुनर्यथा

टेढी भौंह द्रौन दुसासन कौं निकट देखि,
बोले हैं प्रगट वाक्य कुशल जुत आये धाय ।
खातिर सुयोधन की सात्यकी कों दीनी जय,
पूर्व तजि राज-साज बन के न कीने जाय ।
कुरू दल बीच नरसिंघ आप बीर वजो,
धिक है हजार जाकौं अरि तैं विमुख काय ।
बोय बीज हाथन त्यों पाय जुवराज पद,
खाय घाय पीठ दीठ लाज हू न आई हाय ॥ १४ ॥

દુઃશાસનને પોતાની પાસે આવેલો જોઈને વાંકી ભ્રૂકુટિ કરીને દ્રોણાચાર્ય પ્રત્યક્ષ વચન બોલ્યો કે હે દુઃશાસન ! તું કુશળપણે અહી દોડી આવ્યો તે તેં દુર્યોધનના ભલાની ખાતર સાત્યકિને જશ આપીને તારો પૂર્વ રાજસાજ તજીને વનનો સાજ સજીને તું વનમાં ન ગયો ? વળી કૌરવી સેનામાં તમે નરશાર્દૂલ વીર કહેવાઓ છો તે શત્રુથી અવળે અંગે થઈને ભાગ્યા તેથી તમને હજાર વાર ધિક્કાર છે, તેમ તું તારા હાથે જ બીજ વાવીને યુવરાજ પદ પામીને યુદ્ધમાં ઘાવ ખાઈને પીઠ બતાવીને આવ્યો તેની હાય ! તને લાજ ન આવી ?

अर्जुन प्रति कृष्णोवाच

द्रौन दल फारिकै विदारि व्यूह दंतिन की,
मार्यो सुदर्शन जलसंध हू कौं गलि गो ।
जवन पछारि पुनि द्रौन सारथी प्रहारि,
जादव उदार फेरि दुसासनै दलि गो ।
विक्रम वखानैं सबै वीर भर्तवंशिन के,
कुरू-सैन्य-सिंधु नर देखि तूं विचलि गो ।

सात्यकी मदोनमत्त कुंजर कराल कृष्ण,
वाल्हिक नृपाल पौत्र कीच बीच कलि गो ॥ १५ ॥

અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ કહે છે કે દ્રોણના દળને ચીરીને હાથીઓની સેનાને છેદીને જેણે સુદર્શન રાજાને માર્યો તથા જલસંધ રાજાને જે ગળી ગયો, જેણે યવનને પછાડયો અને દ્રોણના સારથિને પણ માર્યો; તથા જે ઉદાર યાદવ દુ:શાસનને પણ દળી ગયો, વળી હે અર્જુન ! તારૂં પરાક્રમ સર્વ ભરતવંશીઓ વખાણે છે એવો જે તું તે પણ કૌરવોના સૈન્ય રૂપી સમુદ્રને જોઈને વ્યાકુળ થઈ ગયો હતો; તે સમુદ્રને તરીને આવનાર આ એ સાત્યકિ રૂપી મદોન્મત ભયંકર હાથી અત્યારે બાલ્હિક નૃપાલના પૌત્ર (સોમદત્તના પુત્ર ભૂરિશ્રવા) રૂપી ગારામાં ખૂંચી રહ્યો છે.

### संजयोवाच

### दोहा

युयुधान भूरीश्रवा, यदुपुंगव कुरुवीर ।
जुटे विरथ बिन कवच भये, तौउ दोउ तजो न धीर ॥ १६ ॥

યદુવંશનો મહા પરાક્રમી યુયુધાન (સાત્યકિ) અને કુરૂવંશનો વીર ભૂરિશ્રવા એ બેઉ યુદ્ધમાં જોડાયા ત્યારે તે બેઉ યોદ્ધા રથ વિનાના અને બખ્તર વિનાના થઈ ગયા તો પણ બેઉએ રણધીરતા ન તજી.

द्वंदयुद्ध करि पटकि कुरु, सात्यकि को तहँ सीस ।
छाती चढि काटन लगो, यादव भयो अनीस ॥ १७ ॥

પછી બેઉ સામ સામા (મલ્લયુદ્ધ) લડયા, તેમાં કૌરવ (ભૂરિશ્રવા) સાત્યકિને પટકીને છાતી પર ચડી બેસીને તેનું માથું કાપવા લાગ્યો ત્યારે એ યાદવ (સાત્યકિ) અનીશ (અનાથ) થયો.

### धृतराष्ट्र उवाच

### कवित्त

कृष्ण जैसो सारथी अनाश रथ त्यों ही अश्व,
अखै भाथा गांडिव की गुन हू कटै नहीं ।

किरीटी सो रथी ताको समता करैया वीर,
द्रौन रच्यो व्यूह तामैं अकेलो नटै नहीं ।
शकट के वीच पद्म पद्म बीच सुची व्यूह,
दोय दस कोस ताहि देव हू अटै नहीं ।
अटन कियो है ताको ऐसे सात्यकी को सीस,
छाती चढि भूरिश्रवा काटै पै कटै नहीं ॥ १८ ॥

તે સાંભળીને ધૃતરાષ્ટ્ર કહે છે કે હે સંજય! શ્રીકૃષ્ણ જેવા જેના સારથિ છે, નાશ ન પામે એવો જેનો રથ છે, એવા જ ઘોડા છે, જેનાં કદી યે નાશ ન પામે તેવાં ભાથાં છે, જેના ગાંડીવ ધનુષ્યની પણચ પણ કોઈથી કપાય તેવી નથી, એવો જે એકરથી અર્જુન છે તેની બરાબરી કરવાવાળો જે સાત્યકિ વીર તે દ્રોણના રચેલા વ્યૂહમાં એકલો છે છતાં પાછો હઠતો નથી; વળી ગાડાના આકારમાં કમળાકાર વ્યૂહ છે અને કમળાકાર વ્યૂહમાં સોયના આકારનો વ્યૂહ છે, તે તમામ બાર ગાઉ સુધી છે, જેમાં દેવતાઓ પણ પર્યટણ ન કરી શકે તે વિશાળ વ્યૂહનું જેણે પર્યટણ કર્યું છે એવો જે સાત્યકિ; તેનું માથું ભૂરિશ્રવા છાતી પર ચડીને કાપે છે પરંતુ કાપી શકાતું નથી,, અર્થાત સાત્યકિ સામે ટક્કર ઝીલી શકે એવી યોગ્યતા (સમર્થતા) ભૂરિશ્રવામાં નથી. (પરંતુ તેનું કોઈ પૂર્વ કારણ હશે.)

### कवि उवाच

#### दोहा

युधामन्यु उत्तमौज हैं, द्रुपदपुत्र भय द्रौन ।
नर रथांग रक्षक तेऊ, व्यूह वाह्य किय गौन ॥ १९ ॥

યુધામન્યુ અને ઉતમૌજ એ બે દ્રુપદ રાજાના પુત્રો અર્જુનના રથના ચક્રના રક્ષક હતા તે દ્રોણના ભયથી વ્યૂહ બહાર નીકળી ગયા. (આ દોહાનો સંબંધ આગળ પદ્ધરી છંદ ૪૩ સાથે છે.)

संजय उवाच

सोमदत्त ताको शिनी, काटन लागो शीष ।
करी दया जीवित तज्यो, उन्ह भजि जाच्यो ईश ॥ २० ॥
याके सुत कौं मोर सुत, मृतक प्राय युध माहिँ ।
करी विनय सुनि धूर्जटी, तथा अस्तु कहि ताहि ॥ २१ ॥

સાત્યકિનું બેહાલ થવા રૂપ પૂર્વ કારણ સંજય ધૃતરાષ્ટ્રને કહે છે કે પૂર્વે યુદ્ધમાં સાત્યકિનો પિતા શિનિ યાદવ, ભૂરિશ્રવાના પિતા સોમદત્તનું માથું કાપવા લાગ્યો; પરંતુ દયા કરીને તેને જીવતો છોડી મૂક્યો, એટલે તેણે મહાદેવનું ભજન કરી વરદાનમાગ્યું કે શિનિના પુત્ર (સાત્યકિ) ને મારો પુત્ર (ભૂરિશ્રવા) યુદ્ધમાં મરણતુલ્ય કરે, એ વિનંતિ સાંભળીને મહાદેવજીએ "તેમ થાઓ" તેવું તેને કહ્યું. [૧](આ બેઉ દોહાઓનો સંબંધ પાછળના કવિત ૧૮થી છે.)

श्रीकृष्णोवाच

बन्यो जोग तातैं इहै, कृष्ण कह्यो नर देखि ।
आयो कुरु-दल-सिंधु तरि, गो-पद डूबत लेखि ॥ २२ ॥

શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે હે અર્જુન! જો, એ પૂર્વજોગ (શ્રીશંકર ભગવાનનો વરદાન રૂપ સવાલ થયો હતો) તેથી અત્યારે સત્ય થયો છે, તે એ કે જે સાત્યકિ કૌરવોના સૈન્ય રૂપી સમુદ્રને તરીને આવ્યો છે, તે અહીં આ ભૂરિશ્રવારૂપી ગાયના પગલાના ખાબોચિયામાં ડૂબે છે.

अर्जुन उवाच

प्रेर्यो मम हित सात्यकी, कीनो नृपति अकाज ।
इत याकी रक्षा उचित, उत जैद्रथ वध आज ॥ २३ ॥

તે સાંભળીને અર્જુને કહ્યું કે મારા માટે સાત્યકિને મોકલ્યો છે તે રાજાએ (યુધિષ્ઠિરે) અકાર્ય કર્યું છે કેમકે અહીં (એક

(૧) એ કથા મહાભારત, દ્રોણપર્વ, અધ્યાય ૧૪૪ માં છે.

તરફ) સાત્યકિનું રક્ષણ કરવું યોગ્ય છે, અને ત્યાં (બીજી તરફ) જયદ્રથને આજે મારવો છે, એમ બે કામ શી રીતે બની શકશે ?

यों कहि वाम हि पान तैं, पृष्ट अद्रष्टहि वान ।
मार्यो भुज भूरीश्रवा, खड्ग जुक्त किय हान ॥ २४ ॥

એમ કહીને અર્જુને અદૃશ્ય રીતે ડાબે જ હાથે પાછળ બાણનો ઘા કરીને ભૂરિશ્રવાનો હાથ તરવાર સહિત કાપી નાંખ્યો.

भूरिश्रवा उवाच

त्यागि शस्त्र संन्यास के, कही किरीटी देखि ।
तोकौं ऐसी उचित क्यों, पुनि संगत फल पेखि ॥ २५ ॥

તે વખતે ભૂરિશ્રવાએ કહ્યું કે હે અર્જુન ! શસ્ત્ર ત્યાગીને સંન્યાસ લે, તને શું આવું (અકાર્ય) ઘટિત છે ? પરંતુ તે સંગતનું (શ્રીકૃષ્ણ સારથિ છે તેનું) પરિણામ છે તે જો અર્થાત જાણ.

लरत आन तैं प्रमत तैं, मम भुज छेद्यो सोय ।
कृष्ण मित्र बिनु क्षत्रि तैं, यह अधर्म नहिँ होय ॥ २६ ॥

વળી તું બીજાથી લડતો હતો અને પ્રમત્તપણાથી મારો હાથ કાપ્યો તે કૃષ્ણ મિત્ર વિના ક્ષત્રિયથી આવો અધર્મ ન થાય.

अर्जुन उवाच

राजपुत्र निज सैन्य कौं, राखि लेत भय वेर ।
बनी न रक्षा अंग की, कृष्णहि निंदत फेर ॥ २७ ॥

તે સાંભળી અર્જુને કહ્યું કે હે ભૂરિશ્રવા ! રાજપુત્ર ભય વખતે પોતાના સૈન્યનું રક્ષણ કરી લે છે, અને તારાથી તારા અંગની પણ રક્ષા ન થઈ અને વળી પાછો કૃષ્ણને નિંદે છે.

मम हित आयो सात्यकी, तजि आशा निज प्रान ।
ताके मृत्यु सँकष्ट मैं, क्यौं न होउँ तनत्रान ॥ २८ ॥

પોતાના પ્રાણની આશા તજીને મારે માટે સાત્યકિ આવ્યો

છે, તેના મરણ સંકટમાં હું તેનું બખ્તર (શરીરનો રક્ષણકર્તા) કેમ ન થાઉં ?

इत तैं सात्यकि भूमि तैं, सोई खड्ग उठाय ।
कृष्णादिक वर्जत रहे, दूर किये शिर काय ॥ २९ ॥

અહીંથી સાત્યકિએ ભૂરિશ્રવાની તરવાર ભૂમિ પર પડી હતી તે જ ઉઠાવી લઈને કૃષ્ણ વિગેરે ના પાડતા રહ્યા છતાં તે વડે ભૂરિશ્રવાનું માથું ધડથી જુદું કર્યું.

श्रीकृष्णोवाच

दारुक सात्यकि कौं करहु, मम रथ पर आरूढ ।
जौ लौं गांजिव वान तैं, मरे सिंधुनृप मूढ ॥ ३० ॥

રથ વિનાનો સાત્યકિ પાસે આવેલો જોઈને શ્રીકૃષ્ણે પોતાના દારૂક નામના સારથિને કહ્યું કે હે દારૂક ! જ્યાં સુધી ગાંડીવ ધનુષ્યના બાણથી મૂઢ જયદ્રથ મરે ત્યાં સુધી સાત્યકિને મારા રથ પર બેસાડ.

शंखनाद

सात्यकि रथ आरूढ व्है, पूर्यों हरि को शंख ।
तातैं दोउ दल नृपति कौं, उर उपज्यो आतंक ॥ ३१ ॥

શ્રીકૃષ્ણના રથમાં બેસીને સાત્યકિએ શ્રીકૃષ્ણનો શંખ (પાંચજન્ય) વગાડ્યો, તેથી બેઉ સૈન્યમાં અને રાજા યુધિષ્ઠિરના હૃદયમાં ભય ઉત્પન્ન થયો.

युधिष्ठिर उवाच

पांचजन्य की घोष सुनि, कह्यो भीम कौं दौर ।
देवदत्त धुनि बिनु सुनै, मन अकुलावत मोर ॥ ३२ ॥

પાંચજન્યનો ધ્વનિ સાંભળીને યુધિષ્ઠિરે ભીમસેનને કહ્યું કે હે ભીમસેન ! તું જલદી દોડ, કેમકે દેવદત્ત (શંખ) નો ધ્વનિ સાંભળ્યા વિના મારૂં મન અકળાય છે.

नहिँ कपिध्वज की कुशलता, कृष्ण लरत मम काज ।
द्रौनव्यूह बिच गौन कौं, और कौन? तूं आज ॥ ३३ ॥

વળી જાણું છું કે અર્જુનની કુશળતા નથી, અને મારા માટે શ્રીકૃષ્ણ લડે છે, હે ભાઇ! દ્રોણના વ્યૂહમાં જવા માટે આજ બીજો કોણ છે? અર્થાત માત્ર તું જ છે.

कहिहैं सब हित अनुज के, तज्यो सात्यकी दूर ।
करहु धनंजय तैं अधिक, जाको जतन जरूर ॥ ३४ ॥

વળી સહુ એમ પણ કહેશે કે નાનાભાઈ (અર્જુન) માટે સાત્યકિને બહુ છેટે છોડી દીધો, તેથી હે ભાઇ! અર્જુનથી પણ અવશ્ય એ (સાત્યકિ)નું અધિક રક્ષણ કરજે.

## भीम का द्रौन पर जाना

### कवित्त

सात्यकी ज्यों भीम कौं पठायो किरीटी के काज,
द्रौन तैं सुनाये कटु वाद बीररस मैं ।
मैं हौं ना किरीटी शिष्य सात्यकी प्रशिष्य नाहिँ,
हारि कढौं कैसै ज्यों कढै हैं तेरी वसमैं ।
रे रे द्विज नीच अब मानत हौं शत्रु तोकौं,
जीतै बिन वैसै कैसै जैहौं नस नस मैं ।
धनु मुरवी के रथ नेमि उरवी के घोष,
गदा गुरवी के त्यों सुनाये दिशि दश मैं ॥ ३५ ॥

યુધિષ્ઠિરે સાત્યકિની પેઠે ભીમસેનને અર્જુન માટે મોકલ્યો ત્યારે ભીમસેને યુદ્ધભૂમિમાં જતાં પ્રથમ દ્રોણનો મિલાપ થવાથી તેને વીરરસમય કડવાં વચનો સંભળાવ્યાં, તે એવી રીતે કે હે દ્રોણ! હું તારો શિષ્ય અર્જુન નથી તેમજ શિષ્યનો શિષ્ય સાત્યકિ પણ નથી, એટલે તેઓ જેમ તારે વશ થઈને નીકળ્યા છે તેમ હું કેમ નીકળું? અરે હે નીચ બ્રાહ્મણ! હવે હું તને (અભિમન્યુને મારવામાં મુખ્ય હોઈ) શત્રુ માનું છું તેથી જીત્યા

વિના એમને એમજ નાઠો નાઠો આગળ કેમ જાઉં ? એમ કહીને તેણે ધનુષ્યની પણચને તથા રથના આરાનો પૃથ્વી સાથેનો ભારે શબ્દ તેમજ મોટી ગદાનો ધ્વનિ એ સર્વ નાદ દશે દિશાઓમાં સંભળાવ્યા.

संजय उवाच

दोहा

एक गदा हत करि दियो, अश्व सहित रथ चूर ।
नातर यमपुर भेटते, द्रौन कूदि गये दूर ॥ ३६ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! ભીમસેને એક જ ગદા મારીને ઘોડાઓ સહિત દ્રોણના રથનો ચૂરો કરી નાંખ્યો, પરંતુ દ્રોણાચાર્ય તે વખતે રથમાંથી કૂદીને છેટે ગયા, નહિતો યમપુરથી ભેટો કરત.

एक तीश दिन एक मैं, चवदा निशि बिच पूत ।
तेरे जमपुर कौं गये, हते भीम रनधूत ॥ ३७ ॥

વળી હે ધૃતરાષ્ટ્ર ! યુદ્ધમાં અબધૂત થયેલા ભીમસેને એક દિવસમાં તારા એકત્રીશ પુત્ર અને રાત્રિમાં ચૌદ પુત્રોને માર્યા તે યમલોકમાં ગયા.

कवित्त

पांच वेर भीम तैं पराजै भो दिनेशपुत्र,
एक वेर सोई जीत्यो भीम कौं वकार कै ।
जैसो शस्त्र लीनो तैसौ काटि कै द्विधा ?े कीनो,
मृत्यु गज त्रान त्यौंहि छेद्यो वान मार क ।
धनूं की अनी तैं गोदा देकै कटु वाद कहै,
खायो करो वहुत उठायो करो भार कै ।
आज पीछे जुद्ध को बिचार कै पधार्यो करो,
तुल्य श धार कै मैं कहत पुकार कै ॥ ३८ ॥

જે કર્ણ ભીમસેનથી પાંચ વખત પરાજય (હાર) પામ્યો

તે એક વખત પડકાર કરીને ભીમને જીત્યો, તે એવી રીતે કે ભીમસેને જેવું શસ્ત્ર ધારણ કર્યું તેવું જ કાપીને બે સરખે ભાગે કરી નાંખ્યું, પછી મરેલા હાથીનું પુદ્ગળ[1] બખ્તર રૂપ કર્યું તે પણ બાણ મારીને કાપી નાંખ્યું, પછી તેણે ભીમસેનને ધનુષ્યની અણીના ગોદા મારીને કહ્યું કે હે ભીમભાઈ! બહુ ખાધા કરો અને ભારને (બોજાને) ઉપાડયા કરો, વળી હું પોકારીને કહું છું કે હવે આજ પછી બરોબરિયો શત્રુ જોઈને વિચાર કરીને યુદ્ધમાં પધારજો. અર્થાત તું મારો સમોવડ શત્રુ નથી.

दोहा

मरनप्राय करि भीम कौं, ना मार्यौ यह हेत ।
कुंता कौं चहुँ पुत्र को, दियो वचन करि चेत ॥ ३९ ॥

તે વખતે (કર્ણે) ભીમસેનને મરણતુલ્ય કરીને કુંતાને ચાર પુત્રનું વચન આપ્યું હતું તે યાદ લાવીને એ કારણથી તેને જીવથી માર્યો નહિ.

अर्जुन उवाच

करन पांचधा भीम तैं, क्यौं न पराजय याद ।
एक वेर तूं करि विरथ, बोलत है दुर्वाद ॥ ४० ॥

ભીમ પ્રત્યે કર્ણનો દુર્વાદ સાંભળીને અર્જુને કહ્યું કે હે કર્ણ! તું ભીમસેનથી પાંચ વાર પરાજય પામ્યો છે તે કેમ યાદ કરતો નથી અને આ એક જ વાર તું તેને રથ વિનાનો કરીને દુર્વાદ (ખોટાં વચન) બોલે છે?

घूक असूयावान की, द्रष्टि बुद्धि इक भाय ।
तम पर औगुन मैं फुरै, दिन परगुन न लखाय ॥ ४१ ॥

(૧) ભીમસેન પાસેથી શસ્ત્ર ખૂટી જવા પછી અર્જુનના બાણોથી મરી ગયેલા હાથીઓ પૈકી એક હાથીનું પુદ્ગળ ઉઠાવીને તે કર્ણની સામે ઊભો એટલે તે મૃતક હાથીના પુદ્ગળને પણ કર્ણે બાણો મારી છિન્નભિન્ન કરી નાંખ્યું (દ્રોણ પર્વ, અધ્યાય. ૧૩૯, શ્લોક ૮૬ ).

ઘૂક (ઘૂવડ) અને અસૂયાવાન (વિઘ્નસંતોષી) ની દષ્ટિ અને બુદ્ધિ એક સરખી હોય છે, કે જે અંધારામાં તથા પરાયા દોષોમાં પ્રવર્તમાન થાય છે, જ્યારે દિવસ (પ્રકાશ) તથા પરાયા ગુણ જેનાથી જોઈ શકાતા નથી.

निज कुच त्रिय निज पानि तैं, मर्दत दुक अहलाद ।
होवत होय स्वमुख हि तैं, जशकृत्त को अपवाद ॥ ४२ ॥

વળી હે કર્ણ! જેમ પોતાના હાથે પોતાના સ્તનનું મર્દન કરવાવાળી સ્ત્રીને આનંદ પ્રાપ્ત થતો નથી પરંતુ ઉલટું ખંડન થાય છે તેમ પોતાને મોઢે પોતાનો જશ બોલવા-વાળાની નિન્દા થાય છે.[1]

## कवि उवाच

### पद्धरी छंद

हुइ सैन्य वाह्य मिलि द्रुपद पुत्र, अरु मिले सात्यकी भीम अत्र ।
इन बिनहि एक अर्जुन उदार, किय शत्रु विकल सुर अभयकार ॥४३॥
मूर्छित किय कृप कौं एक बान, सुत द्रौन भग्यो लै मृतक जान ।
मद्रेश शल्य किय खंड खंड, पुनि हते दुसासन हय प्रचंड ॥४४॥
रथ भगे अश्व लै मरे सूत, वृषसेन करन दो पिता पूत ।
भूरीश्रव सात्यकि कियो नाश, दुर्योधन भजि गो द्रौन पास ॥४५॥
उत देखन रन अरि शिर उठाय, चित क्षुभित विजय हर शर चलाय ।

કવિ કહે છે કે પ્રથમ જે દ્રુપદ રાજાના બે પુત્રો (યુધામન્યુ તથા ઉત્તમૌજ) દ્રોણના ભયથી સૈન્યની બહાર નીકળી ગયા હતા તે તથા સાત્યકિ અને ભીમસેન અહીં આવીને અર્જુનને મળ્યા, તેઓ વિના પણ દેવતાઓને અભય કરનાર

(૧) આત્મશ્લાઘારૂપ નિંદિત કર્મ ચાર પ્રકારનું છે. ૧ પોતે જ પોતાનાં વખાણ કરવાં. ૨ ધન આપીને વખાણ કરાવવાં અથવા વખાણ કરાવીને ધન આપવું. ૩ વખાણ છપાવવાં અથવા છપાવડાવવાં. ૪ પ્રમાણ પત્રો મેળવીને પ્રગટ કરવાં. (બતાવવાં અથવા છપાવવાં.)

એવા ઉદાર અર્જુન એકલાયે જ કેટલાયે શત્રુઓને વ્યાકુળ કરી નાંખ્યા, એક જ બાણ મારીને કૃપાચાર્યને મૂચ્છિંત કરી નાંખ્યા, તેઓને મરેલા જાણીને દ્રોણનો દીકરો (અશ્વત્થામા) લઈ ને ભાગ્યો, મદ્રપતિ (શલ્યરાજા)ના શસ્ત્રના ટુકડે ટુકડા કરી નાંખ્યા, દુઃશાસનના ઘોડા મારી નાંખ્યા, જેઓના રથ ભાગી ગયા અને સારથિ મરી ગયા એવા કર્ણ અને વૃષસેન એ બેઉ પિતા પુત્ર ઘોડે સવાર થઈ ભાગ્યા, ભૂરિશ્રવાનો સાત્યકિએ નાશ કર્યો; દુર્યોધન દ્રોણાચાર્ય પાસે ભાગી ગયો, તે વખતે રણસંગ્રામ જોવા માટે અરિએ (શત્રુ જયદ્રથે) માથું ઊંચું કર્યું, એટલે પુત્રના મરણથી જેનું ચિત્ત ક્ષોભ પામ્યું હતું એવા અર્જુને શ્રીશંકર ભગવાનનું (દશ જોજનના વેગવાળું સર્પરૂપી વરદાયી) બાણ ચલાવ્યું.

दोहा

बहुतन मिलि कीनो विकल, अभिमन दल बिन एक ।
धन्य एक गांजीवधर, कीने विकल अनेक ॥ ४६ ॥

સૈન્ય વિનાના એકલા અભિમન્યુને ઘણા જણાઓએ મળીને વ્યાકુળ કર્યો હતો, પરંતુ ધન્ય છે ગાંડીવધર (અર્જુન) ને કે જેણે એકલાએ અનેક શત્રુઓને વ્યાકુળ કરી નાંખ્યા.

संजय उवाच

कवित्त

अस्त्र ही तैं कीनो है सरोवर अनूप रूप,
कीने निरशल्य अश्व नीर हू पिवायो है ।
भूरिश्रवा भुजा छेदि सात्यकी बचाय लियो,
तासौं पुनि भाषनं भो सबकौं सुहायो है ।
सिंधुनृप रक्षा काज अष्ट धनुधारी ठाढे,
तिनकौं दबाय कियो आप मन भायो है ।
शीप छेदि ताको दश जोजन उडाय ताके,
पिता गोद डारि शिर पिता को गिरायो है ॥ ४७ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! જેણે પોતાના અસ્ત્રવડે અનુપમ સ્વરૂપ સરોવર ઉત્પન્ન કર્યું અને ઘોડાઓને નિશલ્ય કરીને પાણી પીવડાવ્યું હતું, ભૂરિશ્રવાનો હાથ કાપી નાંખીને સાત્યકિને બચાવ્યો હતો, તેથી તેનાં વખાણ થયાં તે સહુને ગમ્યાં, સિંધુનૃપ (જયદ્રથ) ના રક્ષણ માટે ઉપર્યુક્ત ભાગી ગયેલા આઠ ધનુર્ધારીઓ ઊભા હતા તેઓને દબાવીને એ અર્જુને પોતાના મનનું ભાવ્યું કર્યું, તે એ કે જયદ્રથનું માથું કાપી નાંખીને ચાળીશ ગાઉ સુધી ઉડાવીને તેના પિતાના ખોળામાં નાંખીને તેનું પણ માથું નીચે પાડી નાંખ્યું.[1]

## छंद पद्धरी

जयद्रथहि मारि पुनि फिरे जोध, रिन कवन तिनहि करि सकै रोध ।
श्रीकृष्ण कहत रिन भू सुभाव, लखि पार्थ यहै गांजिव प्रभाव ॥४८॥
केउ परे वीर शिर खुले केश, बोलहिं जनु फाटे चख विशेष ।
गज परे इतै रथ पंथ हय, जाजुल्य कियो जहँ जवन जुद्ध ॥४९॥

(૧) અર્જુને સૂર્યાસ્ત થતાં સુધીમાં જયદ્રથને મારવાની પ્રતિજ્ઞા લીધી હતી. એટલે લડતાં લડતાં થોડોક દિવસ રહ્યો ત્યારે અર્જુનને સાન આપીને શ્રીકૃષ્ણે સૂર્યની આડે યોગવડે અંધારૂં કરીને સૂર્યાસ્ત થયો એવો સર્વને ભાસ કરાવ્યો. તે જોઈને દુર્યોધનના યોદ્ધાઓ, "હવે અર્જુનનો નાશ થશે," એમ માનીને હર્ષાયમાન થયા, એટલામાં હર્ષ પામેલા જયદ્રથે ઊંચું જોયું, એટલે શ્રીકૃષ્ણે અર્જુનને કહી બતાવ્યું તે પ્રમાણે અર્જુને સર્પરૂપી બાણથી જયદ્રથનું માથું ઉડાવ્યું જે દશ જોજન ના અંતરે સ્યમંત પંચક નામના સ્થાનની બહારના પ્રદેશમાં તેનો પિતા વૃદ્ધક્ષત્ર રાજા સંધ્યા કરતો હતો તેના ખોળામાં એવી રીતે પડ્યું કે તે વૃદ્ધક્ષત્રના જાણવામાં આવ્યું નહિ. પછી રાજા વૃદ્ધક્ષત્ર ગાયત્રીમંત્રના જપથી નિવૃત્ત થઈને જેવો ઊભો થયો તેવું જ તેનું માથું પણ ધડથી જુદું પડ્યું. તે તેનું પૂર્વ વચન હતું કે, મારા પુત્રનું માથું પૃથ્વી પર પાડે તેનું માથું પણ ધડથી જુદું પડે, એવી રીતે એક જ ગલોલે બે પક્ષી મારવા રૂપ સામર્થ્ય શ્રીકૃષ્ણ સહાય વિના બીજામાં ક્યાંથી હોય ? (જુઓ વિશેષ ખુલાસા માટે દ્રોણપર્વ, અધ્યાય, ૧૪૬)

જયદ્રથને મારીને યોદ્ધાઓ પાછા ફર્યા, તેઓને રણમાં કોણ રોકી શકે ? ત્યાં રસ્તામાં રણભૂમિનો દેખાવ જોઈ શ્રીકૃષ્ણ કહે છે કે હે અર્જુન જો ! આ ગાંડીવ ધનુષ્યનો પ્રભાવ, કેટલાયે યોદ્ધાઓ ઉઘાડે શિરકેશે પડયા છે, તેઓનાં નેત્રો વિશેષે ફાટી ગયાં છે તે જાણે હમણાં બોલશે ! અહીં હાથીઓનાં શબ પડયાં છે તેથી રથનો પંથ રોકાઈ ગયો છે, અહીં યવનો (મ્લેચ્છો) નું ભયંકર યુદ્ધ થયું છે.

केउ परे धनुष शक्ती निखंग, कहुँ अधोभाग कहुँ उर्धअंग ।
कहुँ चर्म वर्म भूषण कितेक, कहुँ अश्व रथन के अंग केक ॥५०॥

इत हतै असम योद्धा अपार, सात्यकी कियो अरिदल सँहार ।
यों कहत युधिष्ठिर निकट आय, लखि विजय विजय जुत कंठ लाय ॥५१॥
खट हु तैं मिल्यो करि हृदय लीन, नृप मानि जँनम जिनको नवीन ।

કેટલાંયે ધનુષ્ય, શક્તિ (સાંગો) અને ભાથાં પડયાં છે, વળી કયાંક નીચેનો ભાગ અને કયાંક ઉપરનો ભાગ, એમ મૃતક અંગો પડયાં છે, કયાંક ઢાલો, બખ્તરો અને કેટલાંક ઘરેણાં પડયાં છે, કેટલેક ઠેકાણે ઘોડાઓ તથા રથોનાં ચક્ર વિગેરે કેટલાંયે પડયાં છે, અહીં અસ્મક રાજાના અપાર યોદ્ધાઓ માર્યા છે, અને સાત્યકિએ શત્રુના સૈન્યનો સંહાર કર્યો છે. એમ કહેતા કહેતા શ્રીકૃષ્ણ અર્જુન વિગેરે વીરો સહિત રાજા યુધિષ્ઠિરની પાસે આવ્યા, એટલે અર્જુનને વિજય યુક્ત જોઈને રાજા યુધિષ્ઠિરે તેને કંઠે લગાવ્યો, અને જેઓનો નવીન જન્મ થયો છે એમ જાણી રાજા યુધિષ્ઠિર છએ (શ્રીકૃષ્ણ, અર્જુન, ભીમ, સાત્યકિ, યુધામન્યુ અને ઉત્તમૌજ)ને હૃદયમાં આનંદમગ્ન થઈને મળ્યો.

भगनीपति मार्यों सुन्यो भूप, तब पुत्र पर्यो दुख दीर्घ कूप ॥५२॥
वह समय गयो द्विज द्रौन पास, नहिँ सथिर श्वास डारत निशास ।
वह श्रमित वृद्ध द्विज अप्रमाद, बोल्यो फिर तिनतैं कटुकवाद ॥५३॥

तुम त्रिजय विजय की चही तत्र, मम अजय चहत गम परी अत्र ।
तुम पार्थ जानि करि दियो जान, सात्यकी वृकोदर रथि समान ॥५४॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર! અર્જુને જયદ્રથને માર્યો તે સાંભળીને તમારો પુત્ર (દુર્યોધન) દુઃખ રૂપી ઊંડા કૂવામાં પડ્યો, તે વખતે જેનું ચિત્ત સ્થિર નથી તે દુર્યોધન શ્વાસ નિઃશ્વાસ નાંખતો નાંખતો દ્રોણાચાર્ય પાસે ગયો, તે આચાર્ય વૃદ્ધ અને થાકેલા હોવા છતાં સાવધાન (કાર્ય તત્પર) હતા તો પણ તેઓને દુર્યોધન કડવાં વચન કહેવા માંડ્યો કે હે મહારાજ! અર્જુન તમારી પાસે આવ્યો ત્યારે તમે તેનો વિજય ઇચ્છયો, અને મારો પરાજય ઇચ્છો છો તે હવે અહીં મને ખબર પડી કારણકે તમે અર્જુનને જાણી જોઈને જ જવા દીધો છે, અને એમ જ સાત્યકિ તથા ભીમસેનને પણ સરખા રથી જાણીને જવા દીધા.

जयद्रथहि जियत रवि अस्त जोत, तो जरत पार्थ मम विजय होत ।
मैं आप भरोसे कियो जुद्ध, मम सैन्य करत अरि नाश क्रुद्ध ॥५५॥
यह सुनत कह्यो द्विज द्रौन आप, निशि रचहुँ जुद्ध मम लखि प्रताप ।
मम खुलहि कवच कै मृतक काय, अथवा कि खुलहि शत्रुन मिटाय ॥५६॥

સૂર્ય અસ્ત થતાં સુધી જયદ્રથ જીવતો રહેત તો અર્જુન તેની પ્રતિજ્ઞા પ્રમાણે બળી મરત અને મારો વિજય થાત, વળી હે ગુરૂ! મેં આપને ભરોસે યુદ્ધ આરંભ્યું, અને શત્રુઓ ક્રોધયુક્ત થઇને મારા સૈન્યનો સંહાર કરે છે. એ સાંભળીને દ્રોણાચાર્યે કહ્યું કે આજ રાત્રે હું યુદ્ધ રચું છું તેમાં તું મારો પ્રતાપ જોજે, કાંતો મારૂં શરીર પડી જશે તો મારૂં બખ્તર ખુલશે અથવા તો શત્રુઓનો સંહાર કરીને ખુલશે.

द्रोण उवाच

कवित्त

द्रौन द्रग दुसह दिखाय कै सुयोधन कौं,
कहै दावे वैन तवै शूरता किते गई ।

अष्ट धनुधारी बीच जैद्रथ बच्यो न हाय,
जी की अरु जै की उर आश तो रितै गई ।
पहिले हू जतन कियो न प्रान राखिवे को,
अब सब सैन्य हू की आयुष इतै गई ।
जा दिन तैं भीष्म शर-सैज पौढे तब ही तैं,
बड़े बड़े बीरन की बीरता बितै गई ॥ ५७ ॥

તે પછી દ્રોણાચાર્યે દુર્યોધનને રીસભર્યે નેત્રે સળગતાં વચનો કહેવા માંડ્યા કે હે દુર્યોધન ! તારી વીરતા ક્યાં ગઈ? હાય હાય ! તમે આઠ ધનુષ્યધારીઓ હતા તે છતાં પણ જયદ્રથ ન બચ્યો તો હવે જીવની અને જયની આશા ખાલી જ ગઈ સમજો, પહેલેથી જ તેં પ્રાણ રાખવાનો ઉપાય કર્યો નહિ અને હવે તો સર્વ સૈન્યનું આયુષ્ય હમણાં જ ગયું એમ સમજ, વળી જે દિવસથી ભીષ્મ બાણશય્યામાં પોઢ્યા છે, ત્યારથી મોટા મોટા શૂરવીરોની શૂરવીરતા વીતી ગઈ છે.

सुनिकै कटुक वाद नृपति सुयोधन के,
द्रौन कहै काहे नृप उच्छव करै नहीं ।
अष्ट महारथी तुम रक्षक निरर्थ भये,
हत्यो सिंधुराज तातैं भविष्य टरै नहीं ।
द्वादश ही कोस परियंत मेरो रच्यो व्यूह,
तामैं एक महारथी सात्यकी डरै नहीं ।
जब तैं न दृष्टि परै ध्वजादंड भीषम को,
तब तैं विजय तेरो दृष्टि ही परै नहीं ॥ ५८ ॥

દુર્યોધનનાં કડવાં વચન સાંભળીને વળી પણ દ્રોણાચાર્ય દુર્યોધનને કહેવા માંડ્યા કે રાજા યુધિષ્ઠિર ઉત્સવ કેમ ન કરે? અર્થાત કરે જ, કેમકે તમે આઠ મહારથીઓ જયદ્રથનું રક્ષણ કરવાવાળા હતા તે વ્યર્થ થયા, અને જયદ્રથને અર્જુને માર્યો તેથી જાણવું કે ભવિષ્ય કદી પણ ટળતું નથી, વળી બાર ગાઉ

સુધીનો રચેલો મારો વ્યૂહ હતો તેમાં એક મહારથી સાત્યકિ અભય રહ્યો, માટે હે દુર્યોધન! જ્યારથી ભીષ્મના રથનો ધ્વજાદંડ નજરે પડતો નથી ત્યારથી તારી જીત પણ નજરે પડતી નથી.

धृतराष्ट्र उवाच
दोहा

संजय मम जामातु को, बद्ध भयो सुनि कान ।
आचारज का करत भो, कहहु बखानि सुजान ॥ ५९ ॥

ધતરાષ્ટ્ર કહે છે હે સંજય! મારા જમાઈ (જયદ્રથ) નો વધ થયો સાંભળીને આચાર્ય (દ્રોણગુરૂ) શું કરતા હતા? તે હે સુજાણ! તું મને વર્ણવીને કહે.

संजय उवाच

पठय दूत सुत धर्म पै, व्हैहै जुध निशि घोर ।
देहु पयादी सैन्य के, हाथ दीप दुहुँ ओर ॥ ६० ॥

તે સાંભળીને સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર! ત્યાર પછી દ્રોણાચાર્યે યુધિષ્ઠિર પાસે દૂત મોકલીને કહેવડાવ્યું કે આજ રાત્રે દારૂણ યુદ્ધ થશે, માટે બેઉ બાજુની પેદળ સેનાના હાથોમાં દીવા આપવા, (એવો ઠરાવ કર્યો છે તે પ્રમાણે તમારે કરવું.)

रथ ढिग पांच रु द्विरद ढिग, चार तीन हय पास ।
यह अनुक्रम दोउ सैन्य मैं, भई मसाल प्रकाश ॥ ६१ ॥

કરેલા ઠરાવ પ્રમાણે રથની પાસે પાંચ, હાથીની પાસે ચાર અને ઘોડાની પાસે ત્રણ, એ અનુક્રમે બેઉ સૈન્યમાં મશાલોનો પ્રકાશ થયો.

सुगँध तैलमय रतनमय, भये व्योम सुरदीप ।
देखन जुध कौतुक मिलै, अछर वरन अवनीप ॥ ६२ ॥

સુગંધિત તેલમય અને રત્નમય દેવતાઈ દીપકો પ્રગટ્યા

અને યુદ્ધનું કૌતુક જોવા માટે તથા રાજાઓને વરવા માટે આકાશમાં દેવતાઓ અને અપ્સરાઓનું મંડળ એકઠું થયું.

सवैया

जब्ब सिंधुनरेश हत्यो तिहि क्षोभ तैं पुत्र पिता अति दुर्धर से ।
नृप ता छिन वा बल बीच दिखा परै नाश विरांट के द्वै हर से ।
मनु हाटक कश्यप हारन कौं बिच खंभ के जाहर नाहर से ।
द्विज द्रौन रु द्रोनिय छत्रिन मैं दोउ दोय भृगूपति से दरसे ॥६३॥

જ્યારે જયદ્રથને અર્જુને માર્યો ત્યારે તે ક્ષોભથી પુત્ર તથા પિતા (અશ્વત્થામા તથા દ્રોણ) એ બેઉ અતિ કઠિનતાથી પણ કોઈથી ધારણ ન થઈ શકે એવા હતા, વળી હે ધૃતરાષ્ટ્ર! તે વખતે તે સૈન્યમાં બ્રહ્માંડને નાશ કરનારા બે હર (રુદ્ર, મહાદેવ) જેવા દેખાતા હતા, વળી જાણે હિરણ્યકશ્યપને હરાવનારા સ્થંભમાં પ્રગટેલા નરસિંહ જેવા બેઉ દેખાતા હતા, તે બ્રાહ્મણ દ્રોણ અને અશ્વત્થામા ક્ષત્રિયોનાં બંને સૈન્ય વચ્ચે બેઉ પરશુરામ જેવા દેખાતા હતા.

दल पांडुन बीच विहार करै द्रुज, जाकौं निरोध कि कौन करैं तथ ।
जा मग द्रौन कढै रन क्रीड़त, भो नृप सोहु कठोर महा पथ ।
पित्रन ही तैं मिलाय दिये केउ, और बचै तिनकी सुनिये कथ ।
श्रौन तुरंग हैं सारथि श्रौनहिं, श्रौन ध्वजा अति श्रौन रथी रथ ॥६४॥

દ્રોણાચાર્ય પાંડવોના સૈન્યમાં વિચરે છે તેને રોકવાની કોણ તથા (સમતા) કરે? જે રસ્તે દ્રોણ રણમાં રમવા માટે નીકળે છે તે રસ્તો રાજાઓને મહા કઠણ થઈ પડ્યો છે. કેટલાયે શત્રુઓને પિતૃલોકમાં સેળવી દીધા. અને બાકીના બચ્યા તેઓની કથા હે ધૃતરાષ્ટ્ર! સાંભળો, ઘોડા લોહિયાળા, સારથિ લોહિયાળા, રથી લોહિયાળા, રથ લોહિયાળા અને રથની ધ્વજાઓ પણ લોહીલુહાણ હતી.

कवित्त

प्रलै हू की आंच के समान बनि बैठो द्रौन,
ता पै घृतरूप बैन नृपति सुनावै है ।
मारिवो हो धारिकै संघारिवो बिचारि शत्रु,
वीरता अपार तन त्रान मैं न मावै है ।
पलित[1] हैं केश कर ललित चलाकी चित्त,
किरीटी जवान ताहू उपमा न पावै है ।
जाही ओर लखै ताकी आयुप विरंचि हरी,
तीन पंच दिशा मंच खाली दरसावै हैं ॥ ६५ ॥

તે વખતે દ્રોણાચાર્ય પ્રલયકાળના અગ્નિ જેવા બનીને રથમાં બેઠા છે, તે પર દુર્યોધન ઘીરૂપી વચન (વધારે પ્રજ્વલિત થાય તેવાં વચન) સંભળાવે છે. એટલે દ્રોણાચાર્ય વિશેષ પ્રજ્વલિત થઈને શત્રુઓનો સંહાર કરવો વિચારે છે, તેથી અપાર વીરતાવડે તેમનું શરીર બખ્તરમાં સમાતું નથી, જેના વાળ પલિત (સફેદ બુઢાપાવાળા) છે અને હાથની ચપળતા ચિત્તના જેવી ચપળ અને સુંદર છે, જો કે અર્જુન જુવાન છે તો પણ તેની ઉપમા તે ન પામે, વળી દ્રોણાચાર્ય જેની તરફ જુએ છે તેનું આયુષ્ય બ્રહ્માએ અગાઉથી જ હરી લીધું હોય એમ દેખાય છે અને ચારે દિશાએ તથા ચારે ખૂણે રથના માંચડા ખાલી દેખાય છે.

रथ बिन रथी केउ सारथी बिना हैं रथ,
मावत बिना ही गज दश ही दिशा भ्रमाय ।
घोरे बिन जोरे केउ जोरे बिन घोरे घूमैं,
केउ परे भूमैं कटे कहूँ विललाय हाय ।
तन बिन त्रान केते त्रान बिन केते तन,
म्यान बिन शस्त्र केते शस्त्र बिन गोते खाय ।

(૧) पलितं जरसा शौक्ल्यं केशादौ । અતિ બુઢાપાથી કેશ વિગેરેમાં જે સફેદી આવે છે તેને પલિત કહે છે. (अमरकोश)

जत्र जत्र गौन होत द्रौन को सु तत्र तत्र,
शत्रु सैन्य छिन मैं विचित्र चित्र जानी जाय ॥ ६६ ॥

કેટલાયે રથીઓ રથ વિનાના છે, કેટલાય રથ સારથિ વિનાના છે, મહાવત વિનાના હાથી દશે દિશાઓમાં ભમે છે, કેટલાક ઘોડાઓ જોડયા વિનાના છે, કેટલાક સવારો ઘોડા વિનાના ઘૂમે છે, કેટલાક કપાયેલા યોદ્ધાઓ પૃથ્વીપર પડયા પડયા હાય હાય કહી વ્યાકુળ થાય છે, કેટલાંક શરીરો બખ્તર વિનાનાં છે, કેટલાંક બખ્તરો શરીર વિનાનાં છે; કેટલાંક શસ્ત્રો મ્યાન વિનાનાં છે, કેટલાક વીરો શસ્ત્ર વિના ગોથાં ખાય છે આ રીતે જ્યાં જ્યાં દ્રોણનું જવું થાય છે ત્યાં ત્યાં શત્રુના સૈન્યમાં ક્ષણ વારમાં ચિત્રવિચિત્રપણું માલુમ પડે છે.

डोलत पुहमी दशौं दिश हू के दिग्गज तैं,
धूजत धरत पाँव धीरज धरै नहीं ।
जोगनी के जुथ्थ चित्त चक्रत चहूंघा चितै,
फिरत अतृप्त तत्र पत्र तो भरै नहीं ।
वीरभद्र आदिन कौं मुंडमाल कीवे काज,
विथकि विलोकै विदा शंकर करैं नहीं ।
श्रौन के पिवैया द्रौन वानन को त्रास मानि,
पांडु दल योधन कौं अच्छर बरैं नहीं ॥ ६७ ॥

વળી દ્રોણના મહા દારૂણ યુદ્ધથી દશે દિશાઓના દિગ્ગજો (હાથીઓ) સહિત પૃથ્વી ડોલે છે, તે થરથરાટથી પૃથ્વી પર પગ ધારણ કરતાં સ્થિર રહેતો નથી, ખપ્પર જોગણીઓનું મંડળ ચિત્તમાં ચકિત થઈને ચારે તરફ જુએ છે અને અતૃપ્ત ફરે છે છતાં તે જોગણીઓ પોતાનાં ખપ્પરો ભરતી નથી, મુંડમાળા કરવા આવેલા વીરભદ્ર વિગેરે ગણોને ચાલુ રણયુદ્ધ જોઈને ચકિત થઈને મહાદેવજી (રુદ્રેશ્વર) વિદાય કરતા નથી, અને શત્રુઓના લોહીનાં પીનારાં દ્રોણનાં બાણો જોઈને પાંડવોના

સન્યના યોદ્ધાઓને અપ્સરાઓ વરતી નથી, અર્થાત્ અસંખ્ય યોદ્ધાઓ ખપી ગયા તેમાં પછી કેટલાકને વરે ?

मेरे जाने जामदग्नि करी ही निछत्री भूमि,
एकवीश वार कोप तोहू ना सिरायो है ।
पिता के निवारिवे तैं शान्त व्रत लीनो है पै,
द्रौन व्याज ही तैं तेजवान दरसायो है ।
एक निशा द्यौष वीच क्षोहिनी खपाई सात,
ताकी विद्या घोर ही तैं दोनों दल घायो है ।
पिता कहै धन्य पूत पूत कहै धन्य पिता,
पिता पूत दानों रूप प्रलै को दिखायो है ॥ ६८ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! મારા જાણવામાં તો એમ છે કે પૂર્વે પરશુરામે એકવીશ વાર નક્ષત્રી પૃથ્વી કરી હતી તો પણ તેઓનો કોપ શાંત થયો નથી, જો કે તેમના પિતા (જમદગ્નિ)એ તેમને વારવાથી શાંત વ્રત લીધું હતું તો પણ તેઓ કપટવેશે તેજવાન થઈને આવેલા દ્રોણ જ દેખાય છે. જેઓએ એક દિવસ રાત્રિમાં સાત અક્ષૌહિણી ખપાવી દીધી અને તે (પરશુરામ)ની ભયંકર શસ્ત્રવિદ્યા વડે બેઉ સૈન્યોને ગભરાવી નાંખ્યાં, પિતા (દ્રોણ) પુત્ર (અશ્વત્થામા)ને ધન્ય કહે છે અને પુત્ર પિતાને ધન્ય કહે છે, એવી રીતે પિતા પુત્ર બેઉએ પ્રલયકાળનું રૂપ દેખાડ્યું છે.

सवैया

न परै द्रगगोचर आन कछू, गमि कै सबकी जनु वुद्धि गई ।
अरु अश्व रथी गज सारथि तेउ, ध्वजा ध्वजदंडन आदि लई ।
रन व्योम पताल दिशा विदिशा सु, मनो वसुधा द्विज रूप भई ।
जित ही तित पांडव सैन्य तिते, सबही दल व्है रह्यो द्रौन मई ॥६९॥

તે વખતે બીજું કાંઈ પણ નજરે પડતું નથી અને જાણે સૌની બુદ્ધિ ગુમ થઈ ગઈ હોય એમ જણાય છે, ઘોડાઓ,

રથીઓ, હાથીઓ, સારથિઓ, રથની ધ્વજાઓ અને ધ્વજાના દંડો એ વિગેરેને લઈ દિશાવિદિશાઓ સાથે આકાશથી તે પાતાળ સુધી રણભૂમિ જાણે દ્રોણાચાર્ય રૂપે થઈ, અને જ્યાં જ્યાં પાંડવોનું સૈન્ય છે ત્યાં ત્યાં સર્વ સૈન્ય દ્રોણમય થઈ રહ્યું છે, અર્થાત સૌનાં હૃદયો કંપાવવા માટે સૌના હૃદયમાં દ્રોણાચાર્ય મૂર્તિમાન થઈને બેઠા છે.

करण उवाच

दोहा

करन कह्यो नृप द्रौन को, गिनहु न कछु अपराध ।
जुद्ध श्रमित अरु वृद्ध वय, न करु वचन तैं बाध ॥ ७० ॥
देखहु मेरो जुद्ध अब, करिहौं शत्रु निकंद ।
देहूँ तोकौं विजय जश, हति कोउ पांडव नंद ॥ ७१ ॥

દ્રોણનું અદ્ભુત યુદ્ધ જોઈને, દુર્યોધનને કર્ણે કહ્યું કે હે દુર્યોધન ! હવે દ્રોણનો કાંઇ પણ દોષ ગણીશ નહિ, વળી તેઓ વયોવૃદ્ધ છે અને યુદ્ધથી શ્રમિત થયા છે, તેથી તું વચન વડે પીડા કરીશ નહિ.

હવે મારૂં યુદ્ધ જો, હું શત્રુઓનું નિકંદન કરૂં છું, અને કોઇક પાંડવોનો પુત્ર મારીને તને વિજય તથા યશ આપુ છું.

छंद पद्धरी

सजि चल्यो करन जहां महाशूर, किय नाश पांडवी सैन्य क्रूर ।
निज सैन्य कूक सुनि कपीकेतु, हरि तैं किय विनती जुक हेतु ॥७२॥

એમ કહીને મહા શૂરવીર કર્ણ તૈયાર થઈને યુદ્ધમાં ચાલ્યો, અને ત્યાં જઈને તેણે ક્રૂરપણાથી પાંડવી સેનાનો સંહાર કર્યો, અર્જુને પોતાના સૈન્યનો દયામણો અવાજ સાંભળીને શ્રીકૃષ્ણ પ્રત્યે સકારણ વિનંતિ કરી કેઃ—

अर्जुन उवाच

अब प्रेरहु मम रथ करन ओर, करि रह्यो सैन्य को कदन घोर ।
मारिहौं ताहि तिहुँ पुत्र मारि, पुत्र को शोक लैहै विचारि ॥७३॥

હે કૃષ્ણ ! હવે મારો રથ કર્ણ તરફ હાંકો, કેમકે તે મારી સેનાનો ભયંકરપણે નાશ કરી રહ્યો છે, એટલે હું તેને મારૂં, અથવા તેના પુત્રને મારૂં કે જેથી તે પુત્રનો શોક (મારી પેઠે) અનુભવશે.

### श्रीकृष्णोवाच

यह समय कृष्ण कहि गूढ़ अर्थ, करन तैं भिरन नहि सुर समर्थ ।
हरि कह्यो हिडंबा सुत हँकारि, निश जुद्ध ताहि लायक निहारि ॥७४॥

એ સાંભળીને તે વખતે શ્રીકૃષ્ણે અર્જુનને મર્મ અર્થ કહ્યો, અને કર્ણથી યુદ્ધમાં જોડાવા દેવતાઓ પણ સમર્થ નથી, એ સમય સ્થિતિ સમજાવી, પછી રાત્રે યુદ્ધ કરવાને લાયક જોઈને શ્રીકૃષ્ણે હેડંબાના પુત્રને (ઘટોત્કચને) બોલાવીને તેને યુદ્ધમાં જોડાવા માટે કહ્યું.

### घटोत्कच वचन

राक्षसी अक्षोहिणि सैन्य औंर, मम हती द्रोणसुत अबहि घोर ।
तोउ करिहौं माया सहित जुद्ध, करन कौं रोकि राखिहौं सक्रुद्ध ॥७५॥

તે સાંભળીને ઘટોત્કચે કહ્યું કે મારી જુદી એક અક્ષૌહિણી સેના હતી તેનો હમણાં જ અશ્વત્થામાએ ભયંકર રીતે નાશ કર્યો છે, તો પણ હું રાક્ષસી માયા સહિત યુદ્ધ કરીશ, અને ક્રોધયુક્ત કર્ણને રોકી રાખીશ.

यों कहि रु गमन कीनो अकाश, पर्वतन करी वर्षा प्रकाश ।
निज सन्य सुयोधन होत नाश, लखि कह्यो करन प्रति जुत निसास ॥७६॥

એમ કહીને ઘટોત્કચે આકાશ માર્ગે ગમન કર્યું, અને પ્રત્યક્ષ રીતે પર્વતોની વૃષ્ટિ કરી. પોતાના સન્યનો નાશ થતો જોઈને દુર્યોધને નિસાસા નાંખીને કર્ણ પ્રત્યે કહ્યું કે:—

मम सैन्य प्रलय सब होत आज, फिर शक्ति वासवी कवन काज ।
मोखी सु करन यह सुनत वैन, इक वीरघातनी शक्ति ऐन ॥७७॥
गइ मारि घटोत्कच इन्द्र धाम, सुनि हर्ष कियो ढिग विजय श्याम ।

હે કર્ણ ! અત્યારે મારૂં સર્વ સૈન્ય નાશ પામે છે, તો પછી તારી વાસવી શક્તિ[1] ( ઇંદ્રે આપેલી સાંગ )નું શું કામ છે ? એ સાંભળીને કર્ણે એક વીરઘાતિની ( વીરને હણનારી ) ઉત્તમ સાંગ છોડી તે ઘટોત્કચને મારીને ઇંદ્રલોકમાં ગઈ. એ સાંભળીને શ્રીકૃષ્ણે અર્જુન પાસે પોતાનો હર્ષ જાહેર કર્યો.

(अर्जुन उवाच) किय हर्ष शोक ठां कवन काज,
(श्रीकृष्णोवाच) यह मरत बच्यो तूं पार्थ आंज ॥ ७८ ॥

તે વખતે અર્જુને કહ્યું કે હે પ્રભુ ! આપે શોકને ઠેકાણે હર્ષ શા માટે કર્યો ? તે સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે હે અર્જુન ! તું આજે આ ઘટોત્કચ મરતાં મૃત્યુથી બચ્યો છે તે માટે મેં હર્ષ કર્યો છે.

## धृतराष्ट्र उवाच
### दोहा

संजय श्वान–वराह का, स्वपच करावत रारि ।
मरे दोउ विच एक के, वाको हितहि विचारि ॥ ७९ ॥
त्यों हि कृष्ण के करन वा, मरे भीमसुत प्रीति ।
नर को बचबो भूमि को, भार हरन दोउ रीति[2] ॥ ८० ॥

(૧) અર્જુનના હિત માટે ઇંદ્રે કર્ણ પાસે બ્રાહ્મણ વેશે કવચ તથા કુંડળની માગણી કરી, એટલે કર્ણે ઇંદ્રને પોતાનાં કવચ તથા કુંડળ જે ચામડી સાથે જોડાયેલાં જ હતાં તે ઉતરડીને કીતારી આપ્યાં. તે વખતે ઇંદ્રે પ્રસન્ન થઈને કર્ણને વાસવી નામની શક્તિ આપી હતી, એ શક્તિ કર્ણે અર્જુનને મારવા માટે રાખી હતી, " તે ભાન ભૂલીને તેણે વાસવી શક્તિનો અહીં ઉપયોગ કર્યો." ( વનપર્વ, અધ્યાય ૩૧૦ )

(૨) ઉપર્યુક્ત બેઉ દોહાના વર્ણનમાં હીનોપમત્વ રૂપ દૂષિત વચનોની સાભિપ્રાય ખૂબી છે, કેમકે તે વચન ધૃતરાષ્ટ્રની શ્રીકૃષ્ણ પ્રત્યેની રીસનાં ભરેલાં છે.

ધૃતરાષ્ટ્ર બોલ્યા, હે સંજય ! જેના પર કર્ણના વિજયનો આધાર હતો, તે શક્તિ કૃષ્ણે ઘટોત્કચ ઉપર નંખાવીને નિષ્ફળ કરી નાંખી છે. ખરેખર, ઠુંઠા હાથવાળા મનુષ્યના હાથમાં આવેલા ફળને જેમ બળવાન મનુષ્ય લઈ

એવું સંજયનું કહેવું સાંભળીને ધતરાષ્ટ્રે કહ્યું કે હે સંજય ! ચાંડાળ ( પારધી ) કૂતરાની અને સૂવરની લડાઈ કરાવે છે તે પૈકી બેઉમાં એકના મરવાથી પણ પોતાનું હિત વિચારી લે છે, અર્થાત તેમાં પોતાનો ખોરાક રૂપ લાભ સમજે છે. તેમ જ કર્ણ અને ઘટોત્કચની લડાઈમાં કર્ણ અથવા ઘટોત્કચ એ બેમાંથી એકના મરણથી પણ કૃષ્ણને હર્ષ થાય જ, કેમકે તે નિમિત્ત કારણમાં અર્જુનનો બચાવ અને પૃથ્વીનો ભાર હરવો એ બેઉ રીતનાં પરિણામ છે.

### संजय उवाच

कटत सैन्य दोउ शर्वरी, तीन याम गइ वीति ।
हटत न कोऊ परसपर, सकत न कोऊ जीति ॥ ८१ ॥

પછી સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું કે બેઉ સૈન્ય સામ સામું કપાતાં ત્રણ પહોર રાત વીતી ગઈ, પણ પરસપર કોઇ પાછું હઠતું નથી અને કોઇને કોઈ જીતી પણ શકતું નથી.

### छंद पद्धरी

निशि प्रहर रही फिर कह्यो पाथ, सब शयन करहु कछु उभय साथ ।
यह सुनत सबन दीनी अशीष, तब विजय होहु नर दसा वीश ॥८२।
सब हय गज रथ पर शयन सैन, निद्रा गत कीनी मिलत नैन ।
पुनि बजे वीर बादित्र प्रात, लरते अरु मरते नृप लखात ॥८३॥

પછી એક પહોર રાત્રિ રહી એટલે અર્જુને કહ્યું કે હવે લડાઈ બંધ કરીને બેઉ સૈન્ય તમામ એક સાથે કાંઇક સૂઈ

---

જાય છે તેમ કર્ણની અમોઘ શક્તિને કૃષ્ણે યુક્તિથી છીનવી લીધી છે. હે વિદ્વન ! કુક્કર અને કૂતરૂં લડતાં હોય ત્યાં બંનેના મરણ પછી જેમ ચંડાળને લાભ થાય તેમ કર્ણના અને ઘટોત્કચના યુદ્ધથી કૃષ્ણને લાભ થયો છે એમ હું માનું છું.

હે સૂત ! સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા મહાબુદ્ધિશાળી કર્ણે શા માટે એ અમોઘ શક્તિ અર્જુનને મારી નહિ ? હે ગાવલ્ગણિના પુત્ર ! તું પણ તે વાર્તા કેમ વીસરી ગયો ? (વિશેષ માટે જુઓ દ્રોણપર્વ, અધ્યાય ૧૮૨).

રહો, એ સાંભળીને સહુએ આશિષ આપી કે હે અર્જુન ! તારો વીસ વસા ( સંપૂર્ણ રીતે ) જય થાઓ, એમ કહીને સર્વ સૈન્યે હાથી, ઘોડા અને રથો પર યથાસ્થિતપણે શયન કરી આંખો મીંચીને નિંદ્રા ગત કરી, પછી સવાર થતાં જુઝાઉ વાજાં વાગવા માંડયાં એટલે રાજાઓ સામ સામા લડતા મરતા દેખાવા માંડયા.

दिन प्रथम पांच पांचालपुत्र, जमपुरहि पठाये द्रौन जत्र ।
सोइ क्षोभ लिये नृप जिज्ञसेन, द्रौंन तैं भिर्यो दुख दुसह दैन ॥८४॥
द्रुपद के द्रौन कौं लगे बान, परवशहि बिथातुर भये प्रान ।
जिहि समय जर्यौ द्विज कोप ज्वाल, किय रुद्र रूप मनु प्रलै काल ॥८५॥

સંજય કહે છે કે આ તો પાંચમા દિવસનું યુદ્ધ છે, પણ તે પહેલાં ચોથા દિવસના યુદ્ધમાં પાંચાળ ( જીજ્ઞસેન ) રાજાના પાંચ પુત્રો દ્રોણાચાર્યે જ્યાં જમપુરમાં મોકલ્યા તે ક્ષોભ (શોક)થી જીજ્ઞસેન રાજા દ્રોણથી યુદ્ધમાં જોડાયો અને અસહ્ય દુઃખ આપવા માંડયો, દ્રોણને દ્રુપદ રાજાનાં બાણ વાગવાથી તેના પ્રાણ વેદનાના વેગમાં પરવશ થયા, તે વખતે દ્રોણાચાર્ય કોપ રૂપી જ્વાળાથી પ્રજ્વલિત થયા, અને જાણે પ્રલયકાળનું રૂદ્ર રૂપ કર્યું હોય એવા દેખાવા માંડયા.

द्रुपद को काटि शिर भूमि डारि, वैराटपती पुनी लियो मारि ।
वह समय धृष्टद्युम्न सु अभीत, पैंसठ हजार रथ जुत प्रतीत ॥८६॥
बदलो पितु लैवे काज वीर, आयो जु भिर्यो द्विज तैं अधीर ।
जूटे दोउ सेनापती जुद्ध, किय शत्रु नाश द्विज सहित क्रुद्ध ॥८७॥
हति द्रौन रथी पैंसठ हजार, मार्यो न शत्रु कारन बिचार ।
करि विरथ आपको हतक जानि, मोख्यो सु धृष्टद्युम्नहि पिछानि ॥८८॥

પછી દ્રુપદનું માથું કાપીને પૃથ્વી પર નાંખ્યું, અને વિરાટ રાજાને પણ માર્યો, તે સમયે નિર્ભયપણે વીર ધૃષ્ટદ્યુમ્ન પાંસઠ હજાર રથીઓના ભરોસા સાથે, તે પોતાના પિતાનો વૈર રૂપી બદલો લેવા આવ્યો અને ઉતાવળો થઈને દ્રોણાચાર્યથી યુદ્ધમાં જોડાયો, બેઉ સેનાપતિઓ યુદ્ધમાં સામસામા લડયા,

તેમાં દ્રોણાચાર્યે ક્રોધસહિત કેટલાયે શત્રુઓનો નાશ કર્યો અને પાંસઠ હજાર રથીઓને માર્યા, અને શત્રુ (ધૃષ્ટદ્યુમ્ન)ને પૂર્વ કારણ (પોતાને મારવા માટે ઉત્પન્ન થયો છે તે)ના વિચારથી માર્યો નહિ, પરંતુ રથ વિનાનો કર્યો અને પોતાને મારનારો છે એમ જાણીને ઓળખી મુક્ત કર્યો.

दोहा

धृष्टकेतु शिशुपालसुत, मागधपति सहदेव ।
भिरे बहुरि रनभूमि में, मारे द्रौन अजेव ॥ ८९ ॥

તે પછી શિશુપાળનો પુત્ર ધૃષ્ટકેતુ અને મગધ દેશનો રાજા સહદેવ એ બેઉ યુદ્ધભૂમિમાં આવીને દ્રોણથી લડ્યા, તેઓને અજીત એવા દ્રોણાચાર્યે મારી નાંખ્યા.

सवैया

दिन द्वै निशि एक जुरी नहिँ द्रौन की संधि उपासन अंजुलिका ।
बहु वीरन पांडव के वरिवे उतरीं तेउ अच्छर आवलिका ।
वरमाल के कारन हेरत ही फिरते परे पायन मैं फलिका ।
सुरराज के बाग सु नंदन मैं कहाँ पुष्प जहाँ न मिलै कलिका ॥९०॥

સંજય કહે છે કે ધૃતરાષ્ટ્ર બે દિવસ અને એક રાત્રિમાં નિત્યનિયમ રૂપ સંધ્યા, ગાયત્રી તથા અર્ઘાદિ માટે દ્રોણની અંજલી (કરતલ) જોડાઇ નહિ. પાંડવ સેનાના ઘણા વીરોને વરવા માટે કેટલીયે અપ્સરાઓની પંક્તિઓ ઊતરી હતી તે વરમાળાઓ બનાવવા માટે બગીચો જોવા ફરતાં ફરતાં તેઓના પગો તળે છાલા (ફોડલા) પડ્યા અને ઇંદ્રના નંદનવનમાં ક્યાંય પણ પુષ્પની કળી પણ જ્યાં ન મળી આવી.

सोमक सृंजय नाग खिजे पर त्रास खगेंद्र सी मानत ताकी ।
सांवत छोरत शत्रु प्रहारत, चिन्ह परै नहिँ शस्त्र चलाकी ।
चारक द्यौष निशा इक मैं विरले तहाँ वीर बचे फिर बाकी ।
सात अक्षोहिणि पांडव सैन्य कौं एक हि द्रौन डकारि गो डाकी ॥९१॥

સોમકો અને સૃંજયો રૂપી સર્પોના ખીજાવા ઉપર પણું તે ( દ્રોણાચાર્ય )ની બીક ગરૂડના જેવી તેઓ માને છે. ( તે દ્રોણાચાર્ય ) કયા વખતે બાણુ સાંધે છે, કયા વખતે છોડે છે અને શત્રુઓને મારે છે તે તેની શસ્ત્ર-ચાલાકી કોઈના પણ લક્ષ્યમાં આવતી નથી, ચાર દિવસો અને એક રાત્રિમાં જવલ્લે યોદ્ધાઓ બચવા પામ્યા, અને બાકીની સાત અક્ષૌહિણી પાંડવોની સેનાને એક જ દ્રોણુ ડાકી ( નીડર-ડાકોતરો ) ડકારી ( ઓડકારી ) ગયો.

कवित्त

जैद्रथ की रक्षाकाज ठाढो भयो जब ही तैं,
एते वीर मारे गिनै पावै कवि पार को ।
द्वादश पहर बीच भई षट संध्या तामैं,
नाहिँ बन्यो कर्म कछु द्विज के विचार को ।
केते देव तर्पन मैं केते पित्र तर्पन मैं,
अर्पन किये ज्यों शत्रु करिहै उदार को ।
तीनक अक्षोहिणी सँघार कियो एकादशी,
द्वादशी में पारना भो पैंसठ हजार को ॥ ९२ ॥

જ્યારથી જયદ્રથના રક્ષણુ માટે દ્રોણુ રણભૂમિમાં ઊભો રહ્યો તેટલા સમય સુધીમાં તેણે એટલા યોદ્ધાઓ માર્યા કે તે ગણવાથી કયો કવિ પાર પામી શકે ? અર્થાત કે અસંખ્ય ( અગણિત ) યોદ્ધાઓ માર્યા, ચોથા દિવસ રાત્રિના આઠ પહોર અને પાંચમા દિવસના ચાર પહોર એ મળીને બાર પહોરમાં ત્રિકાળ સંધ્યાઓ છ થાય તે પૈકી દ્રોણુથી કાંઈ બ્રહ્મકર્મ ન બની શકયું, પરંતુ ક્ષત્રિયકર્મ એવું કર્યું કે કેટલાક શત્રુઓને દેવ-તર્પણમાં અને કેટલાકોને પિતૃતર્પણમાં જેમ અર્પણ કર્યા તેમ બીજો કયો ઉદાર ક્ષત્રિય કરી શકે ? વદિ એકાદશીને દિવસે ત્રણેક અક્ષૌહિણી સૈન્યનો સંહાર કર્યો અને દ્વાદશીને દિવસે તો પાંસઠ હજાર યોદ્ધાઓને સંહારવા રૂપી તેમણે પારણું કર્યું.

सवैया

सलभान समान जे द्रौन के बान, प्रयान तैं भान न भान परै ।
कितने असमान समान कितेक, बखानत पानन पाव टरै ।
कटि प्रान किते सुरथान चलै, सु विमानन बैठिकै बाट डरै ।
तित ग्यारस प्रात तैं द्वादशि, सांझ लौं, रात प्रभात न जानि परै ॥९३॥

દ્રોણનાં બાણ જે તીડોની પેઠે ચાલે છે તેથી સૂર્યનું ભાન પડતું નથી, કેટલાંક આકાશમાં સમાઈ ગયાં અને કેટલાંક હાથ પગોને ટાળવાવાળાં વખણાય છે. કેટલાયે યોદ્ધાઓ કપાઈને તેઓના પ્રાણ સ્વર્ગમાં ગયા તેઓ વિમાનમાં બેસીને દ્રોણાચાર્યના બાણોના ભયથી આકાશમાર્ગે ભય પામે છે, વળી એ દ્રોણનાં બાણો આકાશમાં એટલાં બધાં છવાઈ ગયાં કે અગિયારસના સવારથી તે બારસની સાંજ સુધી રણભૂમિમાં સાંજ સવાર સમજાયું નહિ અર્થાત દિવસ રાત્રિનું ભાન ન રહ્યું, (આમાં સંબંધાતિશયોક્તિ અલંકાર છે.)

दोहा

रिखन कह्यो मिलि द्रौन तैं, करहु शस्त्र अब त्याग ।
यह अपनो नहिँ धर्म है, करि हरि तैं अनुराग ॥ ९४ ॥

એ પ્રમાણે દ્રોણાચાર્યનું અતિ ઘોર યુદ્ધ જોઈને પછી ઋષિઓએ મળીને દ્રોણ પ્રત્યે કહ્યું કે આચાર્ય ! હવે શસ્ત્રનો ત્યાગ કરો. આ (યુદ્ધ કરવું એ) આપણો (બ્રાહ્મણનો) ધર્મ નથી, એમ માનીને શ્રીહરિથી પ્રીતિ કરો.

कह्यो कृष्ण सुत धर्म तैं, ताही समय सिखाय ।
हत्यो अश्वत्थामा इती, द्रोनहि कहहु सुनाय ॥ ९५ ॥

તે વખતે શ્રીકૃષ્ણે ધર્મપુત્ર (યુધિષ્ઠિર)ને શિખવાડીને (પૂર્વે દ્રોણે કહ્યું છે તેમ સત્યમય અપ્રિયવચન કહેવાનું યાદ લાવીને) કહ્યું કે " અશ્વત્થામાને માર્યો " એટલું દ્રોણને કહી સંભળાવો.

दूर द्रौन तैं कोस इक, लरत हुतो निज पूत ।
प्रेर्यो नृप कौं तिहि समय, जय कारन हरि धूत ॥ ९६ ॥

સંજય કહે છે હે ધૃતરાષ્ટ્ર ! તે વખતે દ્રોણનો પુત્ર અશ્વત્થામા દ્રોણથી એક ગાઉ છેટે લડતો હતો, એટલે પાંડવોનો જય થવા માટે કપટયુક્ત થયેલા શ્રીકૃષ્ણે રાજા ધર્મને દ્રોણ પાસે મોકલવા પ્રેરણા કરી.

धर्मोवाच

बोल्यो जूठ न आज लौं, सहज हि मैं जदुराज ।
कैसे बोलौं पूज्य द्विज, द्रौण-बद्ध के काज ॥ ९७ ॥

ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે હે યદુરાજ ! (શ્રીકૃષ્ણ) હું આજ સુધી સહેજ પણ જૂઠું બોલ્યો નથી, અને હવે પૂજ્ય બ્રાહ્મણ દ્રોણના વધ માટે જૂઠું કેમ બોલું ?

श्रीकृष्णोवाच

पद्धरी छंद

छल बल तैं कीजे शत्रु नाश, यह कहत राजनीतिहि प्रकाश ।
निज सैन्य द्विरद अश्वत्थाम नाम, वह हत्यो भीम सुनि कृष्ण काम ॥९८॥

તે સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે છળ બળ વડે પણ શત્રુનો નાશ કરવો એમ રાજનીતિ પ્રસિદ્ધ રીતે કહે છે, વળી આપણા સૈન્યમાં એક અશ્વત્થામા[1] એ નામનો હાથી હતો તેને ભીમસેને માર્યો સાંભળ્યો છે, અને આપણું જય થવા રૂપ કામ છે, (તેથી "અશ્વત્થામાને માર્યો" એમ કહેવામાં બાધ નથી.)

सबहिन मिलि प्रेर्यो धमराज, वह कह्यो बचन द्विज तैं अकाज ।
वध पुत्र अप्रिय अति सुनै बोल, तजि शस्त्र भूमि आसन अडोल ॥९९॥
करि दियो श्वास भृकुटी चढाय, वह समय द्रुपद सुत निकट आय ।
छेद्यो सु खड्ग लै द्रौन शीष, दौ सैन्य कह्यो धिक धिक अनीश ॥१००॥

(૧) ભીમસેને માળવાના રાજા ઇંદ્રવર્માના "અશ્વત્થામા" નામના હાથીને માર્યો હતો.

પછી સૌએ મળીને રાજા ધર્મને દ્રોણુ પાસે મોકલ્યા, ત્યાં જઈને તેઓએ "અશ્વત્થામાને માર્યો" એ અકાર્ય વચન કહ્યું, પુત્ર (અશ્વત્થામા)નો વધ થયો (તે રાજા ધર્મ સત્ય કહે છે એમ માનીને) તે અતિ અપ્રિય વચન સાંભળીને દ્રોણાચાર્યે શસ્ત્રનો ત્યાગ કર્યો અને પૃથ્વી પર સ્થિર આસન કર્યું, તથા સમાધિસ્થ રૂપ થઈ કુંડળીનું ઉત્થાન કરી શ્વાસને બ્રહ્મરંધ્રમાં ચઢાવી દીધો, એ વખતે દ્રુપદના પુત્રે ( ધૃષ્ટદ્યુમ્ને ) પાસે આવીને હાથમાં તરવાર લઈને દ્રોણુનું માથું કાપી નાંખ્યું, એટલે બેઉ સૈન્યવાળાઓએ કહ્યું કે હે સેનાપતિ ! (ધૃષ્ટદ્યુમ્ન) તને ધિક્કાર છે.

संजयोवाच

दोहा

कपट वाद सुत धर्मको, सुनि करि प्राणायाम ।
धृष्टद्युम्न कौं निमित दै, गयो वीर सुरधाम ॥ १०१ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! રાજા ધર્મનું છળયુક્ત વચન સાંભળીને વીર દ્રોણુ પ્રાણાયામ કરીને ધૃષ્ટદ્યુમ્નને પોતાના મરણનું નિમિત્ત આપીને સ્વર્ગલોકમાં ગયો.

सहस राजसुत गज अयुत, तीन सहस रथवृंद ।
भये पयादे द्रौन कर, चव्वदा लाख निकंद ॥ १०२ ॥

એક હજાર રાજકુંવરો, દશ હજાર હાથી, ત્રણ હજાર રથીઓનો સમૂહ અને ચૌદ લાખ પ્યાદા ( પાળા )ઓનો દ્રોણના હાથે નાશ થયો.[1]

कवित्त

द्रोण को पतन देखि सेन दुर्योधन की,
अष्ट विधि सात्विक को सेवन करत है ।

(૧) પાંચાળોના વીસ હજાર હાથી, પાંચસો મત્સ્ય રાજાઓ, છ હજાર સૃંજયો, દશ હજાર હાથી અને દશ હજાર ઘોડાઓનો દ્રોણે વિશેષે ઘાણુ વાળ્યો હતો. ( દ્રોણુપર્વ, અધ્યાય ૧૯૦ )

पावन पयादे भगे वाहन विकल देखि,
केते शूर धीरन के आयुध गिरत हैं ।
केउ मरे कुंजर के पिंजर प्रवेश करै,
तेउ पलचारन के मुख तैं मरत हैं ।
अपजश अजै शोक भय के भयंकर से,
दुस्तर समुद्र चार सहजे तरत हैं ॥ १०३ ॥

દ્રોણનું મરણ જોઈને દુર્યોધનની સેના આઠ પ્રકારના સાત્વિક ભાવો (જુઓ પાછળ તૃતીય મયૂખ દોહા, ૧૦૮માં છે તે)નું સેવન કરે છે, વળી વાહનો (હાથી, ઘોડા વિગેરે) વ્યાકુળ જોઈને પગપાળા થઈને કેટલાયે નાસે છે, કેટલાક ધૈર્યવાન શૂરવીરોનાં શસ્ત્ર પડી જાય છે, કેટલાક જેઓ મરેલા હાથીઓનાં હાડપિંજરોમાં પ્રવેશ કરે છે તેઓ માંસભક્ષકો (પશુપક્ષીઓ)ના મુખથી મરે છે અને અપજશ, અજય, શોક તથા ભય રૂપી ભયંકર તથા ન તરી શકાય તેવા ચાર સમુદ્રો સહેજપણે તરે છે.

उमर तो बरस पँचासी वीच महाबाहु,
और को जवान हू की उपमा घटै नहीं ।
विचरत रह्यो जौ लौं उभय सँग्राम विषै,
शत्रु को बढै न जाको शस्त्र हू हटै नहीं ।
मारे द्रौन कहाँ द्रौन इहै द्रौन हतो द्रौन,
ऐसे हू बकत रोग मानसो कटै नहीं ।
आंखिन तैं हृदै हू तैं पांडू सैन्य बीरन के,
द्रौन तो मिट्यो पै चित्र द्रौन को मिटै नहीं ॥ १०४ ॥

સંજય કહે છે કે ધૃતરાષ્ટ્ર! જેની ઉંમર તો પંચાસી વરસની હતી પણ તે મહાબાહુ (લાંબા હાથવાળા)ને કોઈ જુવાનની ઉપમા પણ ઘટિત ન થાય, જ્યાં સુધી તે (દ્રોણ) રણસંગ્રામમાં ફરતો રહ્યો ત્યાં સુધી કોઈ પણ શત્રુ વધી શક્યો નહિ અને તેનું શસ્ત્ર પણ હટ્યું નહિ, દ્રોણના મર્યા પછી પણ પાંડવસેનાના વીરો, "દ્રોણ મારે છે, દ્રોણ ક્યાં છે? દ્રોણ આ

રહ્યો, દ્રોણને મારો !" એ પ્રમાણે બકે છે તે તેઓનો માનસિક રોગ કપાતો (નાશ પામતો) નથી અને તેઓની આંખેથી તો દ્રોણ મટી ગયો છે (દેખાતો નથી) પણ તેઓના મનમાં દ્રોણનું ચિત્ર ખેંચાયું છે તે મટતું નથી.

प्रगट पिता को परलोक पेखि पानन में,
पीने बान पकरि पिनाकी सो लखा परो ।
नारायन अस्त्र निरमुक्त कीनो शत्रु नाश,
अर्जुन तैं आदि नाहिं और तैं सिखा परो ।
पायन पयादे पुंज शस्त्र कौं धरे परोक्ष,
पारथ लौं पांडुसैन पौरुष म्रखा परो ।
दीह भट द्रौनी दल दोउन के बीच दूठ,
द्रौन तो परो पै दश द्रौन सो दिखा परो ॥ १०५ ॥

પિતા (દ્રોણ)નું પ્રગટ રીતે સ્વર્ગમાં જવું જોઈને અશ્વત્થામા બેઉ હાથોમાં તીખાં બાણ પકડીને પિનાકી (રૂદ્ર)ના જેવો દેખાવા માંડ્યો, પછી શત્રુઓનો નાશ કરવા તેણે નારાયણ-નામનું અસ્ત્ર છોડ્યું કે જે અર્જુન વિગેરે કોઈથી શીખી શકાયું નહોતું, તે વખતે યોદ્ધાઓ પગપાળા થઈને શસ્ત્રોથી વિમુખ થયા, અને અર્જુન સુદ્ધાં પાંડવ સેનાનો પોરસ વ્યર્થ થયો, બેઉ સૈન્યમાં મહા શૂરવીર અશ્વત્થામા લડવા માંડ્યો ત્યારે દ્રોણ તો પડ્યો હતો પણ અશ્વત્થામા દશ દ્રોણ જેવો દેખાઈ પડ્યો

### श्रीकृष्णोवाच

#### दोहा

कृष्ण कह्यो यह अस्त्र को, और न शांति उपाय ।
तजि वाहन सब शस्त्र तजि, परिये मन क्रम पाय ॥ १०६ ॥

તે વખતે નારાયણ અસ્ત્રનો પ્રતાપ જોઈને શ્રીકૃષ્ણે કહ્યું કે આ અસ્ત્રનો શાંતિ ઉપાય બીજો એકે નથી, પરંતુ આપણે સર્વ વાહન તથા શસ્ત્રો તજીને તન મનથી પગે પડીએ.

सवैया

द्रौन के पुत्र के अस्त्र के तेज्ज तैं त्यागि मरोर कै गैर मजै ।
वाहन शस्त्र जे दूरि धरे सब, कृष्ण की सीख न वैर सजै ।
भार तजे अहि सूर उदै नहि , मात वृथा पयपान लजै ।
नीम पयार लौं पाँव अचाल क्यों ? क्षत्रित्व सीम कौं भीम तजै ॥ १०७ ॥

અશ્વત્થામાના નારાયણ અસ્ત્રના તેજથી કેટલાયે વીરોએ પોતાનો મરોડ તજ્યો અને આનંદ વિનાના થયા, તથા જે વાહન અને શસ્ત્રો હતાં તે બધાં છેટે મૂકી દીધાં, પણ ભીમસેને શ્રીકૃષ્ણની શિખામણ ન માનતાં વૈરરૂપી શસ્ત્ર સજ્જ કર્યું, અને કહેવા માંડયો કે શેષનાગ પૃથ્વીનો ભાર તજે, સૂર્ય ઊગે નહિ, તો પણ પાતાળ સુધી પહોંચેલા અડગ નિયમ રૂપી પગવાળી ક્ષાત્રત્વની મર્યાદાને ભીમસેન કેમ તજે ? કેમકે તેમ કરવાથી તો માતા (કુંતા)નું નાહક દૂધ લાજે.

दोहा

भयो शस्त्रमय अग्निमय, भीमसेन पर व्यूह ।
कृष्ण विजयं सब शस्त्र तिहि, छिनहि मिट्यो समूह ॥ १०८ ॥

પછી ભીમસેન પર શસ્ત્રમય અને અગ્નિમય સમૂહ એકઠો થયો, તે તમામ શસ્ત્ર સમૂહનો પરિતાપ શ્રીકૃષ્ણે તથા અર્જુને ક્ષણવારમાં મટાડ્યો.

वृथा भयो सुत द्रौन को, वह नारायण अस्त्र ।
विकल भई तब सैन नृप, गहे पांडवन शस्त्र ॥ १०९ ॥

સંજય કહે છે હે ધતરાષ્ટ્ર ! અશ્વત્થામાનું એ નારાયણ અસ્ત્ર વૃથા (નિષ્ફળ) થયું અને પાંડવોએ શસ્ત્ર ધારણ કર્યાં એટલે તમારી સેના વ્યાકુળ થઈ.

कवित्त

मैं हू कह्यो ताहि समै शकुनी दुसासन तें,
मानी ना वसीठी तवै कहा हियो सूनो हो ? ।

पांच द्यौस निशा एक शत्रु कै मिटाय मिट्यो,
सो तो द्विजराज देखो सब ही तैं जूनो हो ।
ताही विन कुरू सैन्य भासत अलूनो अब,
मामा भागिनेय बीज बोनहार दूनो हो ।
गांजीव की झार बीच क्यों न अंग भूनो हो जु,
द्रौन वोय लूने जैसे क्यों न वोय लूनो हो ॥ ११० ॥

પછી અશ્વત્થામાએ કહ્યું કે હે શકુનિ તથા દુઃશાસન! મેં તમોને કહ્યું હતું ત્યારે તમે વિષ્ટિ ન માની તે શું તમારૂં હૃદય શૂન્ય હતું? વળી જુઓ કે જે પાંચ દિવસ અને એક રાત્રિમાં કેટલાય શત્રુઓનો નાશ કરીને પોતે નાશ પામ્યો તે આચાર્ય (દ્રોણ) તો સૌથી વૃદ્ધ હતો, હવે તેના વિના કૌરવી સૈન્ય બધું અલૂણું દેખાય છે, એ બીજના વાવનારા તમે મામો તથા ભાણેજ બેઉ છો, એટલે હવે ગાંડીવ ધનુષ્યની જ્વાળામાં તમે તમારાં શરીર શા માટે શેકતા નથી? જેમ દ્રોણે બીજ વાવીને લણ્યાં તેમ તમે પણ વાવીને હવે કેમ લણતા નથી?

## धृतराष्ट्र उवाच

### सवैया

भीम महा भुज दीप प्रकाश मैं, मो सुत संघ पतंग ज्यों नासत ।
वाडव कोप पै लालचि वैश्य ज्यों, नाव प्रवेशत नेंक न त्रासत ।
भीम भुजान के बीच सदा, जमराज को राज समाज प्रकाशत ।
संजय ! मो सुत कंज के क्यार, बयार तुपार ज्यों भीम विनाशत ॥१११॥

ધતરાષ્ટ્ર કહે છે કે હે સંજય! ભીમસેનના મોટા હાથ રૂપી દીવાના પ્રકાશમાં મારા પુત્રોનો સમૂહ પતંગિયાંની પેઠે નાશ પામે છે, અને તેને વાડવાગ્નિ રૂપી કોપ પ્રગટ થવા ઉપર પણ તેઓ વૈશ્ય (વ્યાપારી વાણિયા)ની પેઠે લાલચુ થઈને પોતાનું સ્નેહરૂપી નાવ ચલાવતાં ભય પામતા નથી, વળી ભીમની ભુજાઓમાં હંમેશાં જમરાજાનો રાજસમાજ પ્રકાશને પામે છે,

એવો એ ભીમસેન મારા પુત્રો રૂપી કમળના ક્યારાઓનો હિમના પવનની પેઠે વિનાશ કરે છે.

विच दीपक जोत पतंग गिरै कोउ नास व्है को उड़ि जावत है ।
जमराज के लोक गये हु जिये तिनकी जग बात सुनावत है ।
वडवानल बीच परे हु बचै करतूत मुकुंद दिखावत है ।
सुनि संजय मो सुत काल ग्रसे भिरि भीम तैं कोउ न आवत है ॥११२॥

વળી દીવાની જ્યોતમાં પતંગિયાં પડે તે પૈકી કેટલાંકનો નાશ થાય અને કેટલાંક ઊડી પણ જાય; તે જ રીતે જમરાજાના લોકમાં ગયેલો જીવે એવી વાત જગતમાં સંભળાણી છે, અને વાડવાનળમાં પડે તે બચે તેવું કર્તવ્ય ઈશ્વર બતાવે છે, પરંતુ હે સંજય ! સાંભળ, મારો જે પુત્ર ભીમથી લડે છે તેને કાળ ગ્રસે છે એટલે કોઈ પણ પુત્ર પાછો આવતો નથી.

कवित्त

जल हू तैं आगि बाडवाग हू तैं जैसे जल,
केसरी तैं जैसी विधि कुंजर निबल है ।
बाज तैं कपोत जैसे तारख तैं उरग जसे,
पौन सौं प्रचंड गौन अभ्र ज्यों विचल है ।
इंदु हु तैं इंदीवर रुद्र तैं त्रिपुर क्षुद्र,
इंद्र हु तैं दैत्य इंद्र जा विधि विकल है ।
पाछले शत्रु जैसे संजय सब मेरे पूत,
प्रथम के शत्रु जैसे मारुती प्रबल है ॥ ११३ ॥

જળથી જેમ સામાન્ય અગ્નિ, વાડવાનળથી જેમ સમુદ્રજળ, અને સિંહથી જેમ હાથી નિર્બળ છે. બાજથી જેમ હોલો, ગરૂડથી જેમ સર્પ, અને પ્રચંડ પવનના વાવાથી જેમ વાદળાં નાશ પામે છે. ચંદ્રથી જેમ બપોરિયું કમળ, રુદ્ર (શંકર ભગવાન)થી જેમ ત્રિપુરાસુર અને ઇંદ્રથી જેમ દૈત્યેન્દ્ર (જંભાસુર) વ્યાકુળ થાય છે, તેમ હે સંજય ! પાછળના શત્રુઓની પેઠે

મારા પુત્રો નિર્બળ છે, અને આગળ રહેનારા શત્રુઓની પેઠે મારૂતી ( પવનપુત્ર ભીમસેન ) પ્રબળ છે.

सवैया

कोप छिपी बडवानल आहि, तिमिंगल ग्राह गदा धनुधारी ।
वान महा उरगादिक हैं उरमी सु मनोरथ व्योम विहारी ।
नाव को दाव कछू न लगै द्विज द्रौन सी कर्न सी फारि पछारी ।
मो सुत नेंक न पैरि सकै भुज भीम भयंकर सागर भारी ॥११४॥

હે સંજય ! જેમાં કોપ રૂપી છુપો વાડવાગ્નિ છે, મગરમચ્છ અને ગ્રાહ રૂપી જે ગદાધારી અને ધનુષ્યધારી છે, બાણરૂપી મહા જળસર્પો વિગેરે છે, અને મારા પુત્રના ગગનવિહારી મનોરથો રૂપી જેમાં તરંગો છે, તેમાં મારા પુત્રના હઠવાળા યત્નરૂપ નાવનો દાવ લાગે જ નહિ, કેમકે દ્રોણાચાર્ય અને કર્ણનાં નાવ જેવાંને પણ જેણે પછાડીને ફાડી નાખ્યાં છે, એવા ભીમસેનના ભયંકર અને ભારે હાથ રૂપી સમુદ્રમાં મારો પુત્ર ( દુર્યોધન ) જરા પણ તરી શકે નહિ.

रन मैं भिरिकै हिडँवासुर सो रु वकासुर सो न विछूटहि गो ।
फिरि कीचक सो रु जरासँध सो, कुल दोउन को शिर कूटहि गो ।
जग मैं नहिं शत्रु वच्यो जिनतैं, तिनतैं सुत जीवन तूटहिगो ।
भिर भीम महा भुज पाहन पाय, सुयोधन सो घट फूटहिगो ॥११५॥

વળી જેનાથી રણસંગ્રામમાં લડીને હિંડબાસુર જેવા અને બકાસુર જેવા પણ છૂટી ગયા નથી અર્થાત નાશ પામ્યા છે, અને કીચક તથા જરાસંધ એ બેઉનાં કુળ અને માથાં કુટાઈ ગયાં છે, જેનાથી જગતમાં કોઈ શત્રુ બચ્યો નથી તેનાથી મારા પુત્રનું જીવન તૂટશે જ, એવો જે ભીમસેન તેનાથી લડીને અને તેના હાથ રૂપી પથ્થરને પામીને દુર્યોધન રૂપી ઘડો ફૂટશે જ.

### कवित्त

गांजिव धनुष जहाँ अखय निखंग होय,
वन्हि-दत्त वाहन हय मारुत के मीत हैं ।
सारथी है कृष्ण, भीम सात्यकी खिखंडी और,
धृष्टद्युम्न आदि वीर, जग तें अजीत हैं ।
देव द्विज दीन वृद्ध सेवों नृप सावधान,
वेद कुल लोक की मृयाद बीच प्रीत है ।
रवि के उदय को ज्यों निश्चय प्रतीत तैसे,
युधिष्ठिर विजय की विजय प्रतीत है ॥ ११६ ॥

જ્યાં ગાંડીવ ધનુષ્ય અને બેઉ ભાથાં અક્ષય છે, તે અગ્નિ-દેવનાં આપેલાં છે, જેના રથના ઘોડા પવનના મિત્ર છે, જેનો સારથિ કૃષ્ણ છે, અને ભીમસેન, સાત્યકિ, શિખંડીકુમાર તથા ધૃષ્ટદ્યુમ્ન વિગેરે જેઓ જગતથી ન જીતી શકાય એવા જેના યોદ્ધાઓ છે, વળી દેવ, બ્રાહ્મણ, ગરીબ અને વૃદ્ધની સેવામાં સાવધાન રહેનાર રાજા યુધિષ્ઠિર કે જેને વેદની, વંશની અને લોકની મર્યાદામાં પ્રીતિ છે, એટલે જેમ સૂર્યોદય થવાનો દૃઢ વિશ્વાસ હોય તેમ હે સંજય ! યુધિષ્ઠિર તથા અર્જુનનો જય થવાની મને ચોક્કસ પ્રતીતિ છે.

### सवैया

हो बलवंड जरासँध सो तिनतैं गये भूपन के गन कै दट ।
और की का ? जगदीश भगे सोइ भीम पछारिकैं मारि लियो झट ।
जीति सुरेश सहाइ सुरेश की, कीन्ही कपिध्वज लोक कहै रट ।
को तिन जीति सकैं सुनि संजय, हैं जहाँ भीम-धनंजय से भट ॥११७॥

વળી હે સંજય ! સાંભળ, જે જરાસંધ મહાબળવાન હતો અને જેનાથી કેટલાયે રાજાઓના સમૂહ દબાઈ ગયા, અરે જેનાથી કૃષ્ણ ભાગ્યા હતા તો પછી બીજાની શી વાત ? એવા જરાસંધને ભીમસેને પછાડીને તરત મારી નાંખ્યો, જે અર્જુને

ઇંદ્રને જીતીને ઇંદ્રને સહાય કરી હતી એમ લોકો યાદ લાવીને કહે છે. જ્યાં ભીમસેન અને અર્જુન જેવા યોદ્ધા છે, તેઓથી કોણ જીતી શકે?

कवित्त

कीरतन नारद सो सौनक सो सुनिबो है,
पूजन पृथ सो पद्सेव रमारानी सो ।
दासत्व हनू सो सदा वंदन अक्रूर जैसो,
आत्मनिवेदन बलि दैत्यराज दानी सो ।
सखापन उद्धव सो सुमरन शेष को सो,
मनु सी तपस्या ज्ञान दत्तात्रेय ज्ञानी सो ।
नारायन युक्त नर ऐसो ताकौं जीत्यो चहै,
व्है है कौन ? मूढ, मेरे पूत अभिमानी सो ॥ ११८ ॥

વળી હે સંજય! જે કીર્તનભક્તિમાં નારદ જેવો છે ૧. શ્રવણભક્તિમાં શૌનકઋષિ જેવો છે ૨. પૂજનભક્તિમાં પૃથુરાજા જેવો છે ૩. પદસેવનમાં લક્ષ્મીજી જેવો છે ૪. દાસત્વમાં હનુમાન જેવો છે ૫ હંમેશાં વંદનભક્તિમાં અક્રૂર જેવો છે ૬. આત્મ-નિવેદનમાં દૈત્યરાજ દાની બળિરાજા જેવો છે ૭. સખ્યત્વમાં ઉદ્ધવ જેવો છે ૮ અને સ્મરણભક્તિમાં શેષનાગ જેવો છે ૯. (કવિએ અહીં સુધી નવધા ભક્તિ બતાવી છે.) પછી મનુના જેવી જેની તપશ્ચર્યા છે અને જ્ઞાની શ્રીદત્તાત્રેયના જેવું જેનું જ્ઞાન છે, એવો નારાયણ (કૃષ્ણ) સહિત જે અર્જુન છે તેને મારો પુત્ર (દુર્યોધન) જીતવા ચાહે છે. તે એવો મૂર્ખ મારા પુત્ર જેવો અભિમાની બીજો કોણ છે?

संजय उवाच

दोहा

सेनापति सुत द्रौन कौं, चाहत हो तव पुत्र ।
करन छतै द्रौनी कह्यो, यह उचीत नहि अत्र ॥ ११९ ॥

પછી સંજયે કહ્યું હે ધૃતરાષ્ટ્ર ! તમારો પુત્ર અશ્વત્થામાને સેનાપતિ કરવા ઇચ્છતો હતો, ત્યારે અશ્વત્થામાએ કહ્યું કે, જ્યાં સુધી કર્ણ છે ત્યાં સુધી સેનાપતિ થવું મને યોગ્ય નથી.

करनहि सेनापति कियो, सौंपि अक्षोहिणि पंच ।
तीन रही सुत धर्म के, तेउ नहि रहिहैं रंच ॥ १२० ॥

પછી કર્ણને સેનાપતિ કર્યો અને પાંચ અક્ષૌહિણી સેના સોંપી, તથા યુધિષ્ઠિરને ત્રણ અક્ષૌહિણી સેના બાકી રહી તે બેઉ સેનામાંથી કોઈ જરા પણ પર બચશે નહિ.

लै आज्ञा कुरुक्षेत्र प्रति, चल्यो सूत शिर नाय ।
फिर जसो जुध देखिहौं, तैंसो कहिहौं आय ॥ १२१ ॥

પછી રાજા ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઈને તથા મસ્તક નમાવીને સંજય કુરૂક્ષેત્રમાં ગયો, ત્યારે તેણે કહ્યું કે હવે ફરીથી જેવું યુદ્ધ જોઈશ તેવું હું રૂબરૂ આવીને કહીશ.

## इति द्वादश मयूख ।

# त्रयोदश मयूख

## कर्णपर्व (पूर्वार्द्ध)

### वैशंपायन उवाच

दोहा

लखि द्वै दिन को युद्ध पुनि, संजय परम सयान ।
कहि नृप तैं तव पुत्र को, कस्यो कर्न तनत्रान ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા હે જન્મેજય! પછી બે દિવસનું યુદ્ધ જોઈને હસ્તિનાપુરમાં જઈને પરમ સુજાણ સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું કે તમારા પુત્ર (દુર્યોધન)નો બખ્તરરૂપી કર્ણ આજે કપાયો.

### संजय उवाच

कवित्त

भीम वाडवागि जाको नेक हू न कीनो भय,
सात्यकी तिमिंगल को त्रास हू न मान्यो राज ।
नकुल सहदेव धृष्टद्युम्न रु शिखंडी जैसे,
महाबाहु ग्राहन को चिंत्यौ ना कछू इलाज ।
किरीटी के कोप वायु चंड खंड खंड कीनी,
गांजिव लहर चली लोपिकै प्रमान पाज ।
जातैं नृप चाहत हो आहव समुद्र पार,
सुयोधन वार कर्न नवका डुबानी आज ॥ २ ॥

જેમાં ભીમસેન રૂપી વાડવાગ્નિ હતો તેનો જરા પણ ભય માન્યો નહિ, વળી હે રાજા! સાત્યકિ રૂપી તિમિંગળ (મગરમચ્છ)નો પણ ભય ન માન્યો, નકુળ, સહદેવ, ધષ્ટદ્યુમ્ન અને શિખંડી જેવા મહાબળવાન ગ્રાહો (ઝડો)નો ઉપાય કાંઈ યોજ્યો નહિ, ગાંડીવ ધનુષ્ય રૂપી લહેર પાળનું પ્રમાણ લોપીને ચાલી તેમાં અર્જુનના કોપ રૂપી પ્રચંડ પવને જેના ટુકડે ટુકડા

કરી નાંખ્યા, જે વડે રાજા દુર્યોધન રણસમુદ્રથી પાર ઊતરવા ચાહતો હતો અને તેની વહાર હતી તે કર્ણ રૂપી નૌકા આજે ડુબી ગઈ. ( આમાં સમસ્ત વિષયક સાવયવ રૂપકાલંકાર છે. )

पंक युक्त भयो द्यूतक्रीडा तैं युधिष्ठिर के,
यश को सरोवर सो नीके कै निखरि गो ।
पौन पुत्र कोप को प्रचंड पौन गौन तातैं,
चौकरी चँडाल मेघमंडल त्रिखरि गो ।
पान किये देखि श्रौन भीम कौं दुसासन को,
मन को महल ताको तूटि भू शिखरि गो ।
कर्न नदी गांजिव की फैंट तैं सुयोधन को,
विजय मनोर्थ बृच्छ मूल तैं उखरि गो ॥ ३ ॥

જુગાર રમવાથી ધર્મરાજાનું યશ રૂપી સરોવર ગારાવાળું થયું હતું તે હવે સારી રીતે સ્વચ્છ જળયુક્ત બન્યું, ભીમસેનના કોપ રૂપી પ્રચંડ પવન ચાલ્યો, તેથી ચંડાળ ચોકડી ( કર્ણ, શકુનિ, દુઃશાસન અને દુર્યોધન ) રૂપી મેઘમંડળ વિખરાઈ ગયું, ભીમસેને દુઃશાસનના લોહીનું પાન કર્યું જોઈને તે ( દુર્યોધન )ના મનોરથ રૂપી મહેલનું શિખર તૂટી પૃથ્વીગત થયું અને ગાંડીવના ઝપાટાથી કર્ણરૂપી નદી કાંઠાતૂટ થઈ જવાથી દુર્યોધનના વિજય મનોરથનું વૃક્ષ મૂળમાંથી ઊખડી ગયું.

धृतराष्ट्र उवाच

मेरू को चलन इंदु रथ को पतन भूमि,
उदय प्रभाकर को प्रतीची मैं कहै काहि ।
सिंधु को सो शोषण अदाह तेज अगनी को,
फूटिबो भूगोल को सो संजय बिचारो जाहि,
चारौं पांडुपुत्र दिशा जीती कौं जितैया पक,
न्याय तैं को आहव मैं देव दैत्य जीतै जाहि ।

कोउ निरसंशै एती वातैं सुनि मानै जोपै,
तोउ निरसंशै मेरे कर्न को पतन नांहि ॥ ४ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે હે સંજય ! મેરૂ પર્વતનું ચળાયમાન થવું, ચંદ્રમાના રથનું પૃથ્વીપર પડવું, અને સૂર્યોદય પશ્ચિમ દિશામાં કોઈ કહે, વળી સમુદ્રનું શોષણ, અગ્નિની દાહકતા મટી જવી, અને પૃથ્વીનું ફાટવું એ પણ વિચાર્યું જાય. એટલી વાતો કોઈ સાંભળીને સત્ય માને તો પણ જે પાંડવો અકેકે જઈને અકેકી દિશા એમ ચાર દિશાઓ જીતી આવેલા તે ચારે દિશાઓ એકલો જ જીતનાર એવો કર્ણ કે જેની સાથે સંગ્રામ કરતાં દેવ દૈત્ય પણ જીતી શકે નહિ તેના મારા કર્ણનું નિઃસંશય પતન થાય જ નહિ.

सवैया

मारुति कौं विप दीनो जवै दश साहस्त्र दंतिन को अँसु लायो ।
जारत हो सो जर्यों परधान उतै नृप द्रौपद तैं वल पायो ।
श्रापन काज गयो द्विजराज सो आशिप दै हम हू सों रिसायो ।
अंध कहै मम पूत है अंध तैं जीतिवे कौं जुध-व्यूह रचायो ॥ ५ ॥

જ્યારે ભીમસેનને ઝેર દીધું હતું ત્યારે તે બચીને દશ હજાર હાથીઓનું જોર લાવ્યો હતો, વળી જેઓને બાળવા માટે ગયેલો યવનપ્રધાન પોતે જ બળી ગયો અને પાંડવો બચ્યા અને દ્રુપદરાજાનું બળ પામ્યા, પાંડવોને શ્રાપ આપવા ગયેલા દુર્વાસા ઋષિ શ્રાપ ન આપતાં જેઓને આશિષ આપીને આવ્યા અને અમારાથી રિસાયા, ધૃતરાષ્ટ્ર કહે છે કે હે સંજય ! આવી રીતે જેઓને સાક્ષાત ઈશ્વર સહાય છે તેઓને જીતવા માટે મારા પુત્રે ( દુર્યોધને ) યુદ્ધનો વ્યૂહ રચાવ્યો છે તે મારી પેઠે આંધળો થયો છે.

सोरठा

करन मरन सुनि कान, हिय न फटत कहा वज्र है ।
कित सुत विजय विधान, प्रान हानि जानी परी ॥ ६ ॥

વળી ધૃતરાષ્ટ્ર કહે છે કે કર્ણનું મરણ કાને સાભળ્યું અને હૃદય ફાટતું નથી તે શું વજ્રરૂપ છે? હવે પુત્ર (દુર્યોધન)ના વિજયનું વિધાન ક્યાં રહ્યું? મને તો તેના પ્રાણની હાનિ માલૂમ પડે છે.

दोहा

कर्यो जुद्ध कैसे करन, मर्यो कर्न किम तात ।
डर्यो मोर चित पुत्र हित, कहहु जथारथ बात ॥ ७ ॥

હે સંજય! કર્ણે યુદ્ધ કેવા પ્રકારે કર્યું? કર્ણ કેવા પ્રકારે મર્યો? મારું ચિત્ત પુત્ર માટે ડરે છે, તેથી તું યથાર્થ વાત કહે.

संजय उवाच

मच्छव्यूह कीनो करन, धृष्टद्युम्न शशि आध ।
भिरी परस्पर सैन दोउ, होन लगे नृप बाध ॥ ८ ॥

સંજય કહે છે હે ધૃતરાષ્ટ્ર! કર્ણ યુદ્ધમાં ચડયો ત્યારે તેણે માછલાના આકારે સૈન્યની વ્યૂહરચના કરી, અને ધૃષ્ટદ્યુમ્ને અર્ધચંદ્રાકારે સૈન્યની ગોઠવણી કરી, ત્યાર પછી બેઉ સૈન્ય સામસામાં લડવા માંડયાં અને રાજાઓના વધ થવા માંડયા.

कवित्त

भीम द्रोनी दोउन के युद्ध कों समाज भयो,
लागे नर देव धरा व्योम बीच ध्यान से ।
दोउन के कटे शस्त्र दोउ ग्रहै और और,
दोउन के तूटे ध्वज मान अप्रमान से ।
दोउन के कवच कटे हैं फटे वस्त्र जैसे,
दोउन के अंग हैं पलास बिनु पान से ।
दोउन के बान लगे दोउन के आनि भगे,
दोउन के ज्ञान ठगे दोउन के प्रान से ॥ ९ ॥

ભીમસેન તથા અશ્વત્થામા એ બેઉના યુદ્ધનો સમાજ એકઠો થયો તે પૃથ્વી તથા આકાશમાં મનુષ્ય તથા દેવતાઓ

જોવા માંડયા, તે યુદ્ધમાં બેઉનાં શસ્ત્રો કપાય છે એટલે તેઓ બીજાં શસ્ત્રો ધારણ કરે છે, અને બેઉના ધ્વજદંડ પ્રમાણ વિનાના તૂટે છે, જેમ વસ્ત્ર ફાટી જાય તેમ બેઉનાં બખ્તરો તૂટી જાય છે, એટલે બેઉનાં અંગો પાંદડાં વિનાના ખાખરાની પેઠે લોહીથી લાલ થયાં છે. સામસામાં બેઉ સૈન્યનાં બાણ વાગવાથી બેઉ સૈન્ય નાસે છે, અને બેઉના પ્રાણોથી બેઉનાં જ્ઞાન ઠગાઈ ગયાં છે, અર્થાત પ્રાણનું ભાન નથી.

पद्धरी छंद

यह रीति भयो मिलि द्वंद युद्ध, कुरु पांडव जूटत सहित क्रुद्ध ।
कुल विरद नाम निज शत्रुवंश, परसपर सुभट बोलत प्रशंस ॥१०॥
नृप तोर मंत्र को यह विलास, निज वंश होत दोउ ओर नाश ।
पांडवी सैन्य विच गती पाय, हजारन कर्न दीने मिटाय ॥११॥

એ રીતે સામસામું યુદ્ધ ચાલુ થયું, તેમાં કૌરવો તથા પાંડવો ક્રોધ સહિત લડે છે, અને પોતાના શત્રુઓના વંશજોનાં નામ લઈ લઈને યોદ્ધાઓ પરસ્પર વંશનાં પ્રશંસા રૂપ બિરદ બોલે છે, સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! બેઉ બાજુએ તમારા વંશનો નાશ થાય છે તે તમારા વિચારનો વિલાસ છે ( એમ જાણો.) પછી કર્ણે પાંડવી સૈન્યમાં પ્રવેશ કરીને હજારો યોદ્ધાઓનો નાશ કર્યો.

दश भिरे भीम तैं तोर पुत्र, जमलोक गये दिन प्रथम जत्र ।
लखि प्रलयरूप निज दल विदार, करन प्रति नकुल बोल्यो हँकार ॥१२॥
धनि आज दिवस रिन बीच धूत, सब कलहमूल तूं मिल्यो सूत ।
तैं वये बीज कुरुकुल अन्वाय, देहौं संजमनीपुर पठाय ॥१३॥
जो अब हि भागि जैहै न नीच, मिलिहै न कुटुंब शिर चढी मीच ।
द्रुपदा के कढिहैं वचन साल, सुख शयन करहि धर्मज भुवाल ॥१४॥

હે ધૃતરાષ્ટ્ર ! તમારા દશ પુત્રો ભીમથી લડીને ત્યાં પ્રથમ દિવસેજ જમલોકમાં ગયા, પછી પોતાના સૈન્યનો પ્રલય

રૂપ સંહાર થતો જોઈને નકુળ કર્ણ પ્રત્યે પડકારીને બોલ્યો કે હે સૂત ! આજનો દિવસ હું ધન્ય માનું છું કે સર્વ કલેશના મૂળ રૂપ તું ઠગારો મને આજે રણભૂમિમાં મળ્યો છે, વળી કુરૂવંશમાં તેં અન્યાયનાં બીજ વાવ્યાં છે માટે આજે હું તને જમપુરીમાં મોકલી દઈશ, હે નીચ ! જો તું હમણાં જ મારી સામેથી નાસી નહિ જાય તો પછી તું તારા કુટુંબથી મળી શકીશ નહિ. કેમકે તારે માથે મૃત્યુ ચડી બેઠું છે, તેથી દ્રૌપદીને[1] કહેલાં વચનો રૂપી સાલ નીકળી જશે એટલે ધર્મરાજા સુખપૂર્વક શયન કરશે.

यह सुनत करन बोल्यो अभीत, नहिं बहुत बोलिबो सुभट रीत ।
पौरुषहि दिखावत कर सँग्राम, ऐसे न सुभट बोलत अकाम ॥१५॥
यों कहत चलै मार्गण अपार, इत उत हि भयो बाणान्धकार ।
सरभर दोउ घटिका भयो जुद्ध, कर्न कौं भयो पुनि विषम क्रुद्ध ॥१६॥

એ સાંભળીને નિર્ભયપણે કર્ણ બોલ્યો કે વધારે બોલવું તે શૂરવીરની રીત નથી, શૂરવીર આમ વ્યર્થ ન બોલે, તે તો યુદ્ધ કરીને પોતાનો ઉત્સાહ બતાવે, એમ કહેતાં તો અપાર બાણો ચાલ્યાં, અને બેઉ બાજુ બાણોનો અંધકાર થયો, તેમાં બે ઘડી સુધી સરખું યુદ્ધ થયું પછી કર્ણને વિષમ ક્રોધ ઉત્પન્ન થયો.

नकुल के प्रथम चहुँ अश्व मारि, सारथी एक बानहि सँहारि ।
धानुष निखंग पुनि ध्वजादंड, हति बान किये सब खंड खंड ॥१७॥

---

(૧) વિકર્ણ પ્રત્યે કર્ણ કહે છે કે હે કુરુનંદન ! અમે દ્રૌપદીને જીતી લીધી છે છતાં તું મંદબુદ્ધિવાળો હોવાથી "જીતાયેલી નથી." આમ કહે છે. માટે તું ધર્મને યથાર્થ રીતે જાણતો નથી, વળી આ પાંચાળી અનેક પતિઓને આધીન હોઇ તે ખરેખર વેશ્યા જ ગણાય અને તે વેશ્યાને સભામાં લાવવી એમાં કાંઈ પણ આશ્ચર્ય જેવું નથી. એમ હું માનું છું. વળી તે એક વસ્ત્રધારી હોય કે નગ્નસ્ત્રી હોય ઈત્યાદિ ( જુઓ સભાપર્વ, અધ્યાય ૬૮ ).

लै खड्ग चर्म फिर सम्मुख दौरि, तेउ वान मारि दिय करन तोरि ।
मार्यो न पृथा वायंक सँभारि, कटु वचन कहे गल धनुष डारि ॥१८॥
ऐसी न कहहु मुख कवहुँ वात, सम भटहि निमंत्रण करहु तात ।
अनुज रथ भयो आरूढ आप, बिनु रद करंडगत यथा साप ॥१९॥

એટલે તેણે નકુળના રથના પ્રથમ ચાર ઘોડાઓને મારીને એક જ બાણે સારથિનો નાશ કર્યો, અને તેનાં ધનુષ્ય બાણ તથા રથનો ધ્વજાદંડ બાણ મારી સર્વના ટુકડે ટુકડા કરી નાંખ્યા, અને કુંતાનું વચન યાદ લાવીને તેને જીવથી માર્યો નહિ. પછી તેના ગળામાં ધનુષ્ય નાંખીને કર્ણે કડવાં વચન કહ્યાં કે હે ભાઈ ! હવે ક્યારેય આવી (મિથ્યા બડાઈની) વાત તું તારે મોંઢેથી કહીશ નહિ, અને તારા બરોબરિયા લડવૈયાને યુદ્ધમાં આમંત્રણ કરજે, પછી જેમ દાંત વિનાનો સાપ કરંડિયાગત થાય તેમ નકુળ પોતાના નાના ભાઈ (સહદેવ)ના રથમાં બેઠો.

धनि धनि नृप मानत हौं सधीर, त्रयगर्तपती के अनुग वीर ।
ज्यों ज्यों संसप्तक मरत जात, त्यों नर तैं भिरत न मुरत तात ॥२०॥
अर्जुन तव सेना साँझ वेर, अति करी विकल नृप घेर घेर ।
भो करन थकित थिर टेरि टेरि, सब भगत कपीध्वज हेरि हेरि ॥२१॥
कटि परे वीर केउ समर घोर, अवहार भयो दोउ सैन्य ओर ।

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! ત્રિગર્તપતિ (સુશર્મા)ના સેવકો અને શૂરવીરોને હું ધૈર્યયુક્ત ધન્ય ધન્ય માનું છું, હે તાત ! જેમ જેમ સંસપ્તકો મરતા જાય છે, તેમ તેમ અર્જુનથી લડતાં તેઓ પાછા હઠતા નથી. હે રાજા ! અર્જુને તમારી સેનાને સાંજ વખતે ઘેરી ઘેરીને અત્યંત વ્યાકુળ કરી નાંખી, વળી શૂરવીરોને "ઊભા રહો ! ઊભા રહો !" એમ કહી કહીને કર્ણ થાકીને સ્થિર થયો, અર્જુનને જોઈ જોઈને સર્વ યોદ્ધાઓ નાસે છે, એવી રીતે એ ભયંકર યુદ્ધમાં કેટલાયે વીરો કપાઈ મુવા, પછી બેઉ સૈન્ય તરફથી લડાઈ બંધ થઈ.

दोहा

कह्यो तोर सुत करन प्रति, डेरन हृदय बिचार ।
मानत हौं तव भुजन पर, सर्व जुद्ध को भार ॥ २२ ॥

હે ધૃતરાષ્ટ્ર ! પછી તંબૂમાં જઈ ને તમારા પુત્રે (દુર્યોધને) કર્ણ પ્રત્યે પોતાના હૃદયનો વિચાર કહ્યો કે હે કર્ણ ! આ સર્વ યુદ્ધનો ભાર તારી ભુજાઓ ઉપર હું માનું છું.

सोइ तव देखत सैन मम, करी किरीटी नाश ।
जीवे को जय को बहुरि, राखहुँ कस विश्वास ॥ २३ ॥

એવો જે તું છે તે તારા દેખતાં જ મારી સેનાનો અર્જુને નાશ કર્યો, એટલે હવે જીવવાનો અને જય થવાનો વિશ્વાસ હું શી રીતે રાખું ?

करण उवाच

रथ हय सूत निखंग धनु, नर सम मेरे नाहिँ ।
तिहि समान जुध करत तउ, कहत न्यून मम काहिँ ॥ २४ ॥

તે સાંભળી કર્ણે કહ્યું કે હે દુર્યોધન ! મારે અર્જુનના જેવાં રથ, ઘોડા, સારથિ, ધનુષ્ય અને બાણ નથી, તો પણ હું તેની બરાબરિયો થઈ ને લડું છું છતાં મને તું ન્યૂન કેમ કહે છે ?

सल्य करहु मम सारथी, लेहुँ विजय धनु हाथ ।
राखहु ढिग बानन शकट, कहा बिचारो पाथ ॥ २५ ॥

તો પણ હે દુર્યોધન ! સાંભળ, શલ્યરાજાને તું મારો સારથિ કર અને હું વિજય ધનુષ્ય હાથમાં લઉં છું, એટલે તું મારી સાથે બાણોનું ગાડું ભરાવી રાખ, પછી જો કે અર્જુન બિચારો મારી સામે શા હિસાબમાં છે ?

परशुराम दत विजय धनु, बहु दिन पूजित बान ।
अर्जुन हित राखे उभय, ग्रहिहौं वज्र समान ॥ २६ ॥

પરશુરામનું આપેલું વિજય નામનું ધનુષ્ય અને પૂજ્ય નામનું બાણ કે જેઓની હું બહુ દિવસથી પૂજા કરૂં છું જે

બેઉ મેં અર્જુનને મારવા માટે રાખેલાં છે તે વજ્ર સમાન આયુધ હું ધારણ કરીશ.

छंद पद्धरी

तव पुत्र मद्र भूपति बुलाय, सब कह्यो कर्न वांछित सुनाय ।
मम विजय तोर आधीन आज, हाँकिये कर्न रथ मोर काज ॥ २७ ॥

હે રાજા ! તમારા પુત્રે પછી મદ્રરાજા (મારવાડના રાજા શલ્ય)ને બોલાવીને કર્ણની સર્વ ઈચ્છા કહી સંભળાવી કે હે શલ્ય રાજા ! આજે અર્થાત આવતી સવારે મારો વિજય તમારે આધીન છે, એટલે મારે માટે તમે કર્ણનો રથ હાંકો.

तुम अश्वकुशल कृष्णहि प्रमान, है कर्न रथी अर्जुन समान ।
पुनि कर्न विजय धनु पुज्य वान, तुम जुक्त हरहु कपिकेतु प्रान ॥ २८ ॥

કેમકે તમે ઘોડા હાંકવામાં કૃષ્ણ જેવા જ કુશળ છો, અને કર્ણ અર્જુન જેવો રથી છે, વળી પાછું કર્ણનું વિજય નામનું ધનુષ્ય અને પૂજ્ય નામનું બાણ છે, એટલે તમે બેઉ મળીને અર્જુનના પ્રાણોનું હરણ કરો.

कपिकेतु बिना भीमादि और, ततकाल पठविहौं पितृ ठौर ।
तजि भागनेय मम किय सहाय, यह पूर्न सुजश तोहि मिलहि आय ॥२९॥

અર્જુન વિના ભીમસેન વિગેરે બીજાઓને તો હું તરત પિતૃલોકમાં મોકલી દઈશ, વળી તમે તમારા ભાણેજો[1] (પાંડવો)ને તજીને મારી સહાય કરી છે, અને આ સહાય કરશો જેથી તમને સંપૂર્ણ સુયશ આવી મળશે.

संजय उवाच

दोहा

गयो युधिष्ठिर तैं मिलन, सल्य प्रथम वैराट ।
मातुल तैं जाच्यो नृपति, समझि भविष्यत घाट ॥ ३० ॥

(૧) શલ્ય રાજા નકુળ તથા સહદેવનો મામો થતો હતો, તેને પાંડવોના નિમંત્રણથી આવતો જોઈને તેનું દુર્યોધને અતિ સ્વાગત કર્યું તેથી વચને બંધાઈને તે કૌરવોના પક્ષમાં રહ્યો.

સંજયે કહ્યું હે ધૃતરાષ્ટ્ર! પહેલાં જ્યારે શલ્ય રાજા યુધિષ્ઠિરને મળવા માટે વિરાટમાં ગયો ત્યારે યુધિષ્ઠિરે ભવિષ્યનો ઘાટ સમજીને સામા (શલ્ય) પ્રત્યે વચન માગ્યું હતું.

युधिष्ठिर उवाच

तुम्हैं सुयोधन जाचिहै, करन सारथि काज ।
अकरन हू करिहौ अवसि, मेरे हित महाराज ॥ ३१ ॥

યુધિષ્ઠિરે[1] કહ્યું હતું કે હે મહારાજ! કર્ણનો સારથિ કરવા માટે તમને દુર્યોધન માગશે, તે કામ (સારથિપણાનું) ન કરવા જેવું જ છે. પરંતુ મારા ભલા માટે અવશ્ય કરશો.

करन स्तुती तैं अधिक बल, निंदा तैं बल छीन ।
ह्वै सारथि निंदा करहु, होहि दुष्ट मदहीन ॥ ३२ ॥

કર્ણનું બળ સ્તુતિ (વખાણ) કરવાથી વધે છે અને નિંદા કરવાથી ઘટે છે, માટે તમે સારથિ થઈને તેની નિંદા કરજો તેથી તે દુષ્ટ મદહીણ થશે.

संजय उवाच

तथा अस्तु बोल्यो तऊ, नट्यो सल्य तिहि काल ।
करन प्रान खंडन करन, कहे वचन जनु साल ॥ ३३ ॥

સંજયે કહ્યું હે ધૃતરાષ્ટ્ર! શલ્ય રાજાએ યુધિષ્ઠિરને કહ્યું હતું કે ભલે હું તેમ જ કરીશ, પરંતુ દુર્યોધને જ્યારે સારથિ કરવા શલ્ય રાજાને યાચ્યો ત્યારે તેણે ના કહી અને કર્ણના પ્રાણનો નાશ કરવાવાળાં વચનો કહ્યાં તે જાણે સાલ હોય નહિ?

शल्य उवाच

सूतपुत्र को सारथी, करत नृपति कौं आज ।
मैं भगनीसुत आयु ग्रह, भले तजे तत्र काज ॥ ३४ ॥

શલ્ય કહે છે હે દુર્યોધન! હું રાજાને આજે તું સૂતપુત્ર

(૧) યુધિષ્ઠિરે કહ્યું તે શલ્યે માન્ય રાખ્યું, જુઓ મ. ભા., ઉ. પ., અ. ૧૮

(કર્ણ)નો સારથિ કરે છે, તે મેં તારા માટે ભાણેજો, આયુષ્ય, અને ઘર ભલે તજ્યાં ?

संजय उवाच

ऐसे कहि नृप उठि चल्यो, करिहौं युद्ध इकंत ।
कौन रहै तव ढिग जहाँ, सरभर संत असंत ॥ ३५ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે કહીને શલ્ય રાજા ઊઠીને ચાલતો થયો, અને કહેવા માંડ્યો કે હું એકાંતે (એકલો જ) યુદ્ધ કરીશ, હે દુર્યોધન! તારી પાસે જ્યાં સજ્જન દુર્જન એ બેઉ સરખા જ છે ત્યાં (એવે હિસાબે) પછી કોણ રહે ?

शल्य उवाच

करन्न हि गिनत पराक्रमी, और क्षत्रि का नांहिँ ।
देवादिक की सैन कौं, मैं रोकौं रन माहिँ ॥ ३६ ॥

વળી હે દુર્યોધન! તું કર્ણને જ પરાક્રમી ગણે છે, તો શું બીજા ક્ષત્રિય નથી? પરંતુ દેવતાઓ વિગેરેની સેનાને પણ હું રણમાં રોકી રાખું (એવો છું.)

संजय उवाच

फैंट पकरि वैठाय तिहि, विनती करी वहोर ।
मानत हौं श्रीकृष्ण तैं, अधिक पराक्रम तोर ॥ ३७ ॥

સંજયે કહ્યું હે ધૃતરાષ્ટ્ર! પછી દુર્યોધને શલ્યરાજાની કસેલી કમરનો છેડો પકડીને તેને પોતાની પાસે બેસાડી ફરીથી વિનંતિ કરી કે હે શલ્યરાજા! શ્રીકૃષ્ણથી પણ તમારૂં પરાક્રમ હું વધારે માનું છું.

दुर्योधन कथन

आहि करन पै एक अस्त्र, अर्जुन हंतक वान ।
तातैं चाहत हौं नृपति, सारथि तोर समान ॥ ३८ ॥

દુર્યોધન કહે છે કે હે શલ્યરાજા! હવે અર્જુનને મારવા માટે કર્ણ પાસે એક જ બાણ છે. તેથી હું તમારા સરખો સારથિ ઇચ્છું છું.

करी सार्थिता रुद्र की, विधि त्रिपुरासुर बार ।
नर रथ प्रेरक कृष्ण लखि, यहै प्रत्यक्ष व्युहार ॥ ३९ ॥

વળી જુઓ, પૂર્વે ત્રિપુરાસુરને મારવાની વખતે શ્રીશંકર ભગવાનનું સારથિપણું બ્રહ્માજીએ કર્યું હતું અને અર્જુનના રથના હાંકનાર શ્રીકૃષ્ણ અત્યારે છે, એ પ્રત્યક્ષ વ્યવહારનો દાખલો છે.

शल्य वचन

कह्यो कृष्ण तें अधिक मुहिं, भयो प्रसन गुनग्राम ।
हरिहौं तोर विषाद नृप, करिहौं नीच हु काम ॥ ४० ॥

શલ્યરાજાએ કહ્યું કે હે દુર્યોધન! તેં મને કૃષ્ણથી અધિક પરાક્રમી કહ્યો એ ગુણસમૂહથી હું તારા પર પ્રસન્ન થયો છું, તેથી કર્ણનો રથ હાંકવા રૂપ હલકું કામ પણ હું કરીશ અને તારો ખેદ હરીશ.

करै कौल जो सूतसुत, सहै बचन मम सूल ।
कटुँबी अर्ध विभाग को, भोक्ता मैं अनुकूल ॥ ४१ ॥

પરંતુ સૂતપુત્ર (કર્ણ) મારાથી કોલકરાર કરે કે મારાં શૂળ જેવાં વચન પણ તે સહન કરે, કેમકે હું તેનો સારથિ હોઈ વિરુદ્ધ તરફેણ રૂપી દુઃખ સુખના અર્ધ વિભાગનો ભોગવનાર છું.

करण कथन

रथि सार्थी कौं होत है, सुख दुख भोग समान ।
उभय परस्पर बनत ही, कष्ट परै तनत्रान ॥ ४२ ॥

તે સાંભળી કર્ણે કહ્યું કે રથીને તથા સારથિને સુખ દુઃખનો ભોગ સરખો જ ભોગવવાનો હોય છે, અને કષ્ટ પડતાં પરસ્પર બેઉ એક એકના બખ્તર રૂપ બને છે.

तातैं हित की अहित की, कहिहै मद्रनरेश ।
मैं सहिहौं रनभूमि मैं, करिहौं क्रोध न लेश ॥ ४३ ॥

તેથી હે દુર્યોધન! મને શલ્યરાજા મારા હિતની કે અહિતની જે વાણી કહેશે તે હું રણભૂમિમાં સહન કરીશ અને જરા પણ ક્રોધ નહિ કરૂં.

छंद पद्धरी

भये प्रात दुंदुभा बजे घोर, करि व्यूह सैन्य चढ़ि उभय ओर ।
रथ एक करन अरु मद्रराज, गिरि एक जथा रवि दुवन आज ॥४४॥

એ પ્રમાણે રાત્રે ઠરાવ થયા પછી સવારે લડાઈનાં ભયંકર વાજાં વાગવા માંડ્યાં, અને બેઉ બાજુએ વ્યૂહની ગોઠવણીમાં સેનાઓ તૈયાર થઈ, જેમ એક જ ઉદયાચળ, (મેરુપર્વત) પર સૂર્ય શોભતા હોય તેમ એક જ રથમાં બેઠેલા કર્ણ અને શલ્યરાજા શોભે છે.

तहँ भये शुकुन विपरीत रूप, भय त्रसित भई सब सैन भूप ।
गिरि पड्यो करण को ध्वजादंड, पुनि कियो सकुथ ठाढो प्रचंड ॥४५॥
उलका निपात भो चार ओर, धर धूजि मिट्यो रवि प्रभा जोर ।

ત્યારે ત્યાં કર્ણને વિપરીત રૂપે (અવળા) શુકનો થયા, એટલે હે ધૃતરાષ્ટ્ર! તમારી સર્વ સેના ભયભીત થઈ, કર્ણના રથનો ધ્વજાદંડ પડી ગયો, પછી તે પ્રચંડ ધ્વજાદંડને જલદીથી ઊભો કર્યો, ત્યારે ચારે બાજુ ઉલ્કાપાત (તારાઓ ખરી પડવા તે) થયો, પૃથ્વી ધ્રૂજવા માંડી, અને સૂર્યના તેજનું જોર ઘટવા માંડ્યું.

तित कह्यौ करन नृप सुनहु मद्र, रविबिंब लखावत सहित छिद्र ।
उत जुरी समुख दोउ सैन आय, सबन प्रति करन बोलत सुनाय ॥६४॥

ત્યારે કર્ણે કહ્યું કે હે શલ્યરાજા! સાંભળ; જો આ સૂર્યબિંબ છિદ્ર સહિત દેખાય છે. એટલામાં તો બેઉ સેનાઓ સામસામી જોડાઈ એટલે કર્ણ સહુ પ્રત્યે કહી સંભળાવે છે કે

### करण उवाच

#### कवित्त

देहूँ अश्व करी आज किरीटी दिखावै ताकौं,
देहूँ वा अमोल वस्त्र भूषन अपार मैं ।
देहूँ शत पांच त्रिया श्यामा देश मागध की,
ये हू ना चहै तो और दैवे कौं उदार मैं ।
देहूँ निज दारा पुत्र और मन वांछित जे
कपिध्वज देखत ही कहौं निरधार मैं ।
पांडव को विभौ और वासुदेव हू को विभौ,
विश्व मैं विख्यात कर्ण ठाढो देनहार मैं ॥ ४७ ॥

મને કોઈ અર્જુન બતાવે તેને હું આજે હાથી તથા ઘોડા આપું, અથવા અમૂલ્ય અને અપાર વસ્ત્ર તથા ઘરેણાં આપું, વળી મગધદેશની પાંચસો શ્યામાઓ (સોળ સોળ વર્ષની સ્ત્રીઓ) અને એ પણ ન ઇચ્છે તો બીજું જે માગે તે આપવા હું ઉદાર છું, હું નિશ્ચયપણે કહું છું કે અર્જુનને જોતાં જ તેના બતાવનારને મારાં સ્ત્રી પુત્ર આપું અને જે મનવાંચ્છિત હોય તે પણ આપું, વિશેષે પાંડવોનો વૈભવ અને વાસુદેવ (શ્રીકૃષ્ણ) નો વૈભવ પણ આપવાવાળો હું વિશ્વવિખ્યાત કર્ણ ઊભો છું.

### शल्य उवाच

गरुडकी समता कौं मच्छर उडान चहै,
तिमिंगल समता कौं झींगा बढ्यो जात है ।
केहर की समता कौं जंबुक करत जोर,
रवि की समानता खद्योत कवै पात है ।
शेष की समानता ज्यों डिंडभ कियो ही चहै,
हंस की समानता कौं काक अकुलात है ।

सल्य कहै कुंजर की समता चहै ज्यों चींटी,
अर्जुन की समता तूं करन दिखात है ॥ ४८ ॥

શલ્ય કહે છે કે હે કર્ણ! જેમ ગરૂડની બરોબરી થવા માટે મચ્છર ઉડવા ઇચ્છે, મગરમચ્છની બરોબરી કરવા માટે ઝીણી માછલીઓ જાય પણ તે તણાઈ જાય છે, સિંહની બરોબરી માટે શિયાળ જોર કરે છે, અને સૂર્યની બરોબરી પતંગિયું કરવા જાય તે કદી યે પામે કે? અર્થાત ન જ પામે, વળી જેમ શેષનાગની બરાબરી કરવા પરડોતરૂં ઇચ્છે, હંસની બરોબરી કરવા માટે જેમ કાગડો આકળો થાય અને હાથીની બરોબરી જેમ કીડી ઇચ્છે તેમ તું અર્જુનની બરોબરી કરવા માટે દેખાવ કરે છે.

कहां सांच जूठ कहां काच कहां हीराकनी,
कहां राई मेरु कहां मही व्योम थान है।
कहां निशा चौप कहां दीप कहां राका चंद्र,
कहां क्षीरसिंधु कहां कूप को प्रमान है।
कहां देवतरू कहां विफल ववूल वृक्ष,
कहां है कथीर कहां कंचन की खान है।
अचलता ध्रू की कहां कहां पान पीपर को,
कहां कर्न अर्जुन की शीलता समान है ॥ ४९ ॥

વળી હે કર્ણ! સાચ કયાં અને જૂઠ કયાં? હીરાકણી કયાં અને કાચ કયાં? મેરૂ પર્વત કયાં અને રાઈનો દાણો કયાં? પૃથ્વીનું સ્થળ કય અને આકાશનું સ્થળ કયાં? દિવસ કયાં અને રાત્રિ કયાં? પૂનમનો ચંદ્રમા કયાં અને દીવો કયાં? ક્ષીરસમુદ્રનું પ્રમાણ કયાં અને કૂવાનું પ્રમાણ કયાં? કલ્પવૃક્ષ કયાં અને ફળવિહીન બાવળનું વૃક્ષ કયાં? સોનું કયાં અને કથીર કયાં? ધ્રુવની અચળતા કયાં અને પીપળાનું પાન કયાં? તેમ અર્જુનની અને તારી શીલતા સરખી કયાં છે? અર્થાત અર્જુન કયાં અને તું કયાં? અર્જુનના જેવું સામર્થ્ય તારામાં નથી.

## करण उवाच

एक श्याम काज दूजै सारथी वन्यो तूं भूप,
तीजैं बँध्यो कौल सों न मारौं तीन व्यंग तैं ।
कर्ण कहै सल्य मरुत्रिया तैं है जन्म जाको,
चित्र कहा ऐसो कटु बोलो सो उमंग तैं ।
मांस मदहारिणी उचारिणी ते कामगीत,
धारिणी कुसंग अंग व्याकुल अनंग तैं ।
पति कौं तजै विसारि पूत कौं तजै निकारि,
जारि कौं तजै न नारि प्यार के प्रसंग तैं ॥ ५० ॥

સલ્યના[1] શૂળ રૂપી વચનો સાંભળીને ક્રોધવાન થઇને કર્ણ કહે છે કે હે શલ્ય! સાંભળ, એક તો શ્યામ (દુર્યોધન)નું કામ છે, બીજે તું રાજા હોઈ મારો સારથિ થયો છે, અને ત્રીજે હું વચન વડે બંધાયો છું. એ ત્રણ પ્રકારે હું મારા ધર્મને સાચ-

(૧) શલ્ય મદ્ર દેશનો રાજા હોવાથી તે મદ્રપતિ કહેવાય છે. તે મદ્ર દેશ હિમાલય, ગંગા, યમુના, સરસ્વતી અને કુરૂક્ષેત્રથી બાહ્ય છે. અને સિંધુ તથા તેની શાખા તરીકે ગણાતી પાંચ નદીઓની વચ્ચે આવેલો છે. વળી તેને ધર્મ બાહ્ય અપવિત્ર એવા વાહીક દેશ તરીકે ગણ્યો છે. (જુઓ કર્ણપર્વ, અધ્યાય ૪૪)

મદ્ર દેશને અત્યંત મદ્યપી, માંસાહારી અને વ્યભિચારી તરીકે સાવ અપવિત્ર અને અજ્ઞાની વર્ણવ્યો છે, મદ્ર દેશનાં મનુષ્યોનો સંગ કરવાથી પાતકી થવાય છે.

મદ્ર દેશની મૈત્રીનું મિથ્યાત્વ દઢ કરવા માટે વીંછીનું ઝેર મિથ્યા કરવાનો અથર્વ વેદમાં કહેલો મંત્ર :—

मद्रके संगतं नास्ति, हतं वृश्चिक ते विषम् ।
अथर्वणेन मंत्रेण, यथा, शान्तिः कृतामया ॥

"હે વીંછી! મદ્રકોની સાથે કરેલો સ્નેહ જેમ ફોગટ જાય છે તેમ તારૂં ઝેર પણ નાશ પામો. આ અથર્વ વેદના મંત્રથી મેં ઝેરની શાંતિ કરી છે." આ મંત્રમાં જે કહ્યું છે તે સત્ય હોય એમ જોવામાં આવે છે. (જુઓ કર્ણપર્વ, અધ્યાય ૪૨)

વનારો હોવાથી તને મારતો નથી. પરંતુ મારવાડની સ્ત્રીથી જેનો જન્મ છે, તે તું આવાં કડવાં વેણ ઉમંગથી બોલે એમાં શું વિચિત્ર (આશ્ચર્ય) છે? કેમ કે તે સ્ત્રી દારૂ પીનારી તથા માંસાહારી હોઇ કામ (વિષય ભોગ)નાં ગીત ઉચ્ચારવાવાળી હોય છે. અને કામદેવ (વિષય ભોગ)થી વ્યાકુળ થઈને કુસંગાસંગ ધારણ કરનારી હોય છે, પોતાના પતિનો ત્યાગ કરીને તેને વિસારી મૂકે, પુત્રનો ત્યાગ કરીને તેને પણ કાઢી મૂકે, પરંતુ પર પુરુષના પ્રેમના પ્રસંગથી તે સ્ત્રી વ્યભિચારને તજતી નથી.

पुनर्यथा

बोलै कटु वाद मर्म छेदक कुवासी सठ,
गावत पुरान सारू नेष्ट हैं कुढंग तैं।
सूचि तैं रहित जो सदीव लीन सुतिग में,
जाड्यता न छोड़ैं तेउ विधि हू के संग तैं।
निरजल थान पान करत अजा को दूध,
केर ससी फोग आक विजन प्रसंग तैं।
देश मरू देशपति तेरे जुद्ध जानौं सबै,
जाहर करन काज तोसों एही जंग तैं[१] ॥ ५१ ॥

વળી હે કુવાસી (અશુભ સ્થાને વસનાર) શઠ! તું મર્મ-સ્થાન (હૃદય) ભેદક કડવાં વચન બોલે છે. પરંતુ સાંભળ! પુરાણમાં કહ્યું છે કે મરૂ દેશનાં મનુષ્યો કુઢંગ (બેઢંગી ચાલ) થી નેષ્ટ (ખરાબ) કહેવાય છે. તેઓ હંમેશાં પવિત્રતાથી રહિત અને સૂતકમાં ડૂબેલાં હોય છે. અને તેઓને બ્રહ્માની સોબત થાય તો પણ તેઓ પોતાની અજ્ઞાનતા ન તજે. જેઓનાં સ્થળો નિર્જળ (પાણી વિનાનાં) છે, જેઓ બકરીનું દૂધ પીએ છે, અને પ્રસંગવશાત (કોઈક વખતે) શાકમાં કેરાં, સાંગરીઓ, ફોગ (ફૂલવાળો એક જાતનો છોડ જેને ઊંટ ખાય છે તે) અને

(૧) આ કવિત્ત દિલ્હી સંસ્કરણમાં મળે છે. અમારે પાસેની હસ્ત-પ્રતમાં તે નથી.

આકડો વાપરે છે. કર્ણ કહે છે કે, હે મરુદેશપતિ (મદ્રપતિ શલ્યરાજા) તારાથી આ યુદ્ધથી જાહેર કરવા માટે તારાં બધાં યુદ્ધ હું જાણું છું.

प्राकृत धनुष मेरे अर्जुन धनु अनाश,
मेरे बाण क्षीण वाके अक्षय निखंग है ।

वाके कृष्ण सारथी सदैव अनुकूल मति,
मेरे प्रतिकूल तो सो सारथी कुसंग है ।

मोकौं श्राप होय गुरु रिषी के महान हानि,
वाकौं वरदान रुद्र इन्द्र के अभंग हैं ।

अश्व रथ वैसै ना वरोबरी करौं हौं युद्ध,
ऐसो क्यों न बोलै तोकौं कोटि कोटि रंग है ॥ ५२ ॥

વળી હે શલ્ય! મારૂં ધનુષ્ય સાધારણ હોઈ નાશવાન છે. અને અર્જુનનું ધનુષ્ય નાશ ન પામે તેવું છે, મારાં બાણ ઘટી જાય તેવાં છે, અને તેના બાણોનો ભાથો તો નાશ ન પામે તેવો છે, એને હંમેશાં અનુકૂળ બુદ્ધિએ રહેનાર કૃષ્ણ સારથિ છે, અને મારે તારા જેવા વિરૂદ્ધ સારથિનો કુસંગ થયો છે, મને ગુરૂના તથા ઋષિના શ્રાપ રૂપી[1] મહા હાનિ થયેલ છે, અને એને શ્રીશંકર ભગવાનનાં તથા ઈન્દ્રનાં કદી પણ નાશ ન પામે એવાં વરદાન છે, વળી એના જેવા રથ તથા એના જેવા ઘોડા મારે નથી, તો પણ હું તેની બરોબર યુદ્ધ કરૂં છું, તેમ છતાં "તને કોટિ કોટિ રંગ છે," એવું ધન્યવાદ વચન તું કેમ બોલતો નથી?

शल्य उवाच

श्लोक

ग्राह पत्रीश सिंहैश्च, कं व्योमवनचारिसि ।
द्वेषं कृत्वा क्व गतासि, बक त्वं स्वास्थ्य मिच्छया ॥ ५३ ॥

---

(૧) એ શ્રાપની હકીકત પાછળ ચતુર્થ મયુખ, દોહા ૫૩–૫૪માં છે.

શલ્ય કહે છે કે હે કર્ણ ! પાણી, આકાશ અને વનમાં વિચરનાર ઝૂડ, ગરૂડ અને સિંહથી દ્વેષ કરીને પછી બગલો ક્યાં જઈને પોતાનું સ્વસ્થપણું ઈચ્છે ?

यथा दोहा

ग्राह खगेंद्र मृगेंद्र तैं, जल नभ वनचारीन ।
वक कित जैहै वैर करि, चहि थिर वास प्रवीन ॥ ५४ ॥

પાણી, આકાશ અને વનમાં વિચરનાર ઝૂડ, ગરૂડ અને સિંહથી વૈર કરીને શાણો બગલો પછી કયાં જઈને પોતાનો સ્થિર વાસ ઈચ્છે ? અર્થાત જળમાર્ગે જઈને બેસે તો ત્યાં તેને ઝૂડ મારી નાંખે, આકાશમાર્ગે જાય તો ત્યાં તેને ગરૂડ મારી નાંખે અને વનમાર્ગે જઈને બેસે તો ત્યાં તેને સિંહ મારી નાંખે, શલ્ય કહે છે કે હે કર્ણ ! તેમ તારૂં શાણપણુ નકામું છે.

श्लोक–अनुष्टुप

गिरिसानु पादपाग्रे, त्वं तिष्टस्युपदेशकृत् ।
प्रमत्तः सम् भवानत्र; उच्छ्रितान्मा पतिष्यसि ॥ ५५ ॥

પર્વતના શિખર ઉપરના ઝાડના અગ્રભાગે ઊભો રહી બીજાને બચાવવાનો ઉપદેશ કરતો એવો ઉન્મત્ત બનેલો તું અહીં સંભાળથી રહે, ઉચ્છૃંખળતા (સ્વચ્છંદતા)થી પડી જઈશ.

यथा दोहा

चढे अग्र गिरि शिखर तरु, अन्य बचावन काज ।
सावधान मति आप हू, गिरि जावहु महाराज ॥ ५६ ॥

બીજાને (દુર્યોધનને) બચાવવા માટે પર્વતના શિખર પર ઝાડ હોય તે પર ચડેલા હે મહારાજ ! (હે કર્ણ !) સાવધાન બુદ્ધિથી રહેજો, નહિ તો તમે પોતે જ પડી જશો.

श्लोक

भृष्टाचार सारमेयो, राज्ञा सत्कृत वानयम् ।
दुर्धरेणैव सिंहेन, समतां गंतु मिच्छति ॥ ५७ ॥

રાજાથી સત્કાર પામીને ભ્રષ્ટ આચરણવાળો હઠે ચડેલો કૂતરો દુઃખે પણ ન ધારણ થઈ શકે એવા સિંહની બરાબરીમાં આવવા ઇચ્છે છે.

यथा दोहा

भूपति तैं सत्कार लहि, श्वनीपुत्र हठ रूढ ।
करी प्रहारक सिंह तैं, समता चाहत मूढ ॥ ५८ ॥

રાજાથી સત્કાર પામીને હઠે ચડેલો બેવકૂફ કૂતરો, હાથીને મારનારા સિંહથી બરોબરી કરવા ઇચ્છે છે.

सूतपुत्र संध्या समय, घूक हु करत गलार ।
अर्जुन-रवि व्हैहै उदय, जैहै तेज तुम्हार ॥ ५९ ॥

વળી પણ શલ્ય કહે છે કે હે સૂતપુત્ર ! (કર્ણ) ઘૂવડ જેમ સાંજ સમયે કોળાટ (હર્ષ) કરે તેમ તું પણ કરે છે, પરંતુ અર્જુન રૂપી સૂર્ય ઊગશે એટલે તારૂં તેજ નાશ પામશે.

कर्णोवाच

कवित्त

आदि श्राप भयो मोकौं गुरु जामदग्नि जू को,
दूजे द्विज श्राप रथ आश्रय धरन के ।
तीजे शक्ति वासवी निशा के जुद्ध मोघ भई,
सुने समाचार हिडंवेय के लरन के ।
राधापुत्र कहै मद्रकेश मूढ देखिहै तूं,
ढांपिहैं अकाश वान कंचन परन के ।
रुद्र हू के शर्न नर मरन बचातो कै ।,
होते जो न हर्न त्रान कुंडल करन के ॥ ६० ॥

કર્ણ કહે છે કે હે શલ્ય ! પ્રથમ મારા ગુરૂ પરશુરામનો મને (શસ્ત્ર નિષ્ફળ થવારૂપ) શ્રાપ થયો છે, અને બીજો શ્રાપ રથનું ચક્ર પૃથ્વી ગળશે, એવો ઋષિનો થયો છે, ત્રીજું કારણ એ છે કે દ્રોણયુદ્ધની ચોથી રાત્રિએ મારી વાસવી શક્તિ

(ઈન્દ્રે આપેલી સાંગ) યુદ્ધમાં અર્જુનને મારવા માટે કામમાં ન આવતાં મિથ્યા થઇ અને તે ઘટોત્કચને હણનારી થઈ તે યુદ્ધના સમાચાર તેં સાંભળ્યા છે, તો પણ હે મૂઢ ! મારા સોનાના પૂંખલાવાળાં બાણ આકાશને ઢાંકશે તે તું જોઈશ, વળી મારાં કુંડળ અને બખ્તરનું (ઈન્દ્રે છળવેષે લઇ જવા રૂપ) હરણ ન થયું હોત તો અર્જુન રુદ્ર (શ્રીશંકર) ને શરણે જતાં પણ તે પોતાનું મૃત્યુ શી રીતે બચાવી શકત ? અર્થાત હું અર્જુનને મારત.

### संजय उवाच

### दोहा

संसप्तक के सैन्य कौं, कोटि कोटि है रंग ।
लीनो तहाँ फँटायकै, अर्जुन समर अभंग ॥ ६१ ॥

સંજય કહે છે હે ધૃતરાષ્ટ્ર ! સંસપ્તકના સૈન્યને કરોડ કરોડ વાર ધન્યવાદ ઘટે છે, કે જેણે એટલામાં તો (સંસપ્તકોના સ્વામી સુશર્માએ) યુદ્ધમાં ન ડગે એવા અર્જુનને કર્ણ સામેનું યુદ્ધ છોડાવીને પોતાની સામે બોલાવી લીધો.

नर कौं आवाहन कियो, सुशर्मा युध साज ।
जा पीछे जूटत भये, कुरु-पांडव जय काज ॥ ६२ ॥

સુશર્માએ યુદ્ધની તૈયારી કરીને અર્જુનને પોતાની સામે યુદ્ધ કરવા આહ્વાન ( આમંત્રણ ) કર્યું, તે પછી જય માટે કૌરવો તથા પાંડવો લડવા માંડ્યા.

इतै करन रक्षक उतै, भीमसेन रणधीर ।
कटत-मिटत नाहिन हटत, उभय सैन्य वरवीर ॥ ६३ ॥

આ તરફ કૌરવ સૈન્યમાં કર્ણ રક્ષક છે અને પેલી તરફ પાંડવ સૈન્યમાં ભીમસેન રક્ષક છે, એ રીતે બેઉ સૈન્યના શ્રેષ્ઠ વીરો કપાય છે અને નાશ પામે છે તો પણ પાછા હઠતા નથી.

## छंद मोतीदाम

भटक्कत क्रोध जुरे तेहि काल, अटक्कत एक न एक अचाल ।
चटक्कत बोलत बान कमान, हटक्कत अस्त्र शस्त्र समान ॥६४॥

તે વખતે ક્રોધના જોડાયેલા યોદ્ધાઓ યુદ્ધમાં સામસામા ચક્કર ખાય છે, તેઓ એક એકથી અટકાઈને (સામા થઈને) પણ અડગ રહે છે, ધનુષ્ય તથા બાણો ચટકાહટ (યુદ્ધને છાજતો અવાજ) ઉચ્ચારે છે, અર્થાત ચમચમાટ બોલે છે, સરખાં અસ્ત્ર શસ્ત્રો એક એકથી પાછાં હઠે છે.

रटक्कत मानहु सिंह वराह, कटक्कत आयुध दंत सनाह ।
पटक्कत जा शिर घाय प्रहार, लटक्कत सो तन ज्ञान विसार ॥६५॥

તે આયુધો (અસ્ત્રશસ્ત્રો), બખ્તરો અને યોદ્ધાઓના દાંતોનો કડકડાટ (કરડો અવાજ) થાય છે તે જાણે સિંહ અને સૂવર સામસામા ઘૂરકતા (ક્રૂર અવાજ કરતા) હોય નહિ ? વળી જેઓનાં માથાં ઘા વાગવાથી ઘવાય છે તે ધડ સાથે પટકાઈને લટકી રહે છે એટલે તેઓનાં શરીરો બેભાન થાય છે.

अटक्कत नाहिंन अंग प्रहार, सटक्कत बोल कढै तन पार ।
ठठक्कत कायर के कहि हाय, छटक्कत शस्त्र न हाथ रहाय ॥६६॥

ઘા કરીને શરીરમાં પેસતાં બાણો શરીરમાં ઠેરતાં નથી પરંતુ સમસમાટ કરતાં શરીરની આરપાર નીકળી જાય છે, કેક કાયરો હાય કહીને થડકી જાય છે, અને તેમના હાથમાં શસ્ત્ર મક્કમપણે ન રહેતાં છટકી જાય છે.

बटक्कत स्वापद आदि अनेक, गटक्कत कंक रु गिद्ध कितेक ।
भटक्कत भैरव वीर अपार, झटक्कत लेत उठाय अहार ॥६७॥

કાચા માંસનાં ખાનારાં શિયાળ વિગેરે અનેક પ્રાણીઓ માંસ ખાતાં ખાતાં બટકારા બોલાવે છે, તેમજ કેટલાંયે ગિદ્ધ તથા કંક (ગિદ્ધને મળતી જાતનાં) પક્ષીઓ માંસ ગટકે છે,

ભૈરવ તથા અપાર વીર ગણો લટક મટક કરી રહ્યા છે, અને પોતાનો ખોરાક ઝડપાવી લે છે.

सरक्कत नाहिंन मीच विहाय, ढरक्कत संचन तैं शिर काय ।
खरक्कत त्रान रु म्यान अनेक, परक्कत वान वरम्मन छेक ॥६८॥
करक्कत मानहु वीच अकाश, धरक्कत नेक न देख विनाश ।
भरक्कत वाहन भाजत दूर, फरक्कत है ध्वजदंड समूर ॥६९॥

મરણને ન ગણકારનાર વીરો મરણ સિવાય અર્થાત્ મરણાંત સુધી પણ પાછા સરકતા (હઠતા) નથી, રથોના માંચડાઓ પરથી શૂરાઓનાં ધડ તથા માથાં ઢળી પડે છે, બાણો પડકાર યુક્ત બખ્તરોને છેદે છે તે તથા અનેક મ્યાન (ભાથાં વિગેરે) અને બખ્તરોનો ખખડાટ થાય છે તે જાણે આકાશમાંથી વીજળી પડતાં કાટકા થતા હોય નહિ ? આવી રીતે વિનાશ થતો જોઇને પણ શૂરવીરો ધડકતા નથી, પરંતુ વાહનો (હાથી ઘોડાઓ) ભડકીને છેટાં ભાગે છે, અને રથોના ધ્વજદંડો મૂળ સહિત ફરકી રહ્યા છે.

सुरक्कत आवत आहव वीच, वरख्खत वान मचावत कीच ।
करख्खत कोदंड कान प्रमान, जरक्कत त्रान त्वचा अरु प्रान ॥७०॥

યોદ્ધાઓ મુરકતા (ખુશ થતા) યુદ્ધમાં આવે છે, અને બાણોનો વરસાદ વરસાવીને લોહીનો કાદવ મચાવે છે, ધનુષ્યો કાન સુધી ખેંચીને શત્રુઓનાં બખ્તરો, ચામડી અને પ્રાણોને જર્જરિત કરી નાંખે છે.

जिते तित नाचत केक कबंध, जिते तित फूटत तूटत कंध ।
जिते तित जोगनि पत्र भरंत, जिते तित अच्छर वीर वरंत ॥७१॥

જે તે સ્થળે કેટલાંક માથા વિનાનાં ધડ નાચે છે, જ્યાં ત્યાં કાંધ તૂટે છે અને ફૂટે છે, જ્યાં ત્યાં ખપ્પર યોગિનીઓ ખપ્પરો ભરે છે, જ્યાં ત્યાં શૂરાઓને અપ્સરાઓ વરે છે.

जिते तित जूटत शस्त्र विहीन, जिते तित कुंजर पिंजर खीन ।
जिते तित होत प्रहार प्रचार, जिते तित नाहिंन मानत हार ॥७२॥

જ્યાં ત્યાં શસ્ત્ર વિના યોદ્ધાઓ લડતા હતા, જ્યાં ત્યાં હાથીઓનાં હાડપિંજર ક્ષીણ થયેલાં દેખાય છે, જ્યાં ત્યાં ઘા કરવાનો પ્રચાર ચાલી રહ્યો છે. જ્યાં ત્યાં કોઇ પરાજય માનતું નથી.

जिते तित खालिय मंच लखाय, जिते तित घायल केक बकाय ।
जिते तित श्रौन-नदी उसकात, जिते तित देखत वीर बहात ॥७३॥

જ્યાં ત્યાં રથોના માંચડા ખાલી થયેલા જોવામાં આવે છે, જ્યાં ત્યાં, કેટલાય ઘાયલ થયેલા બકતા હતા, જ્યાં ત્યાં લોહીની નદીઓ ઉપડી રહી છે, જ્યાં ત્યાં વીરો તણાતા જોવામાં આવે છે.

जिते तित केश ग्रहाग्रही होय, जिते तित मल्ल ज्यों जूटत दोय ।
जिते तित हाथन लातन जुद्ध, जिते तित दांतन घातन क्रुद्ध ॥७४॥

જ્યાં ત્યાં શિરકેશની પકડા પકડી થાય છે, જ્યાં ત્યાં મલ્લની માફક બે સામસામા યોદ્ધાઓ લડે છે, જ્યાં ત્યાં અડબોથો અને પાટુઓથી યુદ્ધ થાય છે, જ્યાં ત્યાં ક્રોધવડે દાંતોના ઘા પણ કરે છે.

हँकारत वीरन कौं तिहि ओर, प्रहारत आय परैं शिर जोर ।
कहावत आप महारन शूर, न आवत आज बजायकैं तूर ॥७५॥

વીરોને વીરો તેઓની તરફ પડકારે છે. જે શિરજોરીથી સામા આવી પડે છે તેઓને ઘા કરે છે, અને કહે છે કે તમે મહા રણશૂરા કહેવાઓ છો, તો આજે રણતૂર વગાડતા જાહેર રીતે કેમ આવતા નથી ?

न पावत पूंठ रहैं भट नाम, न भावत ईश हि कौं यह काम ।
नभावत बोलत वीर सु बान, नसावत प्रान न खोवत मान ॥७६॥

જે શૂરાઓ પૂંઠે રહે છે તે વીર નામને પામતા નથી, અને

એ કામ માલિકને પણ રૂચતું નથી, જે સાચા શૂરવીરો છે તે તો બોલ્યા પ્રમાણે પોતાના બોલ નિભાવે છે, અને પ્રાણોનો નાશ થતાં પણ માન ખોતા નથી.

सहो तन बानन के हि प्रहार, रहो थित मीचहि कौं शिर धार ।
कहो मुख बोल सभा बिच क्रुद्ध, जुरो न मुरो लखि दारुन जुद्ध ॥७७॥

અને કહે છે કે હે શૂરવીરો! શરીરે બાણોના પ્રહારો સહન કરો, માથે મરણ ધારીને રણભૂમિમાં સ્થિર રહો, અર્થાત્ મરણિયા થાઓ, જે પ્રમાણે સભામાં જાહેર રીતે ક્રોધનાં વચનો તમે તમારા મોઢે કહ્યાં છે તે પ્રમાણે મક્કમપણે રહો અને ભયંકર યુદ્ધ જોઈને પાછા હઠશો નહિ પરંતુ લડ્યા કરો.

दोहा

कर्यो बिरथ सुत धर्म कौं, बान बिकल करि अंग ।
कहे करन दुर्वचन अति, हत्यो न नियम प्रसंग ॥ ७८ ॥

તેવામાં કર્ણે રાજા ધર્મને બાણોથી અંગે વ્યાકુળ કરીને રથ વિનાના કરી નાંખ્યા, અને અત્યંત ખોટાં વચનો કહ્યાં પરંતુ પોતાના નિયમ પ્રસંગને લઈ (કુંતાને વચન આપ્યું હતું તેને લઈ) જીવથી મારી નાંખ્યા નહિ.

करणोवाच

आप निपुन रिषिधर्म मैं, क्षात्रकर्म अति क्रूर ।
अग्निहोत्र संध्या करहु, लखहु जुद्ध रहि दूर ॥ ७९ ॥

કર્ણે કહ્યું કે હે ધર્મ રાજા! આપ ઋષિમુનિઓના ધર્મમાં પ્રવીણ છો અને આ ક્ષાત્રકર્મ તો અત્યંત ક્રૂર (હિંસક) છે, માટે અગ્નિહોત્ર (હોમ હવન) તથા સંધ્યા કરો, અને છેટે રહીને યુદ્ધ જોયા કરો.

संजयोवाच

बानन तैं दुर्वचन तैं, भयो दुखित सुत धर्म ।
गयो शिविर बिच द्रुपदजा, सपरश तैं भो शर्म ॥ ८० ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર! કર્ણના બાણોથી તથા દુર્વચનોથી ધર્મરાજા તન મનથી વ્યથિત થયા, અને તંબૂમાં ગયા. ત્યાં દ્રૌપદીના સ્પર્શ વડે તેઓને સંકોચ થયો.

हति त्रिगर्त की सैन्य कौं, कृष्ण सहित कौंतेय ।
भीम करन तैं भिरि रह्यो, आयो तहाँ अजेय ॥ ८१ ॥

તે પછી ત્રિગર્તપતિ (સુશર્મા)ના સૈન્યનો નાશ કરીને શ્રીકૃષ્ણ સહિત અજીત (કોઈથી ન જીતાય તેવો) અર્જુન, જ્યાં ભીમસેનથી કર્ણ લડી રહ્યો હતો ત્યાં આવ્યો.

छंद पद्धरी

तित पर्यौं दुसासन भीम द्रष्ट, भो शोक सुमरि त्रिय पूर्व कष्ट ।
ध्वज काटि प्रथम पुनि धनुष छेदि, रथ चतुर अश्व हति वर्म छेदि ॥८२॥
पुनि केशजूट ग्रहि महि पछारि, करनादि लखत तव पुत्र मारि ।
उर फारि कर्यो रत उष्ण पान, विकराल रूप राकस विधान ॥८३॥

તે વખતે દુઃશાસન ભીમસેનની દષ્ટિએ પડ્યો, એટલે દ્રૌપદીનું પૂર્વકષ્ટ યાદ થવાથી ભીમસેનને ખેદ થયો, પછી હે મહારાજા! તેણે પ્રથમ દુઃશાસનનો ધ્વજદંડ કાપી નાખ્યો, પછી તેનું ધનુષ્ય કાપી નાખ્યું, રથના ચાર ઘોડા મારી નાંખ્યા અને બખ્તર છેદીને પછી વાળનો જૂડો પકડી પૃથ્વી પર પછાડ્યો, અને કર્ણ વિગેરે જોતાં રહ્યા છતાં તમારા પુત્ર (દુઃશાસન)ને મારીને તેનું હૃદય ચીરી ભીમસેન તેનું ઊનું લોહી પીવા લાગ્યો, તે વખતે ભીમસેનનું રાક્ષસ જેવું ભયંકર રૂપ થયું.

श्रीकृष्ण असंभव कहत सोय, पीबो रत बांधव क्रूर होय ।

भीमसेन उवाच

मांसादि भखत लगे अस्ति घात, निज ताहि रुधिर सब निगलि जात ॥८४॥
निज रक्त भ्रात रत कहा भेद, यातैं न कृष्ण कछु करहु खेद ।
पुनि उभय सैन्य प्रति बदत बैन, जुत कृष्ण सुनहु यों भीमसेन ॥८५॥

તે જોઈને શ્રીકૃષ્ણ ભીમસેનને કહેવા માંડ્યા કે હે ભીમસેન!

આવી રીતે ક્રૂર થઈને ભાઈનું લોહી પીવું એ અસંભવિત છે. ત્યારે ભીમસેને કહ્યું કે માંસ વિગેરેને ખાતાં પોતાના મોંમાં હાડકાનો ઘા વાગે છે અને લોહી નીકળે છે તે પોતાનું લોહી પોતે ગળી જાય છે તો પછી પોતાના લોહીમાં અને ભાઈના લોહીમાં શો ભેદ છે? માટે હે કૃષ્ણ! આપ તે બદલ કાંઈ ખેદ કરશો નહિ, પછી બેઉ સૈન્ય પ્રત્યે ભીમસેન એમ કહેવા માંડયો કે હે બેઉ સૈન્યવાળા! તમે શ્રીકૃષ્ણ સહિત સાંભળો.

### भीमसेन उवाच

#### कवित्त

द्रौपदी के ऐंचे केश ता दिन उठी विशाल,
ज्वाल की कराल माल रोमरोम दाग्यो है ।
भीमसेन कहै नाथ सुनिहौ हमारी गाथ,
आज लौं सचो न चैन महा क्रोध जाग्यो है ।
दुसासन मारि याकौं पुहवी पछारि फारि,
वक्षस्थल रक्त पियो तातैं दुख भाग्यो है ।
दुष्टन के लोहु को कहोगे कोउ स्वाद कैसो,
नागलोक सुधा पियो तातैं ज्यादा लाग्यो है ॥ ८६ ॥

જે દિવસે દુષ્ટ દુઃશાસને દ્રૌપદીના શિરકેશ ખેંચ્યા હતા તે દિવસથી ઊઠેલી મહા વિકરાળ જ્વાળમાળાથી મારાં રૂંવાટે રૂંવાટાં બળી ગયાં છે, ભીમસેન કહે છે કે હે નાથ! આપ અમારી વાત સાંભળો, મને જ્યારથી મહાક્રોધ જાગ્રત થયો ત્યારથી આજ સુધીમાં ચેન પડ્યું નથી. એટલે હવે દુઃશાસનને પૃથ્વી પર પટકી મારીને તેનું વક્ષઃસ્થળ (છાતી) ફાડીને લોહી પીધું તેથી મારૂં દુઃખ નાશ પામ્યું છે. કોઈ કહેશો કે, દુષ્ટોના લોહીનો સ્વાદ કેવો છે? તો તે માટે કહું છું કે, મેં નાગલોકમાં અમૃત પીધું હતું એનાથી પણ આના લોહીનો સ્વાદ વધારે મીઠો છે. (આ છેવટના વાકયમાં ભીમસેને પોતાને "કૌરવોએ ઝેર આપ્યું" એ સ્મરણ કરાવ્યું છે.)

ऊख को पियूख को न चंद की मयूख को त्यों,
चाह्यो भक्ष भूख को न चाहत हौं जिनकौं ।
पृथा माता दुग्ध हू तैं ज्यादा शत्रु श्रौनपान,
और का बताउँ स्वाद याद मोर मन कौं ।
कर्नादिक बीर कौं बकारि कह्यो रक्षा कीजे,
रुधिर निकारि पियो पूर्ण कियो पिन कौं ।
भार गयो द्रौपदी तैं उरुण अबार भयो,
कह्यो यों पुकारिकै डकारि दुसासन कौं ॥ ८७ ॥

વળી શેરડીના સાંઠાનો, અમૃતનો, અને ચંદ્રમાના કિરણોનો પણ એવો મીઠો સ્વાદ નથી, વળી કહે છે કે ભૂખમાં ભોજન મીઠું લાગે છે પરંતુ હું તો તે ભૂખના ભોજનના સ્વાદને પણ ચાહતો નથી. મારી કુંતા માતાનું મેં દૂધ પીધું છે તેનાથી પણ આ શત્રુનું લોહી પીવામાં મને વધારે સ્વાદ આવ્યો છે. હવે હું બીજો કયો સ્વાદ બતાવું? કેમ કે તેનો અનુભવ મારા મનને જ યાદ છે. વળી કર્ણ વિગેરે વીરોને પડકારીને કહ્યું કે તમે સૌ દુઃશાસનની રક્ષા ભલે કરોને? પણ મેં તો તેનું લોહી કાઢીને પીધું અને સારૂં પણ પૂરૂં કર્યું; તેથી હવે મારે માથેથી દ્રૌપદીના ઋણનો બોજો ટળી ગયો અને હું ઉઋણ (ઋણ મુક્ત) થયો, એમ દુઃશાસનના લોહીનો ઓડકાર લાવીને ભીમસેને સહુને ઉતાવળે અવાજે કહ્યું.

## कवि कथन

### दोहा

श्रौन पियत रन शत्रु को, दरसत भीम अनूप ।
कहि राकस सब चख ढकत, लख्यो न जाइ स्वरूप ॥ ८८ ॥

ભીમસેન રણમાં શત્રુનું લોહી પીતાં ઉપમા રહિત દેખાય છે. સૌ કોઈ તેને રાક્ષસ કહીને આંખો મીંચે છે, કેમ કે તે વખતનું તેનું સ્વરૂપ જોયું જતું નથી.

दुस्यासन के हृदय तैं, सबै कुटिलता शोध ।
वायुतनय कुटिलान कौं, मनहु दिखावत वोध ॥ ८९ ॥

ભીમસેન દુઃશાસનનું લોહી પીતો હતો ત્યારે દુઃશાસનના હૃદયની સર્વ કુટિલતા (નીચતા) ને શોધીને જાણે તે કુટિલોને (અધમજનોને) બોધ આપતો હોય નહિ? અર્થાત અધમપુરૂષોની અંતે આવી દશા થાય છે એમ સમજણ આપતો હોય નહિ? (એવો દેખાવા માંડ્યો.)

संजयोवाच

भिरे चतुर्दश पुत्र तव, अग्रज वध लखि और ।
भीम गदा तैं छिनक मैं, गये दुसासन ठौर ॥ ९० ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર! દુઃશાસનનો ભીમસેને વધ કર્યો તે જોઈને તમારા બીજા ચૌદ પુત્રો ભીમસેનથી લડ્યા તે પણ ભીમસેનની ગદાથી ક્ષણ વારમાં જમલોકમાં દુઃશાસન પાસે પહોંચી ગયા.

इति त्रयोदश मयूख ।

## चतुर्दश मयूख

### कर्णपर्व (उत्तरार्द्ध)

अर्जुन के द्रष्ट न पर्यो, धर्मपुत्र ध्वजदंड ।
कह्यो भीम तैं शोधि करि, कित हैं नृप बलबंड ॥ १ ॥

દુઃશાસનનો વધ થયા પછી અર્જુને રણભૂમિમાં જોયું, પરંતુ રાજા ધર્મનો ધ્વજાદંડ તેની નજરે પડયો નહિ ત્યારે તેણે ભીમસેનને કહ્યું કે હે ભાઈ! બળવાન એવા ધર્મરાજા ક્યાં છે? તેની શોધ કરો.

### भीमोवाच

मो अरि भग्गल मानिहैं, तुम ही शोधहु तात ।
आयो डेरन वीच रथ, लखि नृप चित हरखात ॥ २ ॥

તે સાંભળી ભીમસેને કહ્યું કે હે ભાઈ! શત્રુઓ મને "ભાગી ગયો" એમ માનશે માટે તમે જ શોધો, તે સાંભળીને અર્જુન રથમાં બેસીને તંબૂએ આવ્યો, અર્જુનનો રથ આવ્યો જોઈને યુધિષ્ઠિર હર્ષાયમાન થયા.

### धर्मोवाच

#### कवित्त

जाके डर ही तैं मोकौं तीन दश संवत्सर,
नीके निद्रा आई नाहिं ताहि मारि आयो तूं ।
जाके आगे चार दिगपालन को विजै नाहिं,
ताहि सूतपुत्र कौं मिटाय यश पायो तूं ।
तीन लोक बीच तीन काल मैं न ऐसो कोउ,
तैसो धनुधारी लोक लोक में कहायो तूं ।
युधिष्ठिर कहै धन्य भाग्य है बधाई आज,
सारथी समेत अद्‌भूत जश लायो तूं ॥ ३ ॥

યુધિષ્ઠિર બોલ્યા હે અર્જુન! જેના ડરથી મને તેર વર્ષ

સુધી સારી રીતે ઊંઘ આવી નથી તેને મારીને તું આવ્યો. જેની આગળ ચાર દિગ્પાળો પણ વિજય ન પામે તે કર્ણને મારીને તું યશ પામ્યો. ત્રણે લોકમાં અને ત્રણે કાળમાં કોઈ તારા જેવો નથી, એવો ધનુષ્યધારી તું સર્વ લોકમાં કહેવાયો. શ્રીકૃષ્ણ સહિત તું આજે અદ્ભુત જશ લાવ્યો તે ધન્યભાગ્ય રૂપી વધાઈ છે.

## अर्जुनोवाच

आपकी ध्वजा को दंड नजर पर्यो न भीम,
नत्र्यो शत्रुनिंदा तैं निहारिबे कौं आयो मैं ।
अब लौं है विद्यमान मारै कर्न सोमकान,
अबी देखि आयो भीमसेन को पठायो मैं ।
आपकौं कुशल देखि रावरो हुकम पाय,
पायहौं विजय मारि केउ विजै पायो मैं ।
इन्द्र को जरायो वन रुद्र कौं रिझायो ऐसे,
नाना युद्ध जीति देवदत्त कौं वजायो मैं ॥ ४ ॥

રાજા ધર્મનાં વચનો સાંભળીને અર્જુને કહ્યું કે હે મહારાજ! આપની ધ્વજાનો દંડ મારી નજરે પડ્યો નહિ, અને શત્રુઓ નિંદા કરે તેની શંકાને લીધે ભીમે અહીં આવવા ના પાડી તેથી આપને જોવા માટે હું આવ્યો છું. કર્ણ તો હજી હયાત છે, સોમકોને મારે છે. ભીમસેનનો મોકલેલો હું હમણાં જ જોઈને અહીં આવ્યો છું. હવે આપને કુશળ જોઈને આપની આજ્ઞા પામીને હું વિજય મેળવીશ, જેમ પૂર્વે કેટલાયે શત્રુઓને મારીને વિજય પામ્યો છું. મેં ઇંદ્રનું ખાંડવવન બાળ્યું છે. વળી યુદ્ધમાં શ્રીશંકર ભગવાનને પણ રીઝવ્યા છે. એમ વિવિધ પ્રકારે યુદ્ધ જીતીને મેં જયધ્વનિ માટે દેવદત્ત શંખ વગાડ્યો છે. (એ આપથી છાનું નથી.)

धर्मोवाच

पृथा के प्रसूत तेरो भयो सात द्यौस पाछे,
भई व्योम बानी यो अनाथन कौं पारिहै ।
जीतिहै त्रिलोक अभै करिहै अमर ओक,
या तैं कौन जीतै भूमिभार कौं उतारिहै ।
देवबानी मिथ्या भई तूं न कन्या भई काहे ?
जुद्ध छोरि आयो शत्रु देखि का उचारिहै ।
कृष्णादिक और कौं तिहारो धनु सौंपि देहु,
यहां बैठो देखि ! राधापुत्र कौं तूं मारिहै ॥ ५ ॥

અર્જુનનાં વચનો સાંભળી રાજા ધર્મ ક્રોધયુક્ત બોલ્યા કે હે અર્જુન ! કુંતામાતાને પેટથી તારો જન્મ થયે સાત દિવસ થયા પછી આકાશવાણી[1] થઈ કે આ અર્જુન અનાથો (નધણિયાતાઓ)ને પાળશે, ત્રણે લોકને જીતશે, દેવતાઓના સમૂહને નિર્ભય કરશે, આનાથી કોઈ જીતશે નહિ, અને એ ભૂમિનો ભાર ઉતારશે. એ દેવવાણી વ્યર્થ થઈ. હે અર્જુન ! તું કન્યા કેમ ન થયો ? તું યુદ્ધ છોડીને અહીં આવ્યો તે જોઈને શત્રુઓ તને શું કહેશે ? (તેનો તેં કાંઈ ખ્યાલ કર્યો.) એટલે હવે તું કૃષ્ણ વિગેરે બીજાઓને તારું ધનુષ્ય સોંપી દે, અને અહીં બેઠો બેઠો યુદ્ધ જો, એ તો કર્ણને તું મારીશ (તે મેં જાણ્યું !) અર્થાત્ તારાથી શું બનશે ?

कविवचन

यों सुनि कियो विकोश असि, जेष्ठबंधु वध काज ।
कृष्ण कहै शत्रु न निकट, यहै कौन गति आज ॥ ६ ॥

એ પ્રમાણે વચનો સાંભળીને અર્જુને મોટાભાઈ (યુધિષ્ઠિર)ને મારવા માટે મ્યાનમાંથી તરવાર કાઢી તે જોઇ શ્રીકૃષ્ણે

(૧) શતશૃંગ પર્વત (હિમાલય) પર આકાશવાણી થઇ હતી. (જુઓ આદિપર્વ, અધ્યાય ૬૮, શ્લોક ૧૦ થી ૧૫)

કહ્યું કે આટલામાં કોઈ શત્રુ નથી અને આજ આ (તરવાર તાણી તે) શી સ્થિતિ છે?

अर्जुन उवाच

कोउ मोकौं सन्मुख कहै, डारि देहु धनु बान ।
मेरो नेम अखंड है, सद्य हरौं तेहि प्रान ॥ ७ ॥

શ્રીકૃષ્ણે કહ્યું તે સાંભળી અર્જુને કહ્યું કે કોઈ મારી સામે મને કહે કે "તારાં ધનુષ્યબાણ ફેંકી દે," તે સાંભળીને હું તરત જ તેના પ્રાણ હરૂં એવું મારૂં અખંડિત બિરદ છે.

कहे आपके सुनत सोइ, धर्मपुत्र दुर्वाद ।
जिय को जय को राज्य को, मिट्यो मोर अहलाद ॥ ८ ॥

હે શ્રીકૃષ્ણ! આપના સાંભળતાં મને ધર્મરાજાએ એવાં દુર્વચનો કહ્યાં તેથી મારો જીવનો, જયનો અને રાજ્યનો આનંદ મટી ગયો.

धर्मराज कौं मारिहौं, रखन प्रतिज्ञा मोर ।
फिर मेरो जीवन कहाँ, तजिहौं प्रान वहोर ॥ ९ ॥

એટલે હવે હું મારી પ્રતિજ્ઞા સાચવવા સાટે ધર્મરાજાને મારીશ, પછી મારૂં જીવન શા કામનું? એટલે તેઓની પાછળ હું પણ મારા પ્રાણનો ત્યાગ કરીશ.

श्रीकृष्णोवाच

कहे धर्म दुर्वाद तोहि, क्रोध वढावन काज ।
कोप्यो अर्जुन करन कौं, अवसि मारिहै आज ॥ १० ॥

તે સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે હે અર્જુન! ધર્મરાજાએ તો તને ક્રોધ વધારવા સાટે દુર્વચનો કહ્યાં છે, કેમકે તેઓને ખાતરી છે કે કોપેલો અર્જુન અવશ્ય આજે કર્ણને મારશે.

कहे सँमुख दुर्वाद रे, तूं संबोधन नीच ।
गुरुजन को विनु शस्त्र तैं, वद्ध कहत श्रुति वीच ॥ ११ ॥

તેથી તારે તારો નિયમ સાચવવો હોય તો તું તેઓની

સામે "રે! તું!" એવાં નીચ સંબોધન વડે દુર્વાદ કહે, કેમકે તેમ કહેવું એ વડીલનો વિના શસ્ત્રે વધ થયો ગણાય, એમ શ્રુતિ (વેદ)માં કહ્યું છે.

अर्जुन उवाच

कवित्त

जुधि स्थिर तेति ताकौं कहत युधिष्ठिर सो,
आप यों पधारे युद्ध धीरता कहाँ रही ।
आपतैं कनिष्ठ क्षात्रधर्म तैं गरिष्ठ भीम,
मोकौं जो कहै तो कहौ वाहू ऐसी ना कही ।
आपके अभाग खोयो पिता को विभाग कीनी,
त्याग बंधु चारौं जीति दिशा चार की मही ।
रावरी ये भूल होत वंश निरमूल कही,
आपकी कबूल राखि शूल आज लौं सही ॥ १२ ॥

તે સાંભળીને અર્જુને યુધિષ્ઠિરને કહ્યું કે યુદ્ધમાં જે ધીરજ ધરે તેને 'યુધિષ્ઠિર' કહે છે, પરંતુ આપ તો અહીં પધાર્યા પછી યુદ્ધની સ્થિરતા ક્યાં રહી? આપનાથી નાનો ભીમસેન કે જે ક્ષાત્રધર્મમાં ગૌરવ ધરાવનાર છે તે મને કાંઈ પણ કહે તો ભલે કહે પણ તેણે તો મને આવું (તમે કહ્યું તેમ) કહ્યું નથી. આપના દુર્ભાગ્યે અમે પિતાનો ભાગ પણ ખોયો, અને ચારે ભાઈઓએ જે ચારે દિશાઓની પૃથ્વી જીતી હતી તેનો પણ ત્યાગ કર્યો, એ તમારી ભૂલથી વંશનું નિર્મૂળ થાય છે. આપે જે જે કહ્યું તે તે કબૂલ રાખીને અમે આજ સુધી દુઃખ સહન કર્યું છે.

दोहा

यों कहि ऐंच्यो खड्ग पुनि, समझि पिता वध पाप ।
आपघात कौं कृष्ण कहै, बहुरि करत कहा आप ॥ १३ ॥

એમ કહીને વિના શસ્ત્રે વડીલનો વધ થવારૂપ પાપ સમજીને

અર્જુને આપઘાત કરવા માટે તરવાર તાણી તે જોઈ શ્રીકૃષ્ણે કહ્યું કે હે અર્જુન ! વળી પાછું આ શું કરો છો ?

अर्जुनोवाच

भो मोहि अग्रज भ्रात को, विना शस्त्र वध पाप ।
कैसे राखौं देह कौं, आगे प्रेरक आप ॥ १४ ॥

તે સાંભળી અર્જુને કહ્યું કે મને મોટાભાઈનો વિના શસ્ત્રે વધ થયાનું પાપ લાગ્યું, એટલે હું મારો દેહ કેમ રાખું ? હવે આગળ આપ પ્રેરણા કરો તેમ કરૂં.

श्रीकृष्णोवाच

आप करै जश आपको, आपघात सम साच ।
जीवन मृत गनि अपजशी, स्वायंभू मनु वाच ॥ १५ ॥

ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે પોતાનો જશ પોતાના મોંઢે પોતે કહે તે ખરેખર આપઘાત બરાબર છે અને અપજશી ( કલંકિત ) જીવન મરવા જેવું જ ગણાય છે એ સ્વયંભૂ મનુનાં ( મનુ-સ્મૃતિનાં ) વાક્યો છે.

अर्जुन उवाच

छप्पय

एक धनुप गांजीव, विजय किय इंद्र सुरासुर ।
एक धनुष गांजीव, प्रगट किय अभय अमरपुर ॥
एक धनुप गांजीव, करी दिग्विजै हतेउ खल ।
एक धनुप गांजीव, दलेउ दुर्योधन को दल ॥
विनु सैन्य एक गांजिव धनुप, केउ शत्रु खंडन करिय ।
करि क्रोप सौंपि धनु और कौं, आप कहा इह उचरिय ॥ १६ ॥

તે સાંભળીને અર્જુન ધર્મરાજા પ્રત્યે કહેવા માંડ્યા કે મેં એક ગાંડીવ ધનુષ્યથી ઇંદ્ર અને દેવતાઓ તથા રાક્ષસો સામે વિજય મેળવ્યો છે, એક ગાંડીવ ધનુષ્યથી પ્રસિદ્ધ રીતે સ્વર્ગને નિર્ભય કર્યું છે, એક ગાંડીવ ધનુષ્યથી દિગ્વિજય કરીને દુષ્ટોને

આર્યા છે, એક ગાંડીવ ધનુષ્યથી દુર્યોધનનું સૈન્ય નાશ કર્યું છે, વળી મેં સૈન્ય વિના પણ એક ગાંડીવ ધનુષ્યથી કેટલાયે શત્રુઓનો નાશ કર્યો છે, તો હે ધર્મરાજા ! આપ કોપ કરીને મને મારું ધનુષ્ય બીજાને સોંપી દેવાનું કહો છો તે આપ એ શું બોલો છો ?

### दोहा

ए सुनि दुर्वच अनुज के, किय नृप बन दिशि गौन ।
ताके पद गहि कृष्ण कहि, कह नृप यह गति कौन ॥ १७ ॥

એ પ્રમાણે નાનાભાઈ (અર્જુન)નાં દુર્વચનો સાંભળીને ધર્મરાજાએ વન તરફ ગમન કરવા માંડયું, તેઓના પગ પકડીને શ્રીકૃષ્ણે કહ્યું કે હે ધર્મરાજા ! કહો આ શી ગતિ છે ?

### धर्मोवाच

मैं दुर्व्यसनी भाग्यहत, दुखदायक कुल केर ।
ये नृप हौ मैं तप करिहौं, भ्रात कहत सत टेर ॥ १८ ॥

ત્યારે રાજા ધર્મે કહ્યું કે હું ભાગ્યહીણ, દુર્વ્યસની અને વંશને દુઃખ દેનારો છું, એટલે અર્જુન ભલે રાજા થાય અને હું હવે તપ કરીશ, મને એ મારો ભાઈ ખરેખર પોકારીને કહે છે.

### श्रीकृष्णोवाच

तेरी तेरे बंधु की, मृत्यु बचावन आज ।
रखन प्रतिज्ञा विजय की, किये मोर गनि काज ॥ १९ ॥

તે સાંભળીને શ્રીકૃષ્ણે કહ્યું, કે હે ધર્મરાજા ! આજે તમારું અને અર્જુનનું મૃત્યુ બચાવવા અને અર્જુનની પ્રતિજ્ઞા સાચવવાનું મારું કાર્ય છે એમ જાણીને એ કાર્ય મેં કર્યું છે.

कंठ लगावहु अनुज कौं, मम जुत आज्ञा देहु ।
निष्कंटक सब भूमि को, राज विजय जश लेहु ॥ २० ॥

માટે હે ધર્મરાજા ! હવે કંઠે કંઠ મિલાવી અર્જુનથી ભેટો

અને મારા સહિત યુદ્ધમાં જવાની આજ્ઞા આપો તથા વિજય જશ. સો અને શત્રુસહિત સાર્વભૌમ રાજ્ય કરો.

धर्मोवाच

धर्मपुत्र कहे आप से, जिनके नाथ कृपाल ।
तिनके विन्नसै छिनक मैं, क्यौं न विघन के जाल ॥ २१ ॥

તે સાંભળીને ધર્મરાજાએ કહ્યું કે હે શ્રીકૃષ્ણ ! જેને આપ કૃપાવંત સાનુકૂળ છો, તેના વિઘ્નોનો સમૂહ ક્ષણવારમાં કેમ નાશ ન થાય ? અર્થાત તેનાં વિઘ્નો નાશ પામે જ.

संजय उवाच

मिले परस्पर हर्षरस, ढरत अश्रु दोउ भ्रात ।
कहत युधिष्ठिर क्षमहु मम, होहु विजय तव तात ॥ २२ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! એમ કહીને રાજા ધર્મ તથા અર્જુન એ બેઉ ભાઈ પરસ્પર હર્ષરસનાં ઢળતાં આંસુથી મળ્યા, અને રાજા ધર્મે કહ્યું હે ભાઈ! મને ક્ષમા કર; તારો વિજય થાઓ.

कहि अर्जुन मेरी क्षमहु, मात पिता गुरू नाथ ।
ऐसे दुर्वच आपकौं, अब लौं कहे न पाथ ॥ २३ ॥

તે સાંભળી અર્જુને કહ્યું કે હે ધર્મરાજા! આપ માવતર રૂપી વડીલ સ્વામી છો માટે મારી ભૂલની પણ આપ ક્ષમા કરો, આવાં દુર્વાક્ય મેં (અર્જુને) આપને હજી સુધી કહ્યાં નથી.

कै दुर्योधन आपकी, विजय आश मिटि जाहु ।
कै राधा कुंता तथा, पुत्र शोक बिललाहु ॥ २४ ॥

હે મહારાજ ! હવે કાં તો દુર્યોધનની અથવા તો આપની વિજયની આશા મટી જશે, અને કાં તો રાધા અથવા તો કુંતા પુત્રના શોકમાં વ્યાકુળ થશે.

कै सुभद्रा अहवात अब. मिटि जैहै ततकाल ।
तथा करन की त्रियन कौं, भूपन व्है हैं साल ॥ २५ ॥

વળી કાં તો હવે સુભદ્રાનું સૌભાગ્ય તત્કાળ નાશ પામશે અથવા તો કર્ણની સ્ત્રીઓને ઘરેણાં સાલ રૂપ થશે અર્થાત્ તેમનું સૌભાગ્ય નાશ પામશે.

धारि सुदर्शन कहत हरि, नर तैं मरै न आज ।
तो मैं हतिहौं नियम तजि, करन हि कौं तत्र काज ॥ २६ ॥

સુદર્શનચક્ર ધારણ કરીને શ્રીકૃષ્ણ કહે છે કે હે ધર્મરાજા! જો આજે અર્જુનથી કર્ણ નહિ મરે તો તમારા માટે હું મારો નિયમ તજીને પણ કર્ણને મારીશ.

यों कहि रथ आरुढ भये, भये शुकुन सुखमूल ।
अनमित उलकापात जे, करन हि कौं प्रतिकूल ॥ २७ ॥

એમ કહીને શ્રીકૃષ્ણ તથા અર્જુન રથમાં બિરાજમાન થયા. ત્યારે તેઓને સુખના મૂળરૂપી સારા શુકન થયા, અને કર્ણને અવળા એવા ઉલ્કાપાત ( વજ્રપાત ) રૂપી અપશુકન થયા.

भीम कहै या समय जो, वीर कपिध्वज होय ।
मरै दुष्ट राधातनय, डरै सुयोधन रोय ॥ २८ ॥

તે વખતે ભીમસેન કર્ણની સામે લડતો હતો તેવામાં પોતાના સારથિને ભીમસેને કહ્યું કે, જો આ વખતે અર્જુન અહીં હોય તો દુષ્ટ કર્ણ મરે, અને દુર્યોધન રોઈને ત્રાસ પામે.

मोर जुद्ध तैं श्रमित यह, मिरै विगत श्रम पाथ ।
दुर्योधन की सैन्य सब, अब ही होय अनाथ ॥ २९ ॥

વળી આ કર્ણ મારી સામે લડીને થાક્યો છે, અને અર્જુન હાલમાં યુદ્ધના પરિશ્રમ વિનાનો છે, તેથી કર્ણની સામે લડે તો દુર્યોધનની તમામ સેના હમણાં જ નધણિયાતી થાય, અર્થાત સેનાપતિ વિનાની થાય.

कवित्त

कहे है त्रिलोक नाम सारथी महारथी तैं,
स्यंदन की नेमी तैं भू धूजत धुकात है ।

देवदत्त पांचजन्य गांजीव की घोष ही तैं,
सैंन्य कौरवी के प्रान पंछी उडि जात हैं ।
स्पर्श न कियो है शस्त्र आज लौं मुकुंद अब,
कर्न प्रान कर्षन सुदर्शन सुहात है ।
महा मेरु कंदर सी देखि ध्वज अंदर त्यों,
मंदरगिरि सो भीम वंदर दिखात है ॥ ३० ॥

તે સાંભળી વિશોક નામનો સારથિ મહારથી ભીમસેન પ્રત્યે બોલ્યો કે, જેના રથના આરાઓના ગડગડાટથી પૃથ્વી ધ્રૂજે છે, અને ધબકારા મારે છે. જેઓના દેવદત્ત તથા પાંચજન્ય શંખના અને ગાંડીવ ધનુષ્યના અવાજથી કૌરવી સેનાના પ્રાણો રૂપી પક્ષીઓ ઊડી જાય છે. વળી આજ સુધી શ્રીકૃષ્ણે શસ્ત્રને। સ્પર્શ કર્યો નથી તેઓના હાથમાં કર્ણના પ્રાણને ખેંચનારૂં સુદર્શનચક્ર શોભે છે. જુઓ, મહામેરૂની ગુફા જેવી આ અર્જુનની ધ્વજામાં મંદરાચળ જેવો ભયંકર બંદર (વાનરપતિ) દેખાય છે.

दोहा

कह्यो सारथी तैं रथी, देहुँ चतुर्दश ग्राम ।
यहै वधाई वीच ही, और गजादि इनाम ॥ ३१ ॥

તે સાંભળીને ભીમસેને પોતાના સારથિને કહ્યું કે આ વધાઈના પેટામાં હું તને ચૌદ ગામ તથા બીજા હાથી વિગેરે ઈનામમાં આપું છું.

( संजयोवाच )

जुरे कर्न अर्जुन जवहि, कुटिल दृष्टियुत क्रुद्ध ।
ढांक्यो व्योम विमान तैं, सुरन निहारत जुद्ध ॥ ३२ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! (તે વખતે અર્જુન રણભૂમિમાં આવી પહોંચ્યો અને) જ્યારે કર્ણ તથા અર્જુન ક્રોધ સહિત વાંકી દૃષ્ટિ વડે લડવા માંડ્યા, ત્યારે આકાશ વિમાનોથી ઢંકાઈ ગયું અને દેવતાઓ તે બેઉનું યુદ્ધ જુવે છે.

शल्योवाच

जो व्हैहै कपिकेतु तैं, करन मरन विधि कोय ।
तो हतिहौं कपिकेतु कौं, मैं सेनापति होय ॥ ॥ ३३ ॥

તેવામાં શલ્યરાજાએ શ્રીકૃષ્ણ પ્રત્યે કહ્યું કે, જો અર્જુનથી કોઈ પણ પ્રકારે કર્ણનું મરણ થશે તો હું સેનાપતિ થઈને અર્જુનને મારીશ.

श्रीकृष्णोवाच

जो कदाचि कर करन के, होय धनंजय पात ।
करिहौं शत्रु अजात कौं, शिघ्र हि शत्रु अजात ॥ ३४ ॥

તે સાંભળીને શ્રીકૃષ્ણે કહ્યું કે, કદાપિ કર્ણને હાથે અર્જુનનો વધ થશે તો હું અજાતશત્રુને (યુધિષ્ઠિરને) તરત જ શત્રુરહિત કરીશ.

( संजय उवाच )

हत्यो विजय वृषसेन कौं, पितु समीप करि क्रोध ।
करन करन कौं प्रथम ही, पुत्रशोक को बोध ॥ ३५ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! તે પછી કર્ણને પ્રથમ પુત્રશોકનો બોધ કરવા માટે અર્જુને ક્રોધ કરીને પિતાની (કર્ણની) પાસે રહેલા વૃષસેન (પુત્ર) ને માર્યો.

छप्पय छंद

इतै कृष्ण सारथी, उतै मरुदेश नरेश्वर ।
इत गांजिव टंकार, उत धनु विजय शब्द कर ।
इत ध्वज कपि की गर्ज, उतै गज कक्ष भयंकर ।
इत उत स्वेत हि अश्व, इतै इंद्रादि सकल सुर ।
उत भानु आदि तमयोनि सब, इच्छत विजय विवादरत ।
इन वीच असंभव जय उभय, कितेक लखि ऐसे कहत ॥ ३६ ॥

અહીં (અર્જુનની તરફ) શ્રીકૃષ્ણ સારથિ છે. ત્યાં (કર્ણ તરફ) મદ્રરાજ (શલ્યરાજા) સારથિ છે. અહીં ગાંડીવ ધનુષ્યનો ટંકાર થાય છે, ત્યાં વિજય નામનું ધનુષ્ય અવાજ કરે છે.

અહીંની ધ્વજામાં કપિ (વાનરરાજ)ની ગર્જના છે. ત્યાંની ધ્વજામાં ભયંકર હાથીની કમર કસવાના દોરનું ચિહ્ન છે.[1] અહીં અને ત્યાં બેઉ સ્થળે ધોળા ઘોડાઓ રથે જોડેલા છે. અહીં ઇંદ્ર વિગેરે દેવતાઓ અને ત્યાં સૂર્ય વિગેરે તથા તમયોનિ (પિતૃઓ) ઓ સર્વ વિવાદમાં આસક્ત થઈને જીત થવાની ઇચ્છા રાખે છે.[2] તેમાં કેટલાક તો તે યુદ્ધ જોઈને કોનો જય થશે એમ અસંભવ (સંભાવ રહિત) વિવાદ કરતા હતા.

इत अभिमन दुख दुसह, उतैं वृषसेन दुसह दुख ।
इत द्रुपदा दुर्वाद, उतैं वधु बंधन की रुख ।
करि समरन जुत क्रोध, चले गन बान भयंकर ।
नभ आच्छादित भयो, कटत दोउ सैन्य वीरवर ।
यह महारथी दोउ सारथी, भये वसंत पलास सम ।
कहै देव किरीटी पूर्ण धन, करन धन्य कोउ कहत इम ॥ ३७ ॥

અહીં અભિમન્યુના મરણનું દુઃસહ દુઃખ છે. ત્યાં વૃષ-સેનના મરણનું દુઃસહ દુઃખ છે. અહીં દ્રૌપદીનાં દુર્વાક્યો અને ત્યાં ભાઈઓની સ્ત્રીઓનો (રંડાપાનો) રોષ, એ રીતે બેઉ તરફથી બેઉને સ્મરણ થવાથી ક્રોધ સહિત બેઉ વીરોનાં ભયંકર બાણું ચૂથ ચાલવા માંડયાં. તેથી આકાશ ઢંકાઈ ગયું અને બેઉ સૈન્યના યોદ્ધાઓ કપાય છે. આ બેઉ મહારથીઓ તથા બેઉના સારથિઓ વસંતઋતુના ખાખરાના જેવા રક્તવર્ણા લોહીલુહાણ થયા, દેવતાઓ અર્જુનને સંપૂર્ણ ધન્યવાદ આપે છે અને એ પ્રમાણે કોઈ કોઈ દેવતાઓ કર્ણને પણ ધન્યવાદ આપે છે.

---

(૧) કર્ણના ધ્વજદંડમાં હાથીની સાંકળનું ચિન્હ હતું (કર્ણપર્વ, અધ્યાય ૯૧).

(૨) અર્જુન ઇન્દ્રનો પુત્ર હોવાથી ઇન્દ્ર વિગેરે દેવતાઓ અર્જુનનો જય ઇચ્છતા હતા અને કર્ણ સૂર્યનો પુત્ર હોવાથી સૂર્ય વિગેરે કર્ણનો જય ઇચ્છતા હતા.

दोहा

ना भूतो न भविष्यती, ऐसो अद्भूत युद्ध ।
इतै इन्द्रसुत वढत त्यों, बढत भानुसुत क्रुद्ध ॥ ३८ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! આવું અદ્ભુત યુદ્ધ પૂર્વે પણ થયું નથી અને હવે પછી પણ થશે નહિ. અહીં અર્જુન યુદ્ધમાં આગળ વધે છે તેમ ત્યાં ક્રોધયુક્ત કર્ણ આગળ વધે છે.

दूजे दिन रिन करन को, तीजे दिन सुत गंग ।
चौथे दिन द्विज द्रौन को, अद्भूत जुध तिहुँ अंग ॥ ३९ ॥

રણમાં બીજા દિવસનું કર્ણનું, ત્રીજા દિવસનું ભીષ્મનું અને ચોથા દિવસનું દ્રોણાચાર્યનું, એ ત્રણે યુદ્ધનાં અંગો અદ્ભુત થયાં.

जुरे करन अर्जुन तहां, दोनों सैन्य बिहाल ।
होत जथा दोय गज भिरत, कदली को क्षय काल ॥ ४० ॥

કર્ણ અને અર્જુન સામસામા લડયા ત્યાં જેમ બે હાથીઓ લડતાં કેળનાં વૃક્ષોનો વિનાશ કાળ થાય તેમ બેઉ તરફનાં સૈન્ય બેહાલ થયાં.

कवित्त

अरि को समूह घर घर को मिल्यो है सैन्य,
ताके बीच डर को न लेश जाके पर को ।
वर को प्रभाव है कि नर को प्रभाव है कि,
सर को प्रभाव कै प्रभाव उभै कर को ।
जेते अवनीश दीस परे ते न दीस परैं,
बीश बीश पैंड लौं बिजोग सीस धर को ।
कैसो पाको व्हैसो पौन गौन तैं अनैसो होत,
ऐसो रन जैसो वन तार–नारियर को । ४१ ॥

ઘર ઘરના શત્રુસમૂહનું સૈન્ય મળ્યું છે તેમાં કોઈને પણ બીજાના ડરનો અંશ પણ નથી. એટલે આ તે વરદાનનો પ્રભાવ છે કે અર્જુનનો પ્રભાવ છે કે બાણનો પ્રભાવ છે કે

હાથનો પ્રભાવ છે ? જેટલા શત્રુરાજાઓ પ્રથમ દેખાતા હતા તેટલા હાલમાં દેખ'તા નથી, અને ધડ તથા મસ્તકને વીસ વીસ ડગલાંનું છેટું રહે એટલા અંતરાયમાં શત્રુઓનાં ધડોથી મસ્તકો જુદાં થઈ થઈને પડે છે. યુદ્ધ કેવું થાય છે કે જેમ સંપૂર્ણ રીતે અજોડ વાવાઝોડું વાવાથી વનમાં તાડ તથા નાળિયેરી પરથી પાકાં ફળ તૂટી પડે તેમ ધડથી માથાં જુદાં થાય છે.

गांजीव की घोष देवदत्त रथ-नेमिन की,
स्रवे गुदा मेढ्य सुने वाहन तितै तितै ।
रवि के उदै सो नर आगम तैं तारागन,
मिरिवे कौं शूरवीर भासत कितै कितै ।
वान दोनों हाथ को प्रयान यदुनाथ को त्यों,
भजे कुरु साथ तेज पाथ को चितै चितै ।
ज्ञान भूलि जावैं लाभ हानि भूलि जावैं केते,
प्रान भूलि जावैं बान लागत जितै जितै ॥ ४२ ॥

ગાંડીવ ધનુષ્ય, દેવદત્ત શંખ, અને રથના આરાઓનો ધ્વનિ સાંભળીને શત્રુઓનાં વાહનો ઘોડાઓ વિગેરે છે ત્યાં ત્યાં તેઓનાં મળદ્વાર તથા મૂત્રદ્વાર સ્રવ્યા કરે છે. સૂર્યના ઊગવાની પેઠે અર્જુનના યુદ્ધમાં આવવાથી તારાઓના સમૂહની પેઠે સામા થનાર શૂરવીરો ક્યાંક ક્યાંક દેખાય છે. અર્જુનનું બેઉ હાથોથી બાણોનું ફેંકવું અને શ્રીકૃષ્ણનું તે પ્રમાણે રથનું હાંકવું થાય છે તેથી કૌરવોનો સાથ અર્જુનનું પરાક્રમ જોઈ જોઈને નાસે છે. જ્યાં જ્યાં અર્જુનનાં બાણ લાગે છે ત્યાં ત્યાં કેટલાક જ્ઞાન (પોતાપણું) વીસરી જાય છે. કેટલાક હાનિ લાભ વીસરી જાય છે. અને કેટલાક પોતાના પ્રાણોને વીસરી જાય છે.

कौरवी हमारी सैन पांडवी मिटाय दैहै,
कायर कौं मारै नाहिँ शूरन पै क्रुद्ध है ।

बाल काल ही तैं दुर्योधन कौं चाहैं हम,
बाल काल ही तैं याके पन तैं विरुद्ध हैं ।
आगे जे बढैंगे पीछे सुजस पढैंगे कवि,
केते ह्वै कढैंगे भूमि जुद्ध तैं निरुद्ध हैं ।
किरीटी भिरे तैं आंख स्वप्न की सी खुलि जात,
क्रुद्ध है विरुद्ध है निरुद्ध है न जुद्ध है ॥ ४३ ॥

કૌરવી સેનાના કેટલાક વીરો કહેવા માંડ્યા કે અમારી કૌરવી સેના પાંડવી સૈન્યને મટાડી દેશે. અમે કાયરોને મારતા નથી પણ શૂરવીરોને મારીએ છીએ. અમે બાળક અવસ્થાથી જ દુર્યોધનને ચાહીએ છીએ. અને બાળક અવસ્થાથી જ અર્જુનના પણથી વિરૂદ્ધ છીએ. આ યુદ્ધમાં જે આગળ વધશે તેના પાછળથી કવિઓ સુયશ ભણશે, અને જેઓ યુદ્ધભૂમિથી અકળાશે તેઓને સુયશમાંથી કાઢી નાંખશે, અર્થાત તેઓની અપકીર્તિ થશે. પરંતુ તેવું કહેવાવાળા વીરો જ્યારે અર્જુનથી લડે છે ત્યારે સ્વપ્નની પેઠે એમની આંખ ઉઘડી જાય છે અને કહે છે કે આ તો કેવળ ક્રોધ, વિરોધ કે નિરોધપણું નથી પણ ખરેખરૂં યુદ્ધ છે.

कमल के दल हू से कोमल जुगल कर,
जुद्ध वेर प्रवल कठोरता विचित्र है ।
अर्जुन है एक तथा अर्जुन अनेक जैसे,
जुरै शत्रु जेते कौं लखावै जत्र तत्र है ।
माथन तैं शत्रुन मैं शत्रुन त माथन सैं,
हाथ शिशुमार चक्र इलू ज्यों नखत्र है ।
पत्रिन के प्रेरिवे तैं सव्य अपसव्य दोनों,
शत्रुपति पितृलोक प्रेरिवे के पत्र हैं ॥ ४४ ॥

અર્જુનના બેઉ હાથ સુકોમળ કમળ દળ જેવા છે પરંતુ યુદ્ધની વખતે બળવાન, કઠોર, અને વિચિત્ર છે. અર્જુન એકજ

છે તો પણ જેટલા શત્રુઓ ત્યાં લડે છે તેટલાઓને તે અનેક જેવો દેખાય છે. અર્જુનના હાથમાં રહેલું ધનુષ્ય શિશુમાર ચક્ર (જેના આધારે નક્ષત્રમંડળ ગતિ કરી રહ્યું છે તેનાં) જેવું છે અને બાણ નક્ષત્રોના જેવાં છે તે ભાથાંમાંથી શત્રુઓમાં જાય છે અને શત્રુઓમાંથી પાછાં ભાથાંમાં આવે છે. અર્જુનના ડાબા અને જમણા બેઉ હાથેથી જે જે બાણો છૂટે છે તે તે શત્રુપત્રિકાઓ અર્થાત અર્જુનની મોકલેલી પત્રિકાઓ હોઈ શત્રુઓના પિતૃલોકમાં ખબર આપનારી ખબર પત્રિકાઓ છે. અર્થાત અર્જુન તેઓને ખબર આપે છે કે તમારા વંશજો તમને મળવા માટે હમણાં જ આવે છે.

नाव निज सैन्य, लाभ भूमि रत्न लैन प्रेरि,
शत्रु-सैन्य-सिंधु मैं प्रवेश नेक पाये हैं।
युधिष्ठिर साह, वासुदेव से मलाह पाय,
तिनकी सलाह विघ्न-वृंद कौं मिटाये हैं।
त्रयोदश द्यौस बीच तरे सिंधु तीजो भाग,
पांच द्यौस बीच दोय भाग कौं न धाये हैं।
पुत्र के मरे तैं कोप पौन सो प्रचंड यातैं,
सव्य-अपसव्य वर्धमान से लखाये हैं ॥ ४५ ॥

પાંડવો પૃથ્વીરૂપી રત્નોનો લાભ લેવા માટે પોતાની સેનારૂપી નૌકાને સમુદ્રમાં હંકારી થોડોક પ્રવેશ (પેસારો) કરવા પામ્યા છે. તેમાં યુધિષ્ઠિર રૂપી વહેવારિયા (વાણિયા) છે અને શ્રીકૃષ્ણ રૂપી ખેવટિયા (નાવ ચલાવનાર) છે, જેઓની સલાહે વિઘ્નસમૂહને મટાડયાં છે. તેઓ તેર દિવસોમાં ત્રીજા ભાગનો સમુદ્ર તરી ગયા છે અને બાકીના પાંચ દિવસમાં બે ભાગને પહોંચી વળ્યા નથી. પુત્ર (અભિમન્યુ) ના મરણના સ્મરણથી કોપરૂપી પ્રચંડ પવન પ્રગટ થયો તેથી અર્જુનના ડાબા જમણા બે હાથ વર્ધમાનક (નાવ હંકારવાનાં હલેસાં) જેવા દેખાવા માંડયા છે;

छंद पद्धरी

करि क्रोध जुर्यो रवि सूतपुत्र, त्रसि सैन पांडवी जत्र तत्र ।
करन प्रति लरन हित भिरत केक, उनके न शरन बिन मरन एक ।
धार बरन वरन कर छुटत सोच, जुत परन धरन बिच मगन होय ।
जुध तरनि लखत थित धरनि ओर, सुत अरुन उतै नर भिरन घोर ॥४७॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! ત્યાર પછી કર્ણ રણભૂમિમાં ક્રોધ કરીને લડવા માંડ્યો એટલે પાંડવી સેના જ્યાં ત્યાં ત્રાસવા માંડી. કેટલાક કર્ણની સામે લડવા માટે ટક્કર લે છે તેઓને એક મરણ વિના બીજું શરણુ નથી. કર્ણના હાથેથી રંગ રંગનાં બાણ પૂંખલા સહિત છૂટે છે અને તે શત્રુઓના ધડામાં ગર્ક થાય છે. સૂર્યપુત્ર કર્ણ અને અર્જુન ભયંકર રીતે લડે છે તે ભૂમિ તરફ સૂર્ય સ્થિર થઈને યુદ્ધ જુવે છે.

लखि करन चपलता अरिन मध्य, तव पुत्र विजय मानी प्रसिद्ध ।
परि करन बान तैं करिन त्रास, चिक्करत भजत केउ होत नास ॥४८॥
त्यों भीमसेन तव गज अनेक, शिशुमार वीच प्रेरे कितेक ।
दुखहरन सखा जदुपति दयाल, केउ वार बचायो नर कृपाल ॥४९॥

શત્રુઓમાં કર્ણની યુદ્ધ ચપળતા જોઈને, હે ધૃતરાષ્ટ્ર ! તમારા પુત્રે (દુર્યોધને) પ્રસિદ્ધ રીતે પોતાનો વિજય માની લીધો. કર્ણનાં બાણોથી હાથીઓને ત્રાસ પડવા માંડ્યો, કેટલાક હાથીઓ ચિક્કાર કરીને નાસે છે અને કેટલાક ઠામુકા નાશ પામે છે. તેમજ ભીમસેને પણ તમારા અનેક હાથીઓને ઉત્તર તરફ ધ્રુવકક્ષમાં શિશુમાર ચક્રમાં મોકલી દીધા. વળી હે રાજા ! દુઃખને હરવાવાળા અર્જુનના મિત્ર કૃપાળુ યદુપતિએ એ ચાલતા યુદ્ધમાંથી અર્જુનને કેટલીયે વાર બચાવી લીધો.

दोहा

खांडु जरत अहि बचि गयो, निगलि उडी तिहि मात ।
एक जानि इक बान की, घात भई भइ पात ॥ ५० ॥

પૂર્વે જ્યારે અર્જુને ખાંડવવનને બાળ્યું ત્યારે તેમાંથી એક સર્પિણી તેના પુત્રને ગળામાં ઘાલીને ઊડી ગઈ તેને અર્જુને એક જ છે એમ જાણીને એક બાણનો ઘા કર્યો તેથી તે સર્પિણીનો નાશ થયો અને સર્પ બચી ગયો.

कवित्त

सोई वैर याद किये कर्न वान व्यापक भो,
आगे थो अमोघ याके तेज तें विशेष भो ।
कन्न विन जाने ताको कियो है सँधान देखि,
हाहाकार भूमि अंतरीक्ष देश देश भो ।
जोर्यो कंठ देश कृष्ण मचक लगाई अश्व,
गिरे भूमि वीच नर सीस पै प्रवेश भो ।
गिर्यो है किरीट कटि रतन जर्यो है ताके,
विष तें जर्यो है मैं किरीटी कौं न लेश भो ॥ ५१ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! તે આગળનું વેર યાદ કરીને તે સર્પ[1] કર્ણના બાણમાં વ્યાપ્ત થયો. એક તો પ્રથમથી

(૧) કર્ણ અને અર્જુનના મહા યુદ્ધમાં રથો, ઘોડાઓ અને હાથીઓના પગના પ્રહારોથી પૃથ્વી ખોદાઈ ગઈ અને પાતાળમાં રહેનારો અશ્વસેન નામનો સર્પ કે જે ખાંડવવનના અગ્નિમાંથી છૂટીને અર્જુનનો શત્રુ થઈ ક્રોધથી પૃથ્વીના તળમાં પેસી ગયો હતો તે કર્ણ તથા અર્જુનનું યુદ્ધ થાય છે એમ જાણીને મહા વેગથી પૃથ્વી પર જોવા માટે આવ્યો અને અર્જુનનું વેર વાળવાનો સમય જાણીને બાણરૂપ થઈ કર્ણના ભાથામાં પેઠો. તરત જ કર્ણે ભાથામાંથી અગ્નિસમાન પ્રજ્વલિત સર્પમુખ નામનું બાણ ખેંચીને ધનુષ્ય પર જોડયું અને ધનુષ્યની દોરીને કાન સુધી તાણીને અર્જુનનું મસ્તક છેદવાની ઇચ્છાથી અર્જુનની સામે તાક્યું એટલે ઇંદ્ર સહિત લોકપાળો હાહાકાર કરવા માંડ્યા. પછી તે બાણે છૂટવાની સાથે જ અર્જુનનો મુકુટ ભસ્મીભૂત કરી નાંખ્યો. ત્યાર પછી તે સર્પ ફરીને ભાથામાં પેસવા જતાં કર્ણે તેને જોયો, પછી તેણે કર્ણને કહ્યું હે કર્ણ ! તેં બરાબર નિશાન તાક્યા વિના અર્જુન પર મારો પ્રયોગ કર્યો હતો તેથી હું અર્જુનનું મસ્તક છેદી શક્યો નથી, હવે ફરીથી તેનું મસ્તક છેદવા માટે મારો પ્રયોગ કર, કર્ણે

જ કર્ણનું બાણ સત્ય હતું (શત્રુને માર્યા વિના પાછું ન ફરે એવું હતું) અને સર્પના પરાક્રમ વડે વિશેષ બળવાન થયું. કર્ણે તેને જાણ્યા વિના ધનુષ્ય પર બાણનું સંધાન કર્યું તે જોઇને પૃથ્વીથી આકાશ સુધીના દેશ દેશના લોકોમાં હાહાકાર વરત્યો. કર્ણે તે બાણ અર્જુનના કંઠ પ્રદેશે વાગે તેવી રીતે જોડયું, પરંતુ મહા ચતુર સારથિ શ્રીકૃષ્ણે રથના ઘોડાઓને મચકોડયા તેથી તે ઘોડાઓ ઘૂંટણભેર થયા અર્થાત્ જમીન બરાબર નમીને દબાયા એટલે રથના નમવાથી તે છૂટેલું બાણ અર્જુનના મસ્તક ઉપર આવી પહોંચ્યું. તેની ઝડપથી તેમાં રહેલા સર્પના વિષ વડે અર્જુનને મુકુટ કે જેના મધ્ય ભાગે રત્ન જડેલાં હતાં તે મસ્તકથી નીચે પડ્યો અને બળી ગયો, અને અર્જુનને તેનાથી જરા પણ ભય થયો નહિ

दोहा

पुनि तूनीर प्रवेश करि, बोल्यो कर्न ! सँभारि ॥
सांधहु तव मम शत्रु पै, लेहूँ प्रान निकारि ॥ ५२ ॥

પછી તે સર્પે ફરીથી કર્ણના ભાથામાં પ્રવેશ કરીને કહ્યું કે હે કર્ણ! સંભાળ, અને તારા તથા મારા શત્રુ પર મારૂં સંધાણ કર એટલે હું તેના પ્રાણ કાઢી લઉં.

कर्न कहै तुम कौन सोइ, कहत सर्प सोहि जान ॥
लेन वैर मम मातु को, आयो समय पिछानि ॥ ५३ ॥

એટલે કર્ણે કહ્યું કે તું કોણ છે? તે સાંભળી તેણે કહ્યું કે હું સર્પ છું તે જાણ, અને આ સમય ઓળખીને હું મારી માતાનું વેર લેવા આવ્યો છું.

---

પૂછ્યું તું કોણ છે? સર્પે કહ્યું કે હું અર્જુનનો શત્રુ અશ્વસેન છું. કર્ણે કહ્યું હે નાગ! આજે કર્ણ રણમાં બીજાના બળનો આશ્રય મેળવી વિજયની ઇચ્છા રાખતો નથી, હું બીજી વાર તને બાણમાં સાંધવાથી કદાચ સેંકડો અર્જુનને મારી શકું તો પણ તે પ્રમાણે મારા બાણને બીજી વાર સાંધીશ નહિ. (કર્ણપર્વ, અધ્યાય ૯૦)

कर्न जोर लै और को, जुध न करै अहिराज ।
कपट बान जोरै नहीं, शत अर्जुन वध काज ॥ ५४ ॥

તે સાંભળી કર્ણે કહ્યું કે હે સર્પરાજ ! આ કર્ણ બીજાનું જોર લઈને યુદ્ધ ન કરે, આ તો એક અર્જુન છે, પરંતુ સો અર્જુનના વધ માટે પણ આ કર્ણ કપટરૂપી બાણ ન જોડે !

जग विच प्यारे दार–सुत, तिन तैं प्यारे प्रान ।
प्रानन तैं जश मोहि प्रिय, स्वामि हि धर्म समान ॥ ५५ ॥

જગતમાં સ્ત્રી તથા પુત્ર પ્રિય હોય છે. તેઓનાથી પોતાના પ્રાણો પ્રિય હોય છે અને પ્રાણોથી પણ મને જશ તથા સ્વામિધર્મ સરખો જ પ્રિય છે.

जय जिय रक्षा कवच अरु, कुंडल जश के काज ।
दिये तबहि द्विज रूप धरि, जाचत भो सुरराज ॥ ५६ ॥

વળી જય અને જીવના રક્ષણ રૂપ મારાં બખ્તર અને કુંડળ જશને માટે મેં જ્યારે ઇંદ્ર બ્રાહ્મણ વેશે મારી પાસે માગવા આવ્યો હતો ત્યારે તેને આપ્યાં છે.

संजय उवाच

इह सुनि अहि शर रूप करि, लेन कपिध्वज प्रान ।
चल्यो सु हरि उपदेश तैं, नर छेद्यो खट बान ॥ ५७ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! એ સાંભળીને તે સર્પ પોતે જ બાણનું સ્વરૂપ ધારણ કરીને અર્જુનના પ્રાણ લેવા ચાલ્યો. તેને શ્રીહરિ (શ્રીકૃષ્ણ)ના ઉપદેશથી અર્જુને છ બાણો વડે છેદી નાંખ્યો.

कर्न गुरु द्विज श्राप तैं, ब्रह्म अस्त्र रथ भ्रष्ट ।
उतर्यो चक्र निकार कौं, कृष्ण कह्यो करि नष्ट ॥ ५८ ॥

પછી કર્ણ ગુરૂ તથા મુનિના શ્રાપ વડે બ્રહ્માસ્ત્ર ભૂલીને તથા રથ ભ્રષ્ટ થઈ, જ્યારે પૃથ્વીએ તેના રથનું ચક્ર ગળ્યું

ત્યારે તેને કાઢવા માટે રથથી નીચે ઊતર્યો એટલે શ્રીકૃષ્ણે કહ્યું કે હે અર્જુન! હવે કર્ણનો તું નાશ કર.

श्लोक

निमग्ने रथचक्रे तु, कर्णस्य पृथिवीपतेः ।
तं केचिदागते काले, इत्यूचुःस्म किरीटिनं ॥ ५९ ॥
मा कर्णान्त धनुर्मुर्वी, कर्षयं कर्ण नालिके ।
कुरूणां कुल कर्णोसि, त्वं कर्णे करुणां कुरु ॥ ६० ॥

કર્ણના રથનું ચક્ર પૃથ્વીમાં ગર્ક થયું એટલે તેનો કાળ આવ્યો જાણી કેટલાક રાજાઓ એ પ્રમાણે કહેવા માંડયા કે, હે અર્જુન! તું કર્ણને ગળે તારા ધનુષ્યની દોરી કાન સુધી ખેંચીશ નહિ, કેમકે તું કુરુકુળમાં (કૃપાળુ) કર્ણ રૂપ છે માટે કર્ણ પર કૃપા કર.

दोहा

कर्ण रथांङ्ग निमग्न तैं, भो प्रज्ञाचक्ष भूप ॥
कितने पुरुष किरीटि कौं, कहत भये यह रूप ॥ ६१ ॥
मति धनुज्या कर्णांत लौं, ऐंचहु वोर सचान ।
कर्ण विषे करुणा करहु, तू कुरुभूषन मान ॥ ६२ ॥

હે રાજા ધૃતરાષ્ટ્ર! કર્ણનાં રથનું ચક્ર પૃથ્વીમાં ગર્ક થયું એટલે સૈન્ય પૈકી કેટલાક વીર પુરૂષો અર્જુન પ્રત્યે એવા રૂપમાં કહેવા માંડયા કે, હે અર્જુન! તું ભયંકર બાણ સાથે ધનુષ્યની દોરી કાન સુધી ન ખેંચ, કુરૂવંશમાં તું ભૂષણ રૂપ તથા સૂર્ય છે, માટે હમણાં કર્ણ પર કૃપા કર.

वद्ध करन अकरन समुझि, तजे पाथ धनु बान ।
कृष्ण कहत हत शत्रु कौं, देखत कहा अज्ञान ॥ ६३ ॥

તે સાંભળીને કર્ણનો વધ કરવો એ અકાર્ય છે એમ સમજીને અર્જુને ધનુષ્ય બાણનો ત્યાગ કર્યો, એટલે શ્રીકૃષ્ણે કહ્યું કે આમ અજ્ઞાનની પેઠે શું જોઇ રહ્યો છે? શત્રુને માર.

करणोवाच

सुन्यो वेद तैं वड़न तैं, धर्म कष्ट तन त्रान।
सो हम साध्यो आज लौं, जथा शक्ति सुनि कान ॥ ६४ ॥

શ્રીકૃષ્ણનું વચન સાંભળી કર્ણે કહ્યું કે શરીરના રક્ષણ રૂપી આપત્તિનો ધર્મ અથવા શરીરે કષ્ટ વેઠીને ધર્મ, વેદમાંથી તથા મોટાઓને મોંઢેથી મેં કાને સાંભળ્યો છે અને યથાશક્તિ આજ સુધી તેને સાધ્ય પણ કર્યો છે

धर्म भक्ति धिक धर्म कौं, जे हम छीजत जात।
पांडव गुरु पितु कपट पथ, मारि बढ़त दिन रात ॥ ६५ ॥

રાજા ધર્મની ભક્તિને તથા તેના ધર્મને ધિક્કાર છે કે જેથી અમે શોષાતા જઈએ છીએ, અને પાંડવો ગુરૂ (બ્રાહ્મણ દ્રોણાચાર્ય)ને તથા પિતા (ભીષ્મ)ને કપટને રસ્તેથી મારીને હંમેશાં વધતા રહે છે.

सरनागत हौं विप्र हौं, इती वदत रन मांहि।
कर्न धनंजय तैं कहत, तुम से हतत न ताहि ॥ ६६ ॥

વળી પણ કર્ણ ધનંજય (અર્જુન) ને કહે છે કે હે અર્જુન! કોઈ યુદ્ધમાં એમ કહે કે "હું તારે શરણે આવ્યો છું! બ્રાહ્મણ છું!" તેને તારા જેવા મારતા નથી.

विखरे कच रु विकवच पुनि, विधनु विरथ अरि चाहि।
वाल वृद्ध मूर्छित श्रमित, तुम से हतत न ताहि ॥ ६७ ॥

જેના શિરકેશ (માથાના વાળ) વિખરાઈ ગયા હોય, જે બખ્તર વિનાનો હોય, અને જે શત્રુ ધનુષ્ય વિનાનો તથા રથ વિનાનો હોય, વળી બાળક, વૃદ્ધ, મૂર્છિત, (મરણ સ્થિતિ જેવો) અને થાકેલો હોય તેને હે અર્જુન! તારા જેવા શૂરવીર જાણી બૂઝીને મારતા નથી.

मेरे तुव तैं कृष्ण तैं, नेक त्रास मति मानि।
छिनक छमा कर भूमि तैं, चक्र उधारत जानि ॥ ६८ ॥

જો કે મને તો તારાથી કે કૃષ્ણથી જરા પણ ભય નથી એમ તું માની લે, પરંતુ હું પૃથ્વીમાંથી રથના ચક્રને બહાર કાઢું ત્યાં સુધી તેમ જાણીને જરાક સબૂર કર અર્થાત્ બાણ મારીશ નહિ.

श्रीकृष्णोवाच

विपत परे पर नीच नर, बनत धर्मि बरज़ोर ।
धिक धिक निंदै धर्म कौं, कुकरम लखै न कोर ॥ ६९ ॥

તે સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે હે કર્ણ ! દુઃખ પડવા પર અધમ મનુષ્ય પરાણે ધર્મવાન બને છે, તું તારા કુકર્મ સામે જોતો નથી અને ધર્મને નિંદે છે તેથી તને વારંવાર ધિક્કાર છે.

छंद छप्पय

ज दिन धर्म सुधि करिय, भीम कौं दियो विखम विख ।
ज दिन धर्म सुधि करिय, लाखगृह जारि सुवत लख ।
ज दिन धर्म सुधि करिय, स्रवत रज कूकत रानी ।
ज दिन धर्म सुधि करिय; कपट करि ली रजधानी ।
कह कृष्ण तहाँ सुधि ना करिय, द्रुपदसुता बन बिच हरिय ।
अहोभाग्य वधाई धन्य दिन, कर्न धर्म दिस सुधि करिय ॥ ७० ॥

જે દિવસે ભીમસેનને ઝેર આપ્યું તે દિવસે ધર્મને યાદ કર્યો હતો ? જે દિવસે લાખાગૃહમાં પાંડવોને સૂતેલા જોઈને અગ્નિ લગાડયો તે દિવસે ધર્મને યાદ કર્યો હતો ? જે દિવસે પાંડવોની પટરાણી (દ્રૌપદી) રજસ્વળા રૂપે દયામણી ચીસો પાડતી હતી તે દિવસે ધર્મને યાદ કર્યો હતો ? જે દિવસે કપટ કરીને પાંડવોની રાજધાની લઈ લીધી તે દિવસે ધર્મને યાદ કર્યો હતો ? શ્રીકૃષ્ણ કહે છે કે હે કર્ણ ! દ્રૌપદીને વનમાં હરી હતી ત્યાંરે તે ઠેકાણે ધર્મ યાદ ન કર્યો, અને આજે તેં ધર્મની દિશા યાદ કરી તે તારો આજનો દિવસ ધન્યવાદ રૂપી વધાઈવાળો હોવાથી તારાં અહોભાગ્ય છે.

ज दिन धर्म सुधि करिय, श्राप कौं विप्र पठायो ।
ज दिन धर्म सुधि करिय, घोषयात्रा चढि आयो ।
ज दिन धर्म सुधि करिय, त्यागि रन बिच नृप भज्जेउ ।
ज दिन धर्म सुधि करिय, गाय घेरत नहिँ लज्जेउ ।
कह कृष्ण तथा सुधि ना करिय, मिले बहुत अभिमन मर्यो ।
दिन आज वधाई धन्य तुम, कर्न धर्म समरन कर्यो ॥ ७० ॥

વળી જે દિવસે શ્રાપ આપવા માટે દુર્વાસા ઋષિને મોકલ્યા તે દિવસે ધર્મનું સ્મરણ કર્યું હતું ? જે દિવસે તમે બધા ઘોષયાત્રા (ગાયો અને વાછરડાં વિગેરેના ધનવાળા આહીરોના નેસ) માં ચઢી આવ્યા હતા તે દિવસે ધર્મનું સ્મરણ કર્યું હતું ? જે દિવસે દુર્યોધનનો યુદ્ધમાંથી ત્યાગ કરીને તું નાસી ગયો હતો તે દિવસે ધર્મનું સ્મરણ કર્યું હતું ? જે દિવસે મચ્છ દેશની ગાયોને ઘેરીને નશરમા થયા તે દિવસે ધર્મનું સ્મરણ કર્યું હતું ? શ્રીકૃષ્ણ કહે છે કે તે જ રીતે જે દિવસે તમે ઘણા જણાઓએ મળીને એકલા અભિમન્યુને માર્યો તે દિવસે ધર્મનું સ્મરણ ન કર્યું અને આજે તમે ધર્મનું સ્મરણ કર્યું તે આજના વધાઈ રૂપી દિવસે તમને ધન્ય છે.

संजयोवाच

दोहा

कृष्ण वचन सुनि पार्थ के, क्रोधानल की ज्वाल ।
श्रोनन नासा चखन तैं, वढी सधूम विशाल ॥ ७१ ॥

એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને અર્જુનનાં કાન, નાસિકા, અને નેત્રોથી ભભકરૂપી ધૂંવાડા સહિત વિશાળ ક્રોધરૂપી અગ્નિની જ્વાળા વધી.

कोप ज्वलित चख विजय तैं, कियो धनुष टंकार ।
सो झँकार गुरुजन सुखद, दुर्जन हृदय विदार ॥ ७२ ॥

એટલે ક્રોધથી ધખતાં નેત્રે અર્જુને ધનુષ્યનો ટંકાર કર્યો

તેનો ઝણકારો ગુરૂજન (યુધિષ્ઠિર વગેરે) ને સુખદાયક થયો. અને દુર્જન (દુર્યોધન વિગેરે)ને હૃદય ચીરી નાંખનારો થયો.

कवित्त

शूर के आव्हाहन को कायर विसर्जन को,
बंधुन की रक्षा ही को जत्र तत्र जान्यो मैं ।
इन्द्र के उछाह हू को रवि उर दाह हू को,
अच्छर विवाह हू को कारन पिछान्यो मैं ।
गांधारी के आपदा को पृथा जू के संपदा को,
जुधिष्ठिर विजय प्रताप उर आन्यो मैं ।
गांजिव की प्रतिंचा टँकार को अमोघ घोष,
इतने पदारथ को बीज-मंत्र मान्यो मैं ॥ ७३ ॥

કવિ કહે છે કે એ મિથ્યા ન થાય એવો ગાંડીવ ધનુષ્યની પણચનો ટંકાર (અવાજ) શૂરવીરોને આમંત્રણ કરનારો, કાયરોને નસાડી મૂકનારો, અને જે તે સ્થળે પાંડવોની રક્ષા કરનારો મેં જાણ્યો છે. ઈન્દ્રને ઉત્સાહ કરાવનારો, સૂર્યને પુત્ર-શોકથી બાળવા વાળો, અને અપ્સરાઓને વિવાહ રૂપ કારણ-વાળો મેં ઓળખ્યો છે, ગાંધારીને દુર્યોધનના મૃત્યુરૂપી અગમ-ચેતીની વિપદાને કરનારો, કુંતાને પાંડવોના વિજય રૂપી સંપત્તિ-વાળો અને યુધિષ્ઠિરની જીત રૂપ તથા તેના પ્રતાપ રૂપ મેં મારા મનમાં આણ્યો છે. વિશેષે ઉપર કહ્યા એટલા પદાર્થોનો મેં બીજમંત્ર રૂપ તે ટંકારને માન્યો છે.

पद्धरी छंद

घृषवाह हत्यो नर एक बान, सो महा वीर अभिमन समान ।
पुनि हत्यो करन को दुतिय पुत्र, जुत कुंडल मस्तक गियों जत्र ॥७४॥
घृषवाह रु घृपपर्वा पछारि, पुनि कह्यो सुयोधन तैं पुकारि ।
तैं किय विरुद्ध यह दुष्ट हेतु, तिहि हतत अबहि किन राखि लेत ॥७५॥
यों कहि रु कियो गांजिव सँधान, वज्र के रूप सोइ रुद्र बान ।

પછી અર્જુને વૃષવાહ નામના કર્ણના પુત્રને એક બાણથી માર્યો, જે અભિમન્યુના જેવો મહા શૂરવીર હતો. પછી બીજા પુત્ર વૃષપર્વાને માર્યો તેનું મસ્તક કુંડળ સહિત ત્યાંજ પડ્યું. એ વૃષવાહ તથા વૃષપર્વાને મારીને પછી અર્જુને દુર્યોધનને લાંબે સાદે કહ્યું કે હે દુર્યોધન ! તેં આ (કર્ણ) દુષ્ટ માટે અમારાથી વિરોધ કર્યો તેને હવે હું મારૂં છું, તું તેનું રક્ષણુ કેમ કરતો નથી ? એમ કહીને જે વજ્રરૂપ શ્રીરુદ્ર (શંકર) ભગવાનનું આપેલું બાણ હતું તેનું ગાંડીવ ધનુષ્યથી સંધાણુ કર્યું.

दोहा

ऐंचि वान कनांत पुनि, तेजवान कर्नांत ।
मोख्यो शिर हरि करन को, कियो दीप सम शांत ॥ ७६ ॥

અને તેજવાન કર્ણનો અંત કરવાવાળા તે ધનુષ્ય સાથેના બાણને અર્જુને પોતાના કાન સુધી ખેંચીને છોડ્યું, એટલે તે બાણે કર્ણનું માથું કાપી નાંખીને કર્ણને દીવાની પેઠે ઓલવી નાંખ્યો.

दुर्योधन के गेह बिच, ता बिन भयो अँधार ।
तेज निकसि रवि बीच भो, सब देखत संसार ॥ ७७ ॥

તે કર્ણરૂપી દીવા વિના દુર્યોધનના આશારૂપી મહેલમાં અંધારૂં થયું, અને કર્ણમાં જે પરાક્રમ રૂપી સૂર્યનું પ્રતિબિંબ હતું તે સૌના દેખતાં સૂર્યમાં સમાઈ ગયું.

देव दैत्य अहि जक्ष गिरि, सिंधु नदी धरि देह ।
आये जुध लखि चकित भये, गये विजय लखि गेह ॥ ७८ ॥

તે યુદ્ધ જોવા માટે દેવતાઓ, દૈત્યો, સર્પો, જક્ષો, પર્વતો, સમુદ્રો, અને નદીઓ દેહધારી થઈને જે જે આવ્યાં હતાં તે યુદ્ધ જોઈને ચકિત થયાં અને અર્જુનની જીત જોઈને સૌ પોતપોતાના સ્થાને ગયાં.

करन मरत भजि बल डरत, गिरत रु करत गुहार ।
दुर्योधन दुखसिंधु कौं, तरत न पावत पार ॥ ७९ ॥

કર્ણનું મરણ થયું તે જોઈને કારવી સેના ડરે છે, પડે છે અને પોકાર કરે છે. તે વખતે દુર્યોધન દુઃખરૂપી સમુદ્રને તરતાં પાર પામતો નથી.

## दुर्योधन वचन

### कवित्त

क्षत्रीधर्म छोरिकै प्रहारे पिता भीषम कौं,
वैसे हते द्रौन कौं न ईश्वर कौं भावेगी ।
त्यों ही भूरिश्रवा राधापुत्र हू असावधान,
मारे पृथानंद की का कीरति रहावेगी ।
यौंहि छल ही तैं भीमसेन तैं हमारो वध,
है भविष्य मृत्यु देहधारी कौं तौ आवेगी ।
कर्न हू के मर्न ही तैं सबकौं दिखानी मैं हूं,
प्रानहानि मानी पै कहानी तो न जावेगी ॥ ८० ॥

પછી દુર્યોધન પોતાના સૈન્યના યોદ્ધાઓ પ્રત્યે કહેવા માંડયો કે, જુઓ ! પાંડવોએ ક્ષત્રિય ધર્મનો ત્યાગ કરીને ભીષ્મ પિતાને માર્યા, તેમજ દ્રોણાચાર્યને પણ માર્યા છે, તે અઘટિત ઘટના ઈશ્વરને ભાવશે નહિ, અને તેમજ ભૂરિશ્રવાને તથા કર્ણને પણ અસાવધાન જોઈને તેઓને માર્યા છે તેથી શું પૃથાનંદ (અર્જુન વિગેરે પાંડવો) ની કીર્તિ રહેશે કે? તેમજ છળવડે ભીમસેનથી મારો વધ થવાનો છે તેવું ભવિષ્ય છે. અને દેહધારીને મૃત્યુ તો આવશે જ, આ કર્ણના મરણની સ્થિતિ સૌને દેખાણી, અને મેં પણ મારા પ્રાણની હાનિ માની છે, પરંતુ આ વાત તો જવાની નથી.

## संजय उवाच

राम अवतार ही तैं करिहै विलोम रीति,
लघु शेष अंश यहां अग्रज कहायो है ।

वहाँ अनुकूल रहे सदा एक पत्नीव्रत,
दच्छन व्है यहाँ व्यभिचार पद पायो है ।
वहां नीति पथ कौं उलंघि पाव्र धर्यौं नाहिं,
यहां ऐसी रीति हू तैं काम कौं बनायो है ।
वहाँ इन्द्रपुत्र कौं सँहारि राख्यो भानुनंद,
यहां वासवी कौं राखि रविज मिटायो है ॥ ८१ ॥

સંજય કહે છે કે હે ધતરાષ્ટ્ર ! ઈશ્વરે રામના અવતારથી કૃષ્ણના અવતારમાં અવળી રીત કરી છે. રામાવતારમાં શેષાવતાર લક્ષ્મણ નાના ભાઈ હતા, અહીં કૃષ્ણવતારમાં એજ શેષાવતાર બળભદ્ર મોટા ભાઈ થયા છે. ત્યાં શ્રીરામચંદ્રજી પોતે અનુકૂળ નાયક રૂપે એક પત્નીવ્રતપણે રહ્યા, અને અહીં શ્રીકૃષ્ણ દક્ષિણ નાયક રૂપ થઈને એકથી બીજે ઠેકાણે ઘણા રસોમાં ઉલટ સુલટ ગતિ થવા રૂપ સંચારી પદને પામ્યા છે. ત્યાં નીતિના રસ્તાને ઓળંગીને આગળ પગ મૂકયો નથી, અને અહીં ઉપર કહ્યું એવી રીતનું કામ કર્યું છે. ત્યાં ઇંદ્રપુત્ર (વાલી)ને મારીને સૂર્યપુત્ર (સુગ્રીવ)ને બચાવ્યો, અને અહીં ઈંદ્રપુત્ર (અર્જુન)ને બચાવીને સૂર્યપુત્ર( કર્ણ )નો સંહાર કર્યો !

दोहा

राजपुत्र हनि पंच शत, उभय सहस रथवार ।
हते करन गज द्वै सहस, एक लक्ष पदचार ॥ ८२ ॥

કર્ણે પાંચસો રાજકુમારોને માર્યા, બે હજાર રથી માર્યા, બે હજાર હાથી માર્યા, અને એક લાખ પાળાઓ માર્યા.

कियो शल्य सेनापती, जय आशा सुत तोर ।
फिर कहिहौं लखिहौं जथा, जुद्ध बनेगो घोर ॥ ८३ ॥

હે ધતરાષ્ટ્ર ! તમારા પુત્રે પછી જયની આશાએ શલ્ય રાજાને સેનાપતિ કર્યો, હવે જે પ્રમાણે ઘોર યુદ્ધ થશે તે પ્રમાણે જોઈને પછી હું તમને કહીશ.

परे भीष्म द्रौनहु मरे, कत्यो करन बल त्रान ।
पांडुन जीतहिं शल्य अब, आशा नृप बलवान ॥ ८४ ॥

ભીષ્મ પિતામહ બાણુ શય્યામાં પડ્યા છે. દ્રોણાચાર્ય પણ મરણ પામ્યા, અને સૈન્યના બખ્તરરૂપી કર્ણ પણ કપાયો. હવે શું પાંડવોને શલ્ય જીતશે કે? અર્થાત્ નહિ જીતે, પરંતુ હે રાજા! આશા છે તે બળવાન છે.

उतै एक अक्षोहिंणी, तेरे सुत की तीन ।
रही शल्य के जुद्ध मैं, सो सब व्हैहैं लीन ॥ ८५ ॥

ત્યાં પાંડવોને એક અક્ષૌહિણી સેના બચી છે. અને અહીં તમારા પુત્રની ત્રણ અક્ષૌહિણી સેના બચી છે. પરંતુ હવે શલ્યના યુદ્ધમાં તે સર્વનો લય થશે.

मिलै राजसू जज्ञ में, धर्मपुत्र के पास ।
तितै देश के तोर मत, भये रु व्हैहैं नाश ॥ ८६ ॥

વળી હે રાજા! રાજસૂય યજ્ઞમાં ધર્મરાજાની પાસે જેટલા દેશના રાજાઓ આવી મળ્યા હતા તેટલા દેશોના રાજાઓનો તમારા મતથી નાશ થયો, અને બાકી રહેલા હવે મરશે.

## इति चतुर्दश मयूख ।

# पंचदश मयूख

## शल्यपर्व

### वैशंपायन उवाच

#### दोहा

संजय और युयुत्सु दोउ, आये नृप कौं लैन ।
त्रियन युक्त कुरुखेत हित, बड़ी वधाई दैन ॥ १ ॥

વૈશંપાયન કહે છે કે હે જન્મેજય રાજા! યુદ્ધ સંપૂર્ણ થઈ રહ્યા પછી સંજય તથા યુયુત્સુ એ બેઉ જણા ગાંધારી વિગેરે સ્ત્રીઓ સહિત રાજા ધૃતરાષ્ટ્રને કુરૂક્ષેત્રમાં લઈ જવા તથા મોટી વધાઈ આપવા માટે હસ્તિનાપુરમાં આવ્યા.

### संजय उवाच

#### कवित्त

भीम कौं दयो हो विष ता दिन बयो हो बीज,
लाखागृह भये ताको अंकुर लखायो है ।
द्यूतक्रीड़ा काल विसतार पाय बड़ो भयो,
द्रौपदी हरन भये मंजरी तैं छायो है ।
मच्छ गाय घेरी जवै पुष्प फल भार भयो,
तैंनै ही कुमंत्र जल सोंचिकै बढायो है ।
विदुर के वचन कुठार तैं न कट्यो वृक्ष,
वाको फल पाको भूप तेरी भेट आयो है ॥ २ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર! જે દિવસે ભીમસેનને વિષ આપ્યું હતું તે દિવસે અનીતિરૂપી વૃક્ષનું બીજ વાવ્યું હતું, અને લાખાગૃહ રચ્યું ત્યારે તેનો અંકુર દેખાયો હતો. જુગારની રમત વખતે તે અંકુર વૃક્ષરૂપે થઈને વિસ્તાર પામીને (ફાલીને) મોટું થયું અને દ્રૌપદીનું વસ્ત્રહરણ થયું ત્યારે તે વૃક્ષ મોરથી છવાયું. વિરાટ નગરમાં આવીને જ્યારે ગાયોનું

ગ્રહણ કર્યું ત્યારે તે વૃક્ષ મોરમાંથી ફૂલફળવાળું થઈને ભાર યુક્ત થયું અને હે રાજા! તમે જ તમારા કુવિચારરૂપી પાણીથી સિંચીને તે વૃક્ષને મોટું કર્યું છે. તે મોટું થયેલું વૃક્ષ વિદુરના વચનરૂપી કુહાડાથી કપાયું નહિ. એટલે તેનું ફળ પાકીને તે નજરાણા રૂપ થઈને તમારી રૂબરૂમાં આવ્યું છે.

दोहा

यों सुनि नृप मूर्छित भयो, खाई हृदय दरार ।
हाय हाय रनिवास सब, कहि करि उठी पुकार ॥ ३ ॥

એ પ્રમાણે સંજયનાં વચનો સાંભળી રાજા ધૃતરાષ્ટ્રના હૃદયમાં ચીરા પાડવાથી તેઓ મૂર્છિત થયા, અને રાણીવાસમાં સૌ કોઈ હાય હાય! કહીને પોકારી ઊઠયાં.

मूर्छा जागी नृपति की, ढरत अंसु दोउ नेत्र ।
सीत्र गमन रथ चढि सकल, चले तहां कुरुक्षेत्र ॥ ४ ॥

ત્યાર પછી રાજા ધૃતરાષ્ટ્ર મૂર્છાથી જાગૃત થયા, અને તેમના નેત્રોમાંથી આંસુ ઢળવા માંડયાં. પછી સૌએ રથમાં બેસીને કુરુક્ષેત્ર તરફ જલ્દીથી ચાલવા માંડયું.

संजय अरु धृतराष्ट्र भये, एक हि रथ आरोह ।
पूछत पथ बिच जुद्ध की, वात नृपति जुत मोह ॥ ५ ॥

ત્યારે સંજય અને ધતરાષ્ટ્ર એ બેઉ એક રથમાં બેઠા. પછી રાજાએ મોહવશ થઈને રસ્તામાં યુદ્ધની વાત પૂછી.

छंद पद्धरी

ज्यों भई कथा जुध विषम भाय, सब कहत तथा संजय सुनाय ।
मद्रेश भयो सेनप महीप, सव ब्यूह जुक्त तव सुत समीप ॥६॥

પછી જેવી રીતે વિષમ ભાવથી યુદ્ધ થયું તેવી રીતે સર્વ કથા સંજયે કહી સંભળાવવા માંડી. હે રાજા! મદ્રેશ (શલ્ય રાજા) સેનાપતિ થયો અને સર્વ સૈન્ય સહિત તમારા પુત્ર તેની પાસે રહ્યા.

फिर होन लगो संग्राम रूप, अरि रहे शूर जित तित अनूप ।
सूशर्मा वध भो नकुल हाथ, पुनि हती सैन्य सब ताहिं पाथ ॥७॥

પછી હે રાજા! યુદ્ધ થવા માંડયું, તેમાં જે તે સ્થળે અનુપમ શૂરવીરો એક એકથી અડી રહ્યા (ટક્કર લેવા માંડયા), નકુળના હાથે સુશર્માનો વધ થયો, અને તેની સર્વ સેનાનો અર્જુને નાશ કર્યો.

द्वादश सुत तेरे शल समीप, मारे सु भीम रन बिच महीप ।
सहदेव हत्यो तव सालभद्र, क्षय बीज प्रवर्तक शकुनि क्षुद्र ॥८॥

હે રાજા! તમારા બાર પુત્રો જે શલ્યની પાસે હતા તેઓને ભીમસેને રણભૂમિમાં મરી નાંખ્યા અને તમારા વંશ નાશનો પ્રવર્તક તમારો નીચ સાળો શકુનિ હતો તેને સહદેવે મારી નાંખ્યો.

मोहि पकरि लियो सात्यकि सहास, करि कृपा छुडायो वेदव्यास ।
युधिष्ठिर शक्ति लगि हृदय बीच, मद्रेश गिर्यो वसि दुसह मीच ॥९॥
कर पद पसारि अध वदन होय, कामी त्रिय लपटै जथा कोय ।

પછી હાસ્યયુક્ત (ગમ્મતની ખાતર) મને પણ સાત્યકિએ પકડી લીધો તે ભગવાન વેદવ્યાસે કૃપા કરીને છોડાવ્યો. ત્યાર પછી રાજા ધર્મની શક્તિ હૃદયમાં લાગવાથી; મદ્રેશ (શલ્ય રાજા) દુઃસહ મૃત્યુને વશ થઈને રણભૂમિમાં એવી રીતે પડયો કે જેમ કોઈ કામી પુરૂષ હાથ પગ પહોળા કરીને ઉંધે મોંઢે સ્ત્રી પર લપટાઈ પડે તેમ.

नर तैं अष्टादश सहस, धर्म सैन बचि ओर ।
कृतवर्मा द्रौणेय कृप, तीन महारथि तोर ॥ १० ॥

તે વખતે અર્જુન વડે ધર્મરાજાની અઢાર હજાર ફોજ બચી અને તમારી ફોજમાં કૃતવર્મા, અશ્વથામા તથા કૃપાચાર્ય એ ત્રણ મહારથી બાકી રહ્યા.

शल्य मरे तैं तोर सुत, निद्रा ” अकुलाय ।
जलथंभन के मंत्र तैं, जल बिच सोयो जाय॥ ११ ॥

પછી તમારો પુત્ર દુર્યોધન શલ્ય રાજાનું મરણ થયા બાદ નિદ્રાથી અકળાઈને જળ સ્થંભન મંત્ર વડે (પાણીમાં માર્ગ કરવા પાણીના જથાને થોભાવવાના મંત્ર વડે) જળની વચમાં[1] જઈને સૂઈ રહ્યો.

भीमसेन के बधिक जे, गये शिकार हि लैन ।
तजे मृतक मृग कुण्ड पै, दई बधाई ऐन ॥ १२ ॥

તે વખતે ભીમસેનના શિકારી હતો શિકાર લેવા માટે ગયા હતા તેઓ પાણીના કુંડપર આવ્યા, તેમાં દુર્યોધનને સૂતેલો જોઈને મરેલા મૃગોને કુંડ પર રાખીને પાંડવો પાસે જઈને તેમણે ઉત્તમ વધાઈ આપી.

सो सुनि सन्य तैयार ह्वै, गई जहाँ कुरुभूप ।
धर्मराज़ कटु वचन कहि, छेड्यो काल स्वरूप ॥ १३ ॥

તે સાંભળીને પાંડવી સેના તૈયાર થઈને જ્યાં દુર્યોધન હતો ત્યાં ગઈ. પછી ધર્મરાજાએ ત્યાં તે કાળ (સર્પ) રૂપ દુર્યોધનને કડવાં વચનો કહીને છંછેડ્યો.

धिक दुर्योधन तोर मत, अपजश को डर नाहिं ।
करि सारे कुल को कदन, मिलि सोयो जल माहिं ॥ १४ ॥

ધર્મરાજાએ કહ્યું કે હે દુર્યોધન! તારા મત (વિચાર, બુદ્ધિ)ને ધિક્કાર છે. તને અપયશનો ભય નથી, તમામ વંશનું નિકંદન કરીને હવે પાણીમાં આવીને સૂઈ રહ્યો છે!

---

(૧) રણમાં શલ્ય પડ્યો અને કૃપ વિગેરે નાસી ગયા તે સમયે દુર્યોધન અત્યંત ખિન્ન થઈને દ્વૈપાયન નામના હ્રદ (તળાવ) માં પેસી ગયો અને માયા વડે હ્રદના પાણીને થંભાવીને તેમાં વિશ્રામ લેવા સૂતો. (શલ્યપર્વ, અધ્યાય ૫૪, શ્લોક ૩૧)

### श्रीकृष्णोवाच

मैं कैसे रन छोरिहौं, कहतो तूँ कुरुराज ।
भजि जल बिच भय भीम के, आय छिप्यो क्यों आज ॥ १५ ॥

શ્રી કૃષ્ણે કહ્યું કે હે દુર્યોધન! તું તો એમ કહેતો હતો કે હું રણને કેમ છોડીશ? અને હવે ભીમસેનના ભયથી નાસીને આજ પાણીમાં આવીને કેમ સંતાયો છે?

### दुर्योधन उवाच

#### सोरठा (डिंगळ)

नित तुम कपट निवास, दुर्योधन निर्कपट दिल ।
सब कहसी शाबास, अपजश रहसी आपरो ॥ १६ ॥

તે સાંભળી દુર્યોધન બોલ્યો કે હે કૃષ્ણ! તમે હંમેશાં કપટના નિવાસ રૂપ છો, અને હું હૃદયનો નિષ્કપટી છું, તેથી મને સૌ કોઈ શાબાશી આપશે અને તમારો અપજશ થશે.

### भीम उवाच

#### कवित्त

कुल को बिनास करि जल को निवास कीनो,
भीम को न त्रास और लाज नेक आई ना ॥
भीषम से द्रोन से करन से मराय बैठो,
दुशासन दशा पेखि तो हू ग्लानि पाई ना ॥
भीम कहै कहतो तूं, अकेलो मिटाय दैहौं,
पौरषता कहाँ गई कब हू दिखाई ना ॥
करी लपराई तैं तो सबै बिसराई, मैं तो–
द्रौपदी पिराई ताकौं अब लौं सिराई ना ॥१७ ॥

ભીમસેન કહે છે કે હે દુર્યોધન! તેં વંશનો નાશ કરીને હવે પાણીમાં નિવાસ કર્યો, તને મારો પણ ભય ન થયો અને જરા પણ લાજ ન આવી. ભીષ્મ જેવાને, દ્રોણ જેવાને તથા કર્ણ જેવાને મરાવી બેઠો, અને દુઃશાસનની સ્થિતિ જોઈને પણ

તને શોક ન થયો. વળી તું એમ કહેતો હતો કે હું એકલો પાંડવોનો નાશ કરીશ તે તારૂં પરાક્રમ ક્યાં ગયું? જે તેં કદી પણ દેખાડ્યું નહિ અને તેં તો વ્યર્થ બકવારૂપ લપડાપણું કરી તે તમામ વાતો વિસારી દીધી, પરંતુ મેં તો જે દ્રોપદી તારા આચરણથી દુઃખી થયેલી છે તેને હજુ સુધી શાંત કરી નથી.

दोहा

कोपी द्रुपदकुमारि तैं, उरून ह्वैहौं मैं आज ।
लै जिय तो से दुष्ट को, दै अग्रज कौं राज ॥ १८ ॥

એટલે આજ હું તારા જેવા દુષ્ટનો જીવ લઈને, રાજા ધર્મને રાજ્ય આપીને, કોપાયમાન થયેલી દ્રોપદીના ઋણથી મુક્ત થઈશ.

दुर्योधन उवाच

कवित्त

द्रोण कर्ण शोक ही तैं मोकौं निंद लागी नाहिं,
तीन द्यौस भये होनहार यों बिचारे गो ॥
एक याम सोऊँ तो मैं श्रम तैं निवर्त होऊँ,
सुयोधन तातैं नीरसय्या चित्त धारे गो ॥
कुसमै जगायो सदा ऐसे ई अधर्मकारी,
अकेलो है तोउ नैंक तुमतैं न हारेगो ॥
चूक जैहै कैसे भए एकठे से भांडन पै,
टूक भयो लठ्ठ तोउ भूक करि डारेगो ॥ १९ ॥

દુર્યોધન કહે છે કે હે ભીમસેન! દ્રોણાચાર્ય અને કર્ણના મરણના શોકથી મને ત્રણ દિવસથી નિદ્રા આવી નથી. એટલે જેમ થવાનું હશે તેમ થશે એમ વિચારીને હું એક પહોર સૂઈ રહું તો થાકથી મુક્ત થાઉં એમ જાણીને મેં નીરશય્યામાં સૂઈ રહેવાનું ચિત્તમાં ધાર્યું, પરંતુ તમે મને કુસમયે જગાડ્યો

એવા જ તમે અધર્મના કરવાવાળા છો, જો કે હું એકલો છું તો પણ હારીશ નહિ. એકઠાં થયેલાં હાંડલાંનો ભૂકો કરી નાંખવાની પેઠે હું ભાગેલો ઘોકો થયો છું તો પણ તમને કેમ ભૂલીશ? અર્થાત હાંડલાંની પેઠે તમારો હું ભૂકો કરી નાંખીશ.

### युधिष्ठिर उवाच

#### दोहा

कह्यो युधिष्ठिर नृपति सुनि, अजहुँ अर्ध भू लेहु ।
अंध मात पितु दुखित कौं, संतति को सुख देहु ॥ २० ॥

પછી ધર્મ રાજાએ કહ્યું કે હે દુર્યોધન! સાંભળ, હજુ પણ અર્ધા ભાગની પૃથ્વી લઇને દુખિત થયેલાં આંધળાં માવતરોને પુત્રનું સુખ આપ.

### दुर्योधन उवाच

#### कवित्त

गदा धारे कंध पै वकारत मदांध नृप,
भीम आदि सुनिए विचारि कहौं पन मैं ।
कै तो मोहि मारिकै अजातशत्रु राज करो,
कै संघारि तुमकौं निवास करौं वन में ।
मेरी तो अखंड आज्ञा रही छत्रधारिन पै,
दीन नर नारीन पै भावै नाहिँ मन मैं ।
त्यों ही जुद्ध जूटि पर्यो फूटि पर्यो जंब देश,
नाहीं हठ छूटि पर्यो तूटि पर्यो रन मैं ॥ २१ ॥

તે સાંભળીને મદમાં અંધ બનેલો રાજા દુર્યોધન પોતાના કાંધ ઉપર ગદા ધારણ કરીને ભીમસેન વિગેરેને પડકારીને કહે છે કે હું મારી ટેકને વિચારીને કહું છું તે સાંભળો! કાં તો મને મારીને અજાતશત્રુ (ધર્મરાજા) શત્રુ વિનાના થઈને રાજ્ય કરો, કે હું તમને સંહારીને વનમાં વસું. કેમ કે છત્રધારી (રાજા)ઓ પર મારી તો અખંડ આજ્ઞા રહી છે, એટલે હવે

આ બાકી રહેલાં ગરીબ સ્ત્રી પુરૂષો પર મારે આજ્ઞા રાખવી એ મને રૂચતું નથી. એમ કહીને તે યુદ્ધમાં જોડાઇ પડયો જેમાં તેનો જંઘાપ્રદેશ (સાથળનો ભાગ) ફૂટી પડયો અને તે રણમાં તૂટી પડયો તો પણ પોતાની હઠથી છૂટી પડયો નહિ.

दोहा

भीम सिखाये कृष्ण के, वामहि जंघ प्रहार ।
कर्यों गदा को ढह पर्यो, कुरु कुल भूषन भार ॥ २२ ॥

શ્રીકૃષ્ણે ભીમસેનને શિખવાડચાથી તેણે દુર્યોધનની ડાબી જાંઘ પર ઘા કર્યો તેથી જેના પર કુરૂવંશનો ભાર હતો એવો વંશભૂષણ દુર્યોધન ઉથલી પડયો.

कवित्त

काली कैसो चक्र कै फनाली कैसो फूतकार,
लोचन कपाली के कपाल कैसो है उद्योति ।
आयुध सुरेश कैसो मानहुँ प्रलै को भानु,
कोप को उफान किधौं मीच हू की मानों सोति ।
सुयोधन दुशासन दुर्मुख दुसह गन,
देख दो गदा रुपी ये दूनि हू तैं दूनि होति ।
जेठ ज्वाल झाल है कि जीह जमराज की सी,
जहर हलाहल कै भीम की गदा की जोति ॥ २३ ॥

એ ભીમસેનની ગદા મહાકાળીના કાળચક્ર જેવી અને સર્પના ફૂંફાડા જેવી તથા શ્રીશંકર ભગવાનના લલાટના નેત્ર જેવી તેજસ્વી હતી. વળી ઈન્દ્રના વજ્ર જેવી અને જાણે પ્રલયકાળનો સૂર્ય હોય કે કોપના ઊભરા રૂપી મૃત્યુ[1]ની શોકચ હોય તેવી હતી. દુર્યોધન, દુઃશાસન, અને દુર્મુખ, એ શત્રુસમૂહ તો તે ગદાને બે ગદા રૂપે જોતો હતો અને બમણીમાંથી બમણી

(૧) 'મૃત્યુ' એ બ્રહ્માની ઉત્પન્ન કરેલી પ્રાણહારક દેવી છે. અને યમરાજ તેના શાસ્તા છે. (દ્રોણપર્વ, અધ્યાય ૫૩–૫૪)

થયા કરતી હતી. આ તે જેઠ મહિનાની જ્વાળાની ઝાળ છે કે જમરાજની જીભ જેવી હળાહળ ઝેરરૂપી ભીમસેનની ગદા છે?

दोहा

ऐसी गदा प्रहार तैं, भयो तीर सुत नाश ।
भीम न तो सुत तैं मर्यो, रक्षक कृष्ण प्रकाश ॥ २४ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર! એવી ગદાના પ્રહારથી તમારા પુત્રનો નાશ થયો, પરંતુ તમારા પુત્રથી ભીમસેન મર્યો નહિ, કેમ કે પ્રગટપણે શ્રીકૃષ્ણ તેના રક્ષણ કરવાવાળા હતા.

कवित्त

चामीकर कोश शस्त्र-वस्त्रन के कोश और,
रत्नन के कोश एक एक तैं नवीने हैं ।
देश देश संभव तुरंग रंग रंग के जे,
गति है विहंग संग प्रेरक अधीने हैं ।
और हू अनेक राजवैभव सराष्ट्र जेते,
काज धृतराष्ट्र कर्न शत्रुन के छीने हैं ।
महाबली अर्जुन को अग्रज विपणकार,
गदा को प्रहार एक दै सँभारि लीने हैं ॥ २५ ॥

હે ધૃતરાષ્ટ્ર! સુવર્ણભંડાર, વસ્ત્રભંડાર, શસ્ત્રભંડાર, અને એક એકથી નવીન રત્નભંડાર, દેશ દેશમાં ઉત્પન્ન થયેલા રંગ રંગના ઘોડાઓ કે જેઓ હાંકનારને તાબે રહી પક્ષીઓ સાથે ગતિ કરનારા છે તે, અને દેશો સહિત અનેક રાજ્ય વૈભવ, જેટલા દુર્યોધન માટે કર્ણ શત્રુઓ પાસેથી પડાવી લાવ્યો હતો તે તમામ, મહા બળવાન અર્જુનના મોટાભાઈ ભીમસેન રૂપી વ્યાપારીએ દુર્યોધનને ગદાનો એક ઘા દઈને સંભાળી લીધા.

निमुची कौं इन्द्र जैसे त्रिपुर कौं रुद्र जैसे,
मधु कौं उपेन्द्र नीके मूल ही मिटायके ।

नाग कौं खगेन्द्र जैसे गज कौं मृगेन्द्र जैसे,
रामचन्द्र कुंभ जुत रावन पचायकै ।
मेघ कौं फनीन्द्र महाकाली दईतेन्द्र कौं ज्यों,
द्वंद कौं कपिंद्र ज्योंहि पौरस दबायकै ।
कौरवेन्द्र घायकै उठायकै महान गदा,
पृथानंद ढाढो यों नरेन्द्र विजै पायकै ॥ २६ ॥

જેમ નમુચિને ઈન્દ્રે, ત્રિપુરાસુરને શંકરે, મધુ દાનવને ઉપેન્દ્ર ભગવાને સારી રીતે મૂળથી મટાડી નાંખ્યો. સર્પોને ગરૂડ જેમ ખાઈ જાય, હાથીને સિંહ જેમ મારી નાંખે, શ્રીરામચંદ્રે જેમ કુંભકર્ણ સહિત રાવણને મારી નાંખ્યો, મેઘનાદને જેમ લક્ષ્મણે માર્યો, મહાકાળીએ દૈત્યેન્દ્ર (મહિષાસુર)ને અને દુંદુભિ દૈત્યને જેમ વાલીએ પૌરસથી દબાવી દીધો તેમ ભીમસેન પોતે દુર્યોધનને મારીને, રાજાઓમાં વિજય પામીને ખભા પર મોટી ગદા ધારણ કરીને ઊભો છે.

अरनी द्रुपदजाई कोप भीम को सु आगि,
जजत जुधिष्ठिर सँभारि स्वांग लीने हैं ।
होता है किरीट धनु सरवो ज्या शब्द स्वाहा,
साकल्य है वीर आज्य वीररस भीने हैं ।
सुयोधन यज्ञपशु कुरुक्षेत्र अग्निकुण्ड,
पुरणाहुती मैं गदा ही तैं अंग छीने हैं ।
वारि पृथा कूख की सु ऐसे जग्यकारी पुत्र,
केते भुवचारी सुरलोकचारी कीने हैं ॥ २७ ॥

ગ્રંથકર્ત્તા (કવિ) કહે છે કે યજ્ઞનો અગ્નિ ઉત્પન્ન કરનાર અરણીના લાકડારૂપી દ્રૌપદી છે. ઉશ્કેરણીરૂપી ઘર્ષણનો ભીમસેનનો કોપરૂપી અગ્નિ છે. યુધિષ્ઠિરરૂપી યજમાને સર્વ સાધન સામગ્રી સંભારીને યજમાનનો સ્વાંગ લીધો છે. હોમ કરનાર (ઋગ્વેદી) અર્જુન છે. ધનુષ્ય રૂપી સરવો (હોમવાનો

ચાટવો) છે, ટંકારૂ રૂપી સ્વાહા (અગ્નિની સ્ત્રી)ના નામના શબ્દો છે. વીરરસથી ભીંજાવારૂપી આજ્ય (ઘી) છે, શૂરવીરોરૂપી સાકલ્ય (હવિષ્ય) છે. દુર્યોધનરૂપી યજ્ઞપશુ (યજ્ઞ નિમિત્તે જે પશુને મારવામાં આવે તે) છે. કુરૂક્ષેત્રરૂપી અગ્નિકુંડ (વેદિકા) છે. એ રીતે યુદ્ધરૂપી યજ્ઞની પૂર્ણાહુતિમાં દુર્યોધનનાં અંગો ક્ષીણ કર્યાં અથવા પૂર્વોક્ત રાજ્યવૈભવ રૂપી અંગો છીનવી લીધાં. કુંતાની કૂખની બલિહારી છે કે જેની કૂખેથી એવા યજ્ઞ કરનારા પુત્રો જન્મ્યા છે કે જેઓએ કેટલાયે ભૂમિચારી (પૃથ્વી પર ફરનારા યોદ્ધાઓ વિગેરે)ને સુરલોકચારી (સ્વર્ગમાં ફરનારા) કર્યા છે. (આમાં સમસ્ત વિષયક સાવયક રૂપકાલંકાર છે.)

अग्निध्र अभिमन्यु है; वायुतनै उद्‌गाथा,
कपि की ध्वजा को जहाँ यूप करि राख्यो है ।
धृष्टद्युम्न चतुरानन अध्वर्यु सात्यकी है,
गाथा है शिखंडी बैर लैन अभिलाख्यो है ।
आहुती बढ़ी है बीच कर्न द्रोन भीष्म और,
जयद्रथ से होमे त्रयलोक जश भाख्यो है ।
जज्ञरूप देह धरे होता के समीप बैठो,
सेना सोमवल्ली घोटि सुधारस चाख्यो है ॥ २८ ॥

વળી એ યુદ્ધરૂપી યજ્ઞમાં અભિમન્યુરૂપી આગ્નીધ્ર (યજ્ઞની વરૂણીનો યાજક) છે. વાયુતનય (ભીમસેનરૂપી) ઉદ્દ્ગાતૃ (સામવેદની ઋચાઓ ભણનાર) છે, અને વાનરરાજ (હનુમાન) ના ચિહ્નયુક્ત ધ્વજદંડ રૂપી જ્યાં યૂપ (યજ્ઞ નિમિત્તે મારવાનાં પશુ બાંધવાનો થાંભલો) કરી રાખ્યો છે. ધૃષ્ટદ્યુમ્ન રૂપી ચતુરાનન (ચતુર્થ[1] ઋત્વિજ બ્રહ્મા) છે. સાત્યકિ રૂપી અધ્વર્યુ (યજુર્વેદને જાણનાર) છે. શિખંડી રૂપી ગાથા (પશ્યંતિ વાણી રૂપ મન

(૧) હોતા ૧ ઉદ્દ્ગાતૃ ૨ અધ્વર્યુ ૩ બ્રહ્મા ૪ એ ચાર મુખ્ય ઋત્વિજ (યાજક) છે.

મંત્રોચ્ચાર) છે કે જે વેર લેવાનો (પૂર્વે અંબા રૂપ ભીષ્મનો શત્રુ, પુનર્ભવમાં વેર લેનાર) અભિલાષી છે. અને જે યજ્ઞમાં જયદ્રથ જેવા યોદ્ધાઓને હોમ્યા એટલે ત્રણે લોક (સ્વર્ગ, મૃત્યુ, પાતાળ) માં જેઓનો યશ ગવાયો છે એવા નર (અર્જુન) રૂપી હોતાની પાસે શ્રીકૃષ્ણ રૂપી યજ્ઞનારાયણ દેહ ધારણ કરીને બિરાજમાન થયા હોઈ; એ સૈન્ય રૂપી સોમવલ્લી (યજ્ઞના પરિણામ રૂપી સોમરસ) ઘુંટીને અમૃતરસ ચાખ્યો છે. અર્થાત સોમરસ પીનાર અમર થાય છે તેમ અર્જુન કીર્તિ વડે અમર થયો.

गदाभंग होयकैं परे कौं धर्मराज कहै,
बातैं शत्रुताई की उठाई छानी छानी तैं ॥
मात पिता भीष्म द्रोण कृष्ण विदुरादिक ने,
नीके समझायो तामैं एक हू न मानी तैं ॥
मेरी ही अनीति आज्ञा सब पै रहैगी बनी,
कौन ऐसो मोहकौं मिटावै ऐसी जानी तैं ॥
कुरु राजधानी कौं न सोचत सुयोधन मैं,
केती राजधानी हाय ! कीनी धूरधानी तैं ॥ २९ ॥

ભીમસેનની ગદાથી નાશ થઈને પૃથ્વી પર પડેલા દુર્યોધનને ધર્મરાજા કહે છે કે હે દુર્યોધન ! તેં અમારાથી છાની છાની શત્રુપણાની વાતો ઉપાડી. તને માતા (ગાંધારી) તથા પિતા (ધૃતરાષ્ટ્ર) અને ભીષ્મ, દ્રોણ, શ્રીકૃષ્ણ તથા વિદુર વિગેરેએ સારી રીતે સમજાવ્યો તેમાં તેં એક પણ વાત માની નહિ. વળી "મારી જ અનીતિ રૂપી આજ્ઞા સર્વ પર બની રહેશે અને મને મારવાવાળો કોણ છે?" એમ તેં જાણ્યું. વળી હે દુર્યોધન ! હું કૌરવોની રાજધાનીનો ખેદ કરતો નથી પરંતુ હાય ! હાય ! તેં તો કેટલીયે રાજધાનીઓ ધૂળધાણી કરી નાંખી છે તેનો મને ખેદ થાય છે.

( संजयोवाच )

दोहा

दुर्योधन के शिविर सब, करि आज्ञा आधीन ।
उतरे रथ तैं विजय हरि, सीघ्र भयो रथ क्षीन ॥ ३० ॥
प्रथम उतार्यो पार्थ कौं, पुनि हरि उतरे आप ।
भयो भस्म रथ अस्त्र तैं, भीषम द्रोण प्रताप ॥ ३१ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! પછી ધર્મરાજાએ દુર્યોધનના સર્વ તંબૂઓ પોતાની આજ્ઞાને આધીન કર્યા, અને અર્જુન તથા શ્રીકૃષ્ણ રથ ઉપરથી ઊતર્યા કે તરત જ રથ ક્ષીણ થયો, અર્થાત બળીને ભસ્મ થયો.

શ્રીકૃષ્ણે[1] પ્રથમ રથ ઉપરથી અર્જુનને ઉતાર્યો પછી શ્રીકૃષ્ણ પોતે ઊતર્યા એટલે ભીષ્મ તથા દ્રોણના શસ્ત્રોના પૂર્વ પ્રતાપથી અર્જુનનો રથ બળીને ભસ્મ થયો.

छंद पद्धरी

गो सिविर वीच उठि धर्मराज, सुत द्रौन आय सुत तोर काज ।
लखि भूप दशा चित विकल क्षिप्र, किय शत्रु हतन संकल्प बिप्र ॥३२॥
कृतवर्मा मातुल जुक्त जाय, तिहु छोरे रथ निग्रोध पाय ।
कछु करैं सयन जो लगैं नैन, श्रम समर मिटै तन होय चैन ॥३३॥

પછી ધર્મરાજા ઊઠીને તંબૂમાં ગયા, ત્યાર બાદ હે મહારાજા! તમારા પુત્ર (દુર્યોધન) માટે અશ્વત્થામા રણભૂમિમાં

(૧) ત્રિકાળજ્ઞ અને સર્વજ્ઞ મહાત્મા શ્રીકૃષ્ણ જેવા રથ ઉપરથી નીચે ઊતર્યા કે, અર્જુનના રથની ધ્વજા પર બેઠેલો દિવ્ય વાનર તત્ક્ષણે અદૃશ્ય થયો. તે વિશાળ રથ પ્રથમ દ્રોણનાં અને (પછી) કર્ણનાં દિવ્ય અસ્ત્રોથી બળી ગયો હતો છતાં તદ્દન ખાખ થયો નહોતો તે શ્રીકૃષ્ણના ઊતર્યા પછી અને દિવ્ય વાનરના અંતર્ધ્યાન થયા પછી પૈડાંઓ, ધૂંસરીઓ, દોરી અને ઘોડાઓની સાથે વગર અગ્નિએ એકદમ બળવા લાગ્યો અને ભસ્મ થઈને પૃથ્વી પર પડ્યો (શલ્યપર્વ, અધ્યાય ૬૨).

જયાં દુર્યોધન પડ્યો હતો ત્યાં આવ્યો અને તેની વ્યાકુળ ચિત્ત-વાળી સ્થિતિ જોઈને તરત જ અશ્વત્થામાએ શત્રુઓને મારવાનો સંકલ્પ કર્યો. કૃતવર્મા તથા મામા (કૃપાચાર્ય) સહિત ત્યાંથી જઈને તે ત્રણે જણે એક વડ વૃક્ષ જોઈને તેની નીચે પોતાના રથ છોડયા. પછી વિચાર કર્યો કે કાંઇક સૂઈ રહીએ અને જો નેત્રો મળે તો યુદ્ધનો થાક મટે તથા શરીરે ચેન (સુખ) થાય.

इक आय घूक तहँ निशाचार, सब काकन को कीनो सँहार ।
गुरु गन्यो ताहि अरि नाश काज, मातुल प्रति बोल्यो विप्रराज ॥ ३४ ॥

पितु बयर और नृप बयर दोय, सिर धरे मरत मैं भार सोय ।
निद्रा न लगत आवत निसास, तुम चलहु करहुँ निशि शत्रु नाश ॥ ३५ ॥

ત્યાર પછી તે વડ વૃક્ષની ઉપર રાત્રિએ ગતિ કરનાર એક ઘૂવડે આવીને સર્વ કાગડાઓનો સંહાર કર્યો, તે જોઇને અશ્વત્થામાએ પોતાના શત્રુઓને મારવા માટે તે ઘૂવડને પોતાનો ગુરૂ ગણ્યો અને તે પોતાના મામા (કૃપાચાર્ય) પ્રત્યે બોલ્યો કે હે મામા! એક તો મારા બાપનું વેર છે અને બીજું રાજા દુર્યોધનનું વેર છે. એ બે વેરનો ભાર તેઓ મરતાં મેં મારે માથે ઉપાડી લીધો છે. તેથી મને નિદ્રા આવતી નથી અને હું નિશ્વાસ નાંખું છું, એટલે આપ જો મારી સાથે પધારો તો હું અત્યારે રાત્રે જ શત્રુઓનો નાશ કરૂં.

## कृपाचार्य उवाच

### दोहा

करिबो जुक न विप्र कौं, हाथ शस्त्र गहि जुद्ध ।
जो जुध करिबो होय तो, स्वामी ढिग अविरुद्ध ॥ ३६ ॥

તે સાંભળીને કૃપાચાર્યે કહ્યું કે હાથમાં શસ્ત્ર ધારણ કરીને બ્રાહ્મણે યુદ્ધ કરવું યોગ્ય નથી, અને જો યુદ્ધ કરવું હોય તો સ્વામીની નજીક રહીને યુદ્ધ કરવામાં બાધ નથી.

विनु स्वामी जो किय चहै, सावधान अरि पाय ।
करहु प्रात जुध होयहैं, हम दोउ तोर सहाय ॥ ३७॥

અને જો સ્વામી વિના યુદ્ધ કરવાની ઇચ્છા હોય તો શત્રુઓને યુદ્ધમાં તૈયાર થયેલા જોઈને સવારે યુદ્ધ કરજે, એટલે અમે બેઉ જણ (હું તથા કૃતવર્મા) તારી મદદે રહીશું.

तूं द्विज नृप रन कटि पर्यो, निद्रागत अरिवृंद ।
तोहि अधर्म ते ना घ`, करिबो शत्रु निकंद ॥ ३८॥

વળી તું શત્રુઓને મારવાનું કહે છે તે વિચાર કર! એક તો તું બ્રાહ્મણ છે, અને રાજા દુર્યોધન કપાઈને રણમાં પડયો છે અને શત્રુસમૂહ અત્યારે નિદ્રાવશ છે. માટે અત્યારે રાત્રે શત્રુઓનો નાશ કરવો એ અધર્મ તને ઘટિત નથી. અર્થાત એવો અધર્મ તું કરીશ નહિ.

## अश्वत्थामा उवाच

भीष्म द्रोन अरु करन नृप, छल करि मारे चार ।
ते अधर्म तैं ना डरे, वर्जत कौन प्रकार ॥ ३९ ॥

તે સાંભળીને અશ્વત્થામા કહે છે કે હે મામા! પાંડવોએ ભીષ્મપિતાને, દ્રોણાચાર્યને, કર્ણને અને દુર્યોધનને, એ ચાર જણને કપટ કરીને માર્યા છે. તેઓ અધર્મથી ડર્યા નથી, અને મને આપ કયે પ્રકારે ના પાડો છો?

## संजय उवाच

पांच पांडुसुत सात्यकी, कृष्ण गये लै दूर ।
देवीपूजा व्याज करि, जानि द्रोनसुत क्रर ॥ ४० ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર! અશ્વત્થામા ક્રૂર છે એમ જાણીને શ્રીકૃષ્ણ દેવીપૂજાનું બહાનું કરીને સાત્યકિ સહિત પાંચ પાંડવોને તેઓના તંબૂઓથી છેટે લઈ ગયા.

शत्रु हतन द्रोणी चल्यो, निशि निशीथ सुनि भूप ।
तिहि प्रतिरोधन हरि धर्यो, विश्व विराट स्वरूप ॥ ४१ ॥

હે રાજા, સાંભળો ! પછી અર્ધી રાત્રે શત્રુઓને મારવા અશ્વત્થામા ચાલ્યો, તેને રોકવા માટે શ્રીકૃષ્ણે વિશ્વવિરાટ સ્વરૂપ ધારણ કર્યું.

धरे रूप बैराट हरि, खड़े सुडेरन बीच ॥
तिन पै करै प्रहार सो, डरै कहा लखि मीच ॥ ४२ ॥

પછી જેઓએ વિરાટ સ્વરૂપ[૧] ધારણ કર્યું હતું, એવા શ્રીકૃષ્ણ પાંડવોના સૈન્યના તંબૂઓ વચ્ચે ઊભા હતા તેઓ ઉપર અશ્વત્થામા શસ્ત્રપ્રહાર કરવા માંડ્યો પરંતુ તે સાક્ષાત મૃત્યુને જોઈને પણ કેમ ડરે ?

द्रौनी के आयुध सकल, भये विराट तन लीन ।
कर्यो होम निज मांस को, रुद्र निमित ह्वै दीन ॥ ४३ ॥

શસ્ત્રપ્રહાર કરતાં કરતાં અશ્વત્થામાનાં સર્વ આયુધ (શસ્ત્ર) શ્રીકૃષ્ણના વિરાટ શરીરમાં લીન થયાં, એટલે અશ્વત્થામાએ દીન થઈને રુદ્ર (શ્રીશંકર ભગવાન) ને નિમિત્તે પોતાના માંસનો હોમ કર્યો.[૨]

दियो खड्ग हर मिटि गयो, वहै विराट स्वरूप ।
हत्यो जाय पितु को हतक, पशू वद्ध ज्यों भूप ॥ ४४ ॥

(૧) ઉત્તમ કર્મ કરનારા શ્રીકૃષ્ણે, ભગવાન શંકરની આરાધના કરી હોઇ, હજારો જનાર્દનો સ્વરૂપે શ્રીશંકર ભગવાને વિશ્વવિરાટ રૂપ ધારણ કર્યું હતું. (જુઓ સૌપ્તિક પર્વ, અધ્યાય ૬, શ્લોક ૯ થી ૧૮ તથા અધ્યાય ૭, શ્લોક ૬૨, ૬૩)

(૨) ભગવાન રુદ્રની સ્તુતિ કરતા અશ્વત્થામા, "મારા આ દેહને હું અગ્નિમાં હોમું છું, હે મહાદેવ ! તે હવિષ્ રૂપ બળિદાનને આપ ગ્રહણ કરો," એમ કહીને તે અશ્વત્થામા વેદિકા પર ચડ્યા. અને આત્માનું બળિદાન આપવા માટે બેઉ હાથ ઊંચા કરીને સ્થિર થઇને અગ્નિ મધ્યે આસન લગાવીને બેઠા. અગ્નિમાં બળિ રૂપે પડેલા અશ્વત્થામાની આવી સ્થિતિ જોઇને સાક્ષાત્ ભગવાન મહાદેવ પ્રસન્ન થયા. (જુઓ સૌપ્તિક પર્વ, અધ્યાય ૭, શ્લોક ૫૫ થી ૬૦)

એટલે શ્રીશંકર ભગવાને પ્રસન્ન થઈને તેને એક તરવાર આપી, પછી હે રાજા ! તેણે પાંડવોના સૈન્યની છાવણીમાં જઈને પિતા (દ્રોણાચાર્ય)ને મારનાર (ધૃષ્ટદ્યુમ્ન)ને પશુવધની પેઠે મારી નાખ્યો.

पांच द्रौपदी के सुवन, नाना आयुधधारि ।
भिरे सु मारे खड्ग तैं, विप्र वकारि वकारि ॥ ४५ ॥

પછી દ્રૌપદીના પાંચ પુત્રો વિવિધ પ્રકારનાં શસ્ત્રો ધારણ કરેલા હતા તેઓ તેની સામે લડવા માંડ્યા એટલે તેઓને પણ તે અશ્વત્થામાએ પડકારી પડકારીને તરવારથી મારી નાંખ્યા.

द्रोपद पुत्र दुहित्र सब, मारे सैन्य सहेत ।
बचे सु कृतवर्मा हते, अरु मातुल करि चेत ॥ ४६ ॥

એ રીતે દ્રુપદ રાજાના સર્વ પુત્ર તથા દૌહિત્રોને સૈન્ય સહિત અશ્વત્થામાએ મારી નાંખ્યા અને બાકી બચ્યા તેટલાઓને સાવધાન કરીને કરીને કૃપાચાર્ય તથા કૃતવર્માએ મારી નાંખ્યા.

कवित्त

मातुल शिखावन कौं द्रौनी नाहिँ कीनी कान,
कीनो सत्य वाक्य पूर्व पिता के उचारे कौं ।
उर्णपनो पिता को रु भीष्म को सुयोधन को,
कीनो सो दिखानो नीके वृद्ध और वारे कौं ।
जाकौं देखि किरीटी हू विकल भयो है वीर,
ताकौं यो प्रहारै है विराट रूप धारे कौं ।
जम की जमात जैसी जिमाई जटीश सैन,
द्रौन को तीसरा कीनो मारि हथ मारे कौं ॥ ४७ ॥

મામા (કૃપાચાર્ય)ની શિખામણ દ્રોણી (અશ્વત્થામા)એ કાન પર ધરી નહિ અને પૂર્વે પિતા (દ્રોણાચાર્ય) ને કહેલું વચન હમણાં પોતે સત્ય કર્યું. એવી રીતે પોતાના પિતાનું, ભીષ્મ-

પિતાનું, અને દુર્યોધનનું ઋણપણું (ઋણમુક્ત થવાપણું) કર્યું તે સારી રીતે વૃદ્ધ તથા બાળકોને દેખાયું. વળી જેને જોઈને પૂર્વે વીર અર્જુન પણ વ્યાકુળ થયો હતો તે વિરાટ રૂપધારી શ્રીકૃષ્ણને પણ અશ્વત્થામા આયુધના પ્રહાર કરે છે, અને શત્રુ (ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી વિગેરે) ને મારીને, જમની જમાત જેવી મહાદેવની સેનાને જમાડીને દ્રોણનું તીસરા[1] (ત્રીજા દિવસની ઉત્તરક્રિયા કરવા રૂપ કાર્ય) કર્યું.

## (कृपाचार्योक्त)

शारद्वत कहै भोजवंश अवतंश देखि,
पिता पिता शत्रु के मिटानहार छेटा कौं ।
द्रौनी के प्रहारे तैं न सोमक सुनैंगे बचे,
लावा ज्यों न बच्यो सुन्यो बाज के झपेटा को ।
निशा वीच जाको तेज प्रलै भान के समान,
उवाहै विकोश खड्ग हाटक लपेटा को ।
मारत चपेटा सेटा चहै वंश द्रौपद को,
खेटा करै घेटा ठाढो चेटा वमनेटा को ॥ ४८ ॥

શારદ્વત[2] (કૃપાચાર્ય) કહે છે હે ભોજ વંશના મુકુટ રૂપ (કૃતવર્મા)! જો, પિતાના અને પિતાના શત્રુને છેટું મટાડનાર અશ્વત્થામાના પ્રહારવાથી સોમકો (દ્રુપદ વંશીઓ) જેમ બાજ પક્ષીના ઝપાટાથી લાવરૂં (તેતરૂં) બચેલું સાંભળ્યું નથી તેમ શું બચેલા સાંભળીશું? અર્થાત નહિ જ બચે. જેનું તેજ

(૧) યુદ્ધના દશમા દિવસે ભીષ્મ પડ્યા, પંદરમા દિવસે દ્રોણ પડ્યા, સત્તરમા દિવસે કર્ણ પડ્યો, અઢારમા દિવસે મધ્યાહ્નકાળે શલ્ય પડ્યો અને સાયંકાળે દુર્યોધન પડ્યો. એ જ રાત્રે અશ્વત્થામાએ શત્રુઓને મારવા રૂપ પોતાના પિતાનું તીસરા કર્યું.

(૨) ગૌતમ વંશના મહર્ષિ શરદ્વત નામના આચાર્યથી જન્મેલા તેથી શારદ્વત. (જુઓ ઉદ્યોગપર્વ, અ. ૧૬૬, શ્લો. ૨૧)

(પરાક્રમ) રાત્રિમાં પ્રલયકાળના સૂર્ય જેવું હોઈ, જે સુવર્ણ મ્યાનથી લપેટેલી તરવારને મ્યાનમાંથી ખેંચીને ઉગામીને ચપેટા માત્રથી મારવા માંડયો તે આ દ્રુપદના વંશને નાશ કરવાની ઈચ્છાવાળો સૂવરના બચ્ચા જેવો બળવાન બાળક બ્રાહ્મણનો બેટો શિકાર રૂપ લડાઈનો ધાવો કરીને ઊભો છે.

(संजय उवाच)

मातुल की कान कौं न मानि मन मान्या कियो,
कर उर नेत्र बीच वीररस पायो है ।
ताही छिन जोंति अश्व आयुध सँभारि वैठो,
सांभ कौं रिझाय सांभ रूप दरसायो है ।
वाही निशा बीच नाश कीनो चतुरंगिनी को,
धन्य कृपी कूख जाके बीच वीर जायो है ।
द्रोन अपकार कै विखेर्यो कुल द्रौपद को,
द्रोनी उपकार कै विजोग कौं मिटायो है ॥ ४९ ॥

સંજય કહે છે કે, જેણે મામાની શિખામણ કાને ધરી નહિ, અને પોતાના મનનું ધારેલું કર્યું, વળી જે હૃદયમાં, નેત્રોમાં અને હાથમાં વીરરસ પામ્યો છે, જે તત્ક્ષણે જ ઘોડાઓને જોડીને તથા શસ્ત્રોને સંભાળીને રથમાં બેઠો કે, જે રુદ્રને રિઝાવીને રુદ્ર (શ્રીશંભુ) રૂપે દેખાયો છે. અને એ જ અઢારમા દિવસની રાત્રિમાં શત્રુની ચતુરંગિણી (હાથી, ઘોડા, રથ અને પેદળ) સેનાનો જેણે નાશ કર્યો. એ કૃપીને ધન્ય છે કે જેની કૂખમાંથી અશ્વત્થામા જેવો વીર ઉત્પન્ન થયો છે. દ્રોણાચાર્યના અપકારી (ગુણ પર અવગુણ કરનાર કૃતઘ્ની) દ્રુપદ રાજાના વંશને વિખેરી નાંખવા રૂપ ઉપકાર કરીને એ અશ્વ-ત્થામાએ પિતાનો તથા પિતાના શત્રુનો વિયોગ મટાડયો અર્થાત્ દ્રુપદના વંશને પણ દ્રોણાચાર્યની વાંસે જ રવાના કર્યો.

अनुष्टुप छंद (श्लोक)

पांचालास्तु गताः स्वर्गे, द्रोणेन बाहुशालिना ।
अवशेषा हते राज्ञा, द्रोणीना योजिता पुनः ॥ ५० ॥

બાહુશાળી દ્રોણના બાહુબળ વડે પાંચાળો સ્વર્ગે ગયા. અને હે રાજા ! તેની વાંસે જે બાકી રહ્યા તેઓને અશ્વત્થામાએ મારીને મોકલી દીધા.

कवित्त

रुक्यो मन पाप मैं न द्रौपदी विलाप मैं न,
मातुल की सीख सुनि घोर नर्क ताप मैं ।
शत्रु मारि सात शेष सुनाये सुयोधन कौं,
दिखायो सवायो फेर बाप मैं रु आपमैं ।
ऐसी रीस साप मैं न प्रलै के प्रताप मैं न,
जैसी रीस द्रोनी की वा शत्रु के मिलाप मैं ।
आधी रात सोये थे मिटाय दिये पिछली मैं,
आयो चुपचाप मैं त्यों गयो चुपचाप मैं ॥ ५१ ॥

જેનું મન પાપમાં કે દ્રૌપદીના વિલાપમાં, અને મામાની શિખામણ સાંભળવામાં કે ઘોર નર્કના તાપમાં રોકાણું નહિં, જેણે શત્રુઓને મારીને સાત બાકી રહ્યા તે રણભૂમિમાં મરણ પથારીએ પડેલા દુર્યોધનને સંભળાવ્યું. અને જેણે પોતામાં તથા પોતાના બાપમાં પરાક્રમનો વિશેષે સવાયો અંતરાય બતાવ્યો. એ અશ્વત્થામાની શત્રુઓને મળવામાં જેવી રીસ હતી તેવી રીસ તો સાપમાં કે પ્રલયકાળના પ્રતાપમાં પણ હોતી નથી. તેણે જે શત્રુઓ અર્ધી રાત સુધી સૂઈ રહ્યા હતા તેમને પાછલી રાતમાં મારી નાંખ્યા અને એ અશ્વત્થામા જેવો છાનોમાનો આવ્યો હતો તેવો જ છાનોમાનો ચાલ્યો ગયો.

दोहा

बाल वृद्ध कहा त्रियन विन, सब ही डारे मारि ।
रह्यौ न अष्टादश सहस,–विच कोउ उठै पुकारि ॥ ५२ ॥

ફક્ત સ્ત્રીઓ સિવાય કોણ વૃદ્ધ અને કોણ બાળક તે ન જોતાં અશ્વત્થામાએ સર્વને મારી નાંખ્યાં. અને પાંડવોના અઢાર હજાર સૈન્યમાં કોઈ પોકાર કરીને ઊભું થાય એવું રહ્યું નહિ.

सवैया

संजय बोलत भूप अचक्षु तैं होय सु तो सब दैव अधीनो ।
कौनको कौनको शोच करैं सब क्षत्रिन को गन युद्ध मैं छीनो ।
द्रौन से द्रौनि से होत दशेक तौ होत न तौ सुत को बलहीनो ।
बोयकै लूनिगो खेत पिता त्यों हि पूत निशा मैं सला भल कीनो ॥५३॥

ધૃતરાષ્ટ્ર પ્રત્યે સંજય કહે છે કે, હે રાજા ! જે થવાનું છે તે સર્વ દૈવ (ભવિષ્ય અથવા કર્મ) ને આધીન હોઈ થયા કરે છે. સર્વ ક્ષત્રિયોનો સમૂહ યુદ્ધમાં નાશ પામ્યો તેમાં કોનો કોનો શોક કરવો ? અલબત, જો દ્રોણાચાર્ય તથા અશ્વત્થામા જેવા દશેક યોદ્ધા હોત તો તમારા પુત્રનું બળ (સૈન્ય) નાશ ન પામત. દ્રોણાચાર્ય જે ખેતર વાવીને લણી ગયા તેમાં પડયા પાથર્યા ગણ્યા ગાંઠયા જે કાંઈ આડા અવળા બાકી રહી ગયા હતા તેનો અશ્વત્થામાએ પણ તેના પિતાની પેઠે રાત્રિમાં સારી રીતે સલો (ખેતર લણ્યા પછી જે કાંઈ બાકી રહે છે તેને વીણી લેવાનો ઉદ્યમ કરવો તે) કર્યો.

गांधारी उवाच

कवित्त

पितु के मरे को शोक नाहिंन अलोक शोक,
स्वामी हू मरे तें स्वामीधर्म इक तारी पै ।
भारद्वाज वंश अवतंश; वंश द्रौपद को,–
छेदिकै चढाई ध्वजा जुद्ध कथा सारी पै ।
जनो हो तो ऐसो जनो जोवन वृथा न खोवो,
तेरो पुत्र देखिकै पुकारि कहौं नारी पै ।
गांधारी कहत कृपी मेरी शत पुत्रधारी,
वारि वारि डारौं कूख एक पुत्रधारी पै ॥ ५४ ॥

જેને પિતાના મરણનો શોક નથી, અને અપકીર્તિનો પણ પણ શોક નથી, પરંતુ પોતાના સ્વામી ( દુર્યોધન )ના મરણથી તેના પર જેનું મન એકતાર થઈને લાગ્યું છે તે ભારદ્વાજ વંશના મુકુટે ( અશ્વત્થામાએ ) દ્રુપદરાજાના વંશનો નાશ કરીને યુદ્ધની તમામ કથા પર ધ્વજા ચડાવી. ગાંધારી કહે છે કે હે કૃપી ! હું તમારા પુત્રને જોઈને (ક્ષત્રિયોની) સ્ત્રીઓ પ્રત્યે પોકારીને કહું છું કે હે સ્ત્રીઓ ! પુત્ર જણો તો એવો જણો, જોબનને નકામું ખોઈ નાંખશો નહિ. વળી હે કૃપી ! તમારી એક પુત્રવાળી કૂખ પર હું મારી સો પુત્રવાળી કૂખનો વારંવાર ઘોળ કરૂં છું અર્થાત હું તમારા પર બલિહારી જાઉં છું.

## संजय उवाच

### दोहा

द्रौणी मुख रिपु वध सुनी, गये सुयोधन प्रान ।
विप्र शस्त्र परित्याग करि, गो व्यासाश्रम थान ॥ ५५ ॥

સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! અશ્વત્થામાને[1] મોંઢે

---

(૧) ભાંગી ગયેલી સાથળવાળા અને ભાન વિનાના થઇને પૃથ્વી પર પડેલા રાજાની સામે જોઈને અશ્વત્થામા તેને પુનઃ કહેવા લાગ્યા, હે દુર્યોધન ! તમારામાં હવે કાંઈ પ્રાણ હોય તો સાંભળો ! પાંડવ પક્ષમાં હવે પાંચ પાંડવો, વાસુદેવ અને સાત્યકિ એ સાત જ છે. અને કૌરવ પક્ષમાં હું, કૃપાચાર્ય તથા કૃતવર્મા એ ત્રણ જ બચ્યા છીએ.

ઓગણીસમા દિવસના પ્રાતઃકાળે દુર્યોધને પ્રાણ છોડયા ત્યાં સુધીનું વૃત્તાંત સંજય વ્યાસ મુનિએ આપેલા દિવ્યનેત્રથી જોઈ શકયો હતો.

સંજય કહે છે, દુર્યોધને પોતાના પ્રાણત્યાગ કર્યા પછી શોકાતુર થયેલો હું પરોઢિયામાં હસ્તિનાપુર તરફ આવવા ઉતાવળથી ચાલ્યો. હે રાજા ! તમારા પુત્રના સ્વર્ગમાં જવાથી મને અત્યંત શોક થયો છે. અને ઋષિએ આપેલી મારી દિવ્ય દૃષ્ટિ પણ આજે નાશ થઈ છે. (સૌપ્તિકપર્વ, અધ્યાય ૯).

વૈશંપાયન કહે છે, હે જનમેજય ! રણમાં દુર્યોધન અને તેના સર્વ સૈન્યનો નાશ થયા પછી વ્યાસે આપેલું દિવ્યજ્ઞાન જેનું નાશ થયું હતું એવો સંજય ધૃતરાષ્ટ્ર રાજાની પાસે આવીને ઊભો રહ્યો અને બોલ્યો હે રાજા !

શત્રુઓના વધના સમાચાર સાંભળી દુર્યોધનના અવશેષ પ્રાણ છૂટી ગયા. અને અશ્વત્થામા શસ્ત્રોને તજીને વ્યાસનો આશ્રમ હતો તે સ્થળે ગયો.

हरि लै आये पांडवन, शिविरन समय प्रभात ।
द्रुपदा कहत विलाप जुत, हाय पुत्र हा भ्रात ॥ ५६ ॥

પછી પ્રાતઃ સમયે શ્રીકૃષ્ણ પાંડવોને લઈને તંબૂઓમાં આવ્યા, ત્યાં દ્રૌપદી હાય પુત્રો! હાય ભાઇઓ! એમ વિલાપ સહિત પોકાર કરી રહ્યાં છે.

[1]सब निशि बीती बात सुनि, विजय प्रतिज्ञा कीन ।
ला देहौं शिर शत्रु को, मति रोवे अति दीन ॥ ५७ ॥

અર્જુને રાત્રે વીતેલી તમામ વાત સાંભળીને પ્રતિજ્ઞા કરીને દ્રૌપદીને કહ્યું કે, હે દ્રૌપદી! તું અત્યંત ગરીબ થઈને રોઇશ નહિ. હું તને તારા શત્રુનું મસ્તક લાવી આપીશ.

वाके शिर धरि पाँव तुम, करिहू सूतक स्नान ।
फिर बंधुन कौं, सुतन कौं, देहु जलांजलि दान ॥ ५८ ॥

એટલે તે શત્રુના માથા પર પગ રાખીને તું સૂતકનું સ્નાન કરજે અને પછી તારા ભાઈઓને તથા પુત્રોને જળાંજળી (ઉત્તરક્રિયા)નું દાન દેજે.

पद्धरी छंद

यों कहि रु कियो रथजुक्त गौन, प्रति व्यासाश्रम नर गति सु पौन ।
स्यंदन लखि द्रोनी विगत शस्त्र, उत प्रेर्यौ नर पर ब्रह्म अस्त्र ॥५९॥

---

તમારા પુત્રોને નિત્ય પ્રાર્થના કરીને સમજાવ્યા છતાં પણ તેમણે તો વૈરનો અંત આણવાની ઇચ્છા રાખીને આખી પૃથ્વીનો સંહાર કરાવ્યો છે. માટે તમે હવે પુત્રો, પૌત્રો અને પિતરોનું એમ સર્વેનું અનુક્રમથી ઉત્તરકાર્ય કરાવો. (સ્ત્રીપર્વ, અધ્યાય ૯),

(૧) દોહા ૫૭થી ૬૬ સુધીની કથા શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૧, અધ્યાય ૭ની છે.

लखि अस्त्र वंश पांडव निकंद, गर्भ की करी रक्षा गुविंद ।
प्रतिरोध करन सोइ अस्त्र पाथ, प्रेर्यो सु भिरे दोउ एक साथ ॥६०॥

એમ કહીને અર્જુને અર્જુને રથ[1] સહિત વ્યાસમુનિના આશ્રમ પ્રત્યે પવનની ગતિની પેઠે ચાલવા માંડ્યું. રથ આવતો જોઈને અશ્વત્થામા તે વખતે શસ્ત્રવિનાનો હોવાથી તે તરફ અર્જુન ઉપર તેણે બ્રહ્માસ્ત્ર (દર્ભના[2] તરણામાં બ્રહ્માસ્ત્રનું ધ્યાન ધરીને તેને પાંડવોના વંશનાશ માટે) ચલાવ્યું. એ અસ્ત્ર પાંડવોના વંશનો નાશ કરવાવાળું જોઈને (જાણીને) શ્રીકૃષ્ણે ઉત્તરાના[3] ગર્ભની રક્ષા કરી, અને એ બ્રહ્માસ્ત્રને રોકવા માટે અર્જુને પણ બ્રહ્માસ્ત્ર ચલાવ્યું તે બેઉ અસ્ત્રો એક સાથે બાથ્યાં.

### व्यास उवाच

विधि अस्त्र पार्थ आकर्षि पुत्र, अथवा कि होय जग प्रलय अत्र ।
प्रेर्यो यह द्रोनी जुत प्रमाद, आकर्षन याकौं नाहिँ याद ॥६१॥
लखि उभय अस्त्र जग प्रलैकार, मुनि व्यास बचन लीने सँभार ।
सुत द्रौन पकरि रथ पै बिठाय, युधिष्ठिर अग्र लै कियो जाय ॥६२॥

---

(૧) એ રથમાં શ્રીકૃષ્ણ બિરાજ્યા. તેમાં સર્વ જાતનાં આયુધો ભરેલાં હતાં. તે રથને કાંબોજ દેશના અને સુવર્ણની માળાઓવાળા ચાર ઘોડાઓ જોડેલા હતા. અને ધ્વજદંડ પર ભગવાનના કેતુ રૂપ એવા ગરૂડ ભગવાન દેખાતા હતા.

(૨) બ્રહ્માસ્ત્ર મારવા માટે પ્રબળ મનના અશ્વત્થામાએ ડાબા હાથ વડે દર્ભની સળી લઈને મનમાં દિવ્ય બ્રહ્માસ્ત્રનું ધ્યાન ધર્યું અને "અપાંડવી પૃથ્વી થાઓ" એમ કહીને એ ઈષીકા રૂપ બ્રહ્માસ્ત્રને છૂટું મૂક્યું. (સૌપ્તિક પર્વ, અધ્યાય ૧૩)

(૩) ઉત્તરાના ગર્ભનું રક્ષણ કર્યું એ કથા સૌપ્તિક પર્વ, અધ્યાય ૧૬માં છે. વિશેષે શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા કે હે અશ્વત્થામા ! તું નિત્ય પાપકર્મ કરનારો નરાધમ એવો બાળકોના પ્રાણનો ઘાતક છે. એ કારણથી તને તારા પાપ-કર્મનું ફળ ભોગવવું પડશે, તું ત્રણ હજાર વર્ષ સુધી કોઈ પણ ઠેકાણે કોઈની પણ સાથે કાંઈ પણ વાર્તાલાપ કર્યા વિના મનુષ્ય રહિત દેશોમાં લોહી પરુ યુક્ત દુર્ગંધિત શરીરે એકલો જ ભટક્યા કરીશ.

તે જોઈને વ્યાસ મુનિએ કહ્યું કે હે પુત્ર અર્જુન ! તું બેઉ બ્રહ્માસ્ત્રને ખેંચી લે, નહિ તો હમણાં જ જગત પ્રલય થશે; અશ્વત્થામાએ માલૂમ ( ભાન ) વિના આ બ્રહ્માસ્ત્ર પ્રેર્યું છે, એને પાછું ખેંચી લેવાનું યાદ ( ભાન ) નથી. અર્જુને વ્યાસ મુનિનાં વચન સાંભળીને બેઉ અસ્ત્રો જગતને પ્રલય કરવાવાળાં જોઈને ( જાણીને ) પાછાં ખેંચી લીધાં, પછી અશ્વત્થામાને પકડીને રથમાં બેસાડી યુધિષ્ઠિર સામે ઊભો કર્યો.

दोहा

कृष्ण भीम दोनों कहत, आततायि, नहिँ विप्र ।
करत दया देखत कहा, हतहु दुष्ट कौं क्षिप्र ॥ ६३ ॥

પછી કૃષ્ણ ભગવાન તથા ભીમસેન બેઉ કહે છે કે આ બ્રાહ્મણ નથી પણ આતતાઈ છે. હે ધર્મરાજા ! દયા કરીને શું જુવો છો ? એ દુષ્ટને જલ્દી મારી નાંખો.

कह्यो युधिष्ठिर द्रौपदी, यह हम तैं नहिँ होय ।
द्विज वध मम सुत ना मिलै, कृपी कहैं का रोय ॥ ६४ ॥

તે સાંભળીને યુધિષ્ઠિર તથા દ્રૌપદીએ કહ્યું કે આ કર્તવ્ય અમારાથી ન થાય, બ્રાહ્મણના વધથી મારા પુત્રો હવે કાંઈ મળે નહિ, અને કૃપી ( અશ્વત્થામાની માતા ) રોઇને શું કહે ? અર્થાત કલ્પાંત કરીને શાપ આપે.

चूड़ामणि जुत हरि शिखा, विजय देहु छुटकाय ।
विना शस्त्र यह विप्रवध, निगम कहत विधि न्याय ॥ ६५ ॥

પછી યુધિષ્ઠિરે કહ્યું હે અર્જુન ! એની ચૂડામણિ ( મસ્તક મણિ ) સહિત શિખા (ચોટલી) લઈને પછી એને મુક્ત કરો. એ વિના શસ્ત્રે બ્રાહ્મણનો વધ હોવાનું ન્યાયવિધિથી વેદ કહે છે.

कह्यो युधिष्ठिर त्यों कियो, शिखा छेदि भुव डारि ।
या पै पग धरि नर कहत, करहु स्नान अब नारि ॥ ६६ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! જેમ યુધિષ્ઠિરે કહ્યું તેમ જ

અર્જુને અશ્વત્થામાની શિખા છેદીને પૃથ્વી ઉપર નાંખીને દ્રૌપદીને[1] કહ્યું કે, હે સ્ત્રી ! હવે એ શિખા પર પગ દઈને તમે સ્નાન કરો.

इति धृतराष्ट्र संजय संवाद

અહીં ધૃતરાષ્ટ્ર તથા સંજયનો સંવાદ પૂર્ણ થયો.

अथ वैशंपायन उवाच

जुद्धभूमि विच भूप जब, आयो त्रियन समेतु ।
गांधारी प्रति कहत मिलि, कृष्ण व्यास जुत हेतु ॥ ६७ ॥

વૈશંપાયન મુનિ બોલ્યા, હે જન્મેજય રાજા ! એવી રીતે રાજા ધૃતરાષ્ટ્ર સ્ત્રીઓ સહિત જ્યારે યુદ્ધભૂમિમાં આવ્યા ત્યારે શ્રીકૃષ્ણ તથા વ્યાસ એ બેઉ મળીને ગાંધારી ( દુર્યોધનની માતા) પ્રત્યે કહેવા માંડ્યા.

तूं जानत का कहहिं हम, नहीं युधिष्ठिर दोष ।
कर्यो वंश कुरु को कदन, एक सुयोधन रोष ॥ ६८ ॥

હે ગાંધારી ! તમે સર્વ વાત જાણો છો. અમે શું કહીએ ? આમાં યુધિષ્ઠિરનો કાંઇ પણ પણ દોષ નથી. ફક્ત એક દુર્યોધનના ક્રોધે જ કૌરવોના વંશનો નાશ કર્યો છે.

अब तौ है तव पुत्र ए, भूलि न देहु शराप ।
परत युधिष्ठिर पाय तव, हृदय लगावहु आप ॥ ६९ ॥

હવે તો આ ( યુધિષ્ઠિરાદિ ) તમારા પુત્રો છે. માટે તેઓને ભૂલથી પણ શાપ આપશો નહિ અને યુધિષ્ઠિર તમારા ચરણે નમન કરે છે તેને તમે હૃદય સાથે લગાવો. અર્થાત એ પુત્ર જ છે એમ જાણો.

पाय परत कर नखन पर, परी मातु की दृष्ट ।
चख बँध पट अध छिद्र तें, भये करज दश भ्रष्ट ॥ ७० ॥

---

(૧) દ્રૌપદી બોલ્યાં કે, ગુરૂના પુત્ર પણ મારા ગુરૂ ગણાય. મારૂં અનિષ્ટ કર્યું છે તેનો બદલો લેવાની જ મારી ઇચ્છા હતી. હવે મહારાજા યુધિષ્ઠિર આ મણિ પોતાના મસ્તક ઉપર ધારણ કરે.

પછી યુધિષ્ઠિર ચરણે નમતાં તેમના હાથની આંગળીઓના નખો ઉપર માતા (ગાંધારી)ની નજર પડી. તેઓ પોતાની આંખે કપડાનો પાટો બાંધી રાખતાં હોઇ નીચી નજરે જોતાં યુધિષ્ઠિરના હાથની આંગળીઓના દશે નખ[1] ભ્રષ્ટ (શ્યામવર્ણ) થયા.

## श्रीकृष्ण प्रति गांधारी उवाच

कठिन जंघ मम पुत्र की, छलहि डराई तोरि ।
ईश्वरता दरसात फिर, श्याल सिंह पर छोरि ॥ ७१ ॥

શ્રીકૃષ્ણ પ્રત્યે ગાંધારી બોલ્યાં, હે કૃષ્ણ! જેમ શિયાળને સિંહ ઉપર છોડે તેમ (ભીમસેન દ્વારા) કપટવડે જ મારા પુત્રની કઠણ જંઘા તમે તોડાવી નાંખી છે અને પાછી પ્રભુતા દાખવો છો!

जाके पद तर रहत थे, छत्रधारि के शीप ।
पलचारी पद तें मलत, ताको शीष अनीश ॥ ७२ ॥

વળી જેના પગ તળે છત્રધારીઓ (રાજાઓ)નાં મસ્તકો રહેતાં હતાં તે (દુર્યોધન)નું શીષ (મસ્તક) અત્યારે વિના ધણીએ માંસાહારી જાનવરો પગ વડે કચરે છે. (ખૂંદે છે.)

## युधिष्ठिर प्रति

### कवित्त

देशन मैं जीविका मिटानी सईरंध्रिन की,
चूरीगर बापुरे निकारिहैं क्यों टोटे कौं ।
गंधि रंगरेज ये बिचारे का पै कहैं दुख,
सुन्यो ग्राम ग्राम मैं सँग्राम काम खोटे कौं ।
वार वार दीनता पुकारि त्रिया झुंड बीच,
गांधारी कहत मरे देखि छोटे मोटे कौं ।

(૧) દશે નખ ભ્રષ્ટ થયા જોઈને અર્જુન શ્રીકૃષ્ણની પાછળ ભરાઇ ગયો, અને પાંડવો ભયભીત થઇને આમથી તેમ સંતાવા માંડ્યા. તે જોઇને ગાંધારીનો ક્રોધ શાંત પડ્યો અને માતાની પેઠે પાંડવોને ધીરજ આપીને અને તેઓને માતા કુંતાની પાસે જવાની આજ્ઞા આપી (સ્ત્રીપર્વ, અધ્યાય ૧૫).

युधिष्ठिर एती भर्तबंसिन की पुत्रवधू,
कर तैं छुवैंगी नाहिं फेरि कजरोटे कौं ॥ ७३ ॥

ત્યાર પછી ગાંધારી યુધિષ્ઠિર પ્રત્યે બોલ્યાં, હે યુધિષ્ઠિર ! દેશોમાં સૈરંધ્રીઓની (પોતાની ઈચ્છાને આધીન પરાયા ગૃહમાં રહીને શિલ્પકાર્ય કરવાવાળી સ્ત્રીઓની) આજીવિકા મટી ગઈ, બિચારા મણિયારો પોતાની ખોટને ક્યાં કાઢશે ? આ યુદ્ધનું ખોટું પરિણામ સાંભળીને બિચારા અત્તરિયા અને રંગરેજો ગામો ગામમાં પોતાના નુકશાનનું દુઃખ કોને કહેશે ? યુદ્ધભૂમિમાં નાના તથા મોટા સર્વ શૂરવીરોને મરી ગયેલા જોઈને[1] વારંવાર સ્ત્રીમંડળમાં દયામણો પોકાર કરીને તેઓ કહે છે કે, હે યુધિષ્ઠિર ! જો, આ ભરત વંશના પુત્રોની આટલી વહુઓ હવે ફરી પોતાને હાથે કાજળ સંપુટને (કાજળની ડબીને) અડશે નહિ.

दोहा

धनुषकृत्त श्रम पाथ को, दोउ हाथ कहि देतु ।
त्यों कुरुक्षेत्र बतात हैं, हते नृपन को हेतु ॥ ७४ ॥

વળી અર્જુનનો ધનુષ્ય ખેંચવાથી થયેલો પરિશ્રમ તેના બેઉ હાથ કહી આપે છે. તેમ જ યુદ્ધમાં હણાયેલા રાજાઓનું કારણ કુરૂક્ષેત્ર કહી આપે છે.

वृद्ध अंध तेरो पिता, चख बंधन मम टेक ।
तिन्ह अंधन के लकुटिया, भीम न राखी एक ॥ ७५ ॥

હે યુધિષ્ઠિર ! તારા પિતા વૃદ્ધ તથા આંધળા છે. અને નેત્રો[2]

(૧) પવિત્ર કર્મ કરનારા મહર્ષિ વેદવ્યાસના વરદાન વડે ગાંધારી દિવ્ય જ્ઞાન બળવાળાં હતાં. તેઓએ દૂર રહ્યાં રહ્યાં દિવ્ય નેત્રો વડે આખું કૌરવોનું રણક્ષેત્ર જોયું. (સ્ત્રીપર્વ, અધ્યાય ૧૬).

(૨) દેવી ગાંધારી આર્ય સતીની ગણનામાં છે. તેઓના પતિ ધૃતરાષ્ટ્ર જન્માંધ હતા. તેથી તે પણ પોતાના નેત્રો પર પાટો બાંધી રાખતાં હતાં. (સ્ત્રીપર્વ, અ૦ ૧૬નું ટિપ્પણ)

બાંધી રાખવાની મારી ટેક છે. તે આંધળાની પુત્રરૂપી લાકડી આ ભીમસેને એક પણ ન રાખી !

हुती प्रतिज्ञा भीम के, शत सुत दिये मिटाय ।
एक सुता मम सोउ हती, अर्जुन कुमति अघाय ॥ ७६ ॥

ભીમસેનની તો પ્રતિજ્ઞા હતી તેથી તેણે મારા સો પુત્રોનો નાશ કર્યો. પણ એક મારી દીકરી (દુઃશલા) હતી તેને પણ મારીને અર્જુન પોતાની નઠારી બુદ્ધિથી ધરાણો, અર્થાત્ મારી પુત્રીના પ્રાણરૂપ પતિ જયદ્રથને તેણે મારી નાંખ્યો.

अर्जुन उवाच

प्रथम हरन किय द्रौपदी, दुतिय हत्यो सुत मोर ।
तातैं भगनीपति हतन, कियो संकलप घोर ॥ ७७ ॥

ગાંધારીનું વચન સાંભળી અર્જુન બોલ્યા કે હે માતા ! જયદ્રથે પ્રથમ દ્રૌપદીનું હરણ કર્યું, પછી બીજી વાર મારા પુત્ર (અભિમન્યુ) ને માર્યો તેથી મેં તે (બનેવી)ને મારવાનો ભયંકર સંકલ્પ કર્યો.

गांधारी उवाच

पति शिर धारे गोद में, लखि सुत मच्छकुमारि ।
रक्त लिप्त मुख कचन कौं, पौंछति कहत पुकारि ॥
क्यों त्यागी अपराध का, कित जेहौं कछु बोल ।
मैं कांता प्राणेश तुम, अंतर की गति खोल ॥ ७९ ॥

ભયંકર રણભૂમિ જોયા પછી ગાંધારીએ કહ્યું કે હે પુત્ર ! જો, આ મચ્છ રાજાની કુમારી (ઉત્તરા) પોતાના પતિ (અભિમન્યુ)નું મસ્તક ખોળામાં લઈને લોહીથી લપટાયેલા મોંઢા ઉપરના વાળોને લૂંછી નાંખતી પોકાર કરીને (દયામણા અવાજે) કહે છે કે હે પ્રાણનાથ ! આપે મને કેમ તજી ? મારો શો અપરાધ છે ? હું હવે ક્યાં જઈશ ? કાંઈક તો બોલો ! હું તમારી પત્ની છું, તમે મારા પ્રાણપતિ છો, માટે હૃદયની ગતિ (સ્થિતિ) ઉઘાડો ! અર્થાત્ ઉમળકાની વાત કરો !

युधिष्ठिर उवाच

माता मैं राखी छिमा, कुल ही बचावन काज ।
दुर्योधन कलिरूप तैं, अधम भयो मैं आज ॥ ८० ॥

પછી યુધિષ્ઠિર બોલ્યા, હે માતા ! મેં વંશ બચાવવા માટે ક્ષમા ધારણ કરી, પરંતુ કળિકાળના અંશ રૂપ દુર્યોધન વડે હું આજે અધમ થયો (કહેવાયો) છું.

धृतराष्ट्र उवाच

अब मेरे सुत पांच ये, तिन्हमें अतिबल प्रीय ।
भीम मिलावहु मोरतैं, ह्वै शीतल मम जीय ॥ ८१ ॥

પછી રાજા ધૃતરાષ્ટ્ર બોલ્યા, હે કૃષ્ણ ! હવે આ મારા પાંચ પુત્રો છે, તેમાં અત્યંત બળવાન એવો જે ભીમસેન છે તે મને વહાલો છે. તેને મારાથી મિલાવો એટલે મારો જીવ શીતળ થાય.

मिलत वृकोदर बरजि हरि, पुतरा धातु बनाय ।
मिलवायो चूरन कियो, नृप हि पर्यो मुरछाय ॥ ८२ ॥

વૈશંપાયન બોલ્યા, હે જનમેજય ! પછી વૃકોદર (ભીમસેન) મળવા માટે ચાલ્યો તેને શ્રીકૃષ્ણે વાર્યો, અને ધાતુનું પૂતળું [1]બનાવરાવી રાખ્યું હતું તે મિલાવરાવ્યું જેનું ચૂરણ કરી નાંખીને રાજા ધૃતરાષ્ટ્ર પોતે જ મૂર્ચ્છિત થઈને પૃથ્વી પર પડ્યા.

(૧) દશ હજાર હાથીના બળવાળા રાજા ધૃતરાષ્ટ્ર લોઢાના ભીમસેનનો ભૂકો કરવા પછી લોહી ઓકીને ધરણી પર ઢળી પડ્યા. તે સમયે વિદ્વાન ગાલ્વગણિના પુત્ર અને ધૃતરાષ્ટ્રના સારથિ સંજયે તેમને પકડી રાખ્યા અને ધારણા આપી. ધૃતરાષ્ટ્રનો કોપ શાંત થયા પછી ભીમસેન મરી ગયો જાણીને અત્યંત શોકયુક્ત તેઓ રડવા માંડ્યા એટલે શ્રીકૃષ્ણે કહ્યું કે તમે શોક કરશો નહિ ભીમસેન જીવતો જ છે. હે મહારાજ ! તમારી બાથમાં આવેલો કોઈ બચી શકે નહિ એમ જાણીને મેં તમારા પુત્રે (દુર્યોધને) જે લોઢાનો ભીમસેન બનાવરાવ્યો હતો તેની તમને ભેટ કરાવી છે (સ્ત્રીપર્વ, અધ્યાય ૧૨).

हाय भीम अति दुखित हौं, मारे शत सुत मोहि ।
क्षुभित नीच मैं कुमति करि, तिन हित मार्यौ तोहि ॥ ८३ ॥

પછી ધૃતરાષ્ટ્ર પોકાર કરીને કહેવા લાગ્યા કે, હાય હાય ! હે ભીમસેન ! હું અત્યંત દુઃખિત છું. તેં મારા સો પુત્રો માર્યા તેથી શોકવાન થયેલ નીચ એવા મેં દુષ્ટ બુદ્ધિ કરીને તને માર્યો છે.

## संजय उवाच

अब नृप मारे भीम के, मिलैं कि तव सुत आय ।
अयमय हरि पुतरा रच्यो, भीमहि लियो बचाय ॥ ८४ ॥

પછી સંજયે કહ્યું, હે રાજા ! ભીમસેનને મારવાથી તમારા પુત્રો તમને શું આવી મળશે કે ? આ તો લોઢાનું બનાવેલું પૂતળું શ્રીકૃષ્ણે તમારાથી ભિલાવરાવીને ભીમસેનને બચાવી લીધો છે.

## धृतराष्ट्र उवाच

कृपा करी मम दुखित पै, ईश्वर सुमति अगाध ।
राख्यो छल करि भीम कौं, टर्यौ मोहि अपराध ॥ ८५ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યા, અગાધ સુબુદ્ધિવાળા ઈશ્વરે હું દુખિયારા પર કૃપા કરીને છળયુક્તિ વડે ભીમસેનને બચાવ્યો અને મારો દોષ ટાળ્યો.

कियो सबन को दाहक्रम, धर्मपुत्र जुत भ्रात ।
पृथा कह्यो अब कर्न कौं, देहु जलांजलि तात ॥ ८६ ॥

પછી ધર્મરાજાએ ભાઈઓ સહિત મળીને, મરી ગયેલા સર્વેનું અગ્નિસંસ્કારનું કાર્ય કર્યું, એટલે પૃથા (કુંતા) એ કહ્યું કે હે પુત્ર ! હવે કર્ણને જળાંજળી (મરી ગયેલા પાછળનો પુણ્ય સંકલ્પ) આપો.

क्षेत्रज अग्रज पांडुसुत, तेरो बंधव सोय ।
मातुवचन सुनि बिवस है, गिर्यौ युधिष्ठिर रोय ॥ ८७ ॥

હે યુધિષ્ઠિર! કર્ણ એકજ ક્ષેત્રમાંથી ઉત્પન્ન થયેલો પાંડુ રાજાનો મોટો દીકરો એ તારો ભાઈ થાય. માતાનું એ વચન સાંભળીને યુધિષ્ઠિર આશ્ચર્યચકિત થઈને રોઈ પડ્યા.

प्रथम शोक भूल्यो सबैं, शोक नयो सुनि सुद्ध ॥
पहले मोकौं कहत तो, भूलि न करतो युद्ध ॥ ८८ ॥

અને આ (એકજ ઉદરથી જન્મેલ કર્ણને મારવા રૂપ) નવીન શોકની યાદ સાંભળીને ધર્મરાજા પૂર્વશોક (કૌરવોને મારવાનો શોક) ભૂલી ગયા, અને માતાને કહેવા માંડ્યા કે હે માતા! જો તમે મને પહેલેથી (કર્ણના જન્મનું ગુપ્ત વૃત્તાંત)[૧] કહ્યું હોત તો હું ભૂલથી પણ કર્ણથી યુદ્ધ ન કરત.

छंद त्रोटक

लखिकै नृप वंश विनाश नयो, जल अंजुलि देत बिहाल भयो ।
हरि व्यास दुहुँ समझाय कह्यो, सुनि ज्ञान हृदय नहिं नैक ग्रह्यो ॥८९॥
समझाय न जाय यहै हम पै, मिलि ल्याये तिही सब भीषम पै ।
नृप बोलत भीषम तैं बतियाँ, निरवेद तैं जात फटी छतियाँ ॥९०॥

કર્ણના મરણરૂપી એક નવીન વંશનો નાશ થયો જોઈને (જાણીને) રાજા યુધિષ્ઠિર, કર્ણને જળાંજળી આપતાં (મરણની પુણ્યક્રિયા કરતાં) બેભાન સ્થિતિવાળા થઈ ગયા. એટલે શ્રીકૃષ્ણ તથા વ્યાસ ભગવાન એ બેઉએ તેમને સમજાવીને કહ્યું; પરંતુ તે સાંભળીને યુધિષ્ઠિરે હૃદયમાં જ્ઞાન ધારણ કર્યું નહિ. શ્રીકૃષ્ણે તથા વ્યાસ ભગવાને જાણ્યું કે યુધિષ્ઠિર અમારા સમજાવ્યાથી સમજશે નહિ, ત્યારે તેઓ સર્વે મળીને તેમને ભીષ્મ પિતાની પાસે લાવ્યા. રાજા યુધિષ્ઠિર ભીષ્મ-પિતાથી વાત કરે છે તે વૈરાગ્યથી છાતી ફાટી જાય છે.

(૧) કર્ણના જન્મનું ગુપ્ત વૃત્તાંત, યુદ્ધારંભ પહેલાં શ્રીકૃષ્ણ તથા કુંતા દ્વારા માત્ર કર્ણના જ જાણવામાં આવ્યું હતું, તે સિવાય બીજા કોઈએ જાણ્યું નહોતું.

युधिष्ठिर वचन

तुम दै मुख ग्रास सुबोध दिये, तिन पै हम नीच प्रहार किये ।
जिन द्रोन शिखाय दिये नर कौं, अवशेष न अस्त्र रखे घर कौं ॥९१॥
तिनकौं रन मैं हम मारि लियो, जब मानत हौं धिक मोर जियो ।
जिन स्वाद कछू न लिये जग के, सब बाल मरे मत मो ठग के ॥९२॥

યુધિષ્ઠિર કહે છે કે હે પિતા! જે આપે અમારા મોંઢામાં કોળિયા આપી આપીને અમને ઉત્તમ બોધ આપ્યો, તેઓ ઉપર અમો દુષ્ટોએ ઘા કર્યા છે. વળી જે દ્રોણાચાર્યે અર્જુનને શસ્ત્રવિદ્યા શિખવાડીને એક શસ્ત્ર પણ પોતાને ત્યાં બાકી રાખ્યું નહોતું, તેઓને પણ યુદ્ધમાં અમોએ મારી નંખાવ્યા. તેથી હું મારૂં જીવવું ધિક્કાર રૂપ માનું છું. વળી જેઓએ જગતના કોઈ પણ સ્વાદ લીધા નથી, એવા સર્વ બાળ કુંવરો મારા ઠગારાના મતથી નાશ પામ્યા છે.

जिनकी अबला विधवा बरतैं, तिनकौं न निहारि सकौं डर तैं ।
बिन जानि रवीसुत भ्रात हन्यो, सब तैं निज शत्रु विशेष गिन्यो ॥९३॥
सब ही कुल को हम नाश कियो, इन बातन तैं अकुलात हियो ।
किहि रीति पितामह राज करौं, यह पाप तैं पार कदा उतरौं ॥९४॥
इतनी कहि पायन बीच गिर्यो, उठवायकै भीषम अंक भर्यो ।
शरसेज पै बोध करैं सुत कौं, मुखि थापि वेदांत हि के मत कौं ॥९५॥

જેઓની અબળાઓ (સ્ત્રીઓ) વિધવાપણું વર્તે છે (ભોગવેછે) તેઓની સામે હું ડરથી (તેઓના શાપના ભયથી અથવા લોક નિંદાના ભયથી) જોઈ શકતો નથી. ખબર વિના સૂર્યપુત્ર (કર્ણ) ભાઈ થાય તેને અમે સહુથી વધારેમાં વધારે શત્રુ ગણ્યો. અને માર્યો. તમામ વંશનો અમે નાશ કર્યો, તે વાતોથી હૃદય અકળાય છે. હે પિતામહ ! હું કેવી રીતે રાજ કરૂં અને આ પાપથી હું ક્યારે પાર ઊતરૂં ? એટલું કહીને ધર્મરાજા ભીષ્મ-પિતામહના પગે પડ્યા, એટલે પિતામહે તેમને ઉપાડી લઈને

છાતી સાથે લગાવ્યા. અને મુખ્ય વેદાંત (ઉપનિષદ) મતનું મંડન કરીને, ભીષ્મ પિતામહ બાણશય્યા પર રહ્યા રહ્યા પુત્ર (યુધિષ્ઠિર)ને ઉપદેશ કરે છે.

## भीष्म वचन

सब आपकि आगि तैं आप जरै, किहि रीत तुं पुत्र विलाप करै ।
कुन मारत कौन मरै कबहूँ, शुध रूप अखंड लखो सबहूँ ॥९६॥
करता हम मानत मूढ किते, जग बीच बँधे नर जानि जिते ।
करता भुगता प्रकृती कहिये, निज जानि अलेप सदा रहिये ॥९७॥

ભીષ્મ પિતા બોલ્યા કે હે પુત્ર! સૌ કોઈ પોતપોતાના અગ્નિથી (મોહરૂપી અગ્નિથી) બળે છે (નાશ પામે છે), તેનો તું કઈ રીતે વિલાપ કરે છે? કોણ મારે છે? અને કોણ ક્યારે મરે છે? અર્થાત્ કોઈ મારતું પણ નથી, અને કોઈ ક્યારે મરતું પણ નથી. સર્વને અખંડ એવા શુદ્ધ રૂપે અર્થાત્ અક્ષર બ્રહ્મ રૂપે જો. કેટલાક અજ્ઞાની જનો "હું કર્તા છું" એમ માને છે, તેટલા જનો જગતમાં બંધાયેલા છે એમ જાણ, કર્તા અને ભોક્તા તો પ્રકૃતિ અર્થાત્ માયા[1]ને કહીએ, તું તો (આત્મા તો) હંમેશાં નિર્લેપ છે એમ જાણીને આનંદયુક્ત રહેવું જોઈએ.

पति अंग अलिंगत है प्रमदा, तिन तैं दुहिता दुय भाव जुदा ।
गति भावहि बंध रु मुक्ति गिनौ, सब पाप रु पुन्य उभैं सुपनो ॥९८॥
स्थुल सुक्षम कारन देह त्रिहुँ, भ्रमरूप बनी नहिं सत्य कहूँ ।
तिन झूठ तैं कर्म न सत्य बनै, तृषणा मृगनीर न कोय गनै ॥९९॥
सुनि भीषम बैन अज्ञान गयो, मनु भानु उदै तम नाश भयो ॥

પતિ (પુરૂષ) પ્રમદા (સ્ત્રી)ને જે અંગથી આલિંગન આપે

(१) मैं अरु मोर तोर तैं माया । जेहि बश कीन्हे जीव निकाया ॥
गो गोचर जहँ लगि मन जाई । सो सब माया जानहु भाई ॥
(तु० कृ० रा०, अरण्य कांड)

છે, અર્થાત્ હૃદય સાથે લગાવે છે, એ જ અંગથી પુત્રીને પણ આલિંગન આપે છે, પરંતુ તેમાં ભાવ જુદા જુદા છે. અર્થાત્ સ્ત્રીમાં સ્ત્રીભાવ છે, અને પુત્રીમાં પુત્રીભાવ છે, એટલે હે પુત્ર ! ભાવની જ સ્થિતિ બંધ મોક્ષ રૂપી જાણ અને પુણ્ય પાપ રૂપી જે જગતનો દ્વંદ્વ (ઉભય પ્રપંચ) છે તે સ્વપ્ન રૂપી નાશવંત છે.

સ્થૂળ, સૂક્ષ્મ અને કારણરૂપી ત્રણ શરીર, ભ્રમરૂપે (અજ્ઞાન વડે) ઉત્પન્ન થયાં છે, તે ત્રણમાંથી કોઈ પણ સત્ય નથી, અર્થાત્ મીથ્યા છે. એ મિથ્યા શરીરોથી સત્યકર્મ થતું નથી, તેમ જ તૃષ્ણા પણ મૃગજળ (ઝાંઝવાનાં જળ) જેવી મિથ્યા છે. પરંતુ પોતાના ભ્રમવડે તેને કોઈ મિથ્યા ગણતું નથી. વૈશંપાયન મુનિ કહે છે કે હે જનમેજય રાજા ! એ ભીષ્મ પિતામહનાં વચન સાંભળીને જેમ સૂર્યના ઉદયથી અંધારાનો નાશ થાય તેમ રાજા યુધિષ્ઠિરનું અજ્ઞાન નાશ પામ્યું.

### वैशंपायन उवाच

### दोहा

दिवस पिचोतर सेज सर, राखे भीषम प्रान ।
माघ शुक्ल पख अष्टमी, सुरपुर कियो पयान ॥ १०० ॥

વૈશંપાયન બોલ્યા, હે જનમેજય ! ભીષ્મે પોતાના પ્રાણ બાણશય્યા ઉપર ૭૫ દિવસ સુધી રાખ્યા; અને મહા સુદિ ૮ ને દિવસે પોતે સ્વર્ગમાં પ્રયાણ કર્યું.

दाह कर्म करि भीष्म को, नृपति गयो पुर नाग ।
सिंहासन बैठो सदय, भई प्रजा वड़भाग ॥ १०१ ॥

ત્યાર પછી ભીષ્મરાજનો અગ્નિસંસ્કાર કરીને ધર્મરાજા હસ્તિનાપુરમાં ગયા, અને દયાયુક્ત રાજસિંહાસન પર બિરાજમાન થયા, એટલે પ્રજા મહા ભાગ્યશાળી થઈ.

## इति पंचदश मयूख ।

## षोडश मयूख

### अंतिम पर्व

### वैशंपायन उवाच

**सोरठा**

धृतराष्ट्र आदेश, धर्मपुत्र शिर पर धर्यो ।
यथा सुयोधन लेश, कबहुँ न अंगीकृत कर्यो ॥ १ ॥

વૈશંપાયન કહે છે કે હે જનમેજય! ધર્મપુત્રે (યુધિષ્ઠિરે) જેમ ધૃતરાષ્ટ્રની આજ્ઞા મસ્તક ઉપર ધારણ કરી, તેમ દુર્યોધને ધૃતરાષ્ટ્રની આજ્ઞા કદી યે જરા પણ ધારણ કરી નહોતી.

**दोहा**

स्नान दान गज गाय महि, भोजन सयन सुभाय ।
प्रथम करैं धृतराष्ट्र जब, पीछे नृपति सदाय ॥ २ ॥

શ્રેષ્ઠ ભાવથી સ્નાન અને હાથી, ગાયો તથા પૃથ્વીનું દાન તથા ભોજન અને શયન વિગેરે નિત્ય કાર્ય જ્યારે પ્રથમ ધૃતરાષ્ટ્ર રાજા કરે ત્યાર પછી ધર્મરાજા નિત્ય કર્મ કરે.

जो पदार्थ होवै निजर, करि धृतराष्ट्र विभाग ।
विदुर युयुत्सु आदि दै, सबकौं देत सभाग ॥ ३ ॥

જે જે પદાર્થોનો નજરાણો થાય તે તે પદાર્થોમાંથી મહારાજા ધૃતરાષ્ટ્ર પ્રથમ વિભાગ કરીને વિદુર તથા યુયુત્સુને પ્રથમ આપીને પછી બીજા સર્વને સહભાગે આપતા હતા.

कैद जुधिष्ठिर को कियो, दे धृतराष्ट्र सु छोर ।
कैद कियो धृतराष्ट्र को, छोरी सकै न और ॥ ४ ॥

યુધિષ્ઠિરનો કેદ કરેલો હોય તેને ધૃતરાષ્ટ્ર છોડી મૂકે, પરંતુ ધૃતરાષ્ટ્રનો કેદ કરેલો હોય તેને બીજો કોઈ પણ છોડી શકે નહિ.

## युधिष्ठिर उवाच

समरन पूर्व विरोध करि, करै पिता तैं द्वेष ।
सो मेरो अति शत्रु है, वल्लभ जदपि विशेष ॥ ५ ॥

ત્યાર પછી રાજા યુધિષ્ઠિરે સભા વચ્ચે કહ્યું કે પૂર્વ વિરોધનું સ્મરણ કરીને જે કોઈ પિતાથી (મહારાજા ધૃતરાષ્ટ્રથી) ઈર્ષા કરશે તે જો કે મારો વિશેષ વહાલો હશે તો પણ અતિ-શત્રુ ગણાશે.

## वैशंपायन उवाच

भयो परीक्षित को जनम, सब कुल कौं सुखदान ।
दै कोटिन धन द्विजन कौं, कर्यो भूप सनमान ॥ ६ ॥

વૈશંપાયન બોલ્યા, હે જનમેજય ! સર્વ કુળને સુખદાયક પરીક્ષિતનો જન્મ થયો ત્યારે રાજાએ બ્રાહ્મણોને કરોડો સંખ્યાનું ધન આપીને સન્માન કર્યું.

कीनी विदुर प्रधानता, नृपति पांडु की बेर ।
सोइ युयुत्सू ने करी, कृपा युधिष्ठिर हेर ॥ ७ ॥

પાંડુ રાજાની વખતમાં વિદુરે જે પ્રધાનપણું કર્યું હતું એ જ પ્રધાનપણું, રાજા યુધિષ્ઠિરની કૃપા જોઈને યુયુત્સુએ (મહારાજા ધૃતરાષ્ટ્રના વાણિયાણી પુત્રે) કર્યું.

## युधिष्ठिर का नित्यकर्म

### छंद नाराच

वितीत रात्रि तीन जाम भूप मंजनं करै ।
पिताम्बरं सुधारि फेर देवसेव विस्तरै ।
जुहाव अग्निहोत्र कौं रु गाय विप्र पूजिकै ।
बुलायकै अमात्यवृंद लाभ खर्च बूझिकै ॥ ८ ॥

હવે ધર્મરાજાના નિત્ય નિયમનું વર્ણન કરવામાં આવે છે. રાત્રિના ત્રણ પહોર વીત્યા પછી રાજા સ્નાન કરે, અને

પછી પીતાંબર પહેરીને દેવસેવામાં પ્રવર્તમાન થાય. હોમ કરવા રૂપ અગ્નિહોત્ર (કર્મ)ને સંપૂર્ણ કરીને ગાય તથા બ્રાહ્મણને પૂજીને, અમાત્યવૃંદ (સલાહકાર મંત્રીસમૂહ) ને બોલાવીને ખર્ચ અને સિલકનો હિસાબ પૂછે.

पिता रु मात कौं प्रणाम धारिकै सभा करै ।
प्रताप देखि शत्रु आप ताप तैं जरै डरै ।
स्वदेश के विदेश के कवि अमात्य आयकैं ।
यथास्थितं सु मान दान जे चलंत पायकै ॥ ९ ॥

પછી પિતા (ધૃતરાષ્ટ્ર) અને માતા (ગાંધારી તથા કુંતા) ને પ્રણામ કરીને સભા કરે. રાજાનો પ્રતાપ જોઈ ને શત્રુઓ પોતે બળતા અને ડરતા હતા. પોતાના દેશના અને પરદેશના કવિઓ અને પ્રધાનો આવીને પોતપોતાના મોભા પ્રમાણે દાન-સન્માન પામીને તે વિદાય થતા હતા.

निहारि अश्वशाल औ रसोइथान आवना ।
सहस्र अष्ट औ असी ऋषीन कौं जिमावना ।
सबंधु फेर जीमि भूप भूपवृंद संजुतं ।
करै विचार शास्त्र को अरोगि पान अमृतं ॥ १० ॥

પછી અશ્વશાળા (ઘોડાલ, પાયગા) જોઈને પાકશાળામાં (રસોડામાં) આવવું થતું હતું અને અઠ્ઠાસી હજાર ઋષિઓને જમાડવાનું કાર્ય કરાવતા હતા. ત્યાર બાદ મહારાજા ધૃતરાષ્ટ્રના મંડળ સહિત તથા પોતાના ભાઈઓ સહિત ધર્મરાજા જમીને અમૃતપાન (મુખવાસ તાંબૂળ વિગેરે) આરોગીને શાસ્ત્રનો વિચાર કરતા હતા.

तृतीय जाम पायकै लखंत सैन्य हाजरी ।
करंत शस्त्र अस्त्र एक एक की बराबरी ।
प्रदोस संधि साधिकै करंत रात्रि कौं सभा ।
लखात गान नृत्य तैं सुरेंद्र लोक की प्रभा ॥ ११ ॥

પછી ત્રીજે પહોરે લશ્કરની હાજરી લેતા હતા તેમાં શૂરવીરો અસ્ત્ર શસ્ત્ર વડે એક એકની બરાબરી કરતા હતા તે પણ જોતા હતા. પછી સાંજ સમયનું સંધ્યાવંદન સાધીને રાત્રિની સભા કરતા હતા. એ વખતે નાચગાનથી સ્વર્ગલોકની શોભા દેખાતી હતી.

करंत मंत्र द्वै घरी किये सभा विसर्जनं ।
प्रकाश मंत्र होत ना बिना सपत्न तर्जनं ।
वितीत डेढ जाम रात्रि व्है द्वितीय भोजनं ।
समग्र नग्र देश के बचाव के प्रयोजनं ॥ १२ ॥

સભા વિસર્જન થયા પછી બે ઘડી (એકાંતે ખાનગી) વિચાર કરતા હતા કે કયા શત્રુને દંડવો છે ? તે વિચાર શત્રુઓને દંડ દીધા વિના પ્રસિદ્ધ થવા પામતો નહિ. પછી દોઢ પહોર રાત્રિ વીતે એટલે બીજા ટંકનું ભોજન થતું હતું. અને ત્યારે પછી તમામ દેશોના અને નગરોના સુરક્ષિતપણાનું પ્રયોજન વિચારવામાં આવતું હતું.

इतेक काज नित्य हैं निमित्त काज और जे ।
अनेक दान होम जाप होत सांझ भोर जे ।
प्रहार व्है धनाढ्य पै पुकार दीन की भये ।
निवेर नीर खीर होत राजद्वार पै गये ॥ १३ ॥

એટલાં રાજધર્મનાં નિત્યકાર્ય હતાં, અને બીજાં સવારનાં તથા સાંજનાં હોમ, જપ તથા અનેક પ્રકારનાં દાન થતાં હતાં તે નૈમિત્તિક કાર્યો પણ હતાં. વળી ગરીબનો પોકાર સાંભળીને ધનાઢ્ય ઉપર દંડ (ગરીબોને સુરક્ષિત કરવા રૂપ અમલ) રાખવામાં આવતો હતો. એવી રીતે રાજદ્વાર પર જવાથી દૂધ પાણીના નિવેડા રૂપી ( વેવરા રૂપી ) ન્યાય[1] થતો હતો.

(૧) હંસ પક્ષીની ચાંચમાં સ્વાભાવિક રીતે કોઈ પ્રકારનું ખટાઈ તત્ત્વ રહ્યું હોઈ તે સાર અસાર રૂપ દૂધ પાણી જુદું કરે છે તે હંસન્યાય કહેવાય છે.

## परमार्थ कार्य

### दोहा

अँधरे कुष्टी पांगुरे, जे कोउ विनु आधार ।
तिनकौं ल्यावन सात शत, शिबिका करत प्रचार ॥ १४ ॥

આંધળાં, કોઢિયાં, પાંગળાં વિગેરે જે કોઈ નિરાધાર હોય તેઓને લાવવા માટે સાત સો પાલકીઓ સંચાર કરી રહી હતી.

जित तित कीने धर्मसुत, वापी–कूप–तड़ाग ।
तथा प्रजा राजा जथा, बहु देवालय–बाग ॥ १५ ॥

ધર્મરાજાએ જે તે સ્થળે વાવ, કૂવા અને તળાવ વિગેરે નવાણુ રૂપ જળાશયો કરાવરાવ્યાં. અને "યથા રાજા તથા પ્રજા," એ ન્યાયે પ્રજાએ પણ જે તે સ્થળે બહુ જ દેવાલયો તથા બાગ બગીચા બનાવરાવ્યાં.

### ( परिसंख्यालंकार )

### कवित्त

शत्रु कौं उथापि पीछो थापिवे मैं व्रतभंग,
दीसत युधिष्ठिर में गृद्धन मैं कंकता ।
कैद लोक कुल की त्यों वेद की मृजाद ही मैं,
स्वैर गति मारुत मैं चातक मैं रंकता ।
इती ग्रंथ पूर्णता में संचर लिखैया लिखैं,
चोरी इतिहासन मैं होरी मैं निशंकता ।
चंद्रमा मैं काहू काल राहू तैं सशंकता त्यों,
दुतिया मैं वंकता है पून्यो मैं कलंकता ॥ १६ ॥

રાજા ધર્મના રાજ્યમાં વ્રતભંગપણું જો હોય તો તે માત્ર શત્રુને ઉથાપીને પાછો સ્થાપવામાં જ હતું. કંકાસપણું મૃત જનાવરોને ફાડી ખાનાર ગિદ્ધ પક્ષીઓમાં હતું. કેદ માત્ર લોકમર્યાદા, કુળમર્યાદા, અને વેદમર્યાદામાં જ હતી. સ્વેચ્છા–

ચારિતા માત્ર પવનમાં જ હતી. દીનતા ચાતક પક્ષીમાં જ હતી. ઇતિ (ઈતિશ્રી, એ શબ્દ) ગ્રંથની પૂર્ણતામાં પ્રસાર થઈને લેખકો (લહિયા) લખતા હતા. ચોરી શબ્દ ઈતિહાસો (વાર્ત્તાઓ)માં જ હતો. નિઃશકપણું માત્ર હોળી ખેલવામાં જ હતું. શંકાપણું કોઈ કાળે રાહુથી (ગ્રહણ થતાં) ચંદ્રમામાં હતું. વાંકાપણું બીજના ચંદ્રમામાં હતું, અને કલંકપણું માત્ર પૂનમના ચંદ્રમાસાં હતું.

અર્થાત્ રાજા ધર્મના રાજ્યની પ્રજામાં વ્રતભંગ, કંકાસ, કેદ, સ્વચ્છંદીપણું, રાંકપણું, સાત પ્રકારની ઇતિઓ (જુઓ પાછળ વિરાટપર્વ, છપ્પય ૪૭), ચોરી, અપરાધ થઈ જવાનું નિઃશંકપણું, પાપ ન હોવાથી શંકાપણું, કુટિલપણું અને કલંકપણું વિગેરે કોઈ પણ દૂષણ હતું નહિ.

दोहा

किये राज यह रीत नृप, अश्वमेध[1] किय तीन ।
अवभृत भो मख तृतिय को, उच्छव होत नवीन ॥ १७ ॥

એ રીતે ધર્મરાજાએ રાજ્ય કર્યું, અને ત્રણ અશ્વમેધ યજ્ઞ કર્યા, ત્રીજા યજ્ઞનું અવભૂથ સ્નાન થયા પછી નવીન ઉત્સવો થવા માંડ્યા.

पांच भ्रात श्रीकृष्ण जुत, भोजन करत प्रभात ।
पृथा द्रौपदी उभय ढिग, चली पूर्व की बात ॥ १८ ॥

પછી એક વખત સવારે શ્રીકૃષ્ણ સહિત પાંચે ભાઈઓ

(૧) "अश्वमेध किय तीन" આ કવિકથનમાં યુકિતચાતુર્ય છે. મહાભારતના યુદ્ધ પછી ધર્મરાજાએ એક જ અશ્વમેધ યજ્ઞ કર્યો છે. પરંતુ તેનું તાત્પર્ય એમ છે કે, યુદ્ધના મહા હિંસાની નિવૃત્તિ માટે વ્યાસજીનું વચન હતું કે, "હે રાજન્! તું આ યજ્ઞ પરિપૂર્ણતામાં બ્રાહ્મણોને ત્રણ ગણી દક્ષિણા આપ કે જેથી તને ત્રણ અશ્વમેધ યજ્ઞનું ફળ મળશે અને તેથી જ્ઞાતિવધના પાપનું પ્રાયશ્ચિત થશે." એ વચન રાજાએ માન્ય કર્યું. (જુઓ અશ્વ૦ પર્વ, અ૦૮૮ શ્લો૦ ૧૩ થી ૧૫)

ભોજન કરતા હતા, અને કુંતા તથા દ્રૌપદી પાસે હતાં તેવામાં પૂર્વ વાત (પહેલાંની વીતી ગયેલી વાત) ચાલી.

विपति समय को भाव सब, अपनी मति अनुरूप ।
कहत स्तुती करि कृष्ण की, सुनत युधिष्ठिर भूप ॥ १९ ॥

તેમાં પૂર્વ વીતક વિપત્તિ સમયનો ભાવ, સર્વે શ્રીકૃષ્ણની સ્તુતિ કરીને પોતપોતાની બુદ્ધિ પ્રમાણે કહેવા માંડ્યાં તે ધર્મ રાજા સાંભળે છે.

## कुंती का मनोभाव

### कवित्त

अवभृत स्नान अश्वमेध भये कुंता कहै,
जानती मैं ऐसो भाग्य मेरो कबै होयहै ।
गुरूजन पुर की अमात्य उमरावन की,
त्रिया मिलि ऐहैं मेरी कृपादीठ जोयहैं ।
तिन को करौंगी सतकार कदा भांति भांति,
वस्त्र औ सुगंध दासी लिये तैल्य तोय हैं ।
कृष्ण के प्रताप अवै ताही भाव आदर मैं,
बीतत दिवस निशा सोचैं कब सोयहैं ॥ २० ॥

કુંતા બોલ્યાં કે હું એમ ઇચ્છતી હતી કે, મારૂં એવું સદ્‌ભાગ્ય ક્યારે થશે કે, અશ્વમેધ યજ્ઞનું અવભૃત સ્નાન થયા બાદ, ગુરૂજન (વડીલો)ની, પ્રધાનોની, ઉમરાવોની અને પુરજનોની સ્ત્રીઓ મળીને મારી પાસે આવીને મારી કૃપાદષ્ટિ જોશે ? વળી સુગંધિત અત્તર તથા ગુલાબ જળ અને વસ્ત્રો લઈને દાસીઓ મારી પછવાડે ઊભી હોય અને મારી પાસે આવેલા સ્ત્રી મંડળનો હું વિવિધ પ્રકારે ક્યારે સત્કાર કરીશ ? હવે શ્રીકૃષ્ણના પ્રતાપે તેઓના આગત સ્વાગતમાં દિવસ વીતે છે. અને રાત્રિ ક્યારે થાય ? એટલે હું સૂઇ રહું એમ ચિંતવન કરૂં છું.

## द्रौपदी का मनोभाव

द्रौपदी कहत मेरो वांछित सदैव हुतो,
कदा नाना भांतिन के व्यंजन बनाऊँगी ।
छहूँ रस भक्ष भोज्य लेह्य चोस्य पाक पान,
रिषि नृप पंकि जुत नृप कौं जिमाऊँगी ।
करिहैं प्रशंसा मेरी सुनिकै श्रवन ताहि,
विप्रन की आशिष तैं अति ही अघाऊँगी ।
कृष्ण के प्रसाद अब महानिसि टहल बीच,
सोचौं नित्य नेम अवकाश कब पाऊँगी ॥ २१ ॥

દ્રૌપદી બોલ્યાં, મારી હંમેશાં એવી ઇચ્છા હતી કે, હું વિવિધ પ્રકારનાં વ્યંજન (દહીં તથા મઠ્ઠાનાં રાયતાં શાક વિગેરે) ક્યારે બનાવીશ? ભક્ષ્ય (દાંતેથી ખવાય તે) ભોજ્ય (કોળિયેથી ખવાય તે), લેહ્ય (જીભથી ચટાય તે), ચોસ્ય (ચુસાય તે), પેય (પીવાય તે) અને ખટ (ખાટાં, ખારાં, તીખાં, તૂરાં, કડવાં અને મીઠાં એ છ) રસ વાળાં ભોજન બનાવીને હું ઋષિઓની અને રાજાઓની પંક્તિ સહિત રાજા (ધર્મ)ને ક્યારે જમાડીશ? અને મારાં જે જે વખાણ કરશે તે તે હું કાને સાંભળીને, તેમજ બ્રાહ્મણોની આશિષથી સંપૂર્ણ રીતે ક્યારે તૃપ્ત થઈશ? શ્રીકૃષ્ણની કૃપા વડે હવે બધું એ પ્રમાણે થયા કરે છે, અને તે સેવામાં હું અર્ધી રાત્રે ચિંતવન કરૂં છું કે, મને નિત્ય નિયમનો (ઇષ્ટદેવ પૂજન વંદનનો) અવકાશ ક્યારે મળશે?

## भीम का मनोभाव

भीमसेन कहैं मेरे हुती अभिलाषा ऐसी,
गांधारी के पूत कदा गदा तैं प्रहारिहौं ।
और हू अनेक ताके होयहैं सहाय नृप,
मसक समान तेउ जूदे जूदे मारिहौं ।

सबै भूमि राज कुरुबंशिन को छत्र ताहि,
युधिष्ठिर छमाशील ताके शिर धारिहौं ।
युद्धसिंधु ग्राह भौंर जुक्त सो तर्यौं मैं नीके,
कृष्ण के प्रताप ताको का जश पुकारिहौं ॥ २२ ॥

ભીમસેન બોલ્યા, મારી એ ઇચ્છા હતી કે હું ગાંધારીના પુત્રોને ગદાથી ક્યારે મારીશ ? બીજા પણ અનેક રાજાઓ તેની મદદે થશે તેઓને મચ્છરોની પેઠે જુદા જુદા ક્યારે મારીશ ? અને કુરૂવંશીઓના સાર્વભૌમ રાજછત્રને ક્ષમાશીલ રાજા યુધિષ્ઠિરના મસ્તક ઉપર હું ક્યારે ધારણ કરીશ ? એ પ્રમાણે મારી ઇચ્છા પાર પાડવા હું ઝૂડ તથા ભમરાઓ સહિત યુદ્ધસમુદ્રને શ્રીકૃષ્ણની કૃપાથી સારી રીતે તરી શક્યો તે માટે તેઓનો સુયશ કેટલોક વર્ણવીશ ? અર્થાત શ્રીકૃષ્ણનો અપાર સુયશ કહેવા માટે હું શક્તિમાન નથી.

## अर्जुन का मनोभाव

अर्जुन कहत मोकौं रही थी बड़ी सी चाह,
भूपन के पुत्र देश देशन के आयहैं ।
अस्त्र शस्त्र धनु को प्रताप मो मैं देखिहैं ते,
आपको पराक्रम सो हमकौं दिखायहैं ।
धनु विद्या चार भांति सीखिहैं हमारे पास,
ऐसो दिन व्हैहै कबै सज्जन कौं भायहै ।
तिन्हैं शिक्षा देते मोकौं नित्य को समय नाहिं,
कृष्ण को कहाय फेर क्यों न सिद्धि पायहै ॥ २३ ॥

અર્જુન બોલ્યા, મને એવી મોટી ઇચ્છા રહેતી હતી કે, દેશ દેશમાંથી રાજાઓના કુમારો મારી પાસે ક્યારે આવશે કે જેઓ અસ્ત્રશસ્ત્રાદિ ધનુષ્યનું પરાક્રમ મારામાં જોશે અને તેઓનું પરાક્રમ હશે તે મને બતાવશે ? વળી તેઓ મારી પાસેથી ચાર પ્રકારની (જોડવું, ખેંચવું, છોડવું અને છોડેલા

અસ્ત્રને પાછું ખેચી લેવું તે) ધનુર્વિદ્યા શીખશે એવો સજ્જ-નોને ભાવતો દિવસ ક્યારે ઉદય થશે? હવે તે પ્રમાણે થયું હોઈ મારી પાસે આવેલા રાજકુમારોને ધનુર્વિદ્યાનું શિક્ષણ આપતાં મને નિત્યનિયમનો સમય મળતો નથી. શ્રીકૃષ્ણ ભગવાનનો જે કૃપાપાત્ર જન કહેવાય તે પછી તેવી સિદ્ધિ કેમ પ્રાપ્ત ન કરે ?

## नकुल का मनोभाव

नकुल कहै विचार आपदा की वार मेरो;
जाके द्वार एक अश्व धन्य क्षत्रि जात सो ।
दोय कान चार पाँव एक पूंछ ऐसो हय,
मेरे होय अहोभाग्य मानौं वड़ी बात सो ।
जाके अपलच्छन सुलच्छन विचार्यों करौं,
खान पान सेवा को विधान सांझ प्रात सो ।
कृष्ण की कृपा प्रसंग लाखों हैं तुरंग जुदे,
अंग रंग चीन्हत ही आयु कौं वितात सो ।। २४ ।।

નકુળ બોલ્યા, વિપત્તિની વેળાએ હું વિચારતો હતો કે, જેને બારણે એક પણ અશ્વ (ઘોડી ઘોડો) હોય તે ક્ષત્રિયની જાતને ધન્ય છે. બે કાન, ચાર પગ, અને પૂંછડું, (એ અવય-વોની શાલિહોત્રના નિયમ પ્રમાણે મુખ્ય પરીક્ષા હોઈ) એવો ઘોડો મારે હોય તો હું મારાં અહોભાગ્ય રૂપ એ મોટી વાત માનું અને જેનાં સુલક્ષણ તથા અપલક્ષણ તેમ જ સાંજ સવાર તેના ખાનપાનની સેવાનું વિધાન હોય તે વિચાર્યા કરૂં. હવે શ્રીકૃષ્ણની કૃપાપ્રસંગથી લાખો ઘોડાઓ છે, જેઓનાં અંગો તથા જુદા જુદા રંગોને ઓળખતાં જ હું મારૂં આયુષ્ય વિતાવું છું.

## सहदेव का मनोभाव

कहै सहदेव अभिलाष समै आपदा को,
जानतो मैं धन्य जाकौं विप्रन को संग है ।
अष्ट ही निदान औ उपाय षट–वेत्ता वैद्य,
राशि औ नक्षत्र गृह जोतिष के अंग हैं ।
चार वेद षट शास्त्र काव्य कोश व्याकरन,
साहित्य संगीत ध्वनि लक्षना रु व्यंग हैं ।
कृष्ण के प्रसाद ऐसी विद्या जुत ब्रह्मवृंद,
आवत अनेक रहै निशा द्यौष रंग है ॥ २५ ॥

વિપત્તિ વખતનો જે અભિલાખ હતો તે જણાવવા માટે સહદેવ બોલ્યા, જેને બ્રાહ્મણોનો સંગ હોય તેને ધન્ય છે એમ હું જાણુતો હતો. આઠ પ્રકારનાં નિદાન[1] અને ઉપાય તથા વૈદ્યકનાં છ[2] અંગ જાણનારા વૈદ્ય, અને રાશિ, નક્ષત્ર, તથા ગ્રહો સુક્ત જે જ્યોતિષનું અંગ છે તે (જાણનારા જોષી) તથા ચાર વેદ, છ શાસ્ત્ર, કાવ્ય, શબ્દકોશ, વ્યાકરણ, ધ્વનિ,

---

(૧) રોગના કારણનાં આઠ પ્રકારનાં નિદાન (વિધાન) નીચે પ્રમાણે– ૧ નિદાન ૨ પૂર્વરૂપ ૩ રૂપ ૪ ઉપશય ૫ સમ્પ્રાપ્તિ ૬ પ્રશ્ન ૭ સ્પર્શન (નાડી વિગેરે) ૮ દર્શન (જોઈને વિચારવું તે)

(૨) વૈદ્યકનાં છ નહિ પણ આઠ અંગ નીચે પ્રમાણે છે.

૧ શલ્ય = શરીરમાં ભાગી રહેનાર બાણ કાંટા વિગેરે કાઢી જાણવું
૨ શાલાક્ય = નાક, કાન, આંખ, વિગેરે ગળા ઉપરના રોગ જાણવા
૩ શરીરની ચિકિત્સા
૪ ભૂતવિદ્યા (માનસિક રોગ હિસ્ટિરિયા વિગેરે)
૫ કૌમાર ભૃત્ય = (બાળકોના રોગ)
૬ અગદ તંત્ર = વિષરોગ ચિકિત્સા
૭ રસાયણ = શરીરને જરા તથા વ્યાધિથી રહિત કરવું
૮ વાજીકરણ = ઘોડાની પેઠે ઉપસ્થેંદ્રિયનું જોર

(આયુર્વેદ શબ્દકોશ)

લક્ષણા, વ્યંગ, સાહિત્ય અને સંગીત, એવી એવી વિદ્યા જાણનારા વિદ્વાન બ્રાહ્મણોના અનેક સમુદાય હવે શ્રીકૃષ્ણની કૃપાથી અહીં આવે છે તેથી રાત્રિ દિવસ આનંદ રહે છે.

## युधिष्ठिर उवाच श्रीकृष्णस्तुति

### छंद पद्धरी

युधिष्ठीर कहत जदुकुल उद्योत, हरि स्तुती कहा तुम सदृश्य होत ।
महि भई भार पीड़ायमान, अवतार लियो यदुवंश आन ॥२६॥

युधिष्ठिર બોલ્યા, હે યદુવંશમાં પ્રકાશમાન થયેલા શ્રીકૃષ્ણ ! આપના અપાર ગુણો જેવી આપની સ્તુતિ મારાથી શી રીતે થઈ શકે ? પૃથ્વી જ્યારે ભારથી પીડાવા માંડી ત્યારે આપે આવીને યદુવંશમાં અવતાર લીધો.

पूतना शकट अरु तृणाव्रत्त, केशी खर बक अजगर कुक्रत्त ।
बच्छासुर प्रलँबासुर सँघारि, मघवा विधि कालिय मान मारि ॥२७॥

પૂતના (કંસની બહેન), શકટાસુર, તૃણાવર્ત, કેશી દૈત્ય, ખર રાક્ષસ, બકાસુર, અઘાસુર, વત્સાસુર, પ્રલંબાસુર, એ કુકર્મના કરનારાઓને આપે સંહાર્યા, ઈંદ્ર, બ્રહ્મા, અને કાળીનાગનું અભિમાન હર્યું.

कँश दंतवक्र शिशुपाल क्रर, दलि कालजवन किय भार दूर ।
नर्कासुर मागध आदि नीच, बाकी अष्टादश दिवस बीच ॥२८॥
सब भूमि भार कीनो सँघार, पुनि शेष सोइ करिहो प्रहार ।
कृष्ण मम विघ्न काटे कृपाल, गिनतै न पार पाऊं गुपाल ॥२९॥

ક્રર કંસ, દંતવક્ત્ર, શિશુપાળ, અને કાળયવનને મારીને આપે પૃથ્વીનો ભાર દૂર કર્યો. નરકાસુર (ભોમાસુર, મગધપતિ (જરાસંધ) વિગેરે નીચ અને બાકીના સર્વ પૃથ્વીના ભારનો અઢાર દિવસમાં સંહાર કર્યો. વળી પણ બાકી હશે તેનો આપ સંહાર કરશો. હે કૃપાળુ શ્રીકૃષ્ણ ! આપે મારાં વિઘ્નો કાપી નાંખ્યાં તે ગણતાં હે શ્રીગોપાળ ! હું પાર પામું નહિ.

भीम कौं दियो विख शत्रुभाव, विष्णु को करत तुम बिनु बचाव ।
वन्हि के सदन सब जरत बार, को विदुर रूप उपदेशकार ॥३०॥

ભીમસેનને જ્યારે શત્રુભાવથી (દુર્યોધને) વિષ આપ્યું ત્યારે હે વિષ્ણુ ભગવાન ! આપના સિવાય તેનો કોણ બચાવ કરત ? અમે સર્વ લાખાગૃહની અગ્નિમાં બળી જાત તે વખતે વિદુરજી રૂપે ઉપદેશક આપ વિના બીજો કોણ થાત ?

महि नृपन जीति मागध मदंध, सब पास लियो कर जरासंध ।
भीषम तैं कुरु यदु तव प्रभाव, तिन्ह बिगर सबन कौं दियो ताव ॥३१॥

गज अयुत प्राण सोइ नृप अत्रास, नरहरि प्रताप किय भीम नाश ।
द्रौपदी सभा बिच वस्त्र एक, ऐंचत हि थक्यो छल करि अनेक ॥३२॥

વળી મગધ દેશના મદાંધ રાજા જરાસંધે પૃથ્વીના સર્વ રાજાઓ પાસેથી કર લીધો. ભીષ્મપિતામહના પ્રતાપથી કુરૂ વંશ અને આપના પ્રતાપથી યદુવંશ એ વિના સર્વ ક્ષત્રિયોના વંશને તેણે તાપ આપ્યો, એ કોઈથી પણ ન ડરનાર હજાર હાથીના જોરવાળા રાજાનો હે નરહરિ ! (મનુષ્યોમાં સિંહરૂપ) આપના પ્રતાપે ભીમસેને નાશ કર્યો. દ્રૌપદીને જે વખતે સભામાં લાવવામાં આવી હતી તે વખતે તેની પાસે માત્ર એક જ વસ્ત્ર હતું, તો પણ આપના પ્રતાપે સુરક્ષિત થયેલી દ્રૌપદીના વસ્ત્રને અનેક છળ કરીને ખેંચતાં (દુઃશાસન) થાકી ગયો.

दुर्वासा आयो शाप देन, लखि कुसमय मेरो धर्म लेन ।
तव कृपा प्रसन व्है दै असीस, प्रेरक तैं कीनी उलट रीस ॥ ३३ ॥

મારો કુસમય જોઈને મારો ધર્મ લેવા માટે દુર્વાસા ઋષિ શાપ આપવા આવ્યા હતા તેમણે આપની કૃપાથી અમારા પર પ્રસન્ન થઈને આશિષ આપી, અને તેઓને અમારી પાસે મોકલનાર ઉપર ઉલટી રીસ કરી.

प्रथम दिय कर्न मन कोप प्रेरि, गनि भीष्म द्वेष जिन शस्त्र गेरि ।
भट कर्न द्रौन भीषम अभीत, एकटे लरत होते अजीत ॥३४॥

યુદ્ધ થવા પહેલાં જ આપે કર્ણના મનમાં કોપની પ્રેરણા કરી દીધી તેથી ભીષ્મ પર દ્વેષ ધારણ કર્યો હોઈ તેઓ જીવે ત્યાં સુધી તેણે શસ્ત્ર મૂકી દીધાં. ભીષ્મ, દ્રોણ, અને કર્ણ એ ત્રણ યોદ્ધાઓ એકઠા થઈને લડત તો તેઓ અજીત (કોઈથી ન જીતાય એવા) થાત.

भीष्म को पतन रन असंभाव, आप विन कठिन वनतो उपाव ।
वैष्णव सु अस्र भगदत्त बकारि, मोख्यो सु आप झेल्यो मुरारि ।
अर्जुन बचाय जैद्रथ असंत, उन रथिन वीच मार्यो अनंत ।
ताको शिर ताके पितु सु पास, अंजुलिगत करि किय उभय नाश ॥३६॥

રણમાં ભીષ્મનું પતન (મરણ) થવાનો ઉપાય આપ વિના બનવો કઠણ અને અસંભવિત હતો. વળી ભગદત્તે પડકારીને વૈષ્ણવ નામનું અસ્ત્ર (અર્જુન ઉપર) છોડયું તેને હે મુરારિ! આપે ઝીલી લીધું, અને અર્જુનને બચાવી લીધો. વળી હે ભગવાન! આપે અધમ એવા જયદ્રથને રથીઓની વચમાં માર્યો, અને તેનું માથું તેના પિતાની પાસે અંજળીગત કરીને તે પિતા પુત્ર બેઉનો નાશ કર્યો.

वासवी शक्ति अर्जुन बचाय, किय मोघ हिडंबासुत मराय ।
द्रौन को कौन करतो निपात, गुरु जानि न अर्जुन करत घात ॥३७॥
करि आप बहुत छल अनायास, द्रुपदसुत हाथ कीनो विनास ।
द्रौनी नारायन अस्त्र डारि, मम सैन्य जीतती सबन मारि ॥३८॥
आप से होय रक्षक उदार, विस्मय न नाश पावै विकार ।
अर्जुन मोहि मारन मरन धारि, उन समय दुहुँन लीने उबारि ॥३९॥

વળી કર્ણને ઈન્દ્રે આપેલી સાંગના પ્રહારમાં આપે અર્જુનને બચાવી હિડંબાના પુત્ર (ઘટોત્કચ)ને મરાવીને તે સાંગ મિથ્યા કરી. દ્રોણાચાર્યને કોણ મારત? કેમકે અર્જુન તેઓને પોતાના ગુરૂ જાણીને તેઓની ઘાત ન કરત, એ નિમિત્તે આપે અણચિંતવ્યો બહુ છળ કરીને દ્રુપદપુત્ર (ધૃષ્ટદ્યુમ્ન)ના હાથે

તેઓનો વિનાશ કરાવ્યો. દ્રોણી (અશ્વત્થામા) નારાયણ નામનું અસ્ત્ર નાંખીને મારૂં સૈન્ય સર્વ મારી નાંખીને જીતત, પરંતુ જેને આપ જેવા ઉદાર રક્ષક હોય તેના વિકારો નાશ પામે તેમાં આશ્ચર્ય ન હોય. વળી અર્જુન મને મારીને પોતે પણ મરવાનું ધારતો હોઈ તે વખતે અમો બેઉને આપે ઉગારી લીધા.

जब बह्यो करन को सर्पबान, रथ पटकि सखा के रखे प्रान ।
भीम कौं गदा छल कहि सुभाय, सुयोधन मारि कीनी सहाय ॥४०॥

જ્યારે કર્ણનું સર્પબાણ ચાલ્યું ત્યારે ઘોડાઓ સહિત રથને નમાવી દઈને સખા (મિત્ર અર્જુન)ના આપે પ્રાણ બચાવ્યા. ભીમસેનને ગદાયુદ્ધમાં સ્વાભાવિક છળ કહી દાખવીને દુર્યોધનને મારીને આપે અમારી સહાય કરી.

निशि कियो द्रौनसुत कर्म नीच, पांच हि कौं लै गये विपिन बीच ।
सुबलजा ताहि नीती सुनाय, मम विषम शाप तैं लिय बचाय ॥४१॥

રાતમાં જ્યારે દ્રોણપુત્રે (અશ્વત્થામાએ) નીચ કર્મ (સૂઈ રહેલા સર્વને મારી નાંખવાનું) કર્યું ત્યારે તે પહેલાં જ આપ અમને પાંચે ભાઈઓને ત્યાંથી છેટે વનમાં લઈ ગયા હતા. (તેથી અમે બચવા પામ્યા છીએ.) વળી સુબળજા (સુબળ રાજાની પુત્રી ગાંધારી)ને આપે નીતિજ્ઞાન સંભળાવીને, અમોને તેમના ભયંકર શાપથી બચાવી લીધા.

भीम तैं मिलन जब पिता भाखि, लोहमय कियो तन लियो राखि ।
ब्रह्मास्त्र तेज तैं गर्भ बाल, कर चक्र प्रेरि राख्यो कृपाल ॥४२॥

જ્યારે પિતાએ (ધૃતરાષ્ટ્રે) ભીમથી ભેટવા માટે કહ્યું ત્યારે આપે તેઓને લોઢાના ભીમથી ભેટાવીને ભીમનું શરીર બચાવી લીધું. વળી અશ્વત્થામાએ પ્રેરેલા બ્રહ્માસ્ત્રના તેજથી ઉત્તરાના ગર્ભનો બાળક (પરીક્ષિત) હે કૃપાળુ ભગવાન ! આપના હાથમાં રહેલા ચક્રને પ્રેરીને આપે બચાવી લીધો.

पूर्णता यज्ञ निर्विघ्न पाय, श्रीकृष्ण आप होते सहाय ।
दिन प्रति जिहिं पूजत असुर देव, सोइ करत आप मम अनुज सेव ।
दास के दास दीनन दयाल, करुणानिधान अघहर कृपाल ।
रीझ तैं देत सुर स्वर्ग लोक, आप तो खीजते हु विष्णु ओक ॥४४॥
ऐसो तजि स्वामी चहत आन, सो द्विपदरूप चौपद समान ।
दुख भुगति मिले अब राजभोग, जे कहा रावरी स्तुती जोग ॥४५॥
बहु निंद्य कर्म हम जुत विकार, कीर्ति तैं किये जग पवित्रकार ।
निज दोष कृष्ण की स्तुति निहोरि, बंधुन तैं बोलत नृप बहोरि ॥४६॥

હે શ્રીકૃષ્ણ ! આપ સહાય થતાં અમે યજ્ઞની નિર્વિઘ્નપણે પૂર્ણતા પામ્યા, વળી જેઓને હંમેશાં દેવતાઓ અને દાનવો પૂજે છે એવા જે આપ તે જ મારા નાના ભાઈ (અર્જુન)નું સેવાકાર્ય કરો છો. વળી આપ પાપનો નાશ કરવાવાળા કૃપાનિધાન કૃપાળુ દીનદયાળ છો છતાં પણ સેવકના સેવક થાઓ છો. દેવતાઓ રીઝીને સ્વર્ગલોકનું સુખ આપે છે, જ્યારે આપ તો ખીજો છો તો પણ વિષ્ણુઓક (વિષ્ણુધામ-વૈકુંઠ) આપો છો. એવો સ્વામી તજીને જે બીજાને ચાહે છે, તે મનુષ્ય રૂપે પશુ સમાન છે. પ્રથમ દુઃખ ભોગવી લીધા પછી હવે અમને રાજભોગ મળ્યા છે, જેથી અમે આપની યોગ્ય સ્તુતિ શું કરીએ ? અમે વિકારયુક્ત બહુ જ નિંદ્યકર્મ કરનારા છીએ તો પણ આપનું કીર્તિરૂપ કીર્તન કરવાથી અમોને આપની કીર્તિએ પવિત્ર કર્યા છે. એ પ્રમાણે રાજા યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણની સ્તુતિ કરી, અને પોતાના દોષોની વિનંતિ કરીને પછી તેઓ ભાઈઓ પ્રત્યે બોલ્યા કે—

कवित्त

दादो कानीन पिता गोलक हम कुंडज हैं,
पांच पति एक त्रिया ए हू विपरीति है ।
पितामह बंधु विप्र मारे तुच्छ लोभ लागि,
मृत्युलोक राजकाज अतिसै अनीति है ।

हमकौं न पंकति दैं क्षत्रि ऐसे कर्मकारी,
तिनको सुजश सुन मिट नर्क भीति है ।
भये राजभागी दुखभागी तैं का स्तुति करौं,
कहै नृप कृष्ण की कृपालता की प्रीति है ॥ ४७ ॥

આપણો દાદો (વ્યાસમુનિ) કાનીન (કુંવારી મત્સ્યગંધામાં પરાશર મુનિથી ઉત્પન્ન થયેલ) છે, પિતા (પાંડુરાજા) ગોલક (પતિ નિ:સંતાન મરી જવાથી શાસ્ત્રોક્ત વિધિવત્ નિયુક્ત થયેલી તેની સ્ત્રીમાં દિયર અથવા સપિંડી પુરૂષથી નિયોગ વડે પુત્ર થાય તે) છે, આપણે કુંડજ (પતિ રોગી હોઈ તેની આજ્ઞાથી અતિ ઉચ્ચ કોટિના પુરૂષ વડે પુત્ર થાય તે) છીએ અને એક સ્ત્રી (દ્રોપદી) ના (આપણે) પાંચ પતિ એ પણ (લોક) વિરુદ્ધ વાત છે. આપણે તુચ્છ લોભને વશીભૂત થઈને (પિતામહ (ભીષ્મ), બંધુ (કૌરવો) અને વિપ્ર (દ્રોણાચાર્ય)ને માર્યા. મૃત્યુલોકમાં રાજકાર્ય એવું અતિશય અનીતિવાળું છે. વળી આપણને ક્ષત્રિયો પંક્તિમાં ન બેસવા દે એવા આપણે કર્મકારક છીએ, પરંતુ આપણો (લોકોને મોંઢથી) સુયશ સાંભળવાથી (હવે આપણો) નર્કનો ભય મટી જાય છે અને આપણે દુ:ખના ભાગી હતા તેમાંથી રાજ્યના ભાગી થયા છીએ. એ પ્રમાણે રાજા યુધિષ્ઠિર કહે છે કે હું શું સ્તુતિ કરૂં ? એ બધું ફળ શ્રીકૃષ્ણની કૃપાળુપણાની પ્રીતિરૂપ છે.

कवि कथन

दोहा

करी स्तुती नृप धर्म की, करै पाठ जो कोय ।
सब भारत के पाठ को, फल पावै नर सोय ॥ ४८ ॥

રાજા ધર્મની કરેલી ( શ્રીકૃષ્ણની ) આ સ્તુતિ ( પ્રાર્થના, પ્રશંસા ) નો જે કોઈ પાઠ કરે તે મનુષ્ય સર્વ મહાભારતના પાઠનું ફળ પામે.

श्रीकृष्ण उवाच

कवित्त

दान को न मान जाके मान न सयान हू को,
वंश को न मान जाकौं देखत थक्रात हौं ।
दारा पुत्र आतमादि मेरे करि राखै कहा,
ताको उपकार करौं मन में सँकात हौं ।
जीव मात्र मेरो रूप जानि सदा पूजत है,
ताके पाप होय क्यों ? जो होय तो धकात हौं ।
कृष्णचंद्र कहै तो सो होय जो अनन्य भक्त,
मेरो नेम ताके हाथ वेचे तैं विकात हौं ॥ ४९ ॥

શ્રીકૃષ્ણચંદ્ર બોલ્યા, હે યુધિષ્ઠિર ! જેને દાનનું માન નથી, ડહાપણનું માન નથી, અને વંશનું પણ માન (કુળાભિમાન) નથી તેને જોઈને હું થકિત થાઉછું અર્થાત્ તેનાથી હું જીતાયેલો છું. વળી જે પોતાનાં સ્ત્રી, પુત્ર, આત્મા (દેહ પ્રાણ) વિગેરે છે તેને મારાં કરી માને અર્થાત્ મને જ આધાર રૂપ ગણે તેનો હું શો ઉપકાર કરૂં ? એમ હું શંકિત થાઉં છું. જગતના જીવમાત્રને મારૂં રૂપ જાણીને મને હંમેશાં પૂજે છે તેને પાપ-કેમ થાય ? અર્થાત્ ન જ થાય, અને જો થાય તો તે પાપને તેનાથી હું છેટાં ધકેલું છું. હે ધર્મરાજા ! મારો નિયમ છે કે, તમારા જેવો જે અનન્ય ભક્ત હોય તેના હાથે વેચવાથી હું વેચાઉં છું.

दोहा

शीख माँगि द्वारावती, गये कृष्ण निज गेह ।
दूर निकट हरि रहत तउ, नृप घन वढत सनेह ॥ ५० ॥

પછી શ્રીકૃષ્ણ વિદાય માગીને દ્વારિકામાં પોતાના ઘેર સિધાવ્યા, શ્રીકૃષ્ણ દૂર અથવા નજીક રહે તો પણ રાજા (યુધિષ્ઠિર)નો સ્નેહ ઘણો જ વધે છે.

कछुक भीम दुर्वचन तैं, कछु बिदूर सुनि ज्ञान ।
भो धृतराष्ट्र विरागमय, चाह्यो विपिन्न प्रयान ॥ ५१ ॥

ત્યાર પછી કાંઇક ભીમસેનનાં દુર્વચનોથી તથા કાંઇક વિદુરજીનું જ્ઞાન સાંભળીને મહારાજા ધૃતરાષ્ટ્ર વૈરાગ્યમય થયા અને વનમાં જવાની તેમણે ઇચ્છા કરી.

माँग्यो नृप सुत धर्म तैं, आतुर व्है आदेश ।
कहत युधिष्ठिर दीन व्है, विस्मय जुक्त बशेष ॥ ५२ ॥
सीख लेहि ते आपतैं, आप सीख किहि पास ।
लेत पिता क्यौं करत हौ, हमकों परम निरास ॥ ५३ ॥

પછી રાજાએ (ધૃતરાષ્ટ્રે) ધર્મસુત (યુધિષ્ઠિર) પાસેથી ઉતાવળા થઈ ને આજ્ઞા (વિદાય) માગી. એટલે યુધિષ્ઠિર વિશેષે આશ્ચર્યયુક્ત દીન થઈ ને કહે છે કે જેને શીખ (આજ્ઞા) લેવી હોય તે આપની પાસેથી લે, હે પિતા ! આપ કોની પાસે શીખ લો છો અને અમને નિરાશ કેમ કરો છો ?

सुनि लपट्यो गांधारि गर, मूर्छित जथा नरेश ।
तबहि पितु कौं धर्म-सुत, जान्यो दुखित विशेष ॥ ५४ ॥

એ સાંભળીને રાજા (ધૃતરાષ્ટ્ર) મૂર્ચ્છિત જેવા થઈને ગાંધારીને ગળે લપટ્યા, ત્યારે ધર્મપુત્રે (યુધિષ્ઠિરે) પિતાને વિશેષ દુઃખિત જાણ્યા.

व्यास उवाच

चोथे आश्रम तप करै, सेवै विपिन सप्रीत ।
हठ न करहु सुत जान दे, यह राजन की रीत ॥ ५५ ॥

એટલે વ્યાસ ભગવાને કહ્યું હે પુત્ર ! ચોથા આશ્રમ (વાનપ્રસ્થ)માં પ્રીતિ સહિત વન સેવીને તપ કરે એ રાજાઓની રીત છે માટે હઠ ન કર અને (ધૃતરાષ્ટ્રને) જવા દે.

धर्म पितामह सीख सुनि, "तथा अस्तु" कहि बैन ।
कुल जुत पहुँचावे चल्यो, ढरत अश्रु दोउ नैन ॥ ५६ ॥

ધર્મરાજા પિતામહ (વ્યાસમુનિ)ની શિખામણ સાંભળીને "ભલે એમ થાઓ" એ વચન કહીને આંસુથી ઢળતાં નેત્ર પરિવાર સહિત મહારાજા ધૃતરાષ્ટ્રને પહોંચાડવા માટે ચાલ્યા.

तृतिय मजल तैं सीख लै, भूप चल्यो निज गेह ।
पृथा संग गुरुजन ग्रह्यो, तजि पुत्रन को नेह ॥ ५७ ॥

ત્રીજા વિશ્રામેથી રાજા (યુધિષ્ઠિર) આજ્ઞા લઈને પોતાને ઘેર ચાલ્યા, અને કુંતાજીએ પુત્રોનો પ્રેમ તજીને ગાંધારી તથા ધૃતરાષ્ટ્રનો સંગ લીધો, અર્થાત તેઓને વડીલ તરીકે માનીને વનમાં જવાનું પસંદ કર્યું.

## युधिष्ठिर उवाच

तेरे सुख हित वंश को, कर्यो द्विजन जुत पात ।
मात छाँडि सुत राज–श्री, किहि कारन बन जात ॥ ५८ ॥

યુધિષ્ઠિર બોલ્યા, હે માતા! આપના સુખ માટે અમે બ્રાહ્મણો સહિત વંશનો નાશ કર્યો, અને હવે પુત્રોને (અમોને) તથા રાજલક્ષ્મી (રાજવૈભવ અથવા દ્રૌપદી વિગેરે સ્ત્રીઓ) ને તજીને વનમાં શા માટે જાઓ છો?

## पृथा कथन

गांधारी धृतराष्ट्र दोउ, सासू स्वसुर समान ।
इनकी सेवा इनहि तैं, करिहौं अर्ध तप ध्यान ॥ ५९ ॥

કુંતાજી બોલ્યાં, હે પુત્ર! ગાંધારી અને ધૃતરાષ્ટ્ર એ બેઉ જે સાસુ શ્વશુર (પોતાના દેવ) જેવાં છે. તે (તેઓ) માટે હું તેઓની સેવા રૂપ અર્ધું તપ તથા ધ્યાન કરીશ.

## कवि कथन

नृपति त्रियाजुत विदुरजुत, संजय पृथा समेत ।
तप हित विपिन निवास किय, व्यासाश्रम जुत हेत ॥ ६० ॥

ત્યાર પછી રાજાએ (ધૃતરાષ્ટ્રે) સ્ત્રી (ગાંધારી) સહિત અને

વિદુર, સંજય તથા કુંતા સહિત તપ કરવા માટે સ્નેહપૂર્વક વ્યાસાશ્રમના વનમાં નિવાસ કર્યો.

दोहा

तृतिय वर्ष तित धर्म-सुत, आयो दर्शन लैन ।
व्यास कृपा देखी सबनि, मरी सैन्य निज नैन ॥ ६१ ॥

પછી ત્રીજે વર્ષે ત્યાં ધર્મસુત (યુધિષ્ઠિર) તેઓનાં દર્શન પામવા માટે આવ્યા, એટલે વ્યાસ ભગવાનની કૃપાથી તેઓએ મરેલી સર્વ સેના પોતાની નજરે જોઈ.

निकरि बिदुर की देह तैं, धर्मराज को अंश ।
लीन जुधिष्ठिर मैं भयो, सब देखत रिखिबंश ॥ ६२ ॥

તે વખતે વિદુરજીના શરીરમાંથી ધર્મરાજ (યમરાજા)નો અંશ નીકળીને સર્વ ઋષિવંશના દેખતાં યુધિષ્ઠિરમાં લીન થયો.

गयो युधिष्ठिर गेह पुनि, एक वर्ष उपरंत ।
दाह लग्यो बन ताहि मैं, भयो मातु-पितु अंत ॥ ६३ ॥

યુધિષ્ઠિર ઘેર ગયા પછી એક વર્ષ ઉપરાંતના સમયમાં વનમાં અગ્નિ લાગ્યો તેમાં માતા (કુંતા તથા ગાંધારી) અને પિતા (ધૃતરાષ્ટ્ર)નો નાશ થયો.

दी आज्ञा धृतराष्ट्र ने, संजय बद्रि निकेतु ।
गयो बहुरि तप करन कौं, आयु रहि यहि हेतु ॥ ६४ ॥

અગ્નિ લાગવા વખતે ત્યાંથી નીકળી જવા માટે સંજયને ધૃતરાષ્ટ્રે આજ્ઞા આપી હતી એટલે પોતાનું આયુષ્ય બાકી હતું તેથી પછી, તે ત્યાંથી બદરિકાશ્રમમાં તપ કરવા માટે ગયો.

मिले कृष्ण तैं बहुत दिन, भये पार्थ जिय जान ।
लै आज्ञा नृप तैं कर्यो, द्वारापुरी प्रयान ॥ ६५ ॥

પછી અર્જુને શ્રીકૃષ્ણથી મળ્યે ઘણા દિવસ થયા છે એમ મનમાં જાણીને રાજા (યુધિષ્ઠિર) પાસેથી આજ્ઞા લઈને દ્વારિકા-નગરી પ્રતિ પ્રયાણ કર્યું.

मिलि हरि तैं कोउ काल तित, कीने विविध बिहार ।
लखि नासागम जदुन को, बोले कृष्ण उदार ॥ ६६ ॥

અર્જુને શ્રીકૃષ્ણથી મળીને કેટલાક સમય સુધી ત્યાં વિવિધ પ્રકારના વિહાર કર્યા (આનંદ વૈભવ માણ્યા); પછી યાદવોના નાશનું ભાવી જોઈ (જાણી)ને ઉદાર એવા શ્રીકૃષ્ણ બોલ્યા.

छंद पद्धरी

नर ह्वैहै सुनि यदुवंश नाश, पुनि मृत्युलोक तजिहौं प्रकाश ।
जुत त्रियन जाहु लै वज्रनाभ, मधुपुरी राज दीजहु सु लाभ ॥६७॥
दिन दशक बीच मर्याद लोपि, करिहै पुर मंजन उदधि कोपि ।
मेरी यह इच्छा जानि मीत, पुर स्वर्ग मिलहु मोतैं सप्रीत ॥६८॥

હે અર્જુન ! સાંભળ, યદુવંશનો નાશ થશે, પછી આ મૃત્યુ લોકમાંથી હું મારો પ્રકાશ તજીશ, તેથી હવે તું આ સ્ત્રીમંડળ સહિત વજ્રનાભ (અનિરુદ્ધના પુત્ર)ને લઈને જા, અને તેને મથુરાના રાજ્યાભિષેકનો લાભ આપજે. હવે દશેક દિવસમાં સમુદ્ર કોપાયમાન થઈને પોતાની મર્યાદા લોપીને આ દ્વારકાપુરીને નવડાશે અર્થાત ડુબાવી દેશે. હે મિત્ર ! આ મારી ઇચ્છા જાણ અને પ્રીતિ સહિત તું સ્વર્ગપુરમાં મારાથી મળજે.

अर्जुन उवाच

छंद ललित

अखिल जक्त के, हेतु रूप हो । नर शरीर तैं, विश्वभूप हो ।
निगम गान तैं, पार तोर ना । स्तुति करौं यथा, बुद्धि मोर ना ॥६९॥
बुध विरंचि से, भूलि जात हैं । प्रबलता रमा, यों दिखात है ।
हरत सो सदा, तेज आपतैं । रहत काल कौं भीति ताप तैं ॥७०॥

તે સાંભળીને અર્જુન સ્તુતિરૂપ વચનો બોલ્યા; હે પ્રભુ ! આપ સર્વ જગતના કારણરૂપ છો, મનુષ્ય દેહે વિશ્વના રાજા છો. વેદના ગાનથી પણ આપનો પાર નથી, એ સ્થિતિમાં હું આપની સ્તુતિ કરૂં એવી મારી બુદ્ધિ નથી. આપની માયા એવી

પ્રબળતા દાખવે છે કે, બ્રહ્મા જેવા વિદ્વાનો પણ ભૂલી જાય છે. તે માયા આપના પરાક્રમથી હંમેશાં ડરે છે, અને કાળ (યમ-રાજ)ને પણ આપના તાપથી ભય રહે છે.

तुम अधीन तैं, दीन दास तैं । अनुगमे जियो, या हुलास तैं ।
अब न दास को, त्याग कीजिये ॥ विरह ना सहौं गैल लीजिये ॥७१॥
मिलि रह्यो सङ्ग, सेज यान हू । कछु न मैं गिन्यो,, लाभ हान हू ।
विषमता परी, जत्र तत्र ही । सुलभता करी, तत्र तत्र ही ॥७२॥

આપની તાબેદારીથી હું દીન દાસ આપને અનુસરીને અત્યાર સુધી જીવ્યો છું, એટલે હવે આ સેવકનો ત્યાગ ન કરશો. હું આપનો વિયોગ સહન કરી શકીશ નહિ. માટે મને આપની સાથે જ લઈ પધારો. હું તો હંમેશાં વાહનોમાં અને શયનમાં આપની સાથે જ રહ્યો છું. મેં કાંઈ લાભ હાનિ વિચારી નથી, જ્યાં જ્યાં મને વિપત્તિ પડી ત્યાં ત્યાં આપે મારી સહાયતા કરી છે.

चरन दास कौं, यों न छोरिये । कलि कलंक मैं, नाहिं बोरिये ।
जदुन को यहाँ, नाश होयहै । रहत जो त्रिया, बाल रोयहैं ॥७३॥
नयन देखिकै, या अभद्र कौं । कहिहौं मैं कहा, कौरवेन्द्र कौं ।
विपत्ति और तो, शीप डारिये ॥ चरन संग तैं, नाहिं टारिये ॥७४॥

આપના ચરણ સેવકને આમ એકાએક તજશો નહિ, અને કળિયુગના કલંકમાં બોળશો નહિ. અહીં યાદવોનો નાશ થશે એટલે જે સ્ત્રીઓ તથા બાળકો બાકી રહેશે તે રોઇ મરશે. એ અમંગળ દેખાવને મારી નજરે જોઈને હું યુધિષ્ઠિરને શો ઉત્તર આપીશ ? બીજી વિપત્તિ તો ભલે આપ મારા શિર પર નાંખો પરંતુ આપના ચરણના સંગથી મને ટાળશો નહિ.

दोहा

सुनि विनती यह विजय की, कृष्ण कह्यो समझाय ।
पांच भ्रात गिरि तुहीन मैं, देह गारियो जाय ॥ ७५ ॥

અર્જુનની આ વિનંતિ સાંભળીને શ્રીકૃષ્ણે સમજાવીને

કહ્યું કે, હે અર્જુન ! તમે પાંચે ભાઈઓ (પાંડવો) હિમાલય પર્વતમાં જઈને શરીર ગાળજો.

भयो तुम्हारो जगत विच, कुल विनास अपवाद ।
यह शांती अपवाद की, करहु न और विपाद ॥ ७६ ॥

કેમકે જગતમાં તમારો વંશ વિનાશ રૂપ અપવાદ થયો છે. તે અપવાદ (નિંદા)ની શાંતિ કરજો, બીજો ખેદ ન કરશો.

तूं तो मेरो रूप है, मिलिहै मोतैं आय ।
फिर लैंगे अवतार कछु, ऐसो कारन पाय ॥ ७७ ॥

વળી હે અર્જુન ! તું તો મારૂં રૂપ છે, એટલે મારાથી આવી મળીશ, અને ફરીથી કાંઈક આવું કારણ પામીને આપણે અવતાર લઈશું.

छंद पद्धरी

सुनि चल्यो पाथ जदुत्रिय लिवाय, पथ वीच लुटेरे मिले आय ।
उद्यम न किरीटी फुर्यो रंच, व्है गये अस्त्र शस्त्र हि प्रपंच ॥७८॥
लै गये जदुन की त्रिया लूटि, परिपंथी बाण न सके छूटि ।
सुर-असुरन गांजिवधर अजेय, तिहि छत हर्यो धन अप्रमेय ॥८०॥

એ સાંભળીને અર્જુન યાદવોની સ્ત્રીઓને લઈને ત્યાંથી ચાલ્યો એટલે માર્ગમાં લૂંટારા આવી મળ્યા, (તેઓને રોકવા માટે) અર્જુનને જરા પણ ઉપાય સૂઝ્યો નહિ, અને અસ્ત્ર શસ્ત્ર પ્રપંચરૂપ થઈ ગયાં, પરંતુ તેઓ સામે અર્જુનથી બાણ છૂટી શક્યાં નહિ. દેવતાઓ અને દૈત્યોથી અજેય એવો અર્જુન ત્યાં હોવા છતાં પણ લૂંટારાઓએ અપાર ધન લૂંટી લીધું.

अकुलाय आपघात हि विचारि, व्यास तैं कहे पूरव प्रकार ।
श्रीव्यास कही निज घात निष्ट, वड़न तैं वड़ी माया वलिष्ट ॥८१॥
सोइ माया प्रेरक जगत ईश, उन ईश विना सारे अनीश ।
बहुतन तैं ऐसी बहुत वेर, व्है जात पुत्र रवि विच अँधेर ॥८२॥

અર્જુને અકળાઈને આપઘાત કરવાનું વિચાર્યું, પછી વ્યાસમુનિથી (મળીને) પૂર્વ વિધિ કહી સંભળાવ્યો એટલે

વ્યાસજીએ કહ્યું કે આપઘાત કરવો એ તો મહાનીચ કાર્ય છે. હે અર્જુન! માયા મોટામાં મોટી બળવાન છે, જગદીશ્વર એ માયાના પ્રેરક છે, એઓ વિના સર્વ જગત અનાથ છે. ઘણાઓથી એવું (તારે બન્યું તેમ) ઘણી વખત થઈ જાય છે. હે પુત્ર! સૂર્યમાં પણ અંધારૂં થઈ જાય છે.

सुनि व्यास वचन कछु तजि विषाद, आयो हथनापुर अप्रमाद ।
गिरि पर्यो युधिष्ठिर चरन बीच, अश्रुन तैं दीनी भूमि सींच ॥८३॥
उठावत युधिष्ठिर उठत नाहिँ, मिलि रह्यो शीष दोउ चरन माहिँ ।

વ્યાસ ભગવાનનાં વચન સાંભળીને અર્જુને કાંઈક ખેદ તજ્યો, અને સાવધાન થઈને હસ્તિનાપુર આવ્યો. ત્યાં યુધિષ્ઠિરના ચરણોમાં પડી ગયો અને આંસુથી પૃથ્વી ભીની કરી. યુધિષ્ઠિર અર્જુનને ઊભો કરે છે પણ તે ઊભો થતો નથી અને તેમનું મસ્તક યુધિષ્ઠિરના બેઉ ચરણોમાં મળી રહ્યું છે.

## युधिष्ठिर उवाच

इतनो प्रलाप किहि रीत तात, तूं कहत बात नहिँ कही जात ॥८४॥
अनिमित्त भये इत हू अनेक, रौधरी वृषा आदी कितेक ।
है सकुल कृष्ण तो कुशल तात, कछु कहहु मोर हिय फटत जात ॥८५॥

અર્જુનની એવી સ્થિતિ જોઈને યુધિષ્ઠિર બોલ્યા, હે ભાઈ! આટલો વિલાપ થવાનું શું કારણ છે? તું વાત કહેવા તત્પર છે છતાં તારાથી કહી શકાતી નથી. તારા જવા પછી અહીં પણ લોહીનો વરસાદ વિગેરે કેટલાય ઘણા અપશુકનો થયા છે. હે ભાઈ! કુલ સહિત શ્રીકૃષ્ણ તો કુશળ છે ને? કાંઈક બોલ! મારૂં હૃદય ફાટી જાય છે.

## अर्जुन उवाच

नहिँ सकुल कुशल ते कृष्णचंद्र, जिनके प्रताप जीत्यो सुरेंद्र ।
जिहि कृपा द्रौन भीपम मिटाय, इक छत्र राज तव कर्यो न्याय ॥८६॥
जिहि विटप छाँह सुख मिल्यो राज, वायो कुवायु ढहि पर्यो आज ।

અર્જુન બોલ્યો, હે મહારાજ! જેના પ્રતાપે હું ઈન્દ્રને જીત્યો હતો, જેની પ્રસન્નતાથી આપણે ભીષ્મ તથા દ્રોણને મટાડયા અને એકછત્ર (સાર્વભૌમ) રાજ્ય આપના ન્યાયે કર્યું તે શ્રીકૃષ્ણચંદ્ર કુળ સહિત કુશળ નથી. વળી જે વૃક્ષની છાયા વડે રાજસુખ મળ્યું તે શ્રીકૃષ્ણરૂપી મહાવૃક્ષ આજે કુવાયુ વાવાથી ઉથલી પડયું છે.

कवित्त

भाग्यो डरि उत्तर सो गह्यो विपरीत दौरि,
ताही वेष हू सैं पीठ अरि कौं बताई ना ।
अखय निखंग खयं भये वन बीच शिव,
कपट निषाद तात तो हू क्षमा आई ना ।
नाग देव दैत्यन तैं विजय करैया मेरो,
नाम ही विजय कृष्ण बिना विजै पाई ना ।
गांजिव अक्षय तून जुक्त मो छतै ही लूटि,
जादौन की शेष गई बनिता बचाई ना ॥ ८७ ॥

વળી હે મહારાજ! પૂર્વ વિરાટ રાજાની ગાયોના હેરના સંગ્રામમાં જે વખતે ઉત્તર કુમાર શત્રુઓથી ડરીને ભાગ્યો હતો તે વખતે તેને મેં પાછે પગે દોડીને પકડી લીધો હતો, એવા કુવેશમાં (બૃહન્નલાના વેષમાં) પણ મેં શત્રુઓને પીઠ બતાવી નહોતી, શ્રીશંકર ભગવાન કપટરૂપ ભીલ થઈને વનમાં મારી સામે આવ્યા ત્યારે મારા અક્ષય ભાથાનો ક્ષય થયો હતો તો પણ તેથી મને સબૂરી આવી નહોતી, વળી મારૂં નામ જ વિજય તે હું નાગલોક, દેવલોક અને દૈત્યોથી વિજય કરનાર હોઈ શ્રીકૃષ્ણ વિના મેં વિજય પ્રાપ્ત કર્યો નથી, એવો જે હું તે ગાંડીવ ધનુષ્ય અને અક્ષય ભાથા યુક્ત હોવા છતાં પણ જાદવોની થોડીક બાકી રહી ગયેલી સ્ત્રીઓ મારી રૂબરૂ લૂંટાઈ ગઈ તેઓનું હું રક્ષણ કરી શકયો નહિ.

### छंद पद्धरी

नृप सुनत विजय मुख विषम बात, भो बिबस जथा बस सन्यपात ।
कछु काल वीति सुधि भई भूप, किय दान मही आदी अनूप ॥८८॥
परिक्षीत तरुन शिर छत्र धारि, सौंप्यो युयुत्सु कौं राज्यभार ।

અર્જુનને મોઢેથી એવી વિરૂદ્ધ વાત (ખેદની વાત) સાંભળીને રાજા (યુધિષ્ઠિર) જેમ સન્નિપાતને વશ થયેલ માણસ બેભાન થાય તેમ બેભાન થયા. કાંઈક સમય વીતવા બાદ રાજા સચેત થયા. ત્યારે પૃથ્વી વિગેરેનું તેમણે અનુપમ દાન કર્યું. અને અભિમન્યુના પુત્ર પરીક્ષિત યુવાન થયા હોવાથી તેઓએ પોતાને મસ્તકે રાજછત્ર ધારણ કર્યું. અને રાજકાર્યભાર યુયુત્સુને સોંપ્યો.

### छंद कुरंगडाण

राज पै विराजकै, सबंधु धर्म काज ॥ तीस षष्ठ वर्ष कीन, एकछत्र राज ॥
दीन तैं अधीन और, दुष्ट शीष दंड ॥ आयकै परत पाय, देख खंड खंड॥८९॥

ધર્મરાજાએ બંધુઓ સહિત રાજ્યાસન પર બિરાજીને છત્રીસ વર્ષ સુધી એકછત્ર (ચક્રવર્તી) રાજ્ય કર્યું. તેઓ ગરીબોને પાળતા હતા અને દુષ્ટોને દંડતા હતા. ખંડખંડના દેશોના રાજાઓ આવીને તેઓના ચરણે મસ્તક નમાવતા હતા.

दै अनेक दान विप्र,-वृंद कौं उदार ॥ तीन अश्वमेध कीन, टारि भूमिभार ॥
नाग नाम ग्राम पै, परीक्षितैं बिठाय ॥ बज्रनाभ कौं पुरी सु, माथुरा पठाय॥९०॥

પૃથ્વીનો ભાર મટાડીને ત્રણ અશ્વમેધ યજ્ઞ કર્યા, અને ઉદાર એવા ધર્મરાજાએ બ્રાહ્મણોના સમૂહોને અનેક પ્રકારે દાન આપ્યાં, હસ્તિનાપુરમાં પરીક્ષિતને રાજ્યાસન પર બેસાડ્યા, અને વજ્રનાભ (અનિરૂદ્ધના પુત્ર)ને મથુરાપુરીમાં મોકલીને તેઓનો ત્યાં રાજ્યાભિષેક કર્યો.

पांच बंधु द्रौपदी, समेत छांडि भौन ॥ हेम अद्रि है प्रवेश, धारि स्वर्ग गौन ॥
द्रौपदी समेत चारि, बंधु देह खीन ॥ भूप मृत्यु देह तैं सु, नाक गौन कीन॥९१॥

પછી દ્રૌપદી સહિત પાંચે ભાઈઓએ રાજગૃહનો ત્યાગ કરી સ્વર્ગમાં જવાનું ધારીને હિમાલયમાં પ્રવેશ કર્યો, તેમાં દ્રૌપદી સહિત ચાર ભાઈઓનાં શરીર હિમાલયમાં ક્ષીણ થયાં (ગળી ગયાં) અને ધર્મરાજા સદેહે સ્વર્ગમાં સિધાવ્યા.

व्योम गंग न्हायकै सु, दिव्य देह धारि ॥ वंश तैं मिल्यौ नरेंद्र, इंद्र पै पधारि ॥
जौन अंस जौन को सु, तौन बीच लीन ॥ ह्वै गयो सु धर्मराज गौन तैं अधीन ॥९२॥

ત્યાં રાજા યુધિષ્ઠિર આકાશગંગામાં સ્નાન કરીને દિવ્યદેહ ધારણ કરી, અને ઈન્દ્ર પાસે જઈને પોતાના વંશ વડીલોથી મળ્યો, એટલે ધર્મરાજાના જવાના આધીન રહેલો જે વંશ જેનો જેનો અંશ હતો તે તેમાં લીન થઈ ગયો.

(કોણ કોનો અંશ હતો તે વર્ણન આદિપર્વ, કવિત્ત ૩૨માં જુઓ.)

अनुष्टुप छंद

वैष्णवानां यथा शंभू, देवानां गरुडध्वजः ।
नदीनां च यथा गंगा, शास्त्राणां भारती कथा ॥ ९३ ॥

વૈષ્ણવોમાં જેમ અગ્રગણ્ય શ્રીશંકર ભગવાન છે, દેવતાઓમાં જેમ શ્રીમન્નારાયણ (વિષ્ણુ પરમાત્મા) છે અને નદીઓમાં જેમ ગંગા સર્વોત્તમ છે તેમ શાસ્ત્રોમાં અગ્રગણ્ય મહાભારતની કથા છે.

इदं भारतमाख्यानं, यः पठेच्छृणुयान्नरः ।
अश्वमेधाऽधिकं पुण्यं, लभते नात्र संशयम् ॥ ९४ ॥

આ ભારતનું આખ્યાન જે મનુષ્ય પઠન–શ્રવણ કરે (વાંચે અથવા સાંભળે) તે અશ્વમેધ યજ્ઞથી પણ અધિક પુણ્ય પ્રાપ્ત કરે એમાં સંશય નથી.

इदं श्रुत्वा यथा शक्त्या, ब्राह्मणान् भोजयेन्नरः ।
हत्वा सोऽघ समूहं च, हरेः विष्णुपदं व्रजेत ॥ ९५ ॥

આ (મહાભારતની કથા) સાંભળીને યથાશક્તિ (જે મનુષ્ય)

બ્રાહ્મણોને ભોજન કરાવે તેના પાપસમૂહનો નાશ થાય છે અને તે શ્રીવિષ્ણુ ભગવાનના ચરણમાં જાય છે.

दोहा

मोहि जश सुनौ कि ना सुनौ, जन जश सुनौ जरूर ।
ऐसो श्रीमुख को बचन, सुन्यौ निकट अरु दूर ॥ ९६ ॥'

અહીં કવિશ્રી સ્વરૂપદાસજી, ભગવાનના ભક્તની મહત્તા દાખવે છે કે, શ્રીમુખ (ભગવાન)નું સામીપ્ય (ગુરૂમુખ) વચન અને દૂર (ગ્રંથોમાં)નું વચન એમ સાંભળ્યું છે કે, (હે મનુષ્યો !) મારો જશ સાંભળો કે ન સાંભળો પરંતુ મારા ભક્તનો જશ જરૂર સાંભળો.

કવિના કહેવાનું તાત્પર્ય એમ છે કે, આ મેં જે સુયશ વર્ણવ્યો છે, તે ભગવાન શ્રીકૃષ્ણચંદ્રના અનન્ય ભક્ત પાંડવોનો સુયશ છે. એટલે તે સુયશ ભગવત્પ્રેમીઓએ અવશ્ય સાંભળવો યોગ્ય છે.

फिरि चाकर जश हौन तैं, ठाकर को अधिकार ।
दरसत यह विख्यात है, मैं का कहौं पुकार ॥ ९७ ॥

વળી સેવકનો જશ થવાથી સ્વામીની મહત્તા વિશેષે ખ્યાતિયુક્ત દેખાય છે. એટલે હું લાંબા અવાજે શું કહું ?

કહેવાનું તાત્પર્ય એમ છે કે સેવકનું પરાક્રમ વિશેષે જોવામાં આવતું હોય તો સ્વામીનું પરાક્રમ તેથી પણ વિશેષે જોવામાં આવે.

ता तैं कीनी चंद्रिका, मेरी मति अनुमान ।
भक्त संग अरु भक्ति को, देहु कृपानिधि दान ॥ ९८ ॥

કવિશ્રી કહે છે કે તેથી મેં મારી બુદ્ધિના અનુમાન વડે આ "પાંડવ યશેંદુ ચંદ્રિકા" (કાવ્ય રૂપે) રચી છે. એટલે હે કૃપાનિધિ ભગવાન ! આપ મને ભક્તના સંગનું અને ભક્તિનું દાન આપો.

दोहा[1]

पंगुल गुंगो रोगजुत, वनिक क्षुधातुर जीव ।
भयजुत बालक त्रिय अचख, सुनत अनाथ सदीव ॥ ९९ ॥

કવિ પોતે સર્વ રીતે અનાથ છે એમ ભગવાનને દાખવવાની ખાતર કોણ કોણ અનાથ કહેવાય છે તે પ્રભુ પ્રત્યે વિનવે છે:—

પાંગળો (અપંગ), ગૂંગો (વાચા વિનાનો), રોગી, વાણિયો (નફા નુકસાનના દ્વંદ્વમાં ફસાયેલો), ભૂખ્યો જીવ, બીકણુ, બાળક, સ્ત્રી અને આંધળો એટલાં હંમેશાં અનાથ છે, એમ હું સાંભળું છું.

कवित्त

ज्ञान औ विराग दोउ पायन विना हौं पंगु,
भक्ति रसना तैं हीन गुंग ही निहारोगे ।
त्रिधा ताप रोगी कर्म वानिज वनिक हौं मैं,
भूखो दशधा[2]को केउ जन्म का विचारोगे ।
काल-भीत बाल-बुद्धि आतमा है अवला औ,
अंध तत्व-अंजन विना हौं नेंक धारोगे ।
एक अंग के अनाथ, ताके विके सुनै हाथ,
आदि अंत मैं अनाथ, नाथ क्यों विसारोगे ॥ १०० ॥

કવિ પોતે સર્વ રીતે અનાથ છે તે સાબિત કરવા માટે પોતાના શારીરિક અને માનસિક દોષો (રોગો)નું રૂપક બાંધીને વિનંતિ કરે છે:—

હું જ્ઞાન તથા વૈરાગ્યરૂપી બેઉ ચરણો વિના અપંગ છું. ભક્તિરૂપી જીભ વિના બોબડો છું, આપ મારી સામે જોશો. ત્રિધા તાપ (અધિદૈવ, અધિભૂત, અધ્યાત્મ)થી રોગી છું. વાણિજ્ય કર્મ (નફા નુકસાન રૂપ કર્મ) વડે હું વાણિયો

(૧) દોહા ૯૯ થી છપ્પય ૧૦૧ સુધીના ત્રણ છંદ, સ્વામીશ્રી સ્વરૂપદાસજીએ સંવત ૧૮૯૧ માં રચેલ ગ્રંથ નામે "હૃન્નયનાંજન" માં છે.
(૨) દશે ઇંદ્રિયોના વિષયની દૃઢ લાલસાથી મુક્ત થવાનો કવિનો આશય છે.

છું અને કેટલાયે જન્મોનો દશ (પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય) પ્રકારે ભૂખ્યો છું, અર્થાત તે તરફની ક્ષુધા તૃષ્ણા ટળે તે વિચારશો. મૃત્યુના ભયયુક્ત છું, બુદ્ધિથી બાળક છું, આત્માથી અબળા (બળ રહિત—આત્મબળ વિનાનો) છું અને બ્રહ્મતત્ત્વરૂપી અંજન વિના આંધળો છું તેનો જરાક ખ્યાલ કરશો ! હે પ્રભુ ! એક જ અંગ વડે જે અનાથ (ભક્ત) હતા તેમને હાથે આપ વેચાયા સાંભળ્યા છો. તો પછી હું તો આદિ અંત (ઉપર ગણાવ્યું તે સર્વ રીતે) અનાથ છું, એટલે મને કેમ વિસારશો ? અર્થાત્ હું સર્વ રીતે અનાથ હોઈ મને આપ સનાથ કરશો.

छप्पय

पँगु कुबज्या संपाति, गुंग जमलार्जुन गावत ।
रोगी माधवदास, बनिक तिरलोचन ध्यावत ॥
क्षुधित सुदामा विप्र, भीतजुत व्रज की भामनि ।
बालक ध्रुव पह्लाद, अबल द्रुपदादिक कामनि ॥
हैं अंध सूर लौं हम सुने, हाथ विके तिनके हरी ।
जग के निवास सब गुनन जुत, श्रूपदास विनती करी ॥ १०१ ॥

કવિ હવે તે તે અનાથ ભક્તો વ્યક્તિ પરત્વે ગણાવે છે:— કુબ્જા (કંસની દાસી) અને સંપાતિ[1] (જટાયુનો ભાઈ)એ અપંગ હતાં. યમલાર્જુન (શાપરૂપ બે વૃક્ષ) વાચા વિનાનાં હતાં એમ મહાપુરાણ (શ્રીમદ્ ભાગવત) કહે છે. માધવદાસ[2] રોગી હતા અને ત્રિલોચન[3] નામનો વાણિયો એ પ્રભુનું ધ્યાન ધરનારા હતા. સુદામા બ્રાહ્મણ ભૂખ્યો (દરિદ્રી) હતો, વ્રજની સ્ત્રીઓ

(૧) સંપાતિની કથા વા૦ કૃ૦ રામાયણમાં છે.

(૨) માધવદાસ શ્રીજગદીશના પરમ ભક્ત હતા, તેઓ રોગી હોવાથી સમુદ્રકાંઠે પડ્યા રહ્યા હતા. તેઓની શ્રીજગદીશે સેવા કરી હતી. (જુઓ ભક્તમાળ)

(૩) ત્રિલોચન નામના વૈશ્ય દક્ષિણ દેશના હોઈ પ્રભુના પરમ ભક્ત હતા.

(કંસથી) ભયયુક્ત હતી, ધ્રુવ, પ્રહ્‌લાદ બાળક હતા. દ્રૌપદી વિગેરે અબળાઓ અબળ હતી અને સૂરદાસ આંધળા હતા. ત્યાં સુધી પણ અમે સાંભળ્યું છે કે હે હરિ! (નારાયણ) આપ તે તે ભક્તોને હાથે વેચાયા છો. અર્થાત તેઓને સનાથ કર્યા છે. કવિ સ્વરૂપદાસજી કહે છે કે એવા સર્વ ગુણ સહિત જગતના નિવાસ રૂપ હે પ્રભુ! મેં પણ સનાથ થવાની ખાતર આ વિનંતિ કરી છે.

## क्षमा याचना

### दोहा

रस रु अलंक्रुत ग्रंथ मैं, लिखे नाहिँ इह भाय ।
समझहि बुधजन बिनु लिखे, अबुध लखै न लिखाय ।
पिंगल डिंगल संसक्रुत, सब समझन के काज ।
मिश्रत सी भाषा करी, छिमा करहु कविराज ॥१०३॥

અહીં કવિ પોતે વિદ્વાન કવિઓ પ્રત્યે ક્ષમા યાચે છે:—

આ ગ્રંથમાં જ્યાં જ્યાં રસ અલંકાર હશે ત્યાં ત્યાં વિદ્વાન (સુજાણજન) હશે તે વગર લખ્યે પણ સમજશે. અને અવિદ્વાન (અજાણ જન) હશે તે લખવાથી પણ નહિ સમજે એમ જાણીને મેં રસ અલંકારો જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં ટાંકયા નથી.[1]

પિંગળ (વ્રજભાષાનું રાજસ્થાનમાં પ્રચલિત નામ), ડિંગળ (ચારણી ભાષા અથવા મરૂભાષા) અને સંસ્કૃત ભાષા, એ સર્વ સમજવા માટે મેં મિશ્રિત (સેળભેળ) જેવી ભાષા (કાવ્ય રૂપે) રચી છે. તે માટે હે કવિરાજો! આપ ક્ષમા કરશો.

### सोरठा

नृप रस को बल नीक, भूषित ध्वनि आदिक भयो ।
दूषन खर नजदीक, मारवाह मेटहि कि मा ? ॥ १०४ ॥

પ્રથમ અર્થ સાવયવ રૂપકાલંકાર:—

(૧) કાવ્યના અર્થ થવામાં કયાંક "અલંકાર" ટાંકયા છે. (અર્થકર્તા)

આ ગ્રંથમાં રસ . .. રાજાનું, ધ્વનિ (અલંકાર) વિગેરેથી સારી રીતે શોભાયમાન થયેલું સૈન્ય (રથ, હાથી વિગેરે) છે. તેની પાસે (તેમાં) દૂષણ રૂપી ગધેડાં દેખાતાં હશે તો તે ભાર ઉપાડનાર તરીકે હોઈ ગ્રંથની શોભા શું મટાડશે ? અર્થાત્ નહિ જ મટાડી શકે.

બીજો અર્થ શ્લેષાલંકાર :—

આ ગ્રંથના કદરદાન જ્ઞાતા મહારાજા બળવંતસિંહજી[1]ને ધ્વનિ (અલંકાર) વિગેરેથી શોભાયમાન થયેલા રસનું જ્ઞાન સારી રીતે છે. તેઓની પાસે દૂષણ રૂપી ખળ પુરૂષો દેખાતા હશે તો તેઓ મિથ્યા નિંદા રૂપી ભાર ઉપાડનારા હોઈ મહારાજાની શોભા શું મટાડશે ? અર્થાત નહિ જ મટાડી શકે.

दोहा

कलजुग छोटे ग्रंथ कौं, लिखै पढै सब लोक ।
तातैं श्लोक हजार त्रय, सर्व ग्रंथ को ओक ॥ १०५ ॥

કળિયુગમાં નાના ગ્રંથને સહુ સૌ લોક લખી વાંચી શકે તેથી સર્વ ગ્રંથનું સ્થાન વધારેમાં વધારે ત્રણ હજાર શ્લોક જેટલું રાખવામાં આવ્યું છે.

कविता की रचना भई, वाच छंद वच लीन ।
नई उ[illegible] कवितान मैं, कथा सँकीरन कीन ॥ १०६ ॥

આ કવિ[illegible] રચના થઈ છે તેની વાણી છંદ રૂપમાં લાવવામાં આવી છે. [illegible] તે પૈકી કેટલીક કવિતાઓમાં નવીન કથનોવાળી કથા પણ પ્ર[illegible]ત કરી છે.

नहि कविता को धर्म है, नहि भारत की बात ।
निक मैं चंचलता करी, करहु क्षमा कवि व्रात ॥ १०७ ॥

---

(૧) આ ગ્રંથકર્તાનો અને રતલામના મહારાજા બળવંતસિંહજીનો અન્યોન્ય નિઃસ્વાર્થ પ્રેમ હોઈ કવિએ ઉપર્યુક્ત સોરઠામાં ઉત્તમ અર્થ ગાંભીર્ય રાખ્યું છે.

આ ગ્રંથમાં કવિતાનો ધર્મ યથાર્થ રીતે સચવાયો નથી, અને મહાભારત ગ્રંથની વાત પણ સંપૂર્ણ અંશે નથી. ગ્રંથ–કર્ત્તા કહે છે કે મેં થોડીક ચંચળતા કરી છે તે માટે હે કવિ-સમૂહ ! આપ ક્ષમા કરશો.

हृन्नयनांजन तैं सुमत, उक्ति चंद्रिका थान ।
बुद्धि विभव वृतिबोध तैं, स्वरूपदास को जान[1] ॥ १०८ ॥

ગ્રંથકર્ત્તા કહે છે કે હૃન્નયનાંજન ગ્રંથથી (મારા) સ્વરૂપદાસનો મત–સિદ્ધાંત, પાંડવ યશેંદુ ચંદ્રિકાથી ઉક્તિચમત્કાર અને વૃત્તિબોધ ગ્રંથથી બુદ્ધિવૈભવ જાણો.

## इति षोडश मयूख ।

संपादक : टीकाकार : प्रकाशक :
कवि शंकरदान जेठीभाई देथा
लींबड़ी ( सौराष्ट्र )

(૧) આ ૧૦૮મો દોહો "હન્નયનાંજન" નામના ગ્રંથ માંહેનો છે.



## कवि शंकरदान जेठीभाई देथा

दोहा

शंकर कवि शिव भक्त मैं, गरिब गरिब का दास ।
परहितरत दाता पुरुष, है प्रिय मोही खास ॥ १ ॥
सतवक्ता रंजन सभा, कुशल दीन हित काज ।
बेपरवा दिल का वड़ा, वो सच्चा कविराज ॥ २ ॥
वरस तिहत्तर बीत गे, छोरे गिरि कैलास ।
उमानाथ! पद पद्म के, दर्श चहत अब दास ॥ ३ ॥

# काव्य-षट्क

## हम चारन कैसे हैं ?

कवित्त

क्रीतपूत[1] कृत्रिम कुक्षत्रि व्याल[2] जाल[3] वाकों,
अति दुःखकारी हम लगै उरगारी[4] हैं।
क्षात्रधर्म पथ के पथिक शुद्ध क्षत्रिन कों,
संजीवनी मंत्र जैसे हम सुखकारी हैं।
"शंकर" भनंत जाके अंतर में निरंतर,
सुरगुरु[5] जैसे हम पूज्य प्रिय भारी हैं।
ऐसे देवअंशी जो विशुद्ध राजवंशी ताके,
पुनित पुराने हम चारन पुजारी हैं ॥ १ ॥

---

## मैं ( शंकरदान ) कैसा हूँ ?

कवित्त

सलावतखां से शठ कृपन कुक्षत्रिन के,
कठिन कलेजे पै मैं अमर कटारी हौं।
जेठवा नरेन्द्र जगदाता पोरबंद्र जैसे,
राजन कों संजीवनी जैसे श्रेयकारी हौं।
"शंकर" भनंत दादा हरेश्वर शंकर त्यों,
लींबरी नरेश्वर को भक्त अधिकारी हौं।
जीवनसी[6] झाला और जोरावर[7] गोहिल से,
क्षत्रिय सपूत को पुनित मैं पुजारी हौं ॥ २ ॥

---

१ खरीदा हुआ पुत्र. २ सर्प. ३ समूह. ४ गरुड. ५ बृहस्पति. ६ स्व० जीवनसिंहजी झाला जो लींबड़ी के भायात और ताज़ीमी सरदार थे. ७ स्व० जोरावरसिंहजी गोहिल जो भावनगर के भायात थे और अंग्रेज सरकार से जिन्होंने कर्नल का खिताब पाया था.

# सूम राजाओं के सेवकों की स्थिति

कवित्त

बाल वयथव्य दग्ध कामिनी कुलिन उर,
उठिकै उरोज्ज उर में ज्यों सकुचात हैं।
लोभरत भूभृत[1] के भृत्य[2] के त्यों मनोरथ,
मन में बढ़िकै फिर मन में बिलात हैं।
"शंकर" भनंत दानवीर औ कदरदान,
सुनहु सुजान यह सत्य कही बात है।
सूम[3] छत्रधारी के विचारे कर्मचारी लोग,
रंडवा[4] की नारी ज्यों दुःखारी दरसात हैं ॥ ३ ॥

---

# दातारी और पुरुषत्व

कवित्त

दाता पास याचक त्यों प्रीतम के पास प्रिया,
आश कर आवै वो तो नीति हमने सुनी।
याचे विनु "शंकर" भनंत सनमान ताको,
करत सुजान तामें शोभा सबकी दुनी।
मान तजि मांगे पीछे दान को प्रयान करै,
ऐसे जो अजान ताकों कहत कवि गुनी।
धिःक वह पुरुष कों धिःक पुरुषत्व कों औ,
धिःक दाता दातरि कों सबकों पुनी पुनी ॥ ४ ॥

---

१ राजा. २ सेवक. ३ लोभी. ४ नपुंसक.

## मूर्ख की महरबानी

कवित्त

जतन करो पै काच भाजन[1] औ कच्चा कुंभ,
जीरन बसन जैसी नाशवंत जानी है।
भांड के दसन भूत तन मृग[2]वन और,
स्वपन असन[3] सम जूठ अनुमानी है।
"शंकर" भनंत मीन गमन गँवार मन,
कुलटा नयन सम चलित दिखानी है।
देत हौं जुवानी चक्रपानी[4] की लही के आनी,
मूरख श्रीमंतन की ऐसी म्हेरबानी है॥ ५॥

---

## बीसवीं सदी की विचित्रता

कवित्त

धर्म कर्म ब्रामनत्व नष्ट भयो ब्रामन को,
नागर की सत्ता राजकाज निपुनाई गई।
खाग[5] ताग[6] रती नष्ट भई रजपूतन की,
चारन चतुर जाति में सों चतुराई गई।
वैश्य में सों नष्ट भई जीवदया पालवृति,
शुद्र जाति में सों सेवाभाव की भलाई गई।
नीति राजरीति प्रभा नष्ट भई राजन की,
बीसवीं सदी में एती वात विनसाई गई॥ ६॥

---

१ पात्र. २ मृगजल. ३ खाना. ४ विष्णु. ५ तलवार. ६ दान.

આ ગ્રંથ સંબંધી જેમના તરફથી આર્થિક સહાય આવી
તે ઉદારાત્મા રાજપૂતોની

# નામાવલી

આ પાંડવ યશેંદુ ચંદ્રિકા ગ્રંથ તમામ રાજપૂતોને વાંચવા, વિચારવા, સમજવા યોગ્ય હોઈ છેલ્લાં ૪૦ વર્ષથી અપ્રાપ્ય હતો. તેને શુદ્ધ કરી સટીક છપાવવાની મને અતિ ઉત્કંઠા. તે વિચારમાં હું નિમગ્ન રહેતો, તેવામાં દસ બાર માસ પહેલાં એક મારા પરમ સ્નેહી ક્ષત્રિય મિત્ર મારે ત્યાં પધારેલા, ત્યારે તેમણે મને કહ્યું કે હવે પાંડવ યશેંદુ ચંદ્રિકા ક્યારે છપાવશો ? ત્યારે જવાબમાં મેં આર્થિક અગવડતા જણાવી, તો તેમણે મને સલાહ આપી કે ઘણા ક્ષત્રિયોની તમારા પ્રત્યે લાગણી છે, અને પાંડવ ચંદ્રિકા ગ્રંથ ઘણા રાજપૂતોને ખૂબ પ્રિય છે માટે સુજ્ઞ રાજપૂતોમાં લખો અને પ્રથમ મારા રૂા. ૧૦૧) નોંધો. ત્યાર બાદ મેં ટપાલદ્વારા સુજ્ઞ રાજપૂતોમાં કાગળો લખવાનું શરૂં કર્યું. અને જે સહાય આવી તે નીચે મુજબ છે.

| રૂા. | નામ | ગામ |
|---|---|---|
| ૧૫૧) | શ્રી ભલગામડા તાલુકા તરફથી હા. રાણા ફતેસિંહજી, | ભલગામડા |
| ૧૦૧) | શ્રી ગેડી તાલુકા તરફથી હા. રાણા સૂર્યમલજી, | ગેડી |
| ૧૦૧) | શ્રી કમાલપર તાલુકા તરફથી હા. સરપંચ ટપુભા, | કમાલપર |
| ૧૦૧) | શ્રી રાણા જોરાવરસિંહજી ચંદ્રસિંહજી—તાલુકદાર, | અંકેવાળિયા |
| ૧૫૦) | શ્રી રાણા જીલુભા કાળુભા, | કારોલ |
| ૨૦૧) | શ્રી રાણા વિજયસિંહજી જીવણસિંહજી (બાપા), | લીંબડી |
| ૨૦૧) | શ્રી રાણા બલવંતસિંહજી (ઉર્ફે બાપાલાલ) જીવુભા, | કંથારીઆ |
| ૧૨૫) | શ્રી રાણા મહોબતસિંહજી તખતસિંહજી, | લાલીઆદ |
| ૧૦૧) | શ્રી રાણા કાળુભા ગગુભા, | લાલીઆદ |
| ૧૦૧) | શ્રી રાણા ગોવિન્દસિંહજી અખાભાઈ, | સૌકા |
| ૧૦૧) | શ્રી રાણા બાલસિંહજી કેશરીસિંહજી, | દેવળીઆ |
| ૧૦૧) | શ્રી રાણા ગગુભા મહીપતસિંહજી, | અડવાળ |
| ૧૦૧) | શ્રી રાણા સગરામજી મન્નાભાઈ, | કમાલપર |
| ૧૦૧) | શ્રી રાણા જામભા ચંદ્રસિંહજી, | મોટા ત્રાડીઆ |
| ૫૦) | શ્રી રાણા વાઘુભા ગજસિંહજી, | તાવી |
| ૫૫) | શ્રી રાણા જીતુભા કાળુભા, | તાવી |
| ૫૧) | શ્રી રાણા જીલુભા પથુભા, | ખંભલાવ |

૫૧) શ્રી રાણા નટવરસિંહજી રતનસિંહજી, ભઠવાણા
૫૧) શ્રી રાણા પ્રતાપસિંહજી ભગવતસિંહજી, કંથારીઆ
૧૦૧) શ્રી રાણા જશવંતસિંહજી વિજયસિંહજી, વેગડવાવ–ધ્રાંગધ્રા
૫૧) શ્રી રાણા પ્રતાપસિંહજી કીરતસિંહજી, વણા
૧૦૧) શ્રી ડોક્ટર રાણા, થાનગઢ
૫૧) શ્રી રાણા અમુભા મોડભા, વણા
૫૧) શ્રી રાણા ભીખુભા જાલુભા, વણા
૧૦૦) ના૦ દરબારશ્રી ચંદ્રસિંહજી તાલુકદાર, ભાડવા
૧૦૧) શ્રી લેફ્૦ કર્નલ જીલુભા એમ. જાડેજા, (રતાડિયા–કચ્છ) વડોદરા
૧૦૧) શ્રી જાડેજા દેવીસિંહજી સામતસિંહજી, (મોરબી) શાપર
૧૦૧) ના૦ ઠાકોર સાહેબ શ્રી વિક્રમસિંહજી, ગાંફ
૧૦૧) શ્રી ચુડાસમા પ્રતાપસિંહજી મદારસિંહજી, સાંગાસર
૫૧) શ્રી ચુડાસમા અભેસિંહજી કેશરીસિંહજી, સાંગાસર
૧૦૧) શ્રી કાદીપુર યુવકમંડળ તરફથી, કાદીપુર
૧૦૧) શ્રી ચેર ચોરા તરફથી (સો દોકડા), ચેર
૫૦) શ્રી ચુડાસમા બલવંતસિંહજી રણુભા, પાંચી
૫૧) શ્રી રાયજાદા દોલતસિંહજી ખોડભા, (સોરઠ) સોંદરડા
૫૧) શ્રી ખુમાણ દાદાભાઈ જીવાભાઈ, ભમોદરા
૫૧) શ્રી ઝેઅલિયા કાળુભાઈ લાખાભાઈ, શેલણા
૧૦૧) શ્રી જાદવ જોરાવરસિંહ દાનુભાઈ, આકરૂ
૫૧) શ્રી જાદવ રૂપસંગ વશરામભાઈ હા. દીપસંગ, આકરૂ
૫૧) શ્રી ગોહેલ રામસંગ કરસન, વરતડી
૫૧) શ્રી પરમાર મોતીભાઈ લખ્મણભાઈ, ભાયલા
૫૧) શ્રી ગોહેલ વીરાભાઈ રાજાભાઈ, કોચરીઆ
૫૧) શ્રી સિંધવ હરિભાઈ રણછોડભાઈ, ટુવા
૫૧) શ્રી સિંધવ જાયમલ ભવાનભાઈ, ટુવા
૧૦૧) શ્રી પળાલી તાલુકા તરફથી હા. રાણા પથુભા સતુભા, પળાલી
૧૦૦) શ્રી રાણા માધુભા હનુભા, ભડવાણા
૫૦) શ્રી રાણા પથુભા સતુભા, પળાલી

શંકરદાન જેઠીભાઈ દેથા
લીંબડી

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૫ | किरिटी को...युधिष्टिर को, | किरीटी कौं...युधिष्ठिर कौं, |
| ૧૭ | ૧૦ | सन्य | सैन्य |
| ૧૮ | ૧૦ | जा वाम जंघा | जो वाम जंघा |
| ૨૩ | ૧૭ | दो तैं | दौ तैं |
| ૩૧ | ૨૭ | ફુસ્ટાનુપ્રાસ | સ્ફૂટાનુપ્રાસ |
| ૩૨ | ૧૫ | ળુદ્ધિ | वुधि (ળુદ્ધિ) |
| ૩૭ | ૪ | ૨।૨ | ૨।૪ |
| ૩૭ | ૬ | ૨માકૃતિ | આકૃતિ |
| ૩૭ | ૧૦ | ૧૩૧૦૮૨ | ૧૩૧૦૭૨ |
| ૩૭ | ૧૬ | ૫૨૨ | ૫૧૨ |
| ૪૨ | ૧૬ | એક અંક | એકી અંક |
| ૪૨ | ૨૦ | એ રીતે અક્ષરના | એ રીતે ૭ અક્ષરના |
| ૪૫ | ૨૫ | ૧ ૨ ૪ ૮ ૧૬ | ૧-૨-૪-૮-૧૬ |
| ૫૦ | ૨૩ | શેષા | શેખા |
| ૫૫ | ૨૫ | भज...जसो | भजैं...जैसो |
| ૬૧ | ૧૮ | વીર ૫ ભયાનક | વીર ૪ હાસ્ય ૫ ભયાનક |
| ૭૨ | ૨૭ | મુખ કમળ | મુખ જાણે કમળ |
| ૭૨ | ૨૮ | मनों એટલે જાણો. | मनों એટલે જાણે. |
| ૭૫ | ૬ | भानि | भनि |
| ૮૦ | ૪ | काल | काक |
| ૧૦૬ | ૨ | तेथी | જેથી |
| ૧૧૪ | ૨૩ | भय रस रिपु | भय रस है रिपु |
| ૧૧૭ | ૪ | જાહેર કરે છે. | જાહેર રીતે કહે છે. |
| ૧૩૯ | ૩ | देखी | देखि |
| ૧૫૧ | ૨૩ | होय | रोय |
| ૧૬૫ | ૨૬ | डारि | डारि[२] |
| ૧૭૯ | ૧ | શ્રીકૃષ્ણે | શ્રીકૃષ્ણને |

| | | | |
|---|---|---|---|
| ૧૮૦ | ૧૯ | તેનાં | તેમાં |
| ૧૮૮ | ૨૧ | તેમ અત્યંત | તેમ એ અત્યંત |
| ૧૮૯ | ૧૨ | તામ્રલિપ્ત, સાગરક, | તામ્રલિપ્ત, અંગ, સાગરક, |
| ૧૯૨ | ૫ | कहत | करत |
| ૨૦૭ | ૬ | आपत | आतप |
| ૨૨૩ | ૨૬ | वांध्या | वांध्यो |
| ૨૩૦ | ૩ | ×ग | शृंग |
| ૨૪૭ | ૨૮ | હૈયા મહોરૂં | કૈયા મહોરૂં |
| ૨૫૦ | ૧૪ | વૃષ્ટિ, ઉંદર, | વૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઉંદર, |
| ૨૫૩ | ૧૫ | ઈંદ્રિ વિગેરે | યુદ્ધમાં ઈંદ્રિ વિગેરે |
| ૨૬૨ | ૨૭ | द्रोणां | द्रोणी |
| ૨૭૨ | ૩ | वालिभद्र | बलिभद्र |
| ૨૭૨ | ૧૨ | माह | महि |
| ૨૮૨ | ૨૦ | મંગવો | મંગાવો |
| ૨૯૬ | ૯ | हरिहिं | हरिहैं |
| ૩૦૨ | ૮ | मणात | मणांत |
| ૩૩૪ | ૧ | जातिवे | जीतिवे |
| ૩૫૬ | ૧૯ | तोतैं | तातैं |
| ૩૮૩ | ૬ | इरखु | इखु |
| ૩૯૫ | ૨૧ અને ૨૨ પંક્તિ વચ્ચે ‘ कवित्त ’ શબ્દ ઉમેરો. | | |
| ૪૦૨ | ૨૫ | जुद्ध को | जुद्ध कौं |
| ૪૧૫ | ૨૮ | तिहुँ | तिहिं |
| ૪૧૭ | ૧૪ | का | की |
| ૪૨૮ | ૨૧ | संजफ ! | संजय ! |
| ૪૨૮ | ૨૪ | તેને | તેનો |
| ૪૨૯ | ૧૪ | वाडवाग | वाड़वागि |
| ૪૩૧ | ૪ | खिखंडी | सिखंडी |
| ૪૩૨ | ૬ | पृथ | पृथू |
| ૪૩૬ | ૧૬ | तै | ते |
| ૪૩૯ | ૩ | ભળ્યો | ભળ્યો |

| | | | |
|---|---|---|---|
| ૪૪૦ | ૮ | નાંખ્યા, અને | નાંખ્યા, પછી ઢાલ લઈને નકુળ કર્ણની દોડયો, તે પણ કર્ણે મારીને તોડી નાંખ્યાં |
| ૪૪૬ | ૭ | दुंदुभा | दुंदुभी |
| ૪૫૩ | ૨૨ | बचातो कै× | बचातो कैसे |
| ૪૬૧ | ૬ | पिन | पन |
| ૪૮૨ | ૧ | છંદાંક ૫૪ના દોહાને મથાળે 'कर्ण उवाच' એ શબ્દ | |
| ૪૮૮ | ૨૭ | करिहै | करी है |
| ૪૯૨ | ૧૮ | सोंचिकै | सींचिकै |